મહર્ષિ વાત્સાયન પ્રણિત



# કામસૂત્રમ્

જયમંગલાની ટીકા સાથે ગુજરાતી અનુવાદ

પ્રકાશક: જીવનલાલ અમરશી મહેતા. અમદાવાદ.

શ્રી ૧ા

For Private Circulation only

દંપતીઓ માટે અભ્યાસપૂર્ણ ખાનગી વપરાશ માટેનો ગ્રંથ

મહર્ષિ વાત્સાયન રચિત

# કામસૂત્ર

જયમંગલા સાથે

ભાગ ૧ લો [ વિભાગ ૧–૨ જો ]

ગુજરાતીમાં રજુ કરનાર:

રમણીક અ. મહેતા

કિંમત રૂ. પાંચ

જીવનલાલ અમરશી મહેતા
પબ્લીશર્સ ઍન્ડ બુકસેલર્સ
પીરમશાહ રોડ ∴ ∴ અમદાવાદ

પ્રકાશક :
ચંદ્રકાન્ત જી. મહેતા
પીરમશા રોડ, અમદાવાદ

મુંબઈનાં એજન્ટ :
જીવનલાલ એન્ડ સન્સ
લજપતરાય રોડ, વીલાપારલા





આવૃત્તિ પહેલી ∴ ∴ સને ૧૯૪૪

મુદ્રક :
શાહ મણીલાલ છગનલાલ, ધી નવપ્રભાત પ્રિન્ટીંગ પ્રેસ.
ઘીકાંટા, નોવેલ્ટી પાસે : અમદાવાદ

# પ્રસ્તાવના

યૌવન એટલે રસમસ્તીભર્યો જીવનનો મીઠો મ્હેરામણ. જેમ સૌંદર્યનો ઉપભોગ કરતાં પહેલાં સૌંદર્યમય બનવું પડે છે તેમ યૌવનનો મીઠો ઉપભોગ કરતાં પહેલાં યૌવન–જીવન વસંતની વાડી મ્હેંક મ્હેંક કરતી પ્રફુલ્લિત બની રહે એ માટે પ્રત્યેક સ્ત્રી પુરુષે યૌવનાવસ્થાએ ગુલાબી રંગભરી ઉષાશા નવીન ભાવ અને નવીન આશાસહ પ્રવેશતાં યૌવનનો સાચો અને સ–રસ ઉપભોગ કરવાનું શાસ્ત્ર સમજવું અત્યંત જરૂરી છે. એ વસ્તુને સારી રીતે સમજી પ્રત્યેક યુવક–યુવતિ રસમસ્તીનાં મધુર અમૃતપાન કરતાં દામ્પત્યજીવન સુખમાં વહાવે એ માટે ભારતના પ્રાચીન અને મહાન મુનિશ્રી વાત્સાયને **कामसूत्रम्** નામે જાતિય પ્રશ્નોની છણાવટ કરતો મહાન ગ્રંથ રચ્યો. આજે અમે એ જાતિય પ્રશ્નોની સંપૂર્ણ છણાવટ કરતા એક અને અજોડ મહાન ગ્રંથ **कामसूत्रम्**ને શ્રી જયમંગલાની તાત્પર્ય વ્યંજક ટીકા સહિત આપણી ગુર્જર ગિરામાં બહાર પાડવા શક્તિમાન થયા છીએ તેથી અમને આનંદ થાય છે.

સને ૧૯૩૯ માં આનું અસલ પુસ્તક મારા પિતાશ્રી સ્વ૦ જીવનલાલ અમરશી મહેતાએ જોયું અને તેમને આપણી ભાષામાં જનતા સમક્ષ મૂકવાની ઇચ્છા થઈ. તે કાર્ય હાથ ધર્યું અને ભાઈશ્રી રમણીક અ. મહેતાને સુપ્રત કર્યું. ભાઈશ્રી રમણીક મહેતાએ અનુવાદ કરવામાં ઘણી સારી જહેમત ઉઠાવી. અનેક પુસ્તકો તેમણે રીફર કર્યાં. અનુવાદ પણ સુંદર ભાવનિય લાગે છે. ભાષાનો લેખકે છૂટથી ઉપયોગ કર્યો છે. એટલે વાંચકને તે ગમશે એવી આશા રાખીએ છીએ.

સને ૧૯૪૦ ના એપ્રીલમાં મારા પિતાશ્રી ગંભીર માંદગીમાં પટકાયા અને તેમનો દેહ પડયો. તેમનું ઉપર્યુક્ત કામ અમોએ ઉપાડી લીધું. કેટલીએ અણધારી આપત્તિઓ, કેટલાય અનિવાર્ય સંજોગો સદરહુ ગ્રંથ છપાવતાં આવી પડ્યા અને તે બધાનો સામનો કરીને પણ અમો તેનો આ પહેલો ખંડ બહાર પાડી શક્યા છીએ.

આ પુસ્તક નવદંપતી માટે ઘણુંજ ઉપયોગી છે. તેમને માર્ગદર્શન આપે છે. આવું પુસ્તક હજુ સુધી આપણી ભાષામાં એકે બહાર પડ્યું નથી.

હાં, એટલું છે કે મુનીશ્રીના નામે રળી ખાવા માટે અન્ય પુસ્તકો બહાર પડેલ છે. તે અને આ બન્નેની સરખામણી કરશો, એટલે આપોઆપ આપને તેની સમજ પડી જશે કે બન્નેમાં ખરું કોણ છે!

બીજો ખંડ કાગળોની અછતને કારણે હાલ અમોએ છપાવવો બંધ રાખ્યો છે, અને અમે આશા રાખીએ છીએ કે બીજો ખંડ સારો વખત આવતાં વહેલો બહાર પાડીશું.

જીવનલાલ અ. મહેતા
અમદાવાદ
૧૯૪૩નો ડીસેમ્બર

ચંદ્રકાન્ત જી. મહેતા



## અ નુ ક્ર મ ણિ કા

### પ્રથમ અધિકરણ [ વિભાગ ૧ લો ]

અધ્યાય ૧ લો **શાસ્ત્રસંગ્રહ** ૧ થી ૨૦

અધ્યાય ૨ જો ઉપગૂહન વિચાર ૨૦૦ થી ૨૧૮



અધ્યાય ૩ જો ચુંબનના પ્રકારો ૨૨૧ થી ૨૪૮

ॐ

श्रीवात्स्यायनमुनिप्रणीतं

# कामसूत्रम्

## साधारणनामके प्रथमेऽधिकरणे प्रथमोऽध्यायः ।

श्रीवात्स्यायनमुनिप्रणीत

# કામસૂત્ર

## સાધારણ નામ પ્રથમ અધિકરણ
## શાસ્ત્રસંગ્રહ પહેલો અધ્યાય

**धर्मार्थकामेभ्यो नमः * ॥ १ ॥**

" **नितम्बालसगामिन्यः पीनोन्नतपयोधराः** + ।
**मन्मथाय नमस्तस्मै यस्यायतनमङ्गनाः** ॥ "

મહર્ષિ વાત્સાયનના કામસૂત્રનો સ્ત્રીઓએ મનફાવતો અર્થ કર્યો છે.

---

* આ પ્રથમ સૂત્રમાં ગ્રંથકારનું મંગલાચરણ સૂચિત છે. ગ્રંથના આરંભમાં મંગલાચરણ કરવાનો શિષ્ટ સંપ્રદાય છે. મંગલાચરણના ત્રણ પ્રકાર છે: ' आशीर्नमस्क्रिया वस्तुनिर्देशो वापि मंगलम् ' (૧) આશીર્વાદ, (૨) નમસ્કાર, (૩) વસ્તુનિર્દેશ. આ સૂત્રમાં ગ્રંથના પ્રતિપાદ્ય વિષયનો નિર્દેશ છે અને સાથે દેવતાવંદન પણ છે.

× ભાષાંતરકારનું મંગલાચરણ.

કામસૂત્રને વિપર્યસ્ત કર્યું છે. તેથી સર્વ તત્ત્વોના જ્ઞાતા પરમેશ્વરને × –શિવને નમસ્કાર કરી હું (યશોધર) કામસૂત્ર પર 'જયમંગલા' નામની ટીકા કરું છું. આ કર્મક્ષેત્ર જગતમાં બ્રાહ્મણાદિ ચાર વર્ણો છેઃ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈસ્ય અને શૂદ્ર. તેમાં ચાર આશ્રમ છેઃ બ્રહ્મચારી, ગૃહસ્થ, વૈખાનસ અથવા વાનપ્રસ્થ અને સંન્યાસી. તેમાં પણ બ્રાહ્મણાદિ ચાર વર્ણોના ગૃહસ્થોને માટે મોક્ષ અભિપ્રેત ન હોવાથી ત્રિવર્ગ * ધર્મ, અર્થ અને કામ એ જ પુરુષાર્થ—પુરુષનું પરમપ્રયોજન—છે. આમાં પણ ધર્મ અને અર્થ કામને કારણભૂત હોવાથી ફળભૂત અથવા પ્રધાન પુરુષાર્થ કામ જ છે, એમ કામવાદીઓનું કહેવું છે. ઉપાય વગર કામની—કામરૂપી પુરુષાર્થની પ્રાપ્તિ થતી નથી, માટે તે ઉપાય જણાવવાની ઇચ્છાથી આચાર્ય મલ્લનાગે પહેલાંના આચાર્યો (નંદીશ્વર વગેરે)ના મતાનુસાર આ શાસ્ત્ર રચ્યું છે. જોકે ધર્મ અને અર્થ કામના હેતુ હોવાથી ઉપાદેય છે અને શાસ્ત્રવિહિત પણ છે, એ ખરી વાત છે. છતાં કામસિદ્ધિએ દર્શાવેલા ઉપાયો સિવાય બીજા ઉપાયોની અપેક્ષા—જરૂર—રહે છે. કામસંપ્રયોગ સ્ત્રીપુરુષના સમાગમને અધીન છે. અને સંપ્રયોગ ઉપાયને અધીન છે. ઉપાયોના જ્ઞાન માટે કામશાસ્ત્રનું જ્ઞાન અપરિહાર્ય છે—જાણ્યા વગર છૂટકો નથી. ધર્મશાસ્ત્ર અને અર્થશાસ્ત્ર આ ઉપાયોનું જ્ઞાન આપવા અસમર્થ છે, માટે કામસૂત્રની આવશ્યકતા છે. કામશાસ્ત્રના પ્રયોજનનો નિર્ણય આગળ જતાં સૂત્રકારે જ સ્પષ્ટ કર્યો છે કે "સ્ત્રીપુરુષોનો પરસ્પર કામલાભ એ પરસ્પરના વ્યવહારને અધીન છે. વ્યવહાર ઉપાયને અધીન છે." આ ઉપાયોનું વર્ણન કરવું એ કામશાસ્ત્રનું પ્રયોજન છે. તાત્પર્ય કે આ જ્ઞાન 'કામસૂત્ર'થી જ પ્રાપ્ત થાય છે.

આ ઉપાયો એ કામશાસ્ત્રનો પ્રતિપાદ્ય વિષય છે. આ ઉપાયોનું

---

× 'પરમેશ્વર' એ શબ્દ શિવ—મહેશ્વરનો પર્યાય છે. પરમેશ્વર શબ્દ શિવને માટે જ વપરાય છે. જુવો કવિકુલચૂડામણિ શ્રીકાલિદાસકૃત 'રઘુવંશ'નો પહેલો જ શ્લોકઃ
जगतः पितरौ वन्दे पार्वतीपरमेश्वरौ ।

* त्रिवर्गो धर्मकामार्थैरित्यमरः ।

યથાર્થ જ્ઞાન અધિકારી મનુષ્યને પ્રાપ્ત થાય એ મુખ્ય નેમ છે. આમ ન હોય તો શાસ્ત્રજ્ઞાનની જરૂર શી છે? જેઓએ આ શાસ્ત્રનું જ્ઞાન મેળવ્યું નથી તેઓ પોતાની મેળે એનું જ્ઞાન શું મેળવી શકતા નથી? બીજાને પૂછીને કે તેમના ઉપદેશથી તે જ્ઞાન મેળવી શકે છે, એ ખરી વાત; પણ તે ઉપદેશ આપનારને પણ આ શાસ્ત્રના જ્ઞાનની જરૂર રહે છે જ. આવા પ્રકારનું જ્ઞાન તેમને ન હોય તો એ જ્ઞાનની શિક્ષા કેવી રીતે આપી શકે? આ પરથી એટલું તો સિદ્ધ થાય છે કે આ શાસ્ત્ર ઉપેક્ષાને પાત્ર નથી. શાસ્ત્રના જ્ઞાન વગર એમ ને એમ મેળવેલું જ્ઞાન અનિશ્ચિત *ઘુણાક્ષરના જેવું અકલ્પિત હોય છે. તાત્પર્ય કે કેટલીક વાર મનુષ્ય શાસ્ત્રનો અભ્યાસ કરતો નથી, પરંતુ તેને ઘુણાક્ષરની માફક આપોઆપ જ્ઞાન જન્મે છે. આ ખરી વાત છે. પરંતુ એમાં આચરવા યોગ્ય શું છે અને ત્યજવા જેવું શું છે તેનું તેને યથાર્થ જ્ઞાન હોતું નથી. આથી તેઓ મહાભ્રમમાં પડે છે. તેનું પરિણામ પણ કેટલીક વાર વિષમય થઈ પડે છે. આ વાત આગળ જતાં સ્પષ્ટ કરવામાં આવશે. કોઈએ વાસ્તવિક કથ્યું છે કેઃ—"શાસ્ત્રનો અભ્યાસ કર્યો નથી એવો કોઈ માણસ એકાદ કાર્ય સિદ્ધ કરે તો તેમાં કંઈ મોટાઈ કે નવાઈ નથી. એકાદ વખત ઘુણાક્ષરની માફક આમ આપોઆપ બનવાનો સંભવ છે." આથી ઘુણને ગુરુ સમજી કોઈ તેની પાસે શિક્ષણ લેવા જતા નથી. તાત્પર્ય એ કે શાસ્ત્રવર્ણિત ઉપાયોથી અશિક્ષિત સુશિક્ષિત થાય છે.

કોઈ વાર આથી ઊલટો પ્રકાર પણ જોવામાં આવે છે. કામશાસ્ત્રનો

---

* ઘુણાક્ષર–ઘુણ એટલે એક જાતનો કીડો. તે સૂકાં લાકડાંમાં થાય છે, અને પોતાના ખોરાક માટે લાકડાંને કોરી ખાય છે. આમ કરતાં કોઈવાર તેમાંથી અક્ષર જેવી આકૃતિ પણ કોતરાઈ જાય છે. અક્ષર કોતરવાને તે પ્રયત્ન કરતો નથી. ખોરાકને માટે લાકડું કોરતાં આપોઆપ તેનાથી અક્ષર કોતરાઈ જાય છે. આમ કોતરાયેલા અક્ષરોને ઘુણાક્ષર કહે છે. આ પ્રમાણે જેનો મનમાં વિચાર પણ ન કર્યો હોય ને આપોઆપ બની આવે તેને 'ઘુણાક્ષરન્યાય' કહે છે. જુવોઃ घुणाक्षरन्यायेन निर्मितं तस्याः वपुः ।—दशकुमारचरितम्

અભ્યાસી પણ કામશાસ્ત્રક વિષયોમાં અકુશળ હોય છે. આ સ્થળે દોષ કોનો? વ્યવહાર કરનારનો કે શાસ્ત્રનો? શાસ્ત્રનો તો કહી શકાશે નહિ. એકજ શાસ્ત્ર જાણનાર બે માણસોમાંથી એકને ફળલાભ થાય છે અને બીજાને થતો નથી. જો શાસ્ત્રનો જ દોષ હોય તો બીજાની માફક પહેલાને પણ વિપરીત ફળ મળવું જ જોઈએ, પણ તેમ થતું નથી. એકને જ્યારે શુભ ફળ મળે છે ત્યારે બીજાને અનીષ્ટ ફળ મળે છે. આથી વ્યવહારમાં અવશ્ય કંઈ દોષ છે એમ કહેવું પડશે. એમાં શાસ્ત્રનો દોષ નથી. આરોગ્ય પ્રાપ્ત કરવું એ ચિકિત્સાશાસ્ત્રનું પ્રયોજન છે. જેઓ આ શાસ્ત્રનો અભ્યાસ કરી તેમાં નિપુણતા મેળવે છે અને પંડિત બને છે, તેમાંના બધા જ શું પથ્ય આહારનું સેવન કરે છે? જેમને આ શાસ્ત્રના યથાર્થ ફળની આશા હોય, તેમણે શ્રદ્ધા અને ભક્તિ સહિત શાસ્ત્રના અર્થનો વ્યવહાર કરવો જોઈએ. એમ કરે તો જ તેને તેના ફળની પ્રાપ્તિ થાય. આથી આ શાસ્ત્રમાં શ્રદ્ધા અને ભક્તિ એ પણ પ્રયોજનનો હેતુ છે.

**ધર્મ, અર્થ અને કામને નમસ્કાર ॥ ૧ ॥**

અહીં 'અર્થધર્મકામેભ્યઃ' ન લખતાં ધર્મને પહેલો લખ્યો, તેનું કારણ એ છે કે 'અર્થ' અને 'કામ' કરતાં 'ધર્મ'પદ અભ્યર્હિત એટલે યોગ્ય—ગૌરવાન્વિત કે પૂજનીય છે. દ્વંદ્વસમાસમાં કયું પદ પહેલું મૂકવું અને કયું પછી એ વિષે વૈયાકરણીઓએ ઘણા નિયમ આપ્યા છે. તેમાં 'अभ्यर्हितं पूर्वम्' એ નિયમ છે. 'કામ' કરતાં 'અર્થ' અને અર્થ કરતાં ધર્મ ગૌરવવાળો છે, માટે તેને પહેલો મૂક્યો છે.

## शास्त्रे प्रकृतत्वात् ॥ २ ॥

અન્ય દેવતા છે તેમને નમસ્કાર ન કરતાં ધર્મ, અર્થ, કામને નમસ્કાર શા માટે? એનો ઉત્તર આપે છેઃ—

**આ શાસ્ત્રમાં એ જ વર્ણનીય છે, (માટે).**

આમ ન્યાયપુરઃસર વાજબી રીતે કરવામાં આવ્યું છે. જ્યાં અધિકૃત——અધિકારવાળો અને અનધિકૃત—એટલે અધિકારવગરનો એ બન્નેનો

એકત્ર સમાવેશ હોય ત્યાં અધિકારવાળા બળજબરીથી પ્રાપ્ત થાય છે, એવો ન્યાય છે. તાત્પર્ય કે અપ્રસ્તુત અને પ્રસ્તુત એ બે હોય ત્યાં પ્રસ્તુત તરફ સ્વાભાવિક પ્રવૃત્તિ હોય છે. ગ્રંથના પ્રારંભમાં અન્ય દેવતાનું સ્મરણ નથી કરવામાં આવ્યું, કારણકે આ શાસ્ત્રમાં એ દેવોનો અધિકાર નથી. આ શાસ્ત્રમાં ત્રિવર્ગનો જ અધિકાર છે અને ત્રિવર્ગના અભિમાની ધર્મ, અર્થ અને કામનો જ અધિકાર છે. આ શાસ્ત્રમાં કામને જ પ્રધાન પુરુષાર્થ લેખવામાં આવ્યો છે. કામ વડે જ ધર્મ અને અર્થ પ્રાપ્ત છે. કામશાસ્ત્રમાં વર્ણવેલા ઉપાયથી જ પુરુષને ધર્મ, અર્થ અને કામ એ ત્રિવર્ગની પ્રાપ્તિ થાય છે. આ જ વાત આ શાસ્ત્રના બીજા અધિકરણના બીજા અધ્યાયના પહેલા સૂત્રમાં સ્પષ્ટ કરી છે. "ત્રિવર્ગનું સેવન તેમનો પરસ્પર સંબંધ રાખી કરવું–અર્થાત્ કે ધર્મ અને કામ, કામ અને અર્થ, અર્થ અને ધર્મ એ રીતે કરવું. આમ કરવાથી આ શાસ્ત્રના અધિકારીને "સવર્ણા સ્ત્રીથી ધર્મ, અર્થ, પુત્ર, સંબંધ, પક્ષવૃદ્ધિ અને વિમળ રતિ પ્રાપ્ત થાય છે." આ રીતે આ શાસ્ત્રમાં ત્રિવર્ગનો અધિકાર સ્પષ્ટ જોવામાં આવે છે. એથી એ ત્રણ દેવતા આ શાસ્ત્રના અધિકારી છે. ધર્માદિનું જે લક્ષણ કહ્યું છે તે પરથી ધર્મ, અર્થ અને કામ એ દેવતા નથી. જો આમ છે તો તેમને નમસ્કાર શા માટે? આગમ* પરથી જણાય છે કે ધર્માદિ એ અધિષ્ઠિત દેવતા છે. આના પુરાવામાં એક ઐતિહાસિક ઉદાહરણ આપે છે:—

એક વખતે પુરૂરવા રાજા ઇંદ્રને મળવા સ્વર્ગમાં ગયા હતા. તેમણે ત્યાં શરીરધારી ધર્મ, અર્થ અને કામને જોયા. રાજાએ અર્થ અને કામનો તિરસ્કાર કરી ધર્મની પાસે જઈ તેમની એકલાની પ્રદક્ષિણા કરી. આ પ્રમાણે અર્થ અને કામનો તિરસ્કાર થવાથી તેમણે પુરૂરવાને શાપ આપ્યો હતો. આ શાપને લીધે આગળ જતાં રાજાને ઉર્વશીના વિરહનું દુઃખ

---

* શ્રી વાચસ્પતિ મિશ્ર 'આગમ'ની વ્યાખ્યા યોગભાષ્યની તેમની ટીકામાં આ પ્રમાણે આપે છે: " आगच्छन्ति बुद्धिमारोहन्ति यस्मादभ्युदयस्य निःश्रेयस उपायाः स आगमः–જે વડે ભોગ અને મોક્ષના ઉપાય બુદ્ધિમાં ચઢી શકે છે તે આગમ."

ભોગવવું પડ્યું હતું. વિરહદુઃખ ઓછું થયા પછી પાછળથી લોભને વશ થઈ પુરૂરવા રાજા બ્રાહ્મણ, ક્ષત્રિય વગેરેનું દ્રવ્ય હરણ કરવા લાગ્યા. બ્રાહ્મણો દ્રવ્યહીન થવાથી દ્રવ્યને લીધે થતી યજ્ઞયાગાદિ ધર્મક્રિયા કરી શક્યા નહિ. પછી બ્રાહ્મણોએ દર્ભાસ્ત્રનો માર કર્યો અને એથી બ્રાહ્મણો દ્વારા રાજાનો વધ થયો.

**तत्समवायबोधकेभ्यश्चाचार्येभ्यः ॥ ३ ॥**

**ધર્મ, અર્થ અને કામનાં તત્ત્વોનું જ્ઞાન આપનાર આચાર્યોને પણ નમસ્કાર ॥ ૩ ॥**

તત્ શબ્દનો ધર્મ, અર્થ અને કામ સાથે સંબંધ છે. એના તત્ત્વને સમવાય કહે છે. એનું જ્ઞાન કરાવનારને સમવાયના અવબોધક કહે છે. સમવાયબોધક ષષ્ઠીતત્પુરુષ સમાસ છે. ષષ્ઠીતત્પુરુષસમાસનો જે પ્રતિષેધ છે તે અનિત્ય છે. આને માટે પાણિનીનું સૂત્ર છે. અર્થાત્ કે જેણે ત્રિવર્ગના તત્ત્વનું પ્રતિપાદન કરતાં શાસ્ત્રો રચ્યાં છે તેમને જ નમસ્કાર, બીજાને નહિ. મતલબ કે જે આચાર્યોએ ધર્મ, અર્થ અને કામ સંબંધી વિચાર કર્યો છે, અન્યને તેનું જ્ઞાન આપ્યું છે, તેમજ એ જ્ઞાનનો સંચય કરી રાખ્યો છે તેમને નમસ્કાર, બીજાને નહિ.

**तत्संबन्धात् ॥ ४ ॥**

ધર્માદિ શાસ્ત્ર રચનારને શા માટે નમસ્કાર નહિ ? એનો જવાબ આચાર્ય આપે છે.

**આ શાસ્ત્રમાં તેમનો સંબંધ છે તેથી ॥ ૪ ॥**

આ શાસ્ત્ર સાથે તેમને સંબંધ છે તેથી પ્રારંભમાં તેમને જ નમસ્કાર કરવા એ યોગ્ય છે. આ શાસ્ત્ર તો તેમણે રચેલાં શાસ્ત્રોનો સંક્ષેપ જ છે. તાત્પર્ય કે તેમણે જે શાસ્ત્રો રચ્યાં છે, તેમનો સાર લઈને આ શાસ્ત્ર સંક્ષેપમાં રચવામાં આવ્યું છે, માટે તેઓ જ નમસ્કારને યોગ્ય છે.

**प्रजापतिर्हि प्रजाः सृष्ट्वा तासां स्थितिनिबन्धनं त्रिवर्गस्य साधनमध्यायानां शतसहस्रेणाग्रे प्रोवाच ॥ ५ ॥**

આ શાસ્ત્ર અત્યંત શુદ્ધ પરંપરાથી પ્રાપ્ત થયું છે. એ દર્શાવવા માટે સૂત્રકાર ગુરુપરંપરાસંબંધ કહે છે કેઃ—

**( આગમપ્રસિદ્ધિ એવી છે કે સૃષ્ટિના પ્રારંભમાં ) પ્રજાપતિએ પ્રજાને ઉત્પન્ન કરીને તેની સ્થિતિ જીવનના નિયમો પ્રમાણે ચાલે તે માટે ધર્મ, અર્થ અને કામ એ ત્રિવર્ગને સાધનભૂત એક લાખ અધ્યાયવાળા શાસ્ત્રનું પ્રવચન કર્યું–કહ્યું. ॥ ૫ ॥**

સૂત્રમાં આવેલો 'હિ' શબ્દનો "કારણકે–એટલા માટે' એવો અર્થ છે. અવિરુદ્ધ એવું આ શાસ્ત્ર ગુરુપરંપરાથી પ્રાપ્ત છે. તેનું પઠનપાઠન પણ એ જ પ્રમાણે ચાલ્યું આવે છે, અને તે સૃષ્ટિના પાલન માટે કથવામાં આવ્યું છે. પ્રજાની ત્રણ અવસ્થા છેઃ ઉત્પત્તિ, સ્થિતિ અને લય. ઉત્પત્તિ થયા પછી સ્થિરપણે રહેવું એનું નામ સ્થિતિ. સ્થિતિ પણ બે પ્રકારની છે. (૧) શુભ અને (૨) અશુભ. ત્રિવર્ગના—ધર્મ, અર્થ અને કામના–પણ બે પ્રકાર છે. (૧) ઉપાદેય–ગ્રાહ્ય અને (૨) અનુપાદેય–અગ્રાહ્ય. ધર્મ, અર્થ અને કામ ગ્રાહ્ય છે; જ્યારે અધર્મ, અનર્થ અને દ્વેષ અગ્રાહ્ય છે. ધર્મથી પરલોકમાં શુભ ગતિ પ્રાપ્ત થાય છે, જ્યારે અધર્મથી અશુભ ગતિ પ્રાપ્ત થાય છે. અર્થ વડે આ લોકમાં સુખોપભોગ અને ધર્મની પ્રવૃત્તિ થાય છે, અને અનર્થથી ક્લેશમય જીવન અને અધર્માચરણ પ્રાપ્ત થાય છે. કામથી સુખ અને પ્રજોત્પત્તિ મળે છે; દ્વેષથી નથી મળતું સુખ કે નથી મળતી સંતતિ. આથી તેની સ્થિતિ—તેનું જીવન—તણખલાંની માફક છે. આથી ધર્મ, અર્થ અને કામની પ્રાપ્તિ અને અધર્મ, અનર્થ અને દ્વેષનો પરિહાર શી રીતે કરવો તેને માટે ઉપાયની જરૂર છે, અને ઉપાય માટે શાસ્ત્રની—શાસનકારી શાસ્ત્રની જરૂર છે. એક લાખ અધ્યાયવાળું આ શાસ્ત્ર પ્રજાપતિએ નિર્માણ કર્યું હતું, તે વખતે બીજું શાસ્ત્ર ન હતું, તેથી આ શાસ્ત્રને અગ્રશાસ્ત્ર કહે છે—આ શાસ્ત્રને અગ્રેસરત્વ મળ્યું છે. સકળ પ્રજાના હિતને માટે શ્રુતિનો આવિર્ભાવ છે. સ્મૃતિશાસ્ત્ર પણ આ જ ઉદ્દેશને લઈ થયાં છે.

**तस्यैकदेशं स्वायंभुवो मनुर्धर्माधिकारिकं पृथक्चकार ॥६॥**

**તેના—એ શાસ્ત્રના—ધર્મવિષયક ભાગને સ્વાયંભુવ મનુએ જુદો કર્યો ॥ ૭ ॥**

પ્રજાપતિએ નિર્માણ કરેલા શાસ્ત્રના—ત્રિવર્ગસાધનના ત્રણ ભાગ છે. તેમાંથી જેમાં ધર્મનું વર્ણન છે તે ભાગ મનુએ જુદો કર્યો, જેમાં અર્થનું વર્ણન છે તે બૃહસ્પતિએ અલગ કર્યો, અને જેમાં કામનું વર્ણન છે તેને નંદીએ છૂટો પાડ્યો. વૈવસ્વત મનુ કરતાં આ સૂત્રકાર મનુ જુદા છે, તે બતાવવા માટે 'સ્વાયંભુવ' એવું વિશેષણ સૂત્રમાં વાપરવામાં આવ્યું છે. ધર્માધિકારિક એટલે જેમાં ધર્મને લગતું વિવેચન કે બાબતો છે તે.

**बृहस्पतिरर्थाधिकारिकम् ॥ ७ ॥**

**બૃહસ્પતિએ અર્થાધિકારિક—શાસનપદ્ધતિ અને દ્રવ્યોપાર્જન એવું—અર્થશાસ્ત્રને પૃથક કર્યું. ॥ ૭ ॥**

બૃહસ્પતિએ અર્થાધિકારિક—શાસનપદ્ધતિ અને દ્રવ્ય મેળવવાનું શાસ્ત્ર—ને પૃથક કર્યું. આ બે અત્રે પ્રસ્તુત ન હોવાથી તેમના અધ્યાયની સંખ્યા જણાવી નથી.

**महादेवानुचरश्च नन्दी सहस्रेणाध्यायानां पृथक्कामसूत्रं प्रोवाच ॥८॥**

**મહાદેવના અનુચર નંદીએ હજાર અધ્યાયાત્મક કામસૂત્રને અલગ કરી વિશદ ભાવે વર્ણવ્યું. ॥ ૮ ॥**

જે અનુચરણ કરે—સહગમન કરે તે અનુચર. નંદી મહાદેવના અનુચર હતા, શિવની સાથે સાથે ગમન કરતા હતા. આ બાબતમાં આ એક કથા છેઃ "જ્યારે મહાદેવ ઉમાની સાથે દિવ્ય હજાર વર્ષ સુધી સુરતસુખનો અનુભવ કરી રહ્યા હતા ત્યારે નંદી દ્વાર આગળ બેસી કામશાસ્ત્રની રચના કરતા હતા." સૂત્રમાં અધ્યાયની સંખ્યા કહેવામાં આવી છે, કારણકે કામશાસ્ત્ર અધિકૃત છે, અર્થાત્ કે પ્રસ્તુત છે.

**तदेव तु पञ्चभिरध्यायशतैरौद्दालकिः श्वेतकेतुः संचिक्षेप ॥ ९ ॥**

**તેનો (નંદીપ્રોક્ત કામશાસ્ત્રનો) ઔદ્દાલિક શ્વેતકેતુએ—ઉદ્દાલકના પુત્ર શ્વેતકેતુએ પાંચસો અધ્યાયમાં સંક્ષેપ કર્યો. ॥ ૯ ॥**

નંદીએ કહેલા કામશાસ્ત્રનો ઉદ્દાલકના પુત્ર શ્વેતકેતુએ સંક્ષેપ કર્યો. કહેવાય છે કે પૂર્વે પરસ્ત્રીગમન પ્રચલિત હતું. કામસુખના ઉપાય એટલા બધા છિન્નભિન્ન અને નષ્ટ થઈ ગયા હતા કે જો તેમને સંસ્કાર આપી સુધારવામાં ન આવે તો લોકો તેના તરફ અશ્રદ્ધા અને તિરસ્કારથી જુએ. આથી મહર્ષિ ઉદ્દાલકના સુપુત્ર શ્રી શ્વેતકેતુએ તેનો—પ્રચારિત કામસૂત્રોનો—સંક્ષેપમાં સંગ્રહ કર્યો. આ સ્થિતિ એક પ્રાચીન શ્લોક પરથી સ્પષ્ટ જણાય છે: "હે રાજેન્દ્ર! પકવાન્નની માફક સ્ત્રીઓ પણ સામાન્ય ઉપભોગને માટે છે. તેમના પર કોપ કરવો કે વિરક્ત થવું એ ઉચિત નથી; તેમ તેમનામાં અત્યંત આસક્ત થવું એ પણ ઉચિત નથી. પરંતુ, તેઓ રમણને યોગ્ય છે, એમ સમજી તેમની સાથે રમણ કરવું." આ પ્રથા બંધ કરી ઉદ્દાલક પુત્ર શ્વેતકેતુએ નવીન વ્યવસ્થા નિર્માણ કરી આ બાબત પરત્વે કહ્યું છે: "ગુરુપુત્ર એટલે બૃહસ્પતિના પુત્ર કચે બ્રાહ્મણોને મદ્યપાનમાંથી નિવૃત્ત કર્યા અને ઉદ્દાલકપુત્ર શ્વેતકેતુએ પરદારાભિગમનથી નિવૃત્ત કર્યા. પછી તપોનિષ્ઠ શ્વેતકેતુએ પિતાની આજ્ઞાથી ગમ્યાગમ્યની વ્યવસ્થા માટે શાસ્ત્ર રચી સુખકર પ્રબંધ કર્યો."

**तदेव तु पुनरध्यर्धेनाध्यायशतेन साधारणसांप्रयोगिक कन्यासंप्रयुक्तकभार्याऽधिकारिकपारदारिकवैशिकौपनिषदिकैः सप्तभिरधिकरणैर्बाभ्रव्यः पाञ्चालः संचिक्षेप ॥ १० ॥**

**પછી પાંચાલ દેશના બભ્રુપુત્ર શ્વેતકેતુએ કરેલા સંક્ષિપ્ત કામશાસ્ત્રને (તેને) દોઢસો અધ્યાયોમાં (૧) સાધારણ, (૨) સાંપ્રયોગિક, (૩) કન્યાસંપ્રયુક્તક, (૪) ભાર્યાધિકારિક, (૫) પારદારિક, (૬) વૈશિક, અને (૭) ઔપનિષદિક, આ સાત અધિકરણોમાં વહેંચી સંક્ષેપ કર્યો. ॥૧૦॥**

જે કામસૂત્રનો ઉદ્દાલકના પુત્ર શ્વેતકેતુએ સંક્ષેપ કર્યો હતો તે જ કામસૂત્રનો અર્થ અને ગ્રંથની દૃષ્ટિએ બાભ્રવ્યે પુનઃ સંક્ષેપ કર્યો. શ્વેતકેતુએ તેના સંક્ષેપમાં પરદારાગમનનો પ્રતિષેધ કર્યો હતો. બાભ્રવ્યે તેના ગ્રંથમાં તેનો ખાસ નિષેધ કર્યો છે, તેથી જ આ ગ્રંથમાં પારદારિક અધિકરણમાં તેને પ્રતિપાદ્ય વિષયરૂપે લીધેલ છે. દોઢસો અધ્યાયમાં બાભ્રવ્યે કરેલા સંક્ષેપમાં આગળના અધ્યાયોમાં ઉપયોગી પડે એવી સામાન્ય બાબતો વર્ણવી છે, તેથી તેને સાધારણ અધિકરણ કહે છે. સંપ્રયોગ—સ્ત્રી પુરુષનો સમાગમ—વિવાહ પછી નિર્જન કેલી–ઉપાયો સાથે જેમાં જણાવવામાં આવ્યું છે તે અધિકરણને સાંપ્રયોગિક કહ્યું છે. કન્યાસમાગમનું વર્ણન જેમાં છે તે કન્યાસંપ્રયુક્ત. ભાર્યાની બાબત જે અધિકરણમાં જણાવવામાં આવી છે તે ભાર્યાધિકારિક. જેમાં વેશ્યાને ઉપયોગી થઈ પડે તેવી બાબતો, જેવી કે વેશભૂષા, કળા વગેરે દર્શાવવામાં આવી છે તેને વૈશિક અધિકરણ કહે છે. તે જ પ્રમાણે પરદારાવિષય જેમાં ચર્ચવામાં આવ્યો છે તેને પારદારિક કહે છે. જેમાં ઉપનિષદના રહસ્યસંગ્રહ છે તેને ઔપનિષદિક કહે છે. આ સાત અધિકરણોનો શાસ્ત્રમાં ઉલ્લેખ છે. આ સાત જ કામશાસ્ત્રના પ્રધાન વિષય છે. બાભ્રવ્યે પણ આ સાત અધિકરણો જ પોતાના સંક્ષેપમાં કહ્યાં છે. સાત સ્પષ્ટ લખવાનું કારણ એ છે કે સાતથી વધારે નહિ અને ઓછાં નહિ. પ્રકરણમાં પ્રતિપાદ્ય વિષયનો અધિકાર જે રીતે કરી શકાય તેને અધિકરણ કહે છે; અર્થાત્ કે જેમાં પ્રકરણાર્થ વિશિષ્ટ રીતે કહી શકાય. પાંચાલ દેશનો રહેનાર બભ્રુ, તેનો પુત્ર તે બાભ્રવ્ય. બાભ્રવ્ય શબ્દ 'યઞ્' પ્રત્યય લગાડી પાણિનીના ૪–૧–૧૦૬ સૂત્ર પ્રમાણે થાય છે.

**तस्य षष्ठं वैशिकमधिकरणं पाटलिपुत्रिकाणां गणिकानां नियोगाद्दत्तकः पृथक्चकार ॥ ११ ॥**

**પાટલીપુત્રની ગણિકાઓના અનુરોધથી દત્તકાચાર્યે તેના—બાભ્રવ્યે સંક્ષિપ્ત કરેલા શાસ્ત્રના છઠ્ઠા અધિકરણને પૃથક કર્યું. ॥ ૧૧ ॥**

અહીં 'તસ્ય'નું તાત્પર્ય એ છે કે બાભ્રવ્યે જેને સંક્ષિપ્ત કર્યું તે.

આ છઠ્ઠું અધિકરણ કહેવાનું કારણ એ છે કે બાભ્રવ્યના અધિકરણની આનુપૂર્વીના આધાર પર છઠ્ઠી સંખ્યા પૂર્ણ કરી છે; તે જ લેવાની છે, બીજી નહિ. તાત્પર્ય એ છે કે બીજી આનુપૂર્વી ગ્રહણ કરી નથી. કામશાસ્ત્રની બીજી પરંપરા નથી એ દર્શાવવા 'છઠ્ઠું' એ શબ્દ લખવામાં આવ્યો છે. ગણતરી પ્રમાણે 'વૈશિક' છઠ્ઠું જ આવે છે. આની આનુપુર્વી આગળ ઉપર જણાવવામાં આવશે. મગધદેશમાં પાટલિપુત્ર × નામનું એક નગર છે. આ નગરમાં ઉત્પન્ન થનારી તે પાટલિપુત્રિકા કહેવાય છે. મથુરાથી આવીને એક બ્રાહ્મણ પાટલિપુત્રમાં રહેતો હતો. આ માથુરને વૃદ્ધાવસ્થામાં એક પુત્ર થયો. તેનો જન્મ થયા પછી તેની માતાનો પરલોકવાસ થયો. પિતા પણ તેને એક બ્રાહ્મણીને ખોળે આપી પરલોક સિધાવ્યો. બ્રાહ્મણીએ તે દત્તક પુત્રને લાડપાનથી મોટો કર્યો, અને તેનું 'દત્તક' એવું અન્વર્થક નામ રાખ્યું. અલ્પ સમયમાં તે સર્વ કળા અને વિદ્યા શીખ્યો. શાસ્ત્રોનું નિરૂપણ તે ઉત્તમ રીતે કરતો હોવાથી લોકો તેને 'દત્તકાચાર્ય' * કહેવા લાગ્યા. એકવાર તેના મનમાં એમ થઈ આવ્યું કે 'લોકયાત્રા'—સંસાર ઉત્તમ રીતે

---

× આધુનિક 'પટણા'

* આ સંબંધમાં બીજી કથા આ પ્રમાણે છેઃ "લોકશિક્ષાને માટે શિવના અંશાચાર્ય શ્રી દત્તાત્રય શિવમંદિરમાં બેઠા હતા. આ જ મંદિરને દત્તક નામના એક મનુષ્યે પોતાની પ્રિય નાયિકાને માટે સંકેતસ્થાન નક્કી કર્યું હતું. દત્તકે તેની ઠઠ્ઠા કરવા ગર્ભાધાન માટે જ સ્થાન નક્કી કરી રાખ્યું હતું. દુર્ભાગ્યે નાયિકા પતિને છોડી આવી શકી નહિ. દત્તકને આની ખબર ન હતી. તે શિવમંદિરમા રક્તવસ્ત્ર ઓઢી સૂતેલા ભગવાન દત્તાત્રયને વળગી ઠઠ્ઠા કરવા લાગ્યો. ભગવાને તેની સ્ત્રીલંપટતા જોઈ શાપ આપ્યો કે તું સ્ત્રીની શોધમાં, હું કોણ છું તે જાણવાની દરકાર સુદ્ધાં કરતો નથી. જા તું સ્ત્રી થઈ જા. દત્તક તરત જ સ્ત્રી થઇ ગયો. કેટલોક સમય વીતી જવા પછી તેણે ભગવાન આત્રયને પુનઃ પ્રસન્ન કરી પુરુષનું શરીર પ્રાપ્ત કર્યું. આ શાપના પ્રતાપે તે સ્ત્રી બની જવાથી સ્ત્રીરસ અને પુરુષરૂપે પુરુષરસ આમ બન્ને ભાવનું જ્ઞાન મેળવી શકયો હતો. આ જ્ઞાનને લીધે તે 'વૈશિક અધિકરણ'ને કામસૂત્રથી પૃથક કરી તેની સ્વતંત્રભાવે રચના કરી શકયો હતો.

નિર્વાહ કરવાનો વિધિ—પણ જાણવી જોઈએ. તેણે જોયું કે એ કળાનો તો વેશ્યામાં જ વાસો છે. આથી તે વેશ્યાજન સાથે પિછાન કરી રોજ તેમને ત્યાં જવા લાગ્યો. તેમને ત્યાં જઈ તેણે સૂક્ષ્મ નિરીક્ષણ કર્યું અને એવો તો અભ્યાસ કર્યો કે વેશ્યાઓ એ કળા શીખવવા માટે તેને પ્રાર્થના કરવા લાગી. વીરસેના નામની પ્રમુખ વેશ્યાએ પ્રાર્થના કરી: "આચાર્યવર! અમે પુરુષોનું રંજન કરી શકીએ એવી શિક્ષા આપો." વારાંગનાની આ વિનંતી માન્ય કરી દત્તકાચાર્યે વૈશિક અધિકરણને પૃથક કર્યું. શાસ્ત્રાનુસાર યુક્તિયુક્ત બીજું કથન દત્તકાચાર્ય વિષે એવું છે કે "એક વખતે ગર્ભ-યાત્રાને પ્રસંગે દત્તક નામનો પુરુષ શંકરની પાસે વરયાચના માટે બેઠો હતો. તેનો પગ શિવને લાગ્યો. શિવનું અપમાન થતાં તેમણે તેને શાપ આપ્યો કે તું સ્ત્રી થઈ જા. તરત જ દત્તક સ્ત્રી બની ગયો. પુનઃ તેણે શંકરને પ્રસન્ન કરી પુરુષ થવાનો વર પ્રાપ્ત કર્યો અને તેને યોગે તે પુનઃ પુરુષ બન્યો. આ બન્ને અવસ્થાનો અનુભવ મેળવનારે આ વૈશિકાધિકરણને પૃથક કર્યું. જો બાભ્રવ્યે જ કહેલાં અધિકરણને દત્તકાચાર્યે પોતાનાં સૂત્રોમાં ગ્રથિત કર્યાં હોય તો તેમાં નવીનતા શી રહી? દત્તકાચાર્ય સ્ત્રી અને પુરુષોના બન્નેના ભાવ જાણતા હતા. દત્તકાચાર્યની વાત આચાર્ય વાત્સાયનને અભિષ્ટ હોત તો 'ઉભયરસજ્ઞ દત્તક' એવું વિશેષણ લગાડત.

**तत्प्रसङ्गाच्चारायणः साधारणमधिकरणं पृथक्प्रोवाच ॥ १२ ॥ सुवर्णनाभः सांप्रयोगिकम् ॥ १३ ॥ घोटकमुखः कन्यासंप्रयुक्तकम् ॥ १४ ॥ गोनर्दीयो भार्याधिकारिकम् ॥ १५ ॥ गोणिकापुत्रः पारदारिकम् ॥ १६ ॥ कुचुमार औपनिषदिकम् ॥ १७ ॥**

**એ જ પ્રસંગથી ચારાયણ નામના આચાર્યે પોતાના મતાનુસાર સાધારણ અધિકરણ પૃથક કર્યો છે. ॥ ૧૨ ॥ સુવર્ણનાભે સાંપ્રયોગિક અધિકરણ, ॥ ૧૩ ॥ આચાર્ય ઘોટકમુખે 'કન્યાસંપ્રયુક્ત', ॥ ૧૪ ॥ આચાર્ય ગોનર્દીયે ભાર્યાધિકારિક, ॥ ૧૫ ॥**

**ગોણિકાપુત્રે પારદારિક, ॥ ૧૬ ॥ અને કુચુમારે ઓપનિષદિક અધિકરણ પૃથક કર્યાં છે. ॥ ૧૭ ॥**

દત્તકાચાર્યે જે પ્રમાણે વૈશિક અધિકરણને પોતાના મત પ્રમાણે પૃથક કર્યું છે, તે પ્રમાણે ચારાયણ વગેરે આચાર્યોએ જુદાં જુદાં અધિકરણો પૃથક કર્યાં છે અને તે તે અધિકરણોમાં પોતપોતાનો મત દર્શાવ્યો છે.

**एवं बहुभिराचार्यैस्तच्छास्त्रं खण्डशः प्रणीतमुत्सन्नकल्पमभूत् ॥ १८ ॥**

આ સૂત્રથી આચાર્ય વાત્સાયન શા માટે તેમણે કામશાસ્ત્ર રચ્યું તેનું પ્રયોજન જણાવે છેઃ—

**આ પ્રમાણે ઘણા આચાર્યોએ તેના ખંડ–ટુકડા કરી નાંખ્યા, તેથી તે શાસ્ત્ર નષ્ટપ્રાય થયા જેવું થયું. ॥ ૧૮ ॥**

આચાર્ય બાભ્રવ્યે કામશાસ્ત્રનો ગ્રંથ તૈયાર કર્યો હતો. તેના ટુકડા-ટુકડા કરીને બીજા આચાર્યોએ કામશાસ્ત્રના ગ્રંથ તૈયાર કર્યા. આમાંનાં કેટલાંક પ્રકરણો જોવામાં આવે છે, પણ નંદિકેશ્વરે રચેલું શાસ્ત્ર તો નષ્ટ થઈ ગયું છે.

**तत्र दत्तकादिभिः प्रणीतानां शास्त्रावयवानामेकदेशत्वाद्, महदिति च बाभ्रवीयस्य दुरध्येयत्वात्, संक्षिप्य सर्वमर्थमल्पेन ग्रन्थेन कामसूत्रमिदं प्रणीतम् ॥ १९ ॥**

**દત્તકાદિ આચાર્યોએ રચેલા ગ્રંથ (સંપૂર્ણ કામશાસ્ત્ર)ના અંશ સમાન–ટુકડો વા એક દેશ છે, અને બાભ્રવ્યે રચેલું કામશાસ્ત્ર બહુ મોટું હોવાથી સમજવું કઠિન છે. આથી આ સર્વનો સંક્ષેપ કરી મેં આ અલ્પગ્રંથરૂપે કામશાસ્ત્ર રચ્યું છે. ॥ ૧૯ ॥**

કામશાસ્ત્ર વિષે દત્તકાચાર્ય વગેરેએ જે ગ્રંથો બનાવ્યા હતા તે તે શાસ્ત્રનો કેટલોક ભાગ ખંડરૂપે હતો. એથી એ આ શાસ્ત્રનું એક અંગ લેખી શકાય. પરંતુ, ભિન્ન ભિન્ન અંગોથી અંગી શાસ્ત્રની આવશ્યકતા પૂરી

પડતી નથી. એક અંગથી આખા શાસ્ત્રનું પૂરું ભાન થતું નથી. બાભ્રવ્યે રચેલું કામશાસ્ત્ર એટલું મોટું છે કે તેનું અધ્યયન કરવું ઘણું જ કઠિન છે, તેથી સાત અધિકરણોમાં સાત હજાર અધ્યાયના સંક્ષેપ કરી—ટૂંકાવી—આ અલ્પ ગ્રંથમાં સંપૂર્ણતા અને સરળતાથી અધ્યયન કરી શકાય તેવી યોગ્યતા આણી છે. આ કામશાસ્ત્રની રચના કરી નથી—બુદ્ધિમાં સર્વ ગ્રહણ કરી, તેને પ્રણીત-ગ્રથિત કરવામાં આવ્યું છે. આ પરથી સમાપ્ત થવાની આશા દર્શાવી છે.

**तस्यायं (?) प्रकरणाधिकरणसमुद्देशः—**

**शास्त्रसंग्रहः ॥ २० ॥ त्रिवर्गप्रतिपत्तिः ॥ २१ ॥ विद्यासमुद्देशः ॥ २२ ॥ नागरिकवृत्तम् ॥ २३ ॥ नायकसहायदूतीकर्मविमर्शः ॥ २४ ॥**

શ્રી વાત્સાયનપ્રણીત કામશાસ્ત્રના પ્રકરણ અને અધિકરણનો ક્રમ આ પ્રમાણે છે.

**શાસ્ત્રસંગ્રહ, ॥ ૨૦ ॥ ત્રિવર્ગપ્રતિપત્તિ, ॥ ૨૧ ॥ વિદ્યાસમુદ્દેશ, ॥ ૨૨ ॥ નાગરિક વૃત્ત, ॥ ૨૩ ॥ નાયકસહાયદૂતીકર્મવિમર્શ, ॥ ૨૪ ॥**

સાધારણ નામના પહેલા અધિકરણમાં પાંચ પ્રકરણ છે.

**इति साधारणं प्रथममधिकरणम् । प्रकरणानि पञ्च ।**

**प्रमाणकालभावेभ्यो रतावस्थापनम् ॥ २५ ॥ प्रीतिविशेषाः ॥ २६ ॥ आलिङ्गनविचाराः ॥ २७ ॥ चुम्बनविकल्पाः ॥ २८ ॥ नखरदनजातयः ॥ २९ ॥ दशनच्छेद्यविधयः ॥ ३० ॥ देश्याउपचाराः ॥ ३१ ॥ संवेशनप्रकाराः ॥ ३२ ॥ चित्ररतानि ॥ ३३ ॥ प्रहणनयोगाः ॥ ३४ ॥ तद्युक्ताश्च सित्कृतोपक्रमाः ॥ ३५ ॥ पुरुषायितम् ॥ ३६ ॥ पुरुषोपसृप्तानि ॥ ३७ ॥ औपरिष्टिकम् ॥ ३८ ॥ रतारम्भावसानिकम् ॥ ३९ ॥ रतविशेषाः ॥ ४० ॥ प्रणयकलहः ॥ ४१ ॥**

**પ્રમાણ કાળ અને ભાવને અનુસાર સુરતની વ્યવસ્થા, ॥ ૨૫ ॥**

પ્રીતિવિશેષ, ॥ ૨૬ ॥ આલિંગનવિચાર, ॥ ૨૭ ॥ ચુંબનના પ્રકાર, ॥ ૨૮ ॥ નખક્ષતના પ્રકાર, ॥ ૨૯ ॥ દંતક્ષતના પ્રકાર, ॥ ૩૦ ॥ દેશમાં પ્રચલિત રીત પ્રમાણે પ્રેમોત્પત્તિના ઉપાય, ॥ ૩૧ ॥ આસનપ્રકાર, ॥ ૩૨ ॥ વિચિત્રરતવિશેષ, ॥ ૩૩ ॥ પ્રહણનયોગ—મુષ્ટિ આદિ પ્રહારનો યોગ, ॥ ૩૪ ॥ પ્રહારયુક્ત સિત્કાર આરંભ, ॥ ૩૫ ॥ પુરુષાયિત–પુરુષ થાકી જાય ત્યારે સ્ત્રીનું પુરુષના જેવું આચરણ, ॥ ૩૬ ॥ પુરુષોપસૃષ્ટ-પુરુષ કેવા ઉપચારથી સ્ત્રીની પાસે જવું, ॥ ૩૭ ॥ ઔપરિષ્ટક—અપ્રાકૃતિક સહવાસ ॥ ૩૮ ॥ રતારંભાવસાનિક—રતના આરંભમાં અને અવસાનમાં કર્તવ્ય, ॥૩૯॥ સુરતના પ્રકાર' ॥૪૦॥ પ્રણયકલહ ॥ ૪૧ ॥

આ પ્રકારનું સાંપ્રયોગિક નામનું બીજું અધિકરણ છે. એમાં દશ અધ્યાય છે અને સત્તર પ્રકરણ છે.

**वरणविधानम् ॥ ४२ ॥ सम्बन्धनिर्णयः ॥ ४३ ॥ कन्याविस्रम्भणम् ॥ ४४ ॥ बालाया उपक्रमाः ॥ ४५ ॥ इङ्गिताकारसूचनम् ॥ ४६ ॥ एकपुरुषाभियोगः ॥ ४७ ॥ प्रयोज्यस्योपावर्तनम् ॥ ४८ ॥ अभियोगतश्च कन्यायाः प्रतिपत्तिः ॥ ४९ ॥ विवाहयोगः ॥ ५० ॥**

કન્યાવરણ—કેવી છોકરી સાથે વિવાહ કરવો, ॥ ૪૨ ॥ સંબંધ-નિર્ણય, ॥ ૪૩ ॥ કન્યાનુનય–કન્યાને વિશ્વાસ પટવવો, ॥ ૪૪ ॥ બાલાનુનય–બાળામાં પ્રીતિ કરવાના વિવિધ પ્રયત્ન, ॥ ૪૫ ॥ ઇંગિતાકાર-સૂચન–ઇશારા, ચેષ્ટા, આંખોની રંગત, ॥ ૪૬ ॥ એકપુરુષાભિયોગ–અસહાય પુરુષ–ઇંગિતાકારથી–કન્યાની સાથે સંબંધ સાધવા પ્રયત્ન, ॥ ૪૭ ॥ પ્રયોજ્યનું ઉપાવર્તન–ઇષ્ટ પુરુષને આકર્ષિત કરવો, ॥ ૪૮ ॥ અભિયોગથી કન્યાની પ્રતિપત્તિ–અભિયોગથી કન્યાએ ઇષ્ટ પુરુષને પ્રાપ્ત કરવો, ॥ ૪૯ ॥ વિવાહયોગ, ॥ ૫૦ ॥

આવી રીતનું કન્યાસંપ્રયુક્ત નામનું ત્રીજું અધિકરણ છે. આ અધ્યાયમાં પાંચ અધ્યાય અને નવ પ્રકરણ છે.

एकचारिणीवृत्तम् ॥ ५१ ॥ प्रवासचर्या ॥ ५२ ॥ सपत्नीषु ज्येष्ठावृत्तम् ॥ ५३ ॥ कनिष्ठावृत्तम् ॥ ५४ ॥ पुनर्भूवृत्तम् ॥ ५५ ॥ दुर्भगावृत्तम् ॥ ५६ ॥ आन्तःपुरिकम् ॥ ५७ ॥ पुरुषस्य बह्वीषु प्रतिपत्तिः ॥ ५८ ॥

એકચારિણીવૃત્ત—કેવળ પોતાના પતિ સાથે રમણ કરવાવાળીનો વ્યવહાર, ॥૫૧॥ પ્રવાસચર્યા–વિદેશ જનાર પતિ સાથે વ્યવહાર, ॥ ૫૨ ॥ જ્યેષ્ઠા કહેતાં મોટી સ્ત્રીએ નાની શોક સાથે કેવો વ્યવહાર કરવો, ॥ ૫૩ ॥ કનિષ્ઠાનો વ્યવહાર–પોતાની મોટી શોક સાથે નાનીનો વ્યવહાર. ॥ ૫૪ ॥ પુનર્ભૂવૃત્ત–પુનર્ભૂ એટલે વિધવાએ ફરીથી લગ્ન કર્યા હોય તો તેનો તેની શોક સાથે વ્યવહાર, ॥૫૫॥ દુર્ભગાવૃત્ત—એટલે દુર્ભાગ્યવતીએ પોતાના પતિને અને શોકને પ્રસન્ન કરવા શું કરવું, ॥ ૫૬ ॥ આન્તઃપુરિક–અંતઃપુરના ધર્મ, ॥ ૫૭ ॥ પુરુષને અનેક પત્નીઓ હોય તો તેનું તેમની પ્રત્યે કર્તવ્ય, ॥ ૫૮ ॥

આ પ્રમાણે ભાર્યાધિકરણ નામનું ચોથું અધિકરણ છે. આ અધિકરણમાં બે અધ્યાય અને આઠ પ્રકરણો છે.

स्त्रीपुरुषशीलावस्थापनम् ॥ ५९ ॥ व्यावर्तनकारणानि ॥ ६० ॥ स्त्रीषु सिद्धाः पुरुषाः ॥ ६१ ॥ अयत्नसाध्या योषितः ॥ ६२ ॥ परिचयकारणानि ॥ ६३ ॥ अभियोगाः ॥ ६४ ॥ भावपरीक्षा ॥ ६५ ॥ दूतीकर्माणि ॥ ६६ ॥ ईश्वरकामितम् ॥ ६७ ॥ आन्तःपुरिकं दाररक्षितकम् ॥ ६८ ॥

સ્ત્રીપુરુષશીલાવસ્થાપન—સ્ત્રીપુરુષોના સ્વભાવની વિવેચના અને ચેષ્ટા, આકર્ષણ કેમ કરવું તે, ॥ ૫૯ ॥ વ્યાવર્તનકારણો–પરકીયાની પ્રાપ્તિમાં રોકાણ કરે તેવાં કારણો, ॥ ૬૦ ॥ સ્ત્રીઓને વશ કરનાર

સિદ્ધ પુરુષો ॥ ૬૧ ॥ અપ્રયત્નસાધ્ય સ્ત્રીઓ-વગરપ્રયત્ને વશ થતી સ્ત્રીઓ, ॥ ૬૨ ॥ પરિચયકારણો-ઓળખાણ કરવાના ઉપાય, ॥ ૬૩ ॥ અભિયોગ-સંબંધ વધારવાનો ઉપાય, ॥ ૬૪ ॥ ભાવપરીક્ષા, ॥ ૬૫ ॥ દૂતીકર્મ, ॥ ૬૬ ॥ ઐશ્વર્યવાન પુરુષોને પોતાની કામના પૂર્ણ કરવા માટે ઉપાય, ॥ ૬૭ ॥ આંતઃપુરિકદારરક્ષિતક-અંતઃપુરની સ્ત્રીઓની રક્ષા, દોષ વગેરે ॥ ૬૮ ॥

આ રીતનું પારદારિક નામનું પાંચમું અધિકરણ છે. આ અધિકરણમાં ૭ અધ્યાય ને દશ પ્રકરણો છે.

**गम्यचिन्ता ॥ ६९ ॥ गमनकारणानि ॥ ७० ॥ उपावर्तनविधिः ॥ ७१ ॥ कान्तानुवर्तनम् ॥ ७२ ॥ अथागमोपायाः ॥ ७३ ॥ विरक्तलिङ्गानि ॥ ७४ ॥ विरक्तप्रतिपत्तिः ॥ ७५ ॥ निष्कासनप्रकाराः ॥ ७६ ॥ विशीर्णप्रतिसन्धानम् ॥ ७७ ॥ लाभविशेषः ॥ ७८ ॥ अर्थानर्थानुबन्धसंशयविचारः ॥ ७९ ॥ वेश्याविशेषाश्च ॥ ८० ॥**

ગમ્યચિંતા—વેશ્યાઓને કેવા પુરુષથી સહાય્ય મળે છે ×, ॥ ૬૯ ॥ ગમનકારણો-કોઈ પણ વ્યક્તિ સાથે અભિગમનનાં કારણ, ॥ ૭૦ ॥ ઉપાવર્તનવિધિ-પોતાની તરફ આકર્ષણ કરવાનો વિધિ, ॥ ૭૧ ॥ કાંતાનુવર્તન-એકાચારિણી * વેશ્યાનું ઇષ્ટપુરુષને અનુકૂળ વર્તન, ॥ ૭૨ ॥ વેશ્યાએ ધનહરણ કરવાની યુક્તિ, ॥ ૭૩ ॥ વિરક્તચિહ્ન—વિરક્ત પુરુષોનાં ચિહ્ન ॥ ૭૪ ॥ વિરક્ત પુરુષોની પુનઃ પ્રાપ્તિ—પ્રીતિ ખોઇ બેઠેલાને ફરીથી આકર્ષવાની કળા, ॥ ૭૫ ॥ નિષ્કાસનપ્રકાર-ચાહનારને

× કામશાસ્ત્રના અંગ્રેજી અનુવાદમાં આનું ભાષાંતર આ પ્રમાણે છેઃ—
Why courtesans have dealings with men. P. 12.

* A courtesan who lives with a man as his wife.
Kamashastra, P. 12.

**કાઢી મૂકવાનો ઉપાય, ॥ ૭૬ ॥ વિશીર્ણપ્રતિસંધાન–કાઢી મૂકેલાની સાથે પુનઃસંધિ, ॥ ૭૭ ॥ લાભવિશેષનો વિચાર ॥ ૭૮ ॥ અર્થાનુબંધ-સંશય વિચાર– અર્થ તથા અનર્થનો અનુબંધ અને સંશય સંબંધી વિચાર—અર્થની પ્રાપ્તિમાં ધર્મ, અધર્મ અને અનર્થનો વિચાર, ॥ ૭૯ ॥ વેશ્યાવિશેષ–વેશ્યાના પ્રકાર. ॥ ૮૦ ॥**

આ પ્રમાણે ઔપનિષદિક નામનું અધિકરણ છે. તેમાં બે અધ્યાય અને ૭ પ્રકરણો છે.

**सुभगंकरणम् ॥ ८१ ॥ वशीकरणम् ॥ ८२ ॥ वृष्याश्च योगाः ॥ ८३ ॥ नष्टरागप्रत्यायनम् ॥ ८४ ॥ वृद्धिविधयः ॥ ८५ ॥ चित्राश्च योगाः ॥ ८६ ॥**

**સુભગંકરણ–રૂપ, ગુણ, સૌભાગ્ય મેળવવાના ઉપાય, ॥ ૮૧ ॥ વશીકરણ–મંત્ર અને અંજનથી બીજાને કેમ વશ કરવા, ॥ ૮૨ ॥ વાજીકરણ પ્રયોગ–શક્તિવર્ધક ઉપાયો, ॥ ૮૩ ॥ નષ્ટરાગપ્રત્યાયન–નષ્ટરાગને પુનઃ પેદા કરવો, ॥ ૮૪ ॥ વૃદ્ધિવિધિ–ગુહ્યાંગ મોટું કરવાના ઉપાય, ॥ ૮૫ ॥ ચિત્રયોગ. ॥ ૮૬ ॥**

આ પ્રમાણે ઔપનિષદિક નામનું સાતમું અધિકરણ છે. આ અધિકરણમાં બે અધ્યાય અને ૭ પ્રકરણ છે.

જેમાં ઇષ્ટ વિષયનો આરંભ કરાય છે—પ્રક્રિયન્તે—તેને પ્રકરણ કહે છે. પ્રકરણનો અને અધિકરણનો સંક્ષેપમાં જે ઉલ્લેખ તેને સમુદ્દેશ કહે છે. 'શાસ્ત્રસંગ્રહ', 'ત્રિવર્ગપ્રતિપત્તિ' વગેરે જે પ્રકરણોમાં વર્ણવ્યા છે, તે પ્રકરણમાં તે વિષયનો સંબંધ છે તેને લઈને છે. જેવી રીતે 'કંસવધ' કાવ્યમાં 'શાસ્ત્રસંગ્રહ' 'ત્રિવર્ગપ્રતિપત્તિ' વગેરે નામ છે તેની માફક.

તંત્ર અને આવાપ એ પ્રમાણે બે ભાગ છે. રતિ પેદા કરે તેવા આલિંગન આદિ તંત્ર કહેવાય છે. એ તંત્ર જે ભાગમાં વર્ણવામાં આવ્યું છે, તે સાંપ્રયોગિક અધિકરણને તંત્ર કહી શકાય. જે ઉપાયોથી રતિને

માટે સ્ત્રીપુરુષો આકર્ષી શકાય તેને 'આવાપ' કહે છે. આવાપ એટલે સમાગમનો ઉપાય. આવા પ્રકારનો ઉપદેશ 'કન્યાસંપ્રયુક્તક', 'ભાર્યાધિકારિક', 'પારદારિક' અને 'વૈશિક અધિકરણ'માં છે, તેથી તે આવાપ કહી શકાય. તંત્ર અને આવાપનું અનુષ્ઠાન સાધારણ પ્રકરણ વિના શક્ય નથી, તેથી આરંભમાં સાધારણ પ્રકરણ જણાવવામાં આવ્યું છે. જે વિષય તંત્ર કે આવાપથી સિદ્ધ થઈ શકતો નથી તેને માટે ઔપનિષદિક અધિકરણ છે, જે છેવટે કહેવાનું છે. તંત્ર અને આવાપ તેનું અંગભૂત સાધન હોવાથી તે તેમાં અંતર્ગત છે—તેમાં આવી જાય છે. કામશાસ્ત્રમાં કામ જ પ્રધાન છે, અને બાકીના તેના અંગીભૂત છે. પહેલા સાધારણ અધિકરણમાં શાસ્ત્રસંગ્રહનું પહેલું પ્રકરણ છે. એને પહેલું કહેવાનું કારણ એ છે કે એમાં સારા વિષયનો સામાન્ય રૂપે સંગ્રહ છે.

આ પ્રમાણે આ કામશાસ્ત્રમાં છત્રીશ અધ્યાય, ચોસઠ પ્રકરણો, સાત અધિકરણ અને સવા હજાર શ્લોક છે.

પ્રસ્તુત કામશાસ્ત્રમાં અવયવ કહેતાં અંગ કેટલાં છે અને સમુદાય એટલે અંગી કેટલા છે, એ નિશ્ચયપૂર્વક જણાવવા માટે 'ષટ્ત્રિંશદિત્યાદિ' વાક્યથી શરૂઆત કરી અધ્યાય વગેરેની સંખ્યા જણાવી. સંખ્યા કહેવાનું કારણ એ કે પ્રમાણમાં આ ગ્રંથ નાનો છે એ જણાવવા માટે છે. આ શાસ્ત્ર અન્યનિરપેક્ષ છે એ બતાવવા માટે પ્રકરણ અને અધિકરણની સંખ્યા દર્શાવી છે.આમાં ન્યૂનાધિક—વધારેઓછું કંઈ નથી એ દર્શાવવા શ્લોકસંખ્યા નિશ્ચિતરૂપે કહેવામાં આવે છે.

**संक्षेपमिममुक्त्वास्य विस्तरोऽतः प्रवक्ष्यते ।**
**इष्टं हि विदुषां लोके समासव्यासभाषणम् ॥ ८७ ॥**

ગ્રંથના આગળના ભાગના અનુસંધાન વિષે સૂત્રકાર કહે છે કેઃ—

**આ શાસ્ત્રને સંક્ષેપમાં કહી હવે વિસ્તારપૂર્વક કહીશું, કારણ**

કે સંક્ષેપ અને વિસ્તાર—સામાન્ય અને વિશેષ પ્રકાર—વિદ્વજ્જનોને ઇષ્ટ છે. ॥૮૭॥

इति शास्त्रसंग्रहः प्रथम प्रकरणम् ।

શાસ્ત્રસંગ્રહ સમાપ્ત

પ્રારંભમાં સંક્ષેપ કર્યા પછી એનો વિસ્તાર અમે કરનાર છીએ. આ નવીન પ્રથા છે કે પ્રથમ સંક્ષેપમાં સર્વ પ્રકરણોને કહેવાં અને પછી તેનું વિસ્તારપૂર્વક વર્ણન કરવું. આમ કરવાનું કારણ એ છે કે શાસ્ત્રમાં પૂર્ણ અધિકારી વિદ્વાનોની રીત એવી છે કે તેઓ પ્રથમ સંક્ષેપ સામાન્યરૂપથી અને પછી વિસ્તારથી તેનો વિચાર કરે છે. પ્રથમ સંક્ષેપમાં જે કહેવામાં આવ્યું છે તેનો જ વિસ્તાર આગળ કરવામાં આવ્યો છે એ જાણ્યા પછી ભૂલ કે ગોટાળાનો સંભવ રહેતો નથી. ઉપરાંત ઇષ્ટ પ્રકરણનો વિચાર કરવાનું શ્રેયસ્કર થઈ પડે છે.

———*———

શ્રી અમૃતલાલતનય રમણિકલાલનિર્મિત તાત્પર્યવ્યંજિકા નામની પહેલા અધિકરણના પહેલા અધ્યાયની ગુજરાતી ટીકા સમાપ્ત.

# द्वितीयोऽध्यायः ।

## त्रिवर्गप्रतिपत्तिप्रकरणम् ।

**त्रिवर्गप्रतिपत्तिफलं शास्त्रम्, तस्मिन्नप्रतिपत्तौ विप्रतिपत्तौ वा तदुपायपर्य्येषणमपि युक्तम्, तस्माच्छास्त्रसंग्रहादनन्तरं त्रिवर्गप्रतिपत्तिरुच्यत इति प्रकरणसम्बन्धः । उद्देशापेक्षया च सम्बन्धित्वे कथमुद्देश इति चिन्त्यम्, प्रतिप्रत्तिस्त्रिविधा–अनुष्ठानमवबोधः, संप्रतिपत्तिश्चेति । तत्र प्राधान्यादनुष्ठानमधिकृत्याह—**

શાસ્ત્રનું ફળ ત્રિવર્ગની પ્રતિપત્તિ વા તેનું સમ્યક્ જ્ઞાન પ્રાપ્ત કરવું તે છે. ત્રિવર્ગની પ્રતિપ્રત્તિ આપનાર શાસ્ત્રથી તેમાં સફળતા પ્રાપ્ત કરી શકાય કે નહિ એમ કદાચ સંદેહ ઉત્પન્ન થાય, તોપણ તેના ઉપાયનું અન્વેષણ કરવું અત્યંત આવશ્યક છે. જો સંદેહ જ હોય તો તે દૂર કરવા માટે તેની ચર્ચાની જરૂર છે. જો સફળતાપ્રાપ્તિને માટે ખાતરી હોય તો તે ઉપાયો જાણવા પણ જરૂરના છે. આથી બન્ને રીતે તેની ચર્ચા જરૂરની હોવાથી શાસ્ત્રસંગ્રહની પછી ત્રિવર્ગની પ્રતિપ્રત્તિ કહેવામાં આવે છે. આથી આ પ્રકરણનો ફળરૂપ સંબંધ પૂર્વપ્રકરણની સાથે છે. શાસ્ત્રની સાથે તો પ્રકરણનો સાક્ષાત્ સંબંધ છે; પરંતુ, શાસ્ત્રનો દેશની સાથે સાક્ષાત્ સંબંધ નથી. આથી ઉદ્દેશની અપેક્ષાએ પૂર્વપ્રકરણની સાથે આ પ્રકરણનો સંબંધનિર્ણય થઈ શકશે નહિ. પરંતુ ત્રિવર્ગનું અનુષ્ઠાન ને શાસ્ત્રનું ફળ લેખી પૂર્વપ્રકરણમાં શાસ્ત્રના સમસ્ત વિષયનો સંગ્રહ કરવામાં આવ્યો છે. ત્રિવર્ગપ્રતિપ્રત્તિનો સાક્ષાત્ સંબંધ શાસ્ત્રની સાથે છે અને તે સંક્ષેપમાં પહેલા પ્રકરણમાં આવી ગયેલો હોવાથી હવે અહીં ત્રિવર્ગપતિપ્રત્તિને જ કથવામાં આવી છે.

**ત્રિવર્ગપ્રતિપત્તિના ભેદ**

અનુષ્ઠાન, અવબોધ અને સંપ્રતિપત્તિએ ત્રણ ત્રિવર્ગપ્રતિપત્તિના ભેદ છે. ધર્મ, અર્થ અને કામને પૂર્ણપણે પ્રાપ્ત કરવાના ઉપાયને **અનુષ્ઠાન** કહે છે. **અવબોધ** એટલે ધર્મ, અર્થ અને કામને યથાર્થ રૂપથી જાણવા તે. સંપ્રતિપત્તિ એટલે એને ઉત્તમરૂપે અધિકૃત કરી લેવું (આચાર્યક્રિયા). આ ત્રણમાં અનુષ્ઠાન જ પ્રધાન છે; કારણ કે એના બોધ વગર—જ્ઞાન વગર કાર્યસિદ્ધિ થઈ શકતી નથી, તેમ સંપ્રતિપત્તિ પણ થઈ શકતી નથી. એથી સર્વથી પ્રથમ અનુષ્ઠાનનો જ વિચાર કરીએ છીએ.

**शतायुर्वै पुरुषो विभज्य कालमन्योन्यानुबद्धं परस्परस्यानुपघातकं त्रिवर्गं सेवेत ॥ १ ॥**

**સો વર્ષ સુધી આયુષ્ય ભોગવનાર મનુષ્યે પોતાના કાળનો (જીવનનો) (આશ્રમમાં) વિભાગ કરીને ધર્મ, અર્થ અને કામ એ ત્રણનો ઉપભોગ એવી રીતે કરવો કે એ ત્રણેનો એકબીજાની સાથે સંબંધ રહે અને તે પરસ્પર વિઘાતક ન નીવડે. ॥ ૧ ॥**

શતાયુઃ—સો વર્ષની ઉમરવાળો—સો વર્ષનું જેનું આયુષ્ય છે એવો. પુરુષના આયુષ્યની અવધિ સો વર્ષની લેખાય છે. જો કોઈ એમ કહે કે કાળવિભાગને માટે 'સો' શબ્દ વાપરવામાં આવ્યો છે, તો તેમ નથી. કારણ કે આયુષ્ય પોતે જ વિભક્ત છે, એનો વિભાગ થઈ શકે નહિ. વળી જેની ઉંમર સો વર્ષ પહેલાં પૂરી થઈ જાય તેનું શું? એના વિભાગ નહિ થઈ શકે. ×

ત્રિવર્ગની પ્રતિપત્તિમાં પુરુષ જ પ્રધાન છે. સ્ત્રીઓની સેવા પુરુષોને અધીન છે. ત્રિવર્ગની સેવા માટે સ્ત્રીઓને સ્વાતંત્ર્ય નથી. વક્ષ્યમાણ—આગળ ઉપર કથવામાં આવનાર—ન્યાયથી સમયનો વિભાગ કરતાં, ધર્મ, અર્થ, કામના સેવનને માટે સમય-વિભાગ બીજા, ત્રીજા, ચોથા અને છટ્ઠા સૂત્રમાં જણાવ્યા પ્રમાણે સેવન કરવો.

---

× આનો ઉત્તર આ અધ્યાયના પાંચમા સૂત્રમાં છે.

અન્યોન્યાનુબદ્ધ—ધર્મ, અર્થ અને કામ, એમાં એકએકની સાથે એક વા બે સંકળાયેલા-જોડાયેલા છે. અનુબદ્ધ—પાછળ જોડાયેલો. પ્રજાર્થી એટલે પુત્રની ઇચ્છાવાળો પુરુષ ઋતુકાલમાં પોતાની પત્ની સાથે સહવાસ કરે, તો તો તેની ઇચ્છા ન હોવાથી તે કાર્ય કામ તો નહિ કહી શકાય; પણ તે ધર્મ તો અવશ્ય કહેવાશે. તાત્પર્ય એ છે કે જો તેને પુત્ર થાય તો તે તેનો પુત્ર થશે. આ એક રીતે અર્થ પણ છે. પત્નીનો વળી તેણે અનાદર ન કર્યો. ઇચ્છા ન છતાં પણ તેની સાથે ધર્મનું પાલન કર્યું. આથી ધર્મ પ્રધાન છે. પુત્રરૂપી અર્થ એ આનુષંગિક છે. ધર્મ ખરો પણ અર્થાનુબદ્ધ.

પુત્રાર્થી પુરુષ પત્નીની સાથે ઋતુકાળમાં વિધિપૂર્વક સમાગમ કરે તો તેનું આ કાર્ય ધર્મ છે. પણ તે કામાનુબદ્ધ થશે, કારણ કે તેનો સહ-સમાગમ જો કે ધર્મથી પ્રેરિત હોવા છતાં પણ કામનાવશ હતો. જો અવિવાહિત પુરુષને સવર્ણ પુરુષથી—પોતાની જાતિના પુરુષથી—કન્યાલાભ થાય તો આ લાભ ધર્મની સાથે થયો છે. કારણ તે પુરુષને વગર ઇચ્છાએ પોતાની જાતની—સવર્ણ કન્યાનો લાભ થયો. અહીં અર્થ અને ધર્મ બંને છે. પણ અર્થ પ્રધાન—મુખ્ય છે, જ્યારે ધર્મ ગૌણરૂપથી છે. જો પરણેલા પુરુષને અધમ વર્ણના પુરુષથી ઇચ્છિત કન્યા મળી જાય તો તો તે અર્થ છે; પરંતુ તેનું અધમ જાતિની કન્યાનું પરિગ્રહણ કામને લઇને છે, ધર્મને લઇને નહિ; અર્થાત્ કામાનુબદ્ધ. ઋતુકાળમાં કામાતુર પુરુષ પોતાની પ્રેયસીની સાથે સહવાસ કરે તો એ કામ છે, પણ ધર્માનુબદ્ધ. પુરુષ પરણેલો હોય પરંતુ દરિદ્ર હોય; અને જો તેને ચાહનારી ધનવાન અધમવર્ણી કન્યા મળે તો તેનો આ ધનલાભ કામથી થયો છે. આથી આ કામ સ્ત્રી અને ધનપ્રાપ્તિ—અર્થ—ની સાથે છે; એટલે અર્થાનુબદ્ધ છે. આ પ્રમાણે ધર્મ, અર્થ અને કામ એકએકની સાથે સંકળાયેલ છે.

અવિવાહિત પુરુષનો ઇચ્છિત નિર્દોષ સવર્ણ કન્યા સાથે વિધિપૂર્વક સંયોગ ધર્મ છે; પણ આ અર્થ અને કામની સાથે અનુબદ્ધ છે. જો

અવિવાહિત પુરુષને ઇચ્છિત સવર્ણ કન્યાની પ્રાપ્તિ થાય તો તેનો આ યોગ અર્થ, ધર્મ અને કામની સાથે છે. અર્થ ખરો, પણ ધર્મ અને કામથી અનુબદ્ધ. તાત્પર્ય એ છે કે અવિવાહિતનો સવર્ણ—પોતાની જાતની—કન્યા સાથે વિવાહ એ અર્થ છે. અર્થ આમ ફળ્યો. વળી ઇચ્છેલી જ કન્યા મળી એટલે કામ પણ ફળ્યો. અવિવાહિત સવર્ણ યોગ્ય કન્યા સાથે લગ્ન કરવું, એ ધર્મ ( કાર્ય ) છે. એટલે ધર્મ પણ સધાયો. અહીં અર્થ તે ધર્મ અને કામથી અનુબદ્ધ છે.

અવિવાહિત પુરુષને તેની ઇચ્છિત અને તેના પર અનુરક્ત ધનવાન અને રૂપવાન કન્યાની સાથે એ સમયે વિવાહ થાય કે જ્યારે તેઓ બન્ને એકબીજાને માટે ઉત્કંઠિત હોય તો આ ( યોગ ) કામ છે; પણ ધર્મ અને અર્થથી અનુબદ્ધ છે. પરસ્પર અનુઘાતક ન હો. એકનું સેવન કરતાં બીજું તેનું વિઘાતક—હાનિકારક ન હોવું જોઈએ. ધર્મ, અર્થ અને કામ આમાંથી જે કોઈ એકનું સેવન કરવામાં આવે તે એવા રૂપમાં હોવું જોઈએ કે એકથી બીજાને હાનિ ન થાય. કામનું સેવન કરતાં જો ધર્મ અને અર્થની હાનિ થાય તો તે સેવન કોઈ પણ પ્રકારે ઇષ્ટ નથી. એનાં ઉદાહરણ આગળ પર જણાવવામાં આવશે. ॥ ૧ ॥

**वयोभागे कालविभागमाह—**

**बाल्ये विद्याग्रहणादीनर्थान् ॥ २ ॥**

**વયદ્વારા કાળવિભાગ કહેવામાં આવે છે.**

**બાલ્યાવસ્થામાં વિદ્યોપાર્જન આદિ અર્થોનું સેવન કરવું. ॥ ૨ ॥**

આગળ સો વર્ષનું આયુષ્ય કહેવામાં આવ્યું છે. અહીં તેના અવાંતર અથવા ગૌણ વિભાગ જણાવવામાં આવે છે. બાલ્યકાળની મર્યાદા સોળ વર્ષ સુધીની છે. જન્મ ધારણ કર્યા પછી દૂધ લેતો થાય અને પછી અન્ન ખાતો થાય અને સત્તર વર્ષનો થાય ત્યાં સુધી મધ્યમ, ત્યાર પછી તેની ગણના વૃદ્ધોમાં થાય છે.* સર્વ અર્થોમાં પ્રધાન વિદ્યાગ્રહણ તે બાલ્યકાળમાં મેળવી લેવું જોઈએ.

---

* બાલ્યાવસ્થાના ત્રણ પેટા વિભાગ: પ્રારંભ, મધ્ય અને અંત. ૧૬ વર્ષ સુધી બાલ્ય, ૧૭ મે વર્ષે મધ્યમ, ત્યાર પછી બાલ્યકાળની વૃદ્ધાવસ્થા.

एवम्—

**कामं च यौवने ॥ ३ ॥**

**યુવાવસ્થામાં કામનું સેવન કરવું. ॥ ૩ ॥**

**स्थाविरे धर्मं मोक्षं च ॥ ४ ॥**

**વૃદ્ધાવસ્થામાં ધર્મ અને મોક્ષનું સેવન કરવું. ॥ ૪ ॥**

આ શાસ્ત્રાનુસાર ત્રિવર્ગપ્રાપ્તિ એને જ પરમપુરુષાર્થ માને છે, તો વૃદ્ધાવસ્થામાં ધર્મની સાથે 'મોક્ષ' લખવાની શી જરૂર છે? જ્ઞાનવાદીઓ ચાર પુરુષાર્થ માને છે: ધર્મ, અર્થ, કામ અને મોક્ષ. આ ચતુર્વર્ગ કે પુરુષાર્થચતુષ્ટય તેમને ઇષ્ટ છે. એથી વૃદ્ધાવસ્થા આધ્યાત્મિક ચિંતનમાં ગાળવી એ શ્રેયસ્કર છે. ઠીક, જો એવો જ નિયમ છે કે બાલ્યકાળમાં અર્થ, યૌવનમાં કામ, અને વૃદ્ધાવસ્થામાં ધર્મ અને મોક્ષનું સેવન કરવું, તો પછી આગળ જે અન્યોન્યાનુબંધ કહેવામાં આવ્યું છે તેનું શું? સમયવિભાગ પ્રમાણે તો એકેક સમયે એકેકનું સેવન જણાવો છો? ઠીક છે. અન્યોન્યાનુબંધ કહેવામાં આવે છે, તે યથાર્થ છે. પણ જો કોઈને એકેકનું સેવન સમય વિભાગાનુસાર કરવું હોય તો થઈ શકે છે. પણ આગળના એક સૂત્રમાં જણાવ્યા પ્રમાણે તે બીજાને વિઘાતક ન હોવું જોઈએ. એક બીજી શંકા ઉપસ્થિત થાય છે. જો કાળવિભાગનો નિયમ રાખે તો—અર્થાત્ બાલ્યકાળમાં વિદ્યાનો, યૌવનમાં કામનો અને વૃદ્ધાવસ્થામાં ધર્મ અને મોક્ષનો તો—મિશ્રોપાસના—પરસ્પર અનુબંધ—નું શું? જો ધર્મની સાથે અર્થનો, વા અર્થની સાથે કામનો, ધર્મ અને અર્થની સાથે કામનો કિંવા કામ અને અર્થની સાથે ધર્મનો કોઈ પણ સંબંધ નહિ રહે એમ નથી. આનુષંગિક સંબંધ રાખી અનુષ્ઠાન કરવું. જે જેનો સમય છે તેમાં વિરુદ્ધાચરણ ન કરવું. સમયવિભાગ પ્રમાણે ધર્માદિકનું સેવન કરતાં પ્રસંગવશાત્ બીજાનું સેવન કરે તો કંઈ દોષ નથી.

**अनित्यत्वादायुषो यथोपपादं वा सेवेत ॥ ५ ॥**

**આયુ અનિત્ય છે તેથી જે સમયે જેટલો ( ઉચિત પુરુષાર્થ ) થઈ શકે તેટલાનું સેવન કરવું. ॥ ૫ ॥**

આયુષ્યનો એવો કંઈ નિયમ નથી, કે સોએ સો વર્ષ પૂરાં ભરાય. ઘણા સો વર્ષ પહેલાં પણ મરણ પામે છે. આથી જે ઉચિત અને બની શકે તેનું સેવન કરવું. વિદ્યાગ્રહણ સમયે, એટલે બાલ્યકાળમાં, ધર્મ અને અર્થનું સેવન થઈ શકે છે. યૌવનમાં કામની સાથે ધર્મ અને અર્થનું સેવન થઈ શકે છે. વૃદ્ધાવસ્થામાં ધર્મને માટે કહેલું છે. પણ જો શક્તિ હોય તો અર્થ અને કામનું સેવન કરવું. માત્ર એકના જ સેવનમાં પૂરો પુરુષાર્થ નથી. કારણ કે એકને વળગી રહેવાથી જેનું સેવન નથી થયું તે બાકી રહી જાય છે.

આ પક્ષમાં સમયની કંઈ વ્યવસ્થા નથી. વિદ્યાગ્રહણરૂપ અર્થની સેવા ત્રણે કાળમાં સંભવિત નથી. કારણ કે કામેચ્છા અને વિદ્યાને વૈર છે. આથી નિયમ કરે છે કે—

**ब्रह्मचर्यमेवत्वात्विद्याग्रहणात् ॥ ६ ॥**

**વિદ્યાગ્રહણ કરતાં સુધી બ્રહ્મચર્યનું પાલન કરવું. ॥ ૬ ॥**

વિદ્યાગ્રહણનું કામ પૂરું ન થાય ત્યાં સુધી કામનું સેવન કરવું નહિ. આથી ઊલટું વર્તવાથી અધર્મ થશે. અર્થાત્, વિદ્યા પ્રાપ્ત કરવાના કામમાં હરકત આવશે અને વિદ્યારૂપી અર્થ ગ્રહણ કરી શકાશે નહિ. આ નિયમ ભૂમિ આદિ મેળવવામાં લાગુ પડતો નથી. વિદ્યાગ્રહણકાળમાં ભૂમિ વગેરે પ્રાપ્ત કરવામાં વાંધો નથી.

કોઈ એમ કહે છે કે વિદ્યાગ્રહણ વગર ભૂમિ આદિનું મેળવવું શક્ય નથી. આથી સો વર્ષના ત્રણ વિભાગ કરે છે. ૩૩ વર્ષ અને ૪ માસની બાલ્યાવસ્થા, ત્યારપછી ૬૬ વર્ષ ને ૮ માસ સુધી મધ્યમાવસ્થા અને પછીનો બાકીનો ભાગ સો વર્ષ સુધીનો વૃદ્ધાવસ્થાનો.

આ પ્રમાણેની વિભાગવ્યવસ્થામાં બાલ્યકાળ ૩૩ વર્ષ ૪ માસનો થાય. પહેલાં બાલ્યકાળ ૧૬ વર્ષનો જણાવવામાં આવ્યો છે. આ સમય

૧૬ વર્ષના આ વિભાગમાં આવી જાય છે. એથી ૧૬ વર્ષ પછી કામ-સેવનનો સમય લેખાય છે. સોળની અંદરનો સમય તો વિદ્યાગ્રહણ માટે જ છે. આ સમયમાં ગુરુઆજ્ઞાથી ભૂમિનું અર્જન કરતા જણાયા છે, પણ કામસેવન કરતા જણાયા નથી. આથી એમ સિદ્ધ થઈ શકે છે કે ૧૬ વર્ષની પછીના બાલ્યકાળમાં ધર્મ, અર્થ અને કામનું સેવન કરી શકાય છે. આ પ્રમાણે સમયવિભાગથી ત્રિવર્ગનું અનુષ્ઠાન જણાવ્યું.

હવે ત્રિવર્ગનું સ્વરૂપ અને જે ઉપાયથી તેનું જ્ઞાન થાય તે બન્ને જણાવે છે—

**अलौकिकत्वाददृष्टार्थत्वादप्रवृत्तानां यज्ञादीनां शास्त्रात्प्रवर्तनम् ; लौकिकत्वाद् दृष्टार्थत्वाच्च प्रवृत्तेभ्यश्च मांसभक्षणादिभ्यः शास्त्रादेव निवारणं धर्मः ॥ ७ ॥**

**અલૌકિક અને અદૃષ્ટ ફળવાળાં હોવાથી યજ્ઞાદિક કર્મોમાં અપ્રવૃત્ત મનુષ્યોને શાસ્ત્રના આદેશથી પ્રવૃત્ત થવું, અને આ લોકમાં પ્રત્યક્ષ ફળ મળવાથી માંસભક્ષણાદિમાં પ્રવૃત્ત થયેલા મનુષ્યોએ શાસ્ત્રના આદેશથી નિવૃત્ત થવું (આ પ્રવૃત્તિરૂપ અને નિવૃત્તિરૂપ બે પ્રકારનો) એ ધર્મ છે. ॥ ૭ ॥**

યજ્ઞાદિ, રૂપરસાદિની માફક—સંસારી પદાર્થની માફક જોવામાં આવતા નથી. આથી એના સ્વરૂપનું સ્પષ્ટ જ્ઞાન થતું નથી. એથી યજ્ઞાદિકને અલૌકિક કહે છે. જો એમ કહેવામાં આવે કે યજ્ઞાદિ દ્રવ્ય—ગુણ અને કર્માત્મક છે. નિરાળા દ્રવ્ય, ગુણ અને કર્મરૂપી યજ્ઞાદિક જોવા અને સાંભળવામાં આવે છે તો પછી યજ્ઞાદિકને અલૌકિક કેમ કહી શકાય? આ શંકાના સમાધાન માટે કહે છે કે અદૃષ્ટાર્થ અર્થાત્ કે જે સમયે તે (યજ્ઞાદિ) કરવામાં આવે છે તે સમયે તેનું ફળ પણ જોવામાં આવતું નથી, એથી તે અલૌકિક અને અદૃષ્ટ ફળવાળા છે. અલૌકિક અને અદૃષ્ટ ફળવાળામાં બુદ્ધિમાન મનુષ્યોની પ્રવૃત્તિ જેમ અદૃષ્ટ (ન જોયેલી) સામર્થ્યવાળી ઔષધિઓ હોય છે તેમ આમાં હોતી નથી. તાત્પર્ય એ છે કે

લૌકિક એટલે માંસભક્ષણાદિનું ફળ જેમ તૃપ્તિ છે તેવી એટલે પ્રત્યક્ષ સિદ્ધ. જેનું ફળ પ્રત્યક્ષ નથી તેને (યજ્ઞાદિને) લૌકિક શી રીતે કહે શકાય? તેનું ફળ પ્રત્યક્ષ નથી તેથી અલૌકિક. આને કોઈ પણ પંડિ અદૃષ્ટ શક્તિવાળી ઔષધિના પ્રત્યક્ષ ફળમાં પ્રવર્તિત કરી શકે નહિ. આ કારણથી યજ્ઞાદિની સાથે અપ્રવૃત્ત વિશેષણ લગાડયું છે. આદિ શબ્દથ તપશ્ચરણ, યોગ વગેરે ધાર્મિક કૃત્યો. અપ્રવૃત્ત તપશ્ચર્યા આદિ શાસ્ત્રોમ પ્રવૃત થવું ધર્મ છે. એનું નામ પ્રવૃત્તિલક્ષણ ધર્મ. જે લૌકિક તૃપ્તિ આદિ ફળ આપનારા છે તેને ચાહનાર મૃગાદિકોના માંસભક્ષણની માફ તેને કહે છે. તૃપ્તિકામી આવા કારણથી જેઓ માંસભક્ષણમાં પ્રવૃત્ત થાય છે, તે માંસભક્ષણાદિનું શાસ્ત્રથી નિવારણ થાય છે. માંસભક્ષણની સાથે આવેલા 'આદિ' શબ્દથી દ્રોહ, બીજાના ધનનું હરણ કરવું, દુષ્કર્મો કરવ વગેરેનો સમાવેશ થાય છે. આનું નિવારણ શાસ્ત્રથી જ થાય છે. કારણ કે આવા કામ ન કરો એમ શાસ્ત્ર આજ્ઞા કરે છે. આ નિવૃત્તિરૂપ ધર્મ છે.

ધર્મના વિષયમાં શાસ્ત્રનું પ્રમાણ શા માટે લે છે તેના પ્રત્યુત્તરમાં કહે છે.

**तं श्रुतेर्धर्मज्ञसमवायाच्च प्रतिपद्येत ॥ ८ ॥**

**તે (પૂર્વોક્ત સ્વરૂપ) ધર્મને શ્રુતિથી અને ધર્મને જાણનાર પુરુષોના સંસર્ગથી શીખવો જોઈએ. ॥ ૮ ॥**

સાતમા સૂત્રમાં જે ધર્મનું લક્ષણ જણાવ્યું છે તેહ તેને અનુસાર સ્મૃતિથી—સાંગવેદથી સમજે. જે એ શાસ્ત્રનો અધિકારી છે તે અને જે એનો અધિકારી નથી તે શ્રુતિ અને સ્મૃતિના યથાર્થ તત્ત્વને જાણનાર યોગ્ય વિદ્વાન મનુષ્ય પાસેથી તેમના સંસર્ગમાં આવી સમજે. પ્રતિપત્તિ કરે, —અવબોધ કરે. પ્રતિપત્તિ એ જ્ઞાનરૂપા છે.

**विद्याभूमिहिरण्यपशुधान्यभाण्डोपस्करमित्रादीनामर्जनमर्जित-स्य विवर्धनमर्थः ॥ ९ ॥**

**વિદ્યા, ભૂમિ, સુવર્ણ, પશુ, ધાન્ય, ભાંડોપસ્કર (વાસણ વગેરે ઘરનો સામાન), મિત્રાદિકને મેળવવાં અને મેળવેલાં હોય તેની વૃદ્ધિ કરવી, એનું નામ અર્થ. ॥ ૯ ॥**

અહીં વિદ્યા એટલે આન્વીક્ષિકી વિદ્યા સમજવી. જે શાસ્ત્રોનું શ્રવણ કર્યું હોય, સાંભળ્યું હોય, તેની પરીક્ષા કરવી તેનું નામ 'અન્વીક્ષા' છે. જેની અન્વીક્ષાનું પ્રયોજન હોય તે 'આન્વીક્ષિકી' કહેવાય. આમાં ગૌતમપ્રણિત તર્કશાસ્ત્ર વગેરે આવી જાય છે. 'આદિ' શબ્દ વડે દંડનીતિ વગેરે સમજવું. ભૂમિ, એટલે જેમાં ખેતી થઈ શકે તેવી—ખેતીને યોગ્ય જમીન, પાક પેદા ન થાય તેવી ભૂમિ નહિ. હિરણ્ય એટલે સોનું ચાંદી વગેરે. પશુ એટલે હાથી, ઘોડા, ગાય, ભેંસ વગેરે. ધાન્ય એટલે વ્રીહિ—અનાજ, તે પણ ત્રણ પ્રકારનું: ઉત્તમ, મધ્ય અને અધમ; મોસમની શરૂઆતમાં, મધ્યમાં અને અંતમાં વાવેલું ધાન્ય. ભાષ્યકાર કહે છે કે જવ, મગ, અડદ, તલ, ચણા વગેરે સોળ પ્રકારનું ધાન્ય. ભાંડોપસ્કર એટલે લોખંડની કે કાષ્ટની ઘર-ઉપયોગી ચીજો: તવો, કઢાઈ, વેલણ, ભૂંગળી, તથા માટીના ઘડા, ચામડાની કુપ્પીઓ વગેરે. મિત્ર બે પ્રકારના હોય છે: એક કાર્યમિત્ર અને બીજો સહજમિત્ર. કાર્યમિત્ર એટલે મતલબી—ગરજસરુ મિત્ર. આવા મિત્રોની રક્ષાની જરૂર જ નથી. સહજમિત્ર ઉદાર અને મમતાવાળો હોય તે; બાળપણથી જ ધૂળમાં સાથે રમ્યા હોઈએ તે, જેને લંગોટિયો દોસ્ત પણ કહે છે. મિત્રની સાથે 'આદિ' શબ્દ છે. એટલે 'આદિ' શબ્દથી વસ્ત્ર, આભરણ વગેરે સમજવાં. અર્જન બે પ્રકારનાં હોય છે: પ્રાપ્ત કરેલા—મેળવેલા—હાથી ઘોડા આદિનો સ્વીકાર; બીજો પ્રકાર તે એ કે નિષ્પન્ન ન થયેલાં ધાન્યાદિકને મેળવવાં તે. સૂત્રમાં 'અર્જિતસ્ય' એમ છઠ્ઠીનું એકવચન છે. તે એક-એક દ્રવ્યનાં સાથસાથ અર્જન અને વર્ધન માટે છે. જો એમ અર્થ ન કરીએ તો સર્વ સમુદાયનું એકીવખતે અર્જન કરવું એવો અર્થ થાય. વૃદ્ધિ અને ભોગ આદિ દર્શાવવા માટે વર્ધન શબ્દ વાપરવામાં આવ્યો છે. એનો અર્થ એમ નથી કે એની વૃદ્ધિ—વધારો કર્યા કરે અને વાપરે

કે ઉપયોગ ન કરે. શાસ્ત્રમાં તો એમ કહ્યું છે કે ઉપચય–મેળવવું અને તેનો ઉપભોગ કરવો.

**तमध्यक्षप्रचाराद्वार्तासमयविद्भ्यो वणिग्भ्यश्चेति ॥ १० ॥**

**તે અર્થને 'અધ્યક્ષપ્રચાર' (કૌટિલ્યઅર્થશાસ્ત્ર)થી કૃષિ-વાણિજ્યના તત્ત્વજ્ઞો પાસેથી અને વણિકો પાસેથી શીખે. ॥૧૦॥**

જેનો પ્રત્યક્ષ ભાવે પ્રચાર થઈ શકે તેને અધ્યક્ષપ્રચાર કહે છે. ધનિકોના વ્યવહારને પણ કોઈ અધ્યક્ષપ્રચાર કહે છે. કોઈ કૌટિલ્ય અર્થ-શાસ્ત્રના અધ્યક્ષપ્રચાર * નામના પ્રકરણને લેવું એમ કહે છે. કેટલાક ટીકાકારના મતે આ ઇષ્ટ નથી. 'વાર્તા' શબ્દનો અર્થ શાસ્ત્ર સમજવો. જે શાસ્ત્રનો અધિકારી છે, તે શાસ્ત્રથી સમજી લે. જે શાસ્ત્રનો અધિકારી નથી, શાસ્ત્ર જાણતો નથી, તે કૃષિ, પશુપાલન, વાણિજ્ય વગેરેનાં તત્ત્વોના જાણનાર પાસેથી સમજી લે; અથવા તો વેપાર કરનાર પાસેથી શીખી લે.

અહીં વણિક શબ્દ કૃષક વગેરેનો સૂચક છે.

**श्रोत्रत्वक्चक्षुर्जिह्वाघ्राणानामात्मसंयुक्तेन मनसाऽधिष्ठितानां स्वेषु स्वेषु विषयेष्वानुकुल्यतः प्रवृत्तिः कामः ॥ ११ ॥**

**આત્માથી સંયુક્ત, મનથી અધિષ્ઠિત, કાન, ત્વચા, ચક્ષુ, જિહ્વા, અને નાક (આ પાંચ જ્ઞાનેંદ્રિયોનું) ઇચ્છાનુકુલ (શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ એમાં) પ્રવૃત્ત થવું તેનું નામ કામ. ॥ ૧૧ ॥**

ત્વક એટલે કર્મેન્દ્રિય, જે કામમાં અનુકૂળ થાય છે તે કામના બે પ્રકાર છેઃ (૧) સામાન્ય અને (૨) વિશેષ સામાન્ય કામનું અહીં વર્ણન છે. આત્મસંયુક્ત મન દ્વારા જ્યારે શબ્દાદિ વિષયભોગની ઇચ્છા થાય છે.

---

* કૌટિલ્ય અર્થશાસ્ત્રનું બીજું અધિકરણ. આ અધિકરણમાં નગર, દુર્ગાદિની રચના, ખેતી, વેપાર, રત્નપરીક્ષા, હાથી, ઘોડા, રથનું નિરીક્ષણ વગેરે સુંદર રીતે રચ્યાં છે.

ત્યારે તેનો પ્રયત્નગુણ ઉત્પન્ન થાય છે. કારણ કે સુખ, દુઃખ, ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન વગેરેનો આત્માની સાથે સમવાયસંબંધ છે. મનસંયુક્ત થતાં તે પ્રાપ્ય અને અપ્રાપ્યકારી શ્રોતાદિક ઇંદ્રિયોની સાથે સંયુક્ત થાય છે, અને શ્રોત્ર, ત્વચા, ચક્ષુ, જિહ્વા અને પ્રાણની ક્રમશઃ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધમાં પ્રવૃત્તિ થાય છે. ઇચ્છા દ્વારા ઉપગૃહિત શબ્દાદિ વિષયિણી બુદ્ધિ વિષયભોગના સ્વભાવવાળી હોવાથી ઉપચારથી તે કામ કહી શકાય છે. અર્થાત્ કે જ્યારે બુદ્ધિને વિષયભોગની ઉત્કટ ઇચ્છા થાય છે ત્યારે વિષયભોગવાળી બુદ્ધિ ઉપચારથી કામ કહેવાય છે. આત્મા બુદ્ધિ દ્વારા વિષયને ભોગવી સુખનો અનુભવ કરે છે. એ સુખ તે સામાન્ય રૂપથી પ્રધાન કામ છે. હેતુ અને ફળભેદથી સામાન્ય કામ બે પ્રકારનો છે; અનુકૂળ પ્રવૃત્તિ યા ઇચ્છા તે કામ; અને પ્રતિકૂળ પ્રવૃત્તિ વા ઇચ્છા તે દ્વેષ.

**स्पर्शविशेषविषये त्वेस्याभिमानिकसुखानुविद्धा फलवत्यर्थप्रतीतिः प्रधान्यात्कामः ॥ १२ ॥**

પ્રધાન અને અપ્રધાન ભેદથી કામ બે પ્રકારનો છે. તે બન્ને પ્રકાર આ સૂત્રથી જણાવે છે.

**ચુમ્બનાદિ પ્રાસંગિક સુખની સાથે, વિશેષ અંગોના સ્પર્શ થતાં ફલવતી આનંદની પ્રતીતિ થાય છે તે પ્રધાન કામ. ॥ ૧૨ ॥**

સ્પર્શવિષયક કર્મેન્દ્રિય પાંચ છે: વાક (વાણી), પાણિ (હાથ), પાદ (પગ), પાયુ (ગુદા), ઉપસ્થ. આનાથી વચન, આદાન, વિહરણ, ઉત્સર્ગ અને આનંદ ઉત્પન્ન થાય છે. આ પાંચેમાં સ્ત્રી-પુરુષોના નીચેના ભાગમાં વ્યંજન કહેતાં સ્ત્રીપુરુષોની ઓળખાણ આપતી જે 'સંબાધકાદિ' (યોનિ) અને ઇન્દ્રિય છે, તેનો સ્વભાવ ત્વગિન્દ્રિય છે. એના કોઈ એક પ્રદેશ-ભાગને ઉપસ્થેન્દ્રિય કહે છે, જે શુક્રક્ષરણની અવસ્થામાં આનંદ ઉત્પન્ન કરે છે. આ વ્યંજનના મધ્યવર્તી ભાગમાં જે સ્પર્શવિશેષની

પ્રતીતિ થાય છે તે અર્થપ્રતીતિ; અર્થાત્ કે ત્વગિન્દ્રિય બુદ્ધિ કે ત્વચાનું વિશેષ સ્પર્શજ્ઞાન. આનું કારણ સંપ્રયોગની ઇચ્છારૂપી કામિતાખ્ય ભાવ છે. સ્ત્રીને પુરુષના ઉપસ્થના સ્પર્શવિષયમાં સ્ત્રીત્વવ્યંજનની જે ત્વચા–ઇન્દ્રિય છે તેની પ્રતીતિ થાય છે. પુરુષને સ્ત્રીના સ્ત્રીત્વવ્યંજનવાળા સ્પર્શથી પુરુષના ત્વગિન્દ્રયવિષય ભિન્ન પ્રકારના સ્પર્શની પ્રતીતિ થાય છે. એને અર્થપ્રતીતિ કહે છે. પરસ્પરના સાધનથી પરસ્પરના સાધનના નિરાળા સ્પર્શને 'અર્થ' કહે છે. એના પ્રત્યક્ષને અર્થપ્રતીતિ કહે છે. કેવળ સ્પર્શ નહિ પણ સ્પર્શવિશેષ કહેવાનું તાત્પર્ય એ છે કે પુરુષના ઊરુ અને કક્ષા (બગલ) આદિના સ્પર્શવિષયમાં તેમજ સ્ત્રીના ઊરુ અને નાભિના સ્પર્શવિષયમાં જે પ્રતીતિ થાય છે તે અર્થપ્રતીતિ નહિ કહી શકાય. કારણ કે આ પ્રતીતિ પ્રધાન નથી. આવી અર્થપ્રતીતિને સામાન્ય કામ કહે છે. મુખ્ય વા વિશેષ કામ શી રીતે 'ફલવતી'? પ્રબંધાનુસાર (અવિચ્છેદ ભાવ) ઉત્પન્ન થતી પ્રતીતિમાં શુક્રપાત અને તે જ સમયે આનંદરૂપ ફળ કહેતાં સુખ થાય તે ફળવતી અર્થપ્રતીતિ છે. પહેલાં જે અર્થપ્રતીતિ કહી, તે પ્રથમ ઉત્પન્ન થતી પ્રતીતિ જુદા પ્રકારની છે. ફલવતી અર્થપ્રતીતિનું કારણ પ્રથમની અર્થપ્રતીતિ છે. આમાં ત્રણ વસ્તુ છે: (૧) શુક્રપાત, (૨) સ્પર્શ અને (૩) રતિસુખ. આથી એમ સિદ્ધ થાય છે કે વિષયભેદ અને સ્વરૂપભેદથી બે પ્રકારની પ્રતીતિ છે. પ્રથમ કહેલી પ્રતીતિથી સ્વપ્નમાં નિરાળા સ્પર્શનું ભાન થાય છે; પણ તે ફળવતી નથી. કારણ કે સ્વપ્નના સર્વ વિષય મિથ્યા હોય છે. અર્થગ્રહણનું પ્રયોજન એ છે કે જે અવાસ્તવિક છે તેનું ગ્રહણ ન કરવું. આ પણ અપ્રધાન વિશેષ કામ છે. જો આમ જ હોય તો, અર્થાત્ કે આને જ જો કામનું પ્રધાન લક્ષણ માનો તો, વિપરિત–પશુ આદિની યોનિથી, અયોનિથી (હસ્તમૈથુન), અનભિપ્રેત યોનિથી (બલાત્કારથી) જે અર્થપ્રતીતિ થાય છે તેની ગણતરી પણ પ્રધાન કામમાં થશેને? આમ ન થાય તેટલા માટે કહે છે કે 'આભિમાનિક સુખે અનુવિદ્ધ.' અર્થાત્

ચુમ્બન આદિ સુખ વિષે આગળ ઉપર કહીશું. ચુમ્બન, નખક્ષત, દશનચ્છેદ વગેરે યથાસ્થાને કરવામાં આવે તો સ્ત્રી–પુરુષોના અનુરાગમાં સંકલ્પને લીધે સુખ થાય છે. આ સુખમાં અનુવિદ્ધ એટલે આ સંસ્કારને જાગૃત કર્યા પછી જે પ્રતીતિ ફલવતી થાય છે તે પ્રધાન કામ છે. આથી વિપરીત યોનિથી, અયોનિથી, કે અભિપ્રેત યોનિથી સ્ત્રી–પુરુષની અર્થપ્રતીતિ ફળવતી હોય છતાં તે કામ કહી શકાય નહિ. કારણ કે એની સાથે આભિમાનિક સુખ નથી. તે ખાસ સ્પર્શને યોગ્ય વ્યક્તિના કે ખાસ સ્પર્શને શી રીતે વિશેષ કામ લેખી શકાય ?

**तं कामसूत्रान्नागरिकजनसमवायाच्च प्रतिपद्येत ॥ १३ ॥**

**તેને ( કામવિજ્ઞાન ) કામસૂત્રોથી અને ( કામવ્યવહાર ) જાણનાર નાગરિકો પાસેથી જાણવું. ॥ ૧૩ ॥**

કામના સામાન્ય અને વિશેષ ભેદ જે આગળ કહેવામાં આવ્યા છે અને વિશેષ કામના પ્રધાન અને અપ્રધાન ભેદો અધિકારી જનોએ—જેમને શાસ્ત્રનો અધિકાર છે, તેમણે કામસૂત્રોથી સમજી લેવા. શાસ્ત્રના જેઓ અધિકારી નથી તેમણે કામવ્યવહારને જાણવાવાળા નાગરિકો પાસેથી તેમની બેઠકમાં પ્રાપ્ત કરવા.

ત્રિવર્ગમાં શ્રેષ્ઠ શું ?

**एवं धर्मादीनि युगपत्सेवितुमधिगन्तुं वा न संभवन्तीति गौरव-लाघवमपि बुध्येतेत्याह—**

આ પ્રમાણે ધર્મ, અર્થ અને કામ એકીસાથે ન સમજી શકાય કે તેમનું સેવન એકીસાથે ન થઈ શકે તો તેમાં-ત્રિવર્ગોમાં શ્રેષ્ઠ કોણ ? કનિષ્ઠ કોણ ? તે જાણવા માટે આ સૂત્ર રચ્યું છે.

**तेषां समवाये पूर्वः पूर्वो गरीयान् ॥ १४ ॥**

**આ એકત્રમાં-ત્રણના સમુદાયમાં એક એકથી પહેલું તે શ્રેષ્ઠ અર્થાત્ ધર્મ અર્થથી શ્રેષ્ઠ, અર્થ કામથી શ્રેષ્ઠ છે. ॥ ૧૪ ॥**

કામથી અર્થ શ્રેષ્ઠ છે, કારણ કે તે અર્થ વડે સિદ્ધ થાય છે. અર્થથી ધર્મ શ્રેષ્ઠ છે, કારણ કે બીજા જન્મમાં પણ ધર્મથી ઐશ્વર્ય પ્રાપ્ત થાય છે. અર્થાત્ કે આ લોકમાં અર્થ ધર્મસાધ્ય છે—ધર્મથી મળે છે. પરલોકમાં, સ્વર્ગ, સુધા, અપ્સરા ધર્મથી જ સાધ્ય છે. માટે ધર્મસાધ્ય અર્થ, ધર્મથી શ્રેષ્ઠ નથી.

**अर्थश्च राज्ञः ॥ १५ ॥ तन्मूलकत्वाल्लोकयात्रायाः ॥ १६ ॥ वेश्यायाश्च ॥ १७ ॥**

સર્વને માટે આ નિયમ નથી.

**રાજાને માટે ધન એ જ શ્રેષ્ઠ પુરુષાર્થ છે. કારણ કે તમામ લોકયાત્રા—સંસારવ્યવહાર અર્થમૂલક એટલે તેના પર જ આધાર રાખે છે. વેશ્યાઓને માટે પણ અર્થ–ધન એ જ શ્રેષ્ઠ પુરુષાર્થ છે. ત્રિવર્ગપ્રતિપત્તિ અહીં સમાપ્ત થાય છે. ॥ ૧૫–૧૬–૧૭ ॥**

રાજાને માટે અર્થ–ધન એ જ શ્રેષ્ઠ છે. કારણ કે લોકયાત્રા–( સંસાર–વ્યવહાર )નું તે મૂળ છે. વર્ણ અને આશ્રમરૂપ લોકયાત્રા છે. તે ઊલટી ન થઈ જાય માટે તેનું પાલન કરવું, એ રાજાનો ધર્મ છે. આ ત્યારે જ થઈ શકે કે જ્યારે પ્રભુશક્તિ હોય. પ્રભુશક્તિનો આધાર કોષ, બલ અને દંડ છે. ધન વગર આ સાધ્ય નથી. આથી લોકયાત્રાનો આધાર ધન પર છે. વેશ્યાને માટે ધન એ જ શ્રેષ્ઠ છે. કારણ કે તેની આજીવિકાનું મૂળ સાધન ધન જ છે. કામાતુર બ્રાહ્મણ કામેચ્છાની તૃપ્તિ માટે યાચકભાવે તેની પાસે આવે, અને કોઈ શ્રીમંત નાગરિક ત્યાં હાજર થાય, તો તે ધર્મ અને કામને છોડી—એ પછી થઈ રહેશે એમ વિચાર કરી—તે ધનવાનની સાથે ક્રીડા કરવા પ્રવૃત્ત થાય છે. અર્થાત્, ધર્મ અને કામ એ ક્રમનો ત્યાગ કરી અર્થને એ પ્રધાન લેખે છે. ત્રિવર્ગના અનુષ્ઠાન અને અવરોધરૂપ પ્રતિપત્તિ અહીં પૂર્ણ થઈ.

**धर्मस्यालौकिकत्वात्तदभिधायकं शास्त्रं युक्तम् ॥ १८ ॥ उपायपूर्वकत्वादर्थसिद्धेः ॥ १९ ॥ उपायप्रतिपत्तिः शास्त्रात् ॥ २० ॥**

અત્રે કેટલાક વાદીઓએ કરેલો વિરોધ દર્શાવી સ્વસિદ્ધાંતનો નિર્ણય કરે છે. અર્થાત્, વિપ્રતિપત્તિપૂર્વક સંપ્રતિપત્તિ દાખવે છે.

**ધર્મ અલૌકિક છે—લોકપ્રસિદ્ધ વસ્તુ નથી. તેની પ્રાપ્તિ માટે (જે કંઈ ઉપાય છે તેની વ્યવસ્થા કરવી) શાસ્ત્રને માટે યુક્તિયુક્ત છે—શાસ્ત્રની જરૂર છે. કોઈ પણ વિષયનો ફળલાભ-પુરુષાર્થ મેળવવા માટે ઉપાયની જરૂર છે. આ ઉપાય શાસ્ત્ર વડે જ જાણી શકાય છે. ॥ ૧૮-૧૯-૨૦ ॥**

કામસૂત્રમાં જ તે વિરોધ બતાવવામાં આવે છે. ધર્મ અલૌકિક છે એ આગળ ઉપર (૭ મા સૂત્રમાં) બતાવવામાં આવ્યું છે. અભિધાયકનો અર્થ વાચક નહિ પણ જ્ઞાપક-જણાવનાર-દર્શાવનાર છે. અર્થસિદ્ધિ એટલે અર્થ—દ્રવ્ય-ને અર્જન કરવું—મેળવવું અને તેનો વધારો કરવો (૯ મા સૂત્રમાં આ જણાવ્યું છે.) ઉપાય જાણ્યા વગર અર્થસિદ્ધિ કરવા માંડે તો અનર્થ થવાની પણ સંભાવના છે. ભાગ્યવશાત્ કદાપિ તેમ ન થાય તોપણ અનર્થનો સંદેહ તો રહેવાનો. આથી કરીને ધર્મને માટે ધર્મશાસ્ત્ર અને અર્થને માટે અર્થશાસ્ત્રની જરૂર છે.

**तिर्यग्योनिष्वपि तु स्वयं प्रवृत्तत्वात्कामस्य नित्यत्वाच्च न शास्त्रेण कृत्यमस्तीत्याचार्याः ॥ २१ ॥**

કામશાસ્ત્રની કંઈ આવશ્યકતા નથી. કારણ કે—

**પશુપક્ષી આદિમાં કામ તો સ્વયંપ્રવૃત્ત છે, અને તે એક નિત્યસિદ્ધ ધર્મ છે-સ્વાભાવિક છે. આથી કામશાસ્ત્રની આવશ્યકતા નથી-એમ ધર્મ, અર્થ, મોક્ષવાદી આચાર્યો કહે છે. ॥ ૨૧ ॥**

તમોગુણપ્રધાન એવા ગૌ આદિ પશુમાં, કામશાસ્ત્રના ઉપદેશ વગર કામની પ્રવૃત્તિ જોવામાં આવે છે, તો રજોગુણપ્રધાન મનુષ્યમાં કામની પ્રવૃત્તિ જોવામાં કેમ ન આવે? કહ્યું છે કે, 'ઉપદેશ વગર કામપ્રવૃત્તિ કરી શકાય છે.' વગરઉપદેશે કામ સ્વયંસિદ્ધ છે. વગર શીખવે પોતાની મેળે

એ આવડે છે. મૃગ વગેરે પશુપક્ષીઓને પોતાની કાંતા સાથે રમણ કરવા ક્યા ગુરુની જરૂર પડે છે?

સર્વ જણ પોતપોતાની મેળે તેમાં પ્રવૃત્ત થાય છે. આથી કામ નિત્યસિદ્ધ છે. આત્મા દ્રવ્ય પદાર્થ છે.* ઇચ્છા, દ્વેષ આદિ ગુણ તેમાં સતત રહે છે. કહ્યું છે કે જેના પર અતિશય અનુરાગ જન્મે તેનાથી કંઈ વિરુદ્ધ આચરણ થાય તો ઉત્કટ વૈરાગ્ય ઉત્પન્ન થાય છે. મુમુક્ષુ પુરુષો આ પ્રમાણે મુક્તિલાભ મેળવે છે. કારણ એ છે કે માણસોની બુદ્ધિ સ્વભાવતઃ વિષયઇચ્છાને અધીન છે. આથી એમ સિદ્ધ થાય છે કે કામ સ્વાભાવિક છે. શાસ્ત્રથી તેની નિવૃત્તિ કરવી જોઈએ. એમ ધર્મ, અર્થ, મોક્ષને પ્રધાન લેખનાર આચાર્યોનું કહેવું છે.

**सम्प्रयोगपराधीनत्वात्स्त्रीपुंसयोरुपायमपेक्षते ॥ २२ ॥**

આ વિપ્રતિપત્તિના જવાબમાં સંપ્રતિપત્તિ કહે છે—પોતાના મતને પ્રદર્શિત કરવા યુક્તિ અને તર્ક જણાવે છે.

**સમાગમાદિ વિષયમાં પરાધીન હોવાથી સ્ત્રી અને પુરુષને ઉપાયની આવશ્યકતા છે. ॥ ૨૨ ॥**

કામ સામાન્ય હો વા વિશેષ હો તે સંપ્રયોગને અધીન છે—સ્ત્રી પુરુષોના સંપ્રયોગ વિના તે થઈ શકતો નથી. સંપ્રયોગ બે પ્રકારનો છેઃ (૧) આપતન સંપ્રયોગ, અને (૨) અંગસંપ્રયોગ. આ બન્નેમાં કામનું આયતન —અધિષ્ઠાન—સ્ત્રી છે. અંગ એટલે માળા વગેરે. કહ્યું છે કે કામ સુખપ્રદાર્થ અને પ્રધાન છે. ભૂષણ, આલેપન, ગંધ—અગરુ કાશ્મિરકાદિ—માળા, ઉપવન, બાગ, ચંદ્રશાળા, સિતાર આદિ વાદિંત્ર, કામની વૃદ્ધિ અને મસ્તી વધારનાર

---

* ન્યાય દ્રવ્ય ગુણાદિ સાત પદાર્થને સ્વીકારે છે. તેમાં દ્રવ્ય પદાર્થ નવ છેઃ ક્ષિતિ, અપ, તેજ, મરુત, વ્યોમ, કાલ, દિક, આત્મા અને મન. આથી આત્મા દ્રવ્ય પદાર્થ છે.

મદિરાનો જામ એ કામનાં અંગ છે. રૂપ અને જુવાનીથી છલકાતી, × વિભ્રમ સંપન્ન, ચાટુ અને નિપુણ, વિલાસિની કામનું આયતન છે, જે દૃષ્ટિમાત્રથી રસિકોનાં મનને પોતાની તરફ ખેંચી લે છે. આમાં આયતનસંપ્રયોગ બે પ્રકારનો છે: (૧) બાહ્ય (૨) આભ્યન્તર. આમાં જે એકાંતમાં મિલન થાય છે તે આભ્યન્તર સંપ્રયોગ છે. એને 'રત' કહે છે. આ વિશેષ કામનું કારણ છે. રતને માટે સમાગમ તે બાહ્ય છે. ઇંદ્રિયોનો પોતપોતાના વિષય સાથે સંપ્રયોગ તેને અંગ સંપ્રયોગ કહે છે—કર્ણપ્રિય સંગીત, નયનરંજક દૃશ્ય, ત્વચાનો કોમળ સ્પર્શ, સ્વાદિષ્ટ ભોજ્ય પદાર્થ, તીવ્ર સુગંધ આદિ: આને ઇંદ્રિયાર્થ સન્નિકર્ષ કહે છે. સામાન્ય કામના આ નિમિત્ત—કારણ છે. કામના આ બે વિષયવિભાગથી જણાય છે કે ઇચ્છા એ બન્નેનું કારણ છે. ઇચ્છા હોય તો જ સામાન્ય કામ અને તેમાંથી વિશેષ કામ થાય છે. ઇચ્છા જ ન હોય તો એમાંથી એકની પણ સંભાવના નથી. સમાગમરૂપ પહેલો સંપ્રયોગ, જો સ્ત્રી કે પુરુષની અનિચ્છા હોય, તોજ એકમેકને ચાહતાં હોવા છતાં રક્ષણ—ચાંપતી નજર રખાતી—હોય, તો એકમેકની ઇચ્છા પૂરી ન થાય. લજ્જા અથવા ભયને લીધે મળવાની ઇચ્છા હોય છતાં ન મળાય. નાયિકા પરતંત્ર હોય તો પણ સંપ્રયોગ બની શકે નહિ. આથી આને માટે ઉપાયની આવસ્યકતા છે.

---

× વિભ્રમ: સ્ત્રીઓની શૃંગારચેષ્ટા-વિલાસ

कामौत्सुक्यकृताकारं रूपयौवनसंपदा ।
अनवस्थितचेष्टत्वं विभ्रमः परिकीर्तितः ॥ इति भरतः
' विभ्रमस्तु विलासे स्याद्विभ्रमो भ्रान्ति हावयोः । इति विश्वलोचने ।
अपिच विभ्रमो भ्रूसमुद्भवः इति विभ्रमाः भ्रूविलासः । '

કોઈના મતે કારણવગર આસન પરથી ઊઠવું, અને અન્યત્ર ગમન કરવું, ઉચ્ચહાસ્ય, ક્રોધ દર્શાવવો, પુષ્પાદિની પ્રાર્થના કરવી સહજ વસ્ત્રસ્ખલન, નાયક વિષેની વાતમાં રસ લેતી સખી સાથે વાર્તાલાપ, એ વિભ્રમ છે.—અનુ.

**सा चोपायप्रतिपत्तिः कामसूत्रादिति वात्स्यायनः ॥ २३ ॥**

**એ ઉપાયોનું જ્ઞાન કામસૂત્રથી થાય છે, એમ વાત્સ્યાયન કહે છે. ॥ ૨૩ ॥**

કામસૂત્રથી આ ઉપાયોનું જ્ઞાન થાય છે, જે કામને માટે આવશ્યક છે અને એ ઉપાયોનો ઉપદેશ આ શાસ્ત્રમાં છે. વાત્સાયન એ તેમનું નામ નથી; પણ વાત્સાયન એ ગોત્રનામ છે. સમય જતાં એ નામ પ્રચલિત થઈ ગયું. વાસ્તવિક રીતે સંસ્કારકાલનું તેમનું નામ મલ્લનાગ છે.

ગાયો વગેરેમાં ઉપાયોની આવશ્યક્તા નથી અને મનુષ્યોમાં શા માટે છે? એ શંકા માટે આ સૂત્ર છે.

**तिर्यग्योनिषु पुनरनावृतत्वात्स्त्रीजातेश्च ऋतौ यावदर्थं प्रवृत्तेरबुद्धिपूर्वकत्वाच्च प्रवृत्तीनामनुपायः प्रत्ययः ॥ २४ ॥**

**પશુપક્ષીઓમાં સ્ત્રીજાતિ આવૃત–ઢંકાયેલી રહેતી નથી ખુલ્લી—સ્વતંત્ર હોય છે—ઋતુકાળમાં તૃપ્તિ હોવા પૂરતી પ્રવૃત્તિ હોય છે. એમની પ્રવૃત્તિ જ્ઞાનપૂર્વક હોતી નથી. એટલા માટે એમની પ્રવૃત્તિને ઉપાયની જરૂર નથી. (અર્થાત્, ઉપાય વગર તેમની પ્રવૃત્તિ અને સંપ્રયોગ થાય છે.) ॥ ૨૪ ॥**

સ્ત્રીરક્ષણને માટે આવરણ નથી એમ કહેવાનું તાત્પર્ય એ છે કે પશુ આદિમાં સ્ત્રીઓ–માદાઓ સ્વતંત્ર છે. એમની પ્રવૃત્તિ માટે કોઈ અટકાવ કરતું નથી. એથી એમને માટે ઉપાયની આવશ્યકતા નથી. ‘પ્રત્યય’ શબ્દનો અર્થ ઉભય પ્રકારનો સંપ્રયોગ છે. કારણ કે કામોત્પતિનું કારણ વા પ્રયોજન છે. જો પશુપક્ષીઓમાં સ્ત્રીઓને પરદો નથી, તો પછી તેમને માટે આચાર્યે બતાવેલા ઉપાયોની જરૂર પણ નથી. આવરણ આદિ બાધા હોય તો ઉપાયની જરૂર છે, અન્યથા નહિ. પશુપક્ષીઓ ઋતુકાળમાં જ સહવાસ કરે છે, જ્યારે મનુષ્યો ઋતુકાળમાં સંતાનને માટે તેમજ ઋતુકાળ ન હોય તે સમયે રમણને માટે સહવાસ કરે

છે. મનુષ્યો અને પશુઓમાં આટલો ફરક છે. આને અંગે કહેવામાં આવ્યું છે કે—"ઋતુકાળમાં સ્ત્રીસમાગમ કરવો અથવા પ્રતિષિદ્ધને ત્યાગી જ્યારે ઇચ્છા થાય ત્યારે સ્ત્રીસમાગમ કરવો." વળી પશુપક્ષીઓમાં એમ પણ છે કે પશુપક્ષીઓની જ્યાં સુધી તૃપ્તિ થતી નથી. ત્યાં સુધી તેઓ સ્ત્રીસમાગમમાં રહે છે. જેની સાથે તેઓ સમાગમ કરે છે તેની તૃપ્તિ થઈ છે કે નહિ તેની અપેક્ષા ન કરતાં તેઓ બીજા સંપ્રયોગકારીની અપેક્ષા કરતાં નથી. મનુષ્યો અને પશુપક્ષીઓમાં આટલો ફરક છે. આથી એમને સમાગમને માટે ઉપાયોની આવશ્યકતા નથી. મનુષ્યજાતિના સ્ત્રીરક્ષણના ઉપાય માટે સમાન તૃપ્તિજન્ય પ્રેમ છે. અર્થાત્, સ્ત્રી પુરુષની તૃપ્તિનો અને પુરુષ સ્ત્રીની તૃપ્તિનો ખ્યાલ રાખે છે. પશુઓમાં આમ હોતું નથી. આથી મનુષ્યો માટે કામસૂત્રના ઉપદેશની જરૂર છે; પશુઓને નથી. તિર્યક જાતિની માફક કોઈ પુરુષની પત્ની બીજાની અંકશાયિની બને—બીજાની સાથે સહવાસ કરે, તો તેનો પુરુષાર્થ રહેતો નથી. આથી જ કહ્યું છે કે, "જેની પ્રિય પત્ની પરપુરુષગામિની હોય તેનો ધર્મ નષ્ટ થઈ ગયો, ચારિત્ર્ય ચાલ્યું ગયું, સુખ દૂર થયું, કુલ નષ્ટ થયું." આથી એમ સિદ્ધ થાય છે કે એકમેકની સમાન તૃપ્તિથી થતો પ્રેમ સ્ત્રીની રક્ષા કરે છે. શ્રી મનુએ સ્ત્રીવર્ગની *અસુકુમારતાને માટે ખાંડવું, દળવું, આદિ ઘરકામ બતાવ્યાં છે તે ઉદ્વેગજનક હોવાથી અનુપાય જ ઠરશે. આથી એમ કહેવામાં આવ્યું છે કે 'સુકુમારતા' કાઢી અસુકુમારતા આણવા માટે મનુએ ખાંડવું, દળવું આદિ કહ્યું છે. પણ જો પ્રેમ ન હોય તો તે કઠોર–મત્ત હાથીને ફૂલોની માળાથી બાંધવા સમાન છે. વ્યવસ્થાકુશળ આચાર્યોનું પણ એવા જ પ્રકારનું કહેવું છે. સમાન તૃપ્તિજન્ય પ્રેમ જ જ્યારે સ્ત્રીની રક્ષાનો ઉત્તમોત્તમ ઉપાય છે, તો દળવા, ખાંડવાદિ ગૃહકર્મનો ઉપદેશ શાસ્ત્રદ્વારા ઉચિત

---

* કોઈ પણ પ્રકારનું કામ ન કરતાં બેઠાં રહેવાથી શરીર કષ્ટને માટે અસહિષ્ણુ કષ્ટ સહન ન થાય તેવું—અને સંભોગપ્રિય થઇ જાય છે. આ અવસ્થાને 'સુકુમાર' કહે છે. આવી અવસ્થામાં કામભોગની સતત ઇચ્છા થાય છે. આથી આની નિવૃત્તિની જરૂર છે.

નથી. અબુદ્ધિપૂર્વક—પશુપક્ષી વગેરે કામમાં પ્રવૃત્ત થાય છે. તે એવા વિચારથી પ્રવૃત્ત થતાં નથી કે વિધિપૂર્વક કરવાથી ધર્મની વૃદ્ધિ થશે, સંતાન ઉત્પન્ન થશે, સ્ત્રીની તૃપ્તિ ધ્યાનમાં રાખવાથી તેની રક્ષા થશે; કેવલ પશુધર્મથી તેઓ તેમાં પ્રવૃત્ત થાય છે. આથી તેમનું રમણ આ શાસ્ત્રમાં બતાવેલા ઉપાય વગર થાય છે. કારણ કે કામની સાથે બીજા પુરુષાર્થ અગર ઉપાય હોતા નથી. પલાશનું ફૂલ-ખાખરાનું ફૂલ પોતાની મેળે લાલરંગથી રંગાયેલું હોય છે. તેને રંગવાને માટે રંગની જરૂર પડતી નથી. એ પ્રમાણે તિર્યગ્યોનિવાળાઓ પર દેવની કૃપાથી કામ પ્રવર્તે છે. તેમને માટે પૃથક શાસ્ત્રની જરૂર નથી. તેજ પ્રમાણે અનુકૂળ પુરુષ જેમની સ્ત્રીઓને સંપૂર્ણ સ્વાધીનતા છે, જેમને પોતાની ઇચ્છા થતાં સ્ત્રીલોક તેમની સાથે વિહાર કરી શકે છે, તેમને માટે પણ કામસૂત્રની જરૂર નથી. જેમની સ્ત્રીઓને આવા પ્રકારનું સંપૂર્ણ સ્વાતંત્ર્ય નથી, જેઓ પશુની માફક જેનીતેની સાથે આહારવિહાર કરી શકતા નથી, તેમનો સંપ્રયોગ ઉપાય વગર થઈ શકતો નથીઃ આથી ઉપાય જાણવારૂપ શાસ્ત્રની તેમને માટે આવશ્યકતા છે.

અજ્ઞાનીઓનો ધર્મ વિષે સંદેહ.

**न धर्मांश्चरेत् ॥ २५ ॥ एष्यत्फलत्वात् ॥ २६ ॥ सांशयिकत्वाच्च ॥ २७ ॥**

**ધર્મોનું આચરણ ન કરવું, કારણકે ધર્માચરણનું ફળ (જો કદાપિ મળે તો) ભવિષ્યમાં મળશે, અને તેના મળવામાં પણ સંશય છે.॥૨૫-૨૬-૨૭॥**

યજ્ઞાદિકનું ફળ ઇહલૌકિક નહિ પણ પારલૌકિક છે. અર્થાત્, યજ્ઞ વગેરેનું ફળ આ જન્મમાં નહિ પણ પરજન્મમાં અને પરલોકમાં છે. કોઈ પણ બુદ્ધિમાન પુરુષ હાથમાં આવેલા દ્રવ્યને છોડી દેવા ઇચ્છતો નથી; પરંતુ એ દ્રવ્યનો ખેતી આદિમાં ઉપયોગ કરી તેનાં ફળ ભોગવે છે. તે પરંપરાનુક્રમે ફળ ભોગવવાની ઇચ્છા કરતો નથીઃ અર્થાત્, ધનથી યજ્ઞ કરીશ,

અને પરલોકમાં અપૂર્વ ફળ ભોગવીશ, સ્વર્ગસુખ મેળવીશ વગેરે. કારણુ કે તે પરત્વે અનિશ્ચિતતા છે, ફળ માટે પણ સંદેહ છે. સ્વર્ગ મળ્યું કે ન મળ્યું. બીજું કારણ એ પણ છે કે કારણ હોવા છતાં કાર્ય થશે અને ફળ ઉત્પન્ન થશે, એવો નિયમ જોવામાં આવતો નથી. આવી વસ્તુ સ્થિતિમાં કોણ અસંદિગ્ધ અર્થનો ત્યાગ કરવા પ્રવૃત્ત થશે? આવા પ્રકારનો ધર્મ ન આચરવામાં બે હેતુ છેઃ પ્રથમ તો ભવિષ્ય ફળ અને બીજો સંદેહ.

એ બે હેતુમાં પહેલો લોકપ્રસિદ્ધિ બતાવે છે.

**को ह्यबालिशो हस्तगतं परगतं कुर्यात् ॥ २८ ॥**

**કોણ એવો મૂર્ખ હશે કે તે હાથમાં આવેલું દ્રવ્ય બીજાના હાથમાં સોંપી દેશે? ॥ ૨૮ ॥**

અબાલિશ—જો કોઈ પોતાનું ધન બીજાના હાથમાં સોંપી દે તો તેને જરૂર પડે ત્યારે તેણે તેને મેળવવું પડે. અથવા જેની પાસે રાખ્યું છે તેણે વાપરી નાખ્યું હોય કે ગુમાવી દીધું હોય તો પછી કંઈ હાથમાં આવે નહિ. આ કારણથી કોઈ પણ બુદ્ધિમાન માણસ પોતાના દ્રવ્યને બીજાના હાથમાં સોંપી પોતાથી દૂર કરવા ઇચ્છતો નથી. આ પ્રમાણે હું પરજન્મમાં ભોગ ભોગવીશ એવી ઇચ્છાથી મેળવેલા દ્રવ્યનો યજ્ઞાદિમાં વ્યય કરી પોતાથી કોણ દૂર કરશે? જો એમ કહો કે ધર્મ વિના દ્રવ્યનું એટલુંજ પણ ધર્મ કાર્યમાં વ્યય કરવાથી અનંત કાળ સુધી અનંતગણું ફળ મળે છે, તો તે તેનો જવાબ આપે છે કે—

**वरमद्य कपोतः श्वो मयूरात् ॥ २९ ॥**

**આજે (મળતું) કબૂતર કાલે (મળતા) મોર કરતાં સારું છે. ॥ ૨૯ ॥**

કોઈ પક્ષીમાંસાથી—પક્ષીના માંસને ઇચ્છતા વા શિકાર ખેલવા ગયેલા શિકારીને માટે કાલે મોર મળવાની સંભાવના કરતાં આજે મળતું કબૂતર સારું છે. તે પ્રમાણે યજ્ઞાદિકથી મળતા બીજા જન્મોના ભોગો કરતાં ધનથી તત્કાળ મળતો થોડો ભોગ સારો છે.

બીજા હેતુ સંબંધી લોકપ્રસિદ્ધિ દાખવે છેઃ—

**वरं सांशयिकान्निष्कादसांशयिकः कार्षापण इति लौकायतिकाः ॥ ३० ॥**

**લૌકાયિતકો (નાસ્તિક લોક) કહે છે કે નિસ્સંશયરૂપે (પ્રાપ્ત થતો) કાર્ષાપણ (રૂપિયો) સંશય રૂપ નિષ્ક–મહોરથી સારો છે. ॥ ૩૦ ॥**

કોઈએ કોઈને કહ્યું કે, અત્યારે લેવો હોય તો આ કાર્ષાપણ* લઈ લો, નહિ તો જ્યારે મને સો હેમની (સોનામહોરની) પ્રાપ્તિ થશે ત્યારે એક નિષ્ક–મહોર આપીશ. અહીં નિષ્કને માટે સંદેહ છે. જ્યારે સો હેમ પ્રાપ્ત થશે ત્યારે તે મને નિષ્ક આપશે, નહિ તો નહિ. કાર્ષાપણને માટે સંદેહ નથી. કારણ કે તે તરત જ આપે છે. આથી નિષ્ક કરતાં કાર્ષાપણ સારો. આમ નાસ્તિક શાસ્ત્રના અભ્યાસીઓ કહે છે.

**तत्रसंप्रतिपत्तिमाह ।**

ધર્મ પર થતી શંકાનો ઉત્તર આપે છે—

**शास्त्रस्यानभिशङ्क्यत्वादभिचारानुव्याहारयोश्च क्वचित्फलदर्शनाद्, नक्षत्रचन्द्रसूर्यताराग्रहचक्रस्य लोकार्थं बुद्धिपूर्वकमिव प्रवृत्तेर्दर्शनाद्, वर्णाश्रमाचारस्थितिलक्षणत्वाच्च लोकयात्रायाः, हस्तगतस्य च बीजस्य भविष्यतः सस्यस्यार्थे त्यागदर्शनात्, चरेद्धर्मानिति वात्स्यायनः ॥ ३१ ॥**

**શાસ્ત્ર પર આશંકા કરવાનું પ્રયોજન નથી. અભિચાર કર્મ, ધર્મ પ્રતિપાદિત થાય, તે સાત્ત્વિક શાંતિક, અને પૌષ્ટિક કર્મનું ફળ વખતોવખત જોવામાં આવે છે. શુભાશુભ પ્રદર્શનાર્થ નક્ષત્ર, ચંદ્ર, સૂર્ય, ગ્રહોના ચંદ્રની જ્ઞાનપૂર્વક પ્રવૃત્તિ જોવામાં આવે છે. વર્ણ અને આશ્રમ તથા એના ધર્મોની વ્યવસ્થા, હેતુપૂર્વક હોય એમ જણાય છે. હાથમાં આવેલા બીને ભાવિ અનાજની આશાથી**

---

* કોઇને મતે રૂપિયો, કોઈને મતે પાવલી એવો કાર્ષાપણનો અર્થ કરેલ છે.

**ત્યાગ (ભૂમિમાં રોપવું) જોવામાં આવે છે. આથી ધર્માચરણ કરવું એવો આચાર્ય વાત્સાયનનો મત છે. ॥ ૩૧ ॥**

ધર્મ લોકપ્રસિદ્ધ વસ્તુ નથી. આથી કરીને તેના અસ્તિત્વ સંબંધી લોકોને જ્ઞાન હોવાનો સંભવ નથી. ધર્મ સંબંધમાં શાસ્ત્ર એ એક માત્ર પ્રમાણ છે, એમ કહેવામાં આવ્યું છે. આ શાસ્ત્ર બે પ્રકારનું છે: (૧) પૌરુષેય અને (૨) અપૌરુષેય. પૌરુષેય શાસ્ત્રમાં શંકાને સ્થાન છે—શંકા થઈ શકે છે. કારણ કે મનુષ્ય રાગાદિ અને અવિદ્યામાં ડૂબેલો હોય છે, એથી જુઠ્ઠું પણ બોલે છે. અપૌરુષેય વેદમાં કોઈ પુરુષનો સંબંધ નથી. એથી તે નથી દોષદુષ્ટ કે, નથી શંકાને યોગ્ય. કહ્યું છે કે, "દોષ છે કે નથી આ શંકા પૌરુષેય—પુરુષોએ કહેલાં વચનોમાં થઈ શકે છે, પરંતુ વેદનો કોઈ કર્તા નથી એ કારણસર વેદોમાં શંકાને માટે સ્થાન નથી." વેદોનું અપૌરુષત્વ અન્યત્ર સિદ્ધ કરી બતાવ્યું છે. આથી વેદોમાં જે ધર્માચરણ પ્રતિપાદિત કરવામાં આવ્યું છે તેનું પ્રતિપાલન કરવું જોઈએ. ધર્મનું ફળ અસંદિગ્ધ છે એ શંકાનો ઉત્તર આ પ્રતિપાદનમાં આવી જાય છે. અર્થાત્, ધર્મનું ફળ અનિશ્ચિત છે એમ કહી શકાશે નહિ. * અભિચાર હિંસાત્મક કર્મ છે. અનુવ્યવહાર શાંતિક અને પૌષ્ટિક × છે. આ બન્ને શાસ્ત્રમાં કથવામાં આવ્યાં છે. જેમકે 'अभिचरं श्येनेन यजेत्' શત્રુના અભિચાર માટે શ્યેનયાગ કરવો, (અથર્વવેદમાં આવાં અનેક વિધાન છે) જ્યાં જ્યાં વિધિપૂર્વક આનો પ્રયોગ કરવામાં આવે છે ત્યાં ત્યાં તેનું ફળ પણ જોવામાં આવે છે. જો આનું—આ પ્રયોગોનું ફળ છે, તો અગ્નિહોત્રાદિ યજ્ઞનું સ્વર્ગાદિ ફળ નિશ્ચિત હોવું જોઈએ. એક જ અપૌરુષેય શાસ્ત્રનું એક અંગ સત્ય હોય અને બીજું—અંગ મિથ્યા હોય એ કલ્પના—કલ્પના સિવાય કંઈ જ નથી. અર્થાત્

* અભિચાર—અનિષ્ટ પ્રક્રિયા, જેમકે મારણ, મોહન, સ્તંભન, વિદ્વેષણ, ઉચ્ચાટન અને વશીકરણ એટલે કે, વેરીને મૂઠ મારવા, વશ કરવા મંત્ર જપવા—કામણ, ટૂમણ કરવાં વગેરે.

× શાંતિક અને પૌષ્ટિક વિઘ્નનાશન અને પુષ્ટિસાધન કર્મ; શાંતિપાઠ, શાંતિસ્વસ્તાયન, વગેરે.

એક જ શાસ્ત્રનો એક ભાગ સાચો અને બીજો ભાગ ખોટો, એમ સંભવે નહિ. એક સત્ય હોય તો બીજો સત્ય હોવો જોઈએ; અને એક જૂઠો હોય તો બીજો પણ જૂઠો હોવો જોઈએ. આથી ઉપર કહ્યું તેમ યજ્ઞાદિનું સ્વર્ગાદિ ફળ નિશ્ચિત છે અને આ કારણથી ધર્માચરણ કરવું જોઈએ એ પણ સિદ્ધ છે.

**અદૃષ્ટ સાધન** પ્રતિપાદન કરતાં કથે છે કે અશ્વિની, ભરણી, આદિ ૨૭ નક્ષત્રો છે. સૂર્ય અને ચંદ્ર તો પ્રસિદ્ધ છે. મંગળ, બુધ, બૃહસ્પતિ, શુક્ર અને શનિ આ પાંચ તારાગ્રહ છે. ચક્રમાં તેમની ઉચિત યોજના છે. અને મેષ, વૃષભ આદિ બાર રાશિઓ પણ આ ચક્રમાં વિભક્ત છે. આ બધું લોકાર્થ—લોકહિતને માટે છે, તેમના પોતાને માટે નહિ.

મનુષ્ય બુદ્ધિપૂર્વક સારુંનરસું કરતા જોવામાં આવે છે. એ પ્રમાણે ગ્રહો પણ નક્ષત્રોની સાથે યુક્ત થઈને, લોકાર્થે—લોકને માટે, નહિ કે પોતાને માટે સીધાઊલટા પ્રવૃત્ત થાય છે. મનુષ્યો અને ગ્રહોમાં અંતર એટલું છે કે ગ્રહો મનુષ્યની માફક સારુંમાઠું કરતા જણાય છે; પરંતુ તેઓ સારું કરવાનો કે માઠું કરવાનો વિચાર કરી નક્ષત્રોમાં પ્રવૃત્ત થતા નથી. લોકોની શુભાશુભ પ્રવૃત્તિની સાથે ગ્રહોની ગતિ સંકળાયેલી છે. શાસ્ત્રમાં તે વિસ્તારપૂર્વક જણાવવામાં આવી છે: તે પ્રત્યક્ષ પ્રમાણથી સિદ્ધ છે. ગ્રહોની ગતિનાં બે પ્રકારનાં ફળ કહેલ છે: એક સાધારણ અને બીજું અસાધારણ. સુકાળ, દુકાળ એ સાધારણ ફળ છે. એ સર્વને સામાન્ય છે. આ ગોચર પરથી જાણી શકાય છે. પ્રત્યેક જીવશરીરને લાભ, હાનિ, સુખ, દુઃખ તે અસાધારણ ફળ. આ જાતક આદિમાં જોઈ શકાય છે. ગ્રહોની આ પ્રકારની પ્રવૃત્તિ કોઈને સુખદાયી અને કોઈને દુઃખદાયી થાય છે, તેનું અવશ્ય કંઈ કારણ છે, અને તે અદૃષ્ટ જ સંભવે છે. જો એમ કહો કે કાળ નિયમાનુસારે એમ થાય છે તો તે પણ વાસ્તવિક નથી. કારણકે કાળ કારણ વગર એમ કરે છે? નહિ જ. આથી એમ સિદ્ધ થાય છે કે ગ્રહોની પ્રવૃત્તિનું કારણ ધર્માધર્મ છે. એટલા માટે અદૃષ્ટ સિદ્ધિની

ખાતર ધર્માચરણ કરવું જોઈએ. કોઈએ કહ્યું છે કે, "નક્ષત્ર અને ગ્રહોનું પંજર સંસારના સારાંનરસાં કર્મોને લઈને ભ્રમણ કરે છે, અને પૂર્વજન્મનાં સારાંમાઠાં કર્મોનું ફળ આપે છે.

**વર્ણાશ્રમધર્મનાં ચાર લક્ષણ**—બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર આ ચાર વર્ણ છે. બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાસ આ ચાર આશ્રમ છે. તેનું યથાર્થ આચરણ તે સ્વધર્મ. એની સ્થિતિ રાખવી, એ તેની વ્યવસ્થા છે. આને લીધે જ સંસારચક્ર ચાલ્યાં કરે છે. નાસ્તિકોથી અવ્યવસ્થા થતાં એક એકને ખાઈ ન જાય એ દર્શાવવા માટે લોકયાત્રા જણાવવામાં આવી છે કે જેથી સંસાર અકંટક ચાલ્યા કરે. લોકયાત્રાને જાણનાર કહે છે કે સંવરણ એ માત્ર ત્રયી છે. લોકોના વિશ્વાસને માટે ત્રયીનું આચરણ કરનાર કેવી રીતે ધર્મનું પાલન નથી કરતો? વેદોને અનુસાર ચાલનાર ધર્મનું પાલન અવશ્ય કરે છે. જે લોકોના વિશ્વાસની વસ્તુ છે તે જો ધર્મને માટે હોય તો તેમાં શો વિરોધ છે? જે લોકો એમ કહે છે કે ધર્માચરણ ન કરવું જોઈએ. એવી પ્રતિજ્ઞાસ્વીકારમાં આચાર્યે આ કથનથી વિરોધ બતાવ્યો. ધર્મવિષયમાં નાસ્તિકોની શંકા હતી કે ધર્મનું ફળ ભવિષ્યમાં મળનાર હોવાથી ધર્માચરણ કરવું નહિ. આ કેવળ ધર્મથીજ નહિ પણ ખેતી આદિમાં પણ જોવામાં આવે છે કે હાથમાંનાં બીનો સસ્યને ત્યાગ કરવામાં આવે છે. અર્થાત્, ભવિષ્યની આશાને માટે બીજનો ત્યાગ કરવામાં આવે છે. આ પ્રમાણે બન્નેમાં એકસરખી વાત છે. તો એક સ્થળમાં એવી પ્રવૃત્તિને ઉચિત માનવી, અને બીજે સ્થળે તે જ પ્રવૃત્તિને અનુચિત માનવી એ વાજબી નથી. યજ્ઞનું ફળ કોઈ વખતે જોવામાં આવે છે અને કોઈ વખતે જોવામાં આવતું નથી, તેથી તે સંદેહજનક છે; માટે યજ્ઞાદિ પ્રવૃત્તિ ન થવી એ યુક્તિસિદ્ધ છે. એમ નહિ જ કહેવાય. જો એમ જ હોય તો લોકવૈચિત્ર્ય સંભવતું જ નથી. કોઈ મનુષ્ય એક ઉપાયનું અવલંબન કરી લાખોપતિ કે કરોડપતિ થાય છે, જ્યારે એ જ ઉપાયથી બીજાને ફૂટી બદામ સરખી મળતી નથી. એક સ્થળમાં પ્રત્યક્ષસિદ્ધ સમાન કારણ માનો, તો બીજામાં પણ તે માનવું પડશે.

અર્થાત્, ફળસિદ્ધિ સમાન થવી જોઈએ, અથવા તો અસિદ્ધિ થવી જોઈએ. પણ જગતમાં કોઈ ધનવાન તો કોઈ દરિદ્ર માલમ પડે છે, એમ કેમ ? આ વિષમતાનું અવશ્ય કંઈ કારણ છે, જે કોઈને સુખી ને કોઈને દુઃખી બનાવે છે. આ કારણ ધર્મ અને અધર્મ છે.

## अर्थविमतिपत्तिमाह–

અર્થ સંબંધે વિરુદ્ધવાદીનો મત જણાવે છે—

**नार्थांश्चरेत् ॥ ३२ ॥ प्रयत्नतोऽपि ह्येतेऽनुष्ठीयमाना नैव कदाचित्स्युः ॥ ३३ ॥ अननुष्ठीयमाना अपि यदृच्छया भवेयुः ॥ ३४ ॥**

**અર્થને માટે પ્રયત્ન ન કરવો; કારણકે પ્રયત્ન કરવા છતાં કોઇ કોઈ વખત અર્થપ્રાપ્તિ થતી નથી. અને પ્રયત્ન ન કરવા છતાં આપોઆપ અર્થપ્રાપ્તિ થાય છે. ॥ ૩૨–૩૩–૩૪ ॥**

ઉપાયથી જરૂર અર્થસિદ્ધિ થાય છે. એને માટે પ્રયત્ન કરવો એ જ ઉપાયોનું અનુષ્ઠાન છે. એ કરવું જોઈએ, કારણ કે અર્થસિદ્ધિ ઉપાયોથી થતી જોવામાં આવી છે; ઉપાય વગર તે થતી નથી. ઉપાયથી અર્થસિદ્ધિ થાય છે. ઉપાય ન કરો તો અર્થસિદ્ધિ થતી નથી, એવો અન્વયવ્યતિરેક જોવામાં આવે છે. આના જવાબરૂપે આ સૂત્ર છે. કેટલીક વાર પ્રયત્નથી અનુષ્ઠાન કરવા છતાં અર્થસિદ્ધિ થતી નથી. જ્યારે પ્રયત્નથી થાય છે ત્યારે સમજવું જોઈએ કે તે થવાનો સમય આવી લાગ્યો છે. કોઈને તે વિના અનુષ્ઠાને મળી જાય છે, તેમાં પણ એમ જ સમજવું. યદૃચ્છાક્રમે મૃત્યુ પણ કોઈ વાર અકસ્માત્ આવી ઊભું રહે છે. આથી ઉપાયજ્ઞાનને માટે શાસ્ત્રની જરૂર નથી.

## किंकृतं तर्ह्येतदित्याह—

સુંદર, અકસ્માત્ બનતું આ સર્વ કોણ કરાવે છે ? એના ઉત્તરમાં જણાવે છે:—

**तत्सर्वं कालकारितमिति ॥ ३५ ॥**

**આ સર્વ કાળ કરાવે છે. ॥ ૩૫ ॥**

કાળ એક દ્રવ્ય પદાર્થ છે; તે નિત્ય છે. આ સર્વ કાળ જ કરાવે છે. આ સર્વનો પ્રેરક કાળ છે. પુરુષ કાળને અધીન છે.

**तदेव दर्शयन्नाह—**

પુરુષ કાળને અધીન છે તે દર્શાવે છે:—

**काल एव हि पुरुषानर्थानर्थयोर्जयपराजययोः सुखदुःखयोश्च स्थापयति ॥ ३६ ॥**

**કાળ એ જ મનુષ્યોને અર્થઅનર્થમાં, જયપરાજયમાં, સુખ-દુઃખમાં રાખે છે. ॥ ૩૬ ॥**

અર્થ, જય અને સુખ એ ત્રણ ઉપાદેય પદાર્થ છે. અલાભ, પરાજય અને દુઃખ એ ત્રણ હેય પદાર્થ છે. ઉપાદેય અને હેય મળી કુલ છ પદાર્થો છે. આ સર્વનું મૂળ કારણ કામ છે. માટે આના ત્યાગને માટે કે પ્રાપ્તિને માટે કોઈ યત્ન ન કરે, એવો આ સૂત્રનો અર્થ છે.

**लोकप्रसिद्धिमाह—**

આ વિષયમાં લોકપ્રસિદ્ધિ—લોકવ્યવહાર—દાખવે છે:

**कालेन बलिरिन्द्रः कृतः, कालेन व्यवरोपितः काल एव पुनरप्येनं कर्तेति कालकारणिकाः ॥ ३७ ॥**

**કાળે જ બળિને ઇંદ્ર બનાવ્યો, કાળેજ એને (ઇંદ્રપદથી) ઉતારી પાડયો, કાળ જ તેને ફરીથી ઇંદ્ર કરશે. એમ કાળને કાર્યોનું કારણ માનનાર (આચાર્યો) કહે છે. ॥ ૩૭ ॥**

બલિ અહંકારી હતો. વળી અસુર હોવાથી તે પૂજ્ય પણ ન હતો. છતાં કાળે તેને ઇંદ્રપદ પર સ્થાપિત કર્યો. જ્યારે તેનો સમય બદલાયો ત્યારે તેણે તેને ઇંદ્રપદથી ઉતારી પાતાળમાં ધકેલી દીધો. જો તેનો સમય

ફરી બદલાશે તો તેને પુનઃ ઈંદ્રપદ પર સ્થાપિત કરશે. કહ્યું છે કે, "કાળ જ પ્રાણીઓને સિદ્ધ કરે છે; તેજ સંહાર કરે છે. જ્યારે બધા નિદ્રિત હોય છે ત્યારે તે જાગ્રત હોય છે, કોઈ એનું અતિક્રમણ કરી શકતું નથી." કાલકારણિકો—કાળને કારણ માનનારા જે પ્રમાણે કાળને માટે કહે છે તે પ્રમાણે ઈશ્વરને કારણ માનનારા ઈશ્વરને માટે કહે છે. આ પ્રમાણે બન્નેનું દૃષ્ટિબિંદુ એકસરખું છે.

**अत्र संप्रतिपात्तमाह—**

આ સર્વનો ઉત્તર આપે છેઃ

**पुरुषकारपूर्वकत्वात्सर्वप्रवृत्तीनामुपायः प्रत्ययः ॥ ३८ ॥**

**સર્વ પ્રવૃત્તિ પુરુષાર્થપૂર્વક થયા કરે છે. આથી ઉપાયોને જાણવા (કાર્યસાધનનું) એ કારણ છે. ॥ ૩૮ ॥**

અર્થસિદ્ધિ કાળાનુસારે ઉપાયથી હો. પરંતુ તેના ચાહનારની જેટલી પ્રવૃત્તિ હોય છે તે પુરુષાર્થપૂર્વક હોય છે, એમ જોવામાં આવે છે. ઉપાય અને કાળ બન્નેમાં પુરુષાર્થ તો છે જ. ઉપાય વિના પુરુષાર્થ અર્થસિદ્ધ નથી કરી શકાતો. આથી ઉપાયનો સ્વીકાર કરવો જોઈએ. આજ અર્થ-સિદ્ધિનું કારણ છે.

જે પ્રમાણે પુરુષાર્થ-અર્થ સિદ્ધિને માટે કાલની અપેક્ષા છે—તે પ્રમાણે શક્તિ દેશ અને સાધન આદિ ઉપાયની પણ અપેક્ષા રાખે છે. આ જો ન હોય તો કાળ કંઈ કરી શકતો નથી. એ જ પ્રમાણે જો કાળ ન હોય તો આ સર્વ કંઈ કરી શકતાં નથી. આ પરથી એમ સિદ્ધ થાય છે કે શક્તિ, દેશ, કાળ અને સાધન એકબીજાના સહકારથી કાર્યના સાધક બને છે. ઉપાય તે આનું નામ. આ સર્વ હોય તો પુરુષાર્થ કરવાથી અર્થ સિદ્ધિ થાય છે. આવા અનંત ગુણ હોય તો કોઈને અચાનક અર્થસિદ્ધિ થાય છે, અને તે આકસ્મિક દૈવી ઉપાયના આશ્રયને લઈને થાય છે.

**यदाह—**

જેથી—

**अवश्यंभाविनोऽप्यर्थस्योपायपूर्वकत्वादेव न निष्कर्मणो भद्रमस्तीति वात्स्यायनः ॥ ३९ ॥**

**અવશ્ય થનારાં કાર્યો પણ પ્રયત્નદ્વારા સિદ્ધ થાય છે. નકામાનું કલ્યાણ થતું નથી. એમ આચાર્ય વાત્સાયન કહે છે. ॥૩૯॥**

જો આમ જ છે તો ઉપાયોના અનુષ્ઠાનથી નકામાને (પ્રયત્ન ન કરનારને) જે આનંદ થાય છે તે તેને કયાંથી હોય? જો એમ કહો કે ઉપાયથી જ કાર્ય સિદ્ધ થાય છે, તો પૂર્વજન્મકૃત કર્મ સઘળાં નિષ્ફળ કરવાનાં. પણ એમ નથી. આગલા સૂત્રમાં દર્શાવ્યું છે કે ઉભયની અપેક્ષાએ બન્નેની સિદ્ધિ છે, બન્ને ફળીભૂત થાય છે. આ સંબંધમાં કોઈએ કહ્યું છે કે:—"દૈવ અને મનુષ્યનાં કર્મ લોકનું પાલન કરે છે." જે લોકો એમ માને છે કે દૈવથી જ સર્વ થાય છે (દૈવમાત્રવાદ), તેનું ખંડન આ કથનથી થઈ જાય છે.

**कामविप्रतिपत्तिमाह—**

કામ વિષે વિરુદ્ધવાદીનો મત દર્શાવે છે.

**न कामांश्चरेत् ॥ ४० ॥ धर्मार्थयोः प्रधानयोरेवमन्येषां च सतां प्रत्यनीकत्वादनर्थजनसंसर्गमसद्व्यवसायमशौचमनायतिं चैते पुरुषस्य जनयन्ति ॥४१॥**

**કામનું અનુષ્ઠાન ન કરવું, કારણ કે એ પ્રધાનભૂત ધર્માર્થનો (ધર્મ અને અર્થથી કામની ઉત્પતિ છે માટે ધર્માર્થ પ્રધાન) અને સજ્જનનો વિરોધી—શત્રુ છે. કામનું અનુષ્ઠાન—અનર્થ પુરુષોનો સંસર્ગ, અસદ્વ્યવસાય—ખરાબ વ્યવસાય—કાર્યો, અપવિત્રતા અને માઠાં પરિણામને ઉત્પન્ન કરે છે. ॥૪૦–૪૧॥**

પ્રધાન એટલે ધર્મ અને અર્થથી કામની ઉત્પત્તિ કહી છે તેથી એ બે પ્રધાન છે. કામાસક્ત થવાથી ધર્માચરણ કરી શકાતું નથી; પણ તેથી

વિરુદ્ધ–અધર્માચરણ થાય છે. અર્થનું ઉપાર્જન પણ થઈ શકતું નથી. સુંદરી અને સુરાના સેવનમાં અને ગાવાવાળીને ઇનામ આપવામાં ધનનો અપવ્યય થાય છે. આથી કામ ધર્મ અને અર્થનો વૈરી છે. જ્ઞાનવૃદ્ધ, તપોવૃદ્ધ અને સાધુ પુરુષો કામાસક્ત પુરુષોનો ત્યાગ કરે છે. એનાથી વિરુદ્ધ વ્યવહાર કરવાવાળા અનર્થજન—નટ, નાચનાર, ગાનાર વગેરેની સાથે સંપર્ક કરાવે છે. રાતની વખતે સંકેતસ્થાને જવું પડે છે. પ્રાકાર-લંઘનાદિ મોટી મોટી ભીંતો કૂદવી પડે છે. શૌચવિધિ પાલન થઈ શકતો નથી. પ્રભાવ પડતો નથી. કામગર્દભ થઈ જવાય છે.

**तथा प्रमादं लाघवमप्रत्ययमग्राह्यतां च ॥ ४२ ॥**

**આ પ્રમાણે, પ્રમાદ હલકાપણું (અપમાન), અગ્રાહ્યતા–અવિશ્વાસને ઉત્પન્ન કરે છે. ॥ ૪૨ ॥**

પરસ્ત્રીગમનથી ઉપઘાત–દુર્બળતા અને રોગવિશેષ ઉત્પન્ન થાય છે. સહસા પ્રવૃત્ત થવાને લીધે વૃત્તિઓમાં ચંચળતા આવે છે. ખરાબ પુરુષોના સંસર્ગને લઈને સારા માણસો કામી પુરુષોનો વિશ્વાસ કરતા નથી. ખરાબ વૃત્તિને લીધે લોકોની નજરમાં તેઓ હેય–અપૂજ્ય ઠરે છે.

**बहवश्च कामवशगाः सगणा एव विनष्टाः श्रूयन्ते ॥ ४३ ॥**

**સંભળાય છે કે કામવશ થવાથી (તેઓ) પોતાના પરિવાર સહિત નાશ પામ્યા છે. ॥ ૪૩ ॥**

સૂત્રનું તાત્પર્ય એ છે કે કામને વશ થવાથી તેઓ નાશ પામ્યા છે, એટલું જ નહિ પણ તેમનો પરિવાર સુધ્ધાં નાશ પામ્યો છે.

**तथा च दृढीकरणार्थमाख्यानकम्—**

આગલા સૂત્રમાં જણાવેલી વાતને પુષ્ટિ માટે આખ્યાન—ઉદાહરણ આપે છે.

**यथा दाण्डक्यो नाम भोजः कामाद्ब्राह्मणकन्यामभिमन्यमानः सबन्धुराष्ट्रो विननाश ॥ ४४ ॥**

**જેમકે ભોજવંશનો દાણ્ડક્ય નામનો રાજા કામવશ થઈ બ્રાહ્મણ કન્યાને કામતૃપ્તિસાધન કરવાથી પોતાના બંધુઓ અને રાજ્ય સહિત નાશ પામ્યો. ॥ ૪૪ ॥**

દાણ્ડક્ય રાજાનું નામ છે. ભોજ એટલે ભોજવંશમાં ઉત્પન્ન થયેલ. અભિમન્યમાન—એનો અર્થ અભિગમન છે. આની કથા આ પ્રમાણે છે. ભોજવંશનો દાણ્ડક્ય નામનો રાજા એક સમયે મૃગયા—શિકાર માટે ગયો હતો. આશ્રમ આગળ ભાર્ગવકન્યાને જોતાં તેને તેના પ્રત્યે કામવૃત્તિ જાગૃત થઈ. તેણે તેને ઉપાડી રથમાં નાખી અને ત્યાંથી ચાલી ગયો. ભાર્ગવ તે વખતે સમિધ અને કુશ લેવા જંગલમાં ચાલી ગયા હતા. જ્યારે સમિધ અને કુશ લઈ પાછા આશ્રમમાં આવ્યા, ત્યારે તેમણે તેમની કન્યાને ત્યાં ન જોઈ. સમાધિબળથી તેઓ જાણી શકયા કે ભોજવંશીય દાણ્ડક્ય રાજા તેનું હરણ કરી ગયો છે. તરત જ તેમણે તેને શાપ દીધો. શાપને પ્રતાપે તે રાજ્યમાં રેતીનો વર્ષાદ વરસ્યો. તેમાં રાજા, તેનો પરિવાર, અનુચરો અને આખું રાજ્ય નાશ પામ્યું. આ સ્થળ *દણ્ડકારણ્યના નામથી ઓળખાય છે.

**देवराजश्चाहल्यामतिबलश्च कीचको द्रौपदीं रावणश्च सीतामपरे चान्ये च बहवो दृश्यन्ते कामवशगा विनष्टा इत्यर्थचिन्तकाः ॥ ४५ ॥**

**ઇંદ્ર અહલ્યાને કારણે, અતિ બળવાન કીચક દ્રૌપદીને લીધે, રાવણ સીતાને કારણે અને એવા અનેક પુરુષો કામને વશીભૂત થવાથી નાશ પામેલા જોવામાં આવ્યા છે—આમ અર્થચિંતકોનું કહેવું છે. ॥ ૪૫ ॥**

દેવરાજ ઇંદ્ર અહલ્યા પર આસક્ત થવાથી કેવી રીતે વિપદ્ગ્રસ્ત થયા, તે કહે છે—મહર્ષિ ગૌતમના આશ્રમમાં ઇંદ્રે અહલ્યાની સાથે

---

* દણ્ડકારણ્ય—ગોદાવરીના તીર પર આવેલું વિશાળ અરણ્ય. વનવાસ સમયે શ્રી રામચંદ્ર ચૌદ વર્ષ અહીં રહ્યા હતા. સીતાહરણ પણ રાવણે અહીં જ કરેલું. દણ્ડકારણ્યનું સુંદર વર્ણન રામાયણમાં તેમજ કવિશ્રેષ્ઠ ભવભૂતિના 'ઉત્તરરામચરિત'માં છે.

સંભોગ કર્યો. તે સમયે ગૌતમઋષિ સમિધ અને કુશ લેવા વનમાં ગયા હતા. જ્યારે તે આશ્રમમાં પાછા ફર્યા ત્યારે ઋષિના ભયથી અહલ્યાએ ઇંદ્રને પોતાના ગર્ભમાં છુપાવ્યો. એ બન્નેને કોઈ બીજા આશ્રમમાં ભોજન માટે નિમંત્રણ હતું. આથી અહલ્યાને લઈ ભોજન માટે ઋષિ તે આશ્રમમાં ગયા. જેણે તેમને આમંત્રણ આપ્યું હતું, તેણે યોગબળથી જોયું કે ઇંદ્ર પણ સાથે આવેલ છે. માટે તેને પણ ભોજન આપવું જોઈએ. આથી તેણે ત્રણ આસન માંડયાં. ગૌતમે જોયું કે મારી સાથે તો માત્ર મારી પત્ની જ છે અને ત્રણ આસન શા માટે નાંખ્યાં ! આ આશંકાને લઈને તેમણે ધ્યાન ધર્યું. ધ્યાન ધરતાં તેમને સર્વ વૃત્તાંત સમજાયું. ક્રોધવશ થઈ તેમણે ઇંદ્રને શાપ આપ્યો કે–"પાપિષ્ઠ ! હજાર ભગવાળો થા." કામવશતાને લીધે ઇંદ્રની આવી અવસ્થા થઈ. હજી સુધી 'અહલ્યાનો જાર' આ તેનું કલંક મટયું નથી. હજાર હાથીના બળવાળો કીચક દ્રૌપદીની અભિલાષા સેવવાથી ભીમસેનને હાથે માર્યો ગયો. આ તો પહેલાંની વાતો છે. આજ પણ અનેક માણસો કામવશ થઈ વિનાશ પામે છે. તો આ પુરાણી વાતોના દૃષ્ટાંતથી શો લાભ ?

**अत्र संप्रतिपत्तिमाह—**

આ વિષયમાં સંપ્રતિપત્તિ દાખવે છે–કામ પર કરવામાં આવેલા આક્ષેપોનું નિવારણ કરે છે.

**शरीरस्थितिहेतुत्वादाहारसधर्माणो हि कामाः ॥ ४६ ॥**

**फलभूताश्च धर्मार्थयोः ॥ ४७ ॥**

**શરીરની સ્થિતિનું કારણ હોવાથી કામ અન્ન (આહાર)ની સમાન અત્યંત આવશ્યક છે. અને (કામ) ધર્મ અને અર્થનું ફળ છે. ॥૪૬–૪૭॥**

કામ આહારનો સમાનધર્મી છે–આહારની બરાબર છે–શરીરને પોષણકારી છે. આહાર અજીર્ણાદિ દોષ ઉત્પન્ન કરે છે છતાં શરીરની રક્ષા માટે પ્રતિદિન તેનું સેવન કરવું પડે છે. તેજ પ્રમાણે કામનું પણ સમજવું.

શરીરની સ્થિતિ માટે કામનું સેવન આવશ્યક છે. સેવન ન કરવાથી, રાગથી વૃદ્ધિ થવાથી, અંતમાં ઉન્માદ થઈ શરીરનો નાશ થાય છે. સુખને કાજે ધર્મ અને અર્થ છે. જો કામસેવન ન કરવામાં આવે તો પછી ધર્મ અને અર્થનું ફળ ક્યાં રહેશે? તે નિષ્ફળ થઈ જશે. કેવળ પરિશ્રમ જ માત્ર રહેશે. કહ્યું છે કે–ધર્મથી સ્વર્ગપ્રાપ્તિ થાય છે એમાં પણ (અપ્સરાગણ) ઉત્કૃષ્ટ સ્ત્રીઓ સેવ્ય છે. આથી મનુષ્યોના ધર્મવિષયક યત્નથી ઉત્પન્ન થતો ગૃહસ્થાશ્રમ (ધર્મ) દુર્વાર–અનિવાર્ય છે. સ્ત્રીઓ આ લોકમાં અપત્ય અને સંતાનથી હિત કરે છે. તેમ પરલોકમાં પણ હિત કરે છે. એ નિશ્ચિત સિદ્ધાંત છે કે ભોગપ્રકર્ષને માટે સ્ત્રી મૂલ્યવાન ઉપકરણ છે.

**यद्येवं तर्हि दोषप्रसङ्ग इत्यत आह—**

આ પ્રસંગે દોષપ્રસંગ છે તો તેને માટે શું? તેના જવાબમાં સૂત્રકાર કહે છે—

**बोद्धव्यं तु दोषेष्विव न हि भिक्षुकाः सन्तीति स्थाल्यो नाधिश्रीयन्ते, न हि मृगाः सन्तीति यवा नोप्यन्त इति वात्स्यायनः ॥४८॥**

**બીજા દોષોની માફક આ દોષને સમજવો જોઈએ. ભિખારી છે, માટે (તેના ભયથી) તેથી શું ચૂલા પર તપેલું ચઢાવવું નહિ? હરણાં છે માટે શું જવ વાવવા નહિ? એ આચાર્ય વાત્સાયનનો મત છે. ॥ ૪૮ ॥**

અજીર્ણાદિ દોષો છે તે દોષોનો પ્રતિકાર થઈ શકે છે, તેમ અહીં પણ સમજવું. જેમ એ દોષનો પરિહાર કરીને ભોજનસેવન કરીએ છીએ, તેમ અહીં પણ જે દોષ હોય તે દોષનો પરિહાર કરી કામસેવન કરવું. આ ન્યાય લોકમાં પણ જોવામાં આવે છે કે ભિક્ષુકોનો ભય છે, માટે શું રસોઈ બનાવવામાં આવતી નથી? હરણો ખેતર ચરી જવાનો ભય હોય છે, તેથી શું ખેતરમાં દાણા વાવવામાં આવતા નથી? અવશ્ય રસોઈ

કરવામાં આવે છે, તેમજ બીજ બોવામાં આવે છે. કોઈએ કહ્યું છે કે જે મનુષ્ય સુખનો દ્વેષ કરે છે તે મનુષ્યનો જન્મ તૃણની માફક—તણખલાંની માફક વ્યર્થ છે. (કામ) સુખમાં જો દોષ ઊભો થાય તો તેનો પરિહાર કરવો જોઈએ, એમ આચાર્યોએ નિશ્ચય કર્યો છે.

**अनुष्ठानलक्षणायाः प्रतिपत्तेः फलमाह—**

અનુષ્ઠાન કરવાથી થતાં ફળ જણાવે છે.

**भवन्ति चात्र श्लोकाः—**

**एवमर्थं च कामं च धर्मं चोपाचरन्नरः ।**

**इहामुत्र च निःशल्यमत्यन्तं सुखमश्नुते ॥ ४९ ॥**

**આ વિષયમાં શ્લોકો છે–તે જણાવે છે—આ પ્રકારે અર્થ, કામ અને ધર્મનું આચરણ કરનાર મનુષ્ય આ લોકમાં અને પરલોકમાં સંપૂર્ણ સુખભોગ કરે છે. ॥ ૪૯ ॥**

યથોક્ત ન્યાયાનુસારે અર્થને પહેલાં પ્રાપ્ત કરવો. અર્થને મેળવ્યા પછી કામ અને ધર્મનો ભોગ કરવો. જે આ રીતે ત્રિવર્ગનું સેવન કરે છે, તેને આ લોકમાં અને પરલોકમાં કોઈ પણ પ્રકારના અનુતાપ વગર સુખ મળે છે. તે જાણે છે કે મેં પુરુષાર્થ સાધ્યો છે તેથી તેના હૃદયમાં પ્રસન્નતા રહે છે. જે ત્રિવર્ગનું સેવન નથી કરતો તેના હૃદયમાં દુઃખ થાય છે કે આ દુનિયાનું સુખ મેં જોયું નહિ. દૂરના કામનું સેવન ન કરવામાં હું ઠગાયો છું. અને મૂઢતાને લઈને પરલોકને માટે શુભ પૂર્વકર્મ કંઈ કર્યાં નથી. મને ઉચ્ચ સ્વર્ગીય ભોગ પણ પ્રાપ્ત થશે નહિ. આ પ્રમાણે ધર્મને ન આચરનારને ખેદ થાય છે. આ પ્રમાણે નાસ્તિક, નિર્ધન અને કામસુખનો દ્વેષ કરનારા એક એક અંગથી હીન રહેવાને લીધે સશલ્ય–અંતરાયવાળું સુખ પ્રાપ્ત કરે છે. અર્થાત્, ત્રિવર્ગમાંથી જે જેનું સેવન કરે છે તેનું સુખ તેને મળે છે, બાકીના વર્ગોનું સુખ મળતું નથી. જે ત્રિવર્ગનું સેવન કરે છે તેને ત્રિવર્ગનું સુખ મળે છે એવો આચાર્ય વાત્સાયનનો અભિપ્રાય છે.

'परस्परस्यानुपघातकत्वमन्योन्यानुबन्धः' इत्युक्तम्, तस्यैव संग्रहः श्लोकद्वयेन—

પરસ્પર અનુપઘાતક અને અન્યોનાનુબદ્ધ, જે વાત આગળ દર્શાવવામાં આવી છે ( ત્રિવર્ગ સેવનની રીત જણાવી છે) તેના બે સંગ્રાહક શ્લોક—

किं स्यात्परत्रेत्याशङ्का कार्ये यस्मिन्न जायते ।
न चार्थघ्नं सुखं चेति शिष्टास्तत्र व्यवस्थिताः ॥ ५० ॥
त्रिवर्गसाधकं यत्स्याद्द्वयोर्वैकस्य वा पुनः ।
कार्यं तदपि कुर्वीत न त्वेकार्थं द्विबाधकम् ॥ ५१ ॥

**જે કાર્ય કરવાથી પરલોકમાં શું થશે એવી આશંકા ઉત્પન્ન ન થાય, અર્થની હાનિ ન થાય અને સુખ ઉત્પન્ન થાય, એવાં સુખકર કાર્યો ત્રિવર્ગવિત્ શિષ્ટ પુરુષે વિના સંકોચે કરવાં. જે કાર્ય ત્રિવર્ગનું સાધક હોય વા બેનું કે એકનું સાધક હોય તેને પણ કરવું. પણ જો ધર્મ, અર્થ વા કામ, એક એ પોતાને માટે જ પુરુષાર્થનું સાધક હોય, પરંતુ બીજા બેને વિઘાતક હોય તો તેને ન કરવું. ॥૫૦–૫૧॥**

શું થશે ? પૂર્વ વડે ઉત્તરનો—પહેલાથી પછીનો—ઉપઘાત થાય. અથવા ઉત્તરદ્વારા પૂર્વનો અપઘાત થાય. આમાં જે સ્થળે જે કાર્યાર્થ સાધવાનો હોય તે સ્થળે શું થાય ? અપાય કે અનપાય ? એને માટે શંકા કરવા જેવું કંઈ છે નહિ; કારણ કે ધર્મમાં તો કંઈ હરકત ન જ થવી જોઈએ. આ કથનનું તાત્પર્ય એ છે કે અસાવધાનીથી ત્રિવર્ગનું સેવન કરવાથી કામ અથવા ધર્મથી અર્થ અને કામ અથવા અર્થથી ધર્મ અને કામ, તેમજ કામથી અર્થ અને ધર્મનો ઉપઘાત થાય છે. જો ધર્મને છોડી અર્થનું સેવન કરવામાં આવે, તો પરલોકમાં અપાય થાય છે. આથી શંકાને સ્થાન મળે છે. માટે અર્થને ધર્મપૂર્વક સિદ્ધ કરવો કે એવી

શંકાને સ્થાન જ ન રહે. હું અર્થનું સેવન એવી રીતે કરી રહ્યો છું કે મારું શું થશે ? કામનું અનુષ્ઠાન પણ એવી રીતે કરવું કે અર્થ અને ધર્મ નષ્ટ ન થાય. અર્થ અને કામના તત્ત્વને સમજનારાઓ આ પ્રમાણે ત્રિવર્ગનું સેવન કરે છે. કામનું અનુષ્ઠાન એવી રીતે નથી કરતા કે એથી અર્થ અને ધર્મ નષ્ટ થાય. જ્યાં દાનરૂપી ધર્મથી ધન ઓછું થાય અથવા બાધિત થાય, વિદ્યાગ્રહણરૂપી અર્થ જ્યાં બ્રહ્મચર્યપાલનથી કામને બાધિત કરે એવા ઉત્તરબાધકમાં (લોક) પ્રવૃત્ત થાય છે. કોઈએ કહ્યું છે કે, 'જો ધર્મ, અર્થ અને કામના સેવનમાં કામબાધક અર્થ ને અર્થકામનો બાધક ધર્મ હોય તો સેવન કરવું. પરંતુ ધર્મબાધક અર્થ હોય વા ધર્મઅર્થનો બાધ કરે તેવા કામનું સેવન કરવું નહિ."

ધર્મ, અર્થ, કામ એમાંથી કોઈનું પણ અનુષ્ઠાન કરવામાં આવે, તો તેમાંથી એક બીજા બેનો સાધક હોવો જોઈએ. આ ઉત્તમ પક્ષ છે—ધર્મનું સેવન કરવાથી ધર્મ સધાય પણ અર્થ અને કામ પણ સધાય તે જ ઉત્તમ પક્ષ. આ અધ્યાયના પહેલા સૂત્રમાં જણાવેલા એકની સાથે બેવાળા ભેદમાં આવી ગયા છે. તાત્પર્ય એ છે કે ત્રણમાંથી એક તો પોતાના સાથી બીજાનો સાધક થાય એ મધ્યમ પક્ષ છે. ત્રણમાંથી એક જ પોતાના એકલાનો સાધક હોય એ નિકૃષ્ટ પક્ષ છે. પંચયજ્ઞો—બલિ, વિશ્વદેવ આદિ—કરવા એ ધર્મ છે. પણ આમાં અર્થ અને કામ નથી. આ પ્રમાણે પોતાને માટે ભૂમિ—જમીન પ્રાપ્ત કરવી એ કેવળ વિશુદ્ધ અર્થ છે. એની સાથે કંઈ પુરુષાર્થ નથી. એ જ પ્રમાણે પ્રિય પરિચારિકાનું અભિગમન કામ છે, પણ તે નિરનુબંધ—પુરુષાર્થવગરનું છે. તાત્પર્ય એ છે કે, આગળ કહ્યું તેમ 'परस्परानुघातकम्' ન હોવું જોઈએ. એકનું સેવન કરવાનું પ્રયોજન છે. પણ તેથી જો ધર્મ અર્થનો ઘાત થતો હોય તો તે ન કરવું. અતિદાનરૂપ ધર્મ અર્થનો નાશ કરે છે. એ આગળ જણાવ્યું છે. અત્યંત તપસેવન કામનો બાધ કરી શરીરને સૂકવી નાંખે છે. શરીરનો આ ક્ષય તે અર્થનો નાશ જ છે. આ પ્રમાણે અર્થ પણ ધર્મનો અને કામનો નાશ કરે છે. કામ હીનવર્ણને ઉત્તમવર્ણમાં બાધા પેદા કરે છે. આગળ દણ્ડકના

દૃષ્ટાંતમાં જોયું કે તેણે તેનો ધર્મ અને સર્વસ્વ નષ્ટ કર્યું. સવર્ણામાં પણ કામના અત્યંત સેવનથી શરીર અને ધર્મ બન્નેનો નાશ થાય છે. એકનો સાધક અને બીજાનો બાધક હોય, તો, તે પૂર્વ ઉત્તરનો બાધક હોય, તો ઇષ્ટ છે; પણ પૂર્વનો બાધક હોય તો તે ઇષ્ટ નથી એ આગળ જણાવ્યું છે જ.

**इति त्रिवर्गप्रतिपत्तिर्द्वितीयं प्रकरणम् ॥ २ ॥**

*

ઇતિ શ્રી અમૃતલાલતનુજ રમણિકલાલપ્રણીત કામસૂત્રની જયમંગલા ટીકાના બીજા અધ્યાયની તાત્પર્યવ્યંજની નામની ગુર્જરટીકા સમાપ્ત.

# तृतीयोऽध्यायः ।

## विद्यासमुद्देशप्रकरण ।

**एवं प्रतिपन्नत्रिवर्गस्य कामसिद्धौ प्रथम उपायो यद्विद्याग्रहणम्, अगृहीतविद्यस्यानन्तरव्यापारासंभवादिति विद्यासमुद्देश उच्यते । समुद्देशश्च संक्षेपाभिधानम्, निर्देशश्च शास्त्रान्तरादुपलभ्यापेक्षणीयः ।**

જે ત્રિવર્ગ આગળ કહી ગયા તે જાણવાને માટે પહેલો ઉપાય તો એ છે કે–વિદ્યાગ્રહણ. જે માણસ વિદ્યા પ્રાપ્ત કરતો નથી તેને માટે બીજા વ્યાપાર સંભવિત નથી—બીજાં કાર્યોમાં અધિકારી થઈ શકતો નથી. આથી ‘ વિદ્યાસમુદ્દેશ ’ પ્રકરણ કહેવામાં આવે છે. સંક્ષેપથી–ટૂંકમાં કહેવું તેનું નામ સમુદ્દેશ છે. આ વિદ્યાઓનો પૂરેપૂરો નિર્દેશ બીજાં શાસ્ત્રોમાં છે. ત્યાંથી તેને સમજી લેવો.

**यथा च तासां ग्रहणं तथा दर्शयन्नाह—**

જે રીતે આ વિદ્યાઓ મેળવી શકાય તે જણાવતાં કહે છે કેઃ—

**धर्मार्थाङ्गविद्याकालाननुपरोधयन् कामसूत्रं तदङ्गविद्याश्च पुरुषोऽधीयीत ॥१॥**

**ધર્મવિદ્યા, અર્થવિદ્યા, અને એની અંગવિદ્યાઓના (ભણવાના) સમયનો નાશ ન કરતાં મનુષ્યે કામસૂત્ર અને તેની અંગવિદ્યાઓને શીખવી. ॥ ૧ ॥**

ધર્મવિદ્યા એટલે શ્રુતિ અને સ્મૃતિઓ. આજીવિકા ચલાવવા માટે જેમાં ઉપાયો બતાવ્યા છે તે શાસ્ત્રને અર્થવિદ્યા કહે છે. આ બે શાસ્ત્રોની અંગવિદ્યાઓ તે દંડનીતિ અને આન્વીક્ષિકી છે. દંડનીતિ એ યોગક્ષેમનું સાધન છે. આન્વીક્ષિકી એ તત્ત્વનિર્ણયનું કારણ છે. આ પ્રધાન—મુખ્ય વિદ્યાનું અધ્યયનના અધ્યયનો જે સમય છે તે વખતે તેનું નિયમપૂર્વક

અધ્યયન કરવું. પણ તેમ કરતાં સમય મળે ત્યારે, મુખ્ય વિદ્યાને ભણતાં અડચણ ન આવે તેવી રીતે, કામશાસ્ત્ર અને તેની અંગવિદ્યાઓ ગીતાદિકનું પઠન અને શ્રવણ વડે અધ્યયન કરતા રહેવું.

**प्राग्यौवनात्स्त्री ॥२॥ प्रत्ता च पत्युरभिप्रायात् ॥३॥**

**સ્ત્રીઓ યૌવનની પૂર્વે (પિતાને ઘેર કામશાસ્ત્ર ને તેની અંગવિદ્યાનો અભ્યાસ કરે) અને વિવાહ થયા પછી પતિની અનુમતિથી (અભ્યાસ કરે) ॥ ૨-૩ ॥**

સ્ત્રીઓએ યૌવનકાળ પહેલાં પોતાના પિતાને ઘેર કામશાસ્ત્ર અને તેની અંગવિદ્યાનો અભ્યાસ કરવો. યુવતિ થયા પછી, વિવાહ થતાં તે પરાધીન થવાથી અધ્યયન ક્યાંથી થઈ શકશે? કોઈ સ્ત્રીને બદલે યુવતિ પાઠ યોજે છે. યુવતિ શબ્દ સ્ત્રીનો પર્યાયવાચી છે. સૂત્રમાં *'પ્રત્તા' શબ્દ આવ્યો છે. પ્રત્તા એટલે પરણેલી–વિવાહિતા. દાન ત્રણ પ્રકારનાં છેઃ માનસ–મનથી, વાચનિક–વાણીથી, અને કર્મણા–કર્મથી. જે સ્ત્રી વિવાહિતા છે, તે જો પતિની આજ્ઞા વગર કામકળાનો અભ્યાસ કરે તો પતિને તે સ્વૈરિણી–સ્વચ્છંદિની હોવાની શંકા થાય. આથી યૌવન પહેલાં પિતાની આજ્ઞાથી અને પરણ્યા પછી પતિની આજ્ઞાથી અધ્યયન કરવું એમ કહ્યું છે.

**योषितां शास्त्रग्रहणस्याभावादनर्थकमिह शास्त्रे स्त्रीशासनमित्याचार्याः ॥४॥**

**આચાર્યો કહે છે કે, સ્ત્રીઓમાં શાસ્ત્રગ્રહણનો (શાસ્ત્ર સમજવાનો) અભાવ છે, એથી સ્ત્રીઓને માટે આ શાસ્ત્રનું શાસન (ઉપદેશ આપવો તે) અનર્થક છે. ॥ ૪ ॥**

---

* પ્રત્તા–પ્રકર્ષ રૂપે દત્તા. પ્ર+દા+ત. પ્ર, ઉપસર્ગપૂર્વક, 'દા' દાનાર્થક ધાતુથી નિષ્ઠાનો 'ત' થાય છે. પછી, ૭–૪–૪૭ સૂત્રથી દાનો 'ત' થઇ 'પ્રત્તા' શબ્દ થાય છે.

શાસ્ત્ર શીખવાનો અધિકાર નથી, તેમ તે સમજવાનું તેમનામાં સામર્થ્ય નથી. આથી કામશાસ્ત્રમાં સ્ત્રીઓને ઉદ્દેશી એમ કહેવું કે, એમણે આ કરવું જોઈએ, આ ન કરવું જોઈએ, એ અનર્થક છે. એમ આચાર્યો માને છે.

**प्रयोगग्रहणं त्वासाम्, प्रयोगस्य च शास्त्रपूर्वकत्वादिति वात्स्यायनः ॥५॥**

**એમને (સ્ત્રીઓ) માટે પ્રયોગગ્રહણ છે-સ્ત્રીઓ શાસ્ત્રનું તાત્પર્ય ગ્રહણ કરી શકે છે-અને પ્રયોગ સમજવા માટે શાસ્ત્રની આવશ્યકતા છે. એમ આચાર્ય વાત્સાયન કહે છે. ॥૫॥**

જે પ્રયુક્ત કરી શકાય—ઉપયોગમાં લેવાય—તે પ્રયોગ. પ્રયોગ સમજવાનું તો સ્ત્રીઓ માટે કહ્યું છે. જાણકાર પાસેથી જ સ્ત્રીઓ તે ગ્રહણ કરી શકે. આથી કરીને શાસ્ત્ર અનર્થક નથી. સમજ્યા વગર કોઈ તેને બતાવી કે સમજાવી શકે નહિ શાસ્ત્ર સમજીને કોઈ તે બતાવી શકે? સ્ત્રીઓ અન્ય પુરુષ પાસે જઈ શી રીતે ઉપદેશ ગ્રહણ કરી શકે? આથી સ્ત્રીઓને શાસ્ત્ર કે શાસન નિરર્થક નથી એવો આચાર્ય વાત્સાયનનો મત છે.

**तच्च केवलमिहैव; सर्वत्र हि लोके कतिचिदेव शास्त्रज्ञाः सर्वजन विषयश्च प्रयोगः ॥६॥**

**આ (વાત) કેવળ આમાં (કામશાસ્ત્રમાં) છે એમ નહિ. પરંતુ સર્વત્ર એમ જોવામાં આવે છે કે શાસ્ત્રના જાણવાવાળા વિરલા જ હોય છે, પણ (શાસ્ત્રમાં બતાવેલો) પ્રયોગ સર્વ લોક જાણે છે. ॥૬॥**

આ પ્રયોગગ્રહણની વાત એકલા કામશાસ્ત્રમાં નથી. વ્યાકરણ, જ્યોતિષ વગેરે શાસ્ત્રોમાં પણ તેમ જ છે. શાસ્ત્રને જાણવાવાળા મર્મજ્ઞ પંડિતો બહુ થોડા જ હોય છે કે જેઓ શાસ્ત્રના મર્મને ગ્રહણ કરી શકે. સમર્થ હો વા અસમર્થ પણ બન્ને પ્રકારના લોકો એનું તાત્પર્ય સમજી

લઈ તેનો વ્યવહારમાં ઉપયોગ કરે છે. શાસ્ત્રગ્રહણ કરતાં પ્રયોગગ્રહણ પ્રધાન છે. શાસ્ત્ર શીખીને તેનો ઉપયોગ તો વ્યવહારમાં જ કરવાનો છે. શાસ્ત્રના તાત્પર્ય પ્રમાણે વ્યવહાર થવાનો.

**प्रयोगस्य च दूरस्थमपि शास्त्रमेव हेतुः ॥७॥**

**શાસ્ત્ર દૂર હોવા છતાં પ્રયોગ (શીખવાનો) હેતુ શાસ્ત્ર છે.॥૭॥**

શાસ્ત્રજ્ઞ—શાસ્ત્રોને જાણનાર માણસો પાસેથી બીજા લોકો શાસ્ત્રનું તાત્પર્ય ગ્રહણ કરે છે. આથી તેનું કારણ તો શાસ્ત્ર જ છે; કારણ કે, એમનો આધાર શાસ્ત્ર જાણવાવાળા છે. એમણે જ એનો પ્રચાર કર્યો છે. આમ એક બીજાને જોઈ તે પ્રમાણે વ્યવહાર કરે છે. આ પરંપરાનો વિચાર કરીએ તો શાસ્ત્ર દૂરસ્થ જણાય છે, છતાં તેનું કારણ તો શાસ્ત્ર જ છે. શાસ્ત્ર જાણનાર એક પ્રયોગને ગ્રહણ કરે છે. એની પાસેથી બીજો શીખીને તેમ કરે છે. બીજા પાસેથી ત્રીજો શીખી લે છે.

શાસ્ત્ર જ પ્રયોગનું કારણ છે તે પર દૃષ્ટાંતઃ—

**अस्ति व्याकरणमित्यवैयाकरणा अपि याज्ञिका ऊहं क्रतुषु प्रयुञ्जते ॥८॥**

**વ્યાકરણ છે, માટે વ્યાકરણ ન જાણવાવાળા યાજ્ઞિકો યજ્ઞોમાં (યજ્ઞોનું અનુષ્ઠાન કરતી વખતે) ઊહનો પ્રયોગ કરે છે. ॥ ૮ ॥**

(વેદના યજ્ઞકાંડમાં કેટલાંક વિધિવાક્યો—અમુક કરવું એવી આજ્ઞા કરતાં વાક્યો અને શબ્દો છે.) આવા વિધિશબ્દમાં જ્યાં અર્થ અધ્યાહાર કે અકથિત હોય, અર્થમાં સંદેહ હોય ત્યાં તેનો તર્કથી નિર્ણય કરી સ્થાપિત કરવો તેને 'ઊહ' કહે છે. આવશ્યકતા પ્રમાણે પ્રાતિપાદિક, લિંગ અને વચનોની સહાયથી આમ થઈ શકે છે. વ્યાકરણશાસ્ત્રમાં આ સર્વ જણાવ્યું છે. 'ઊહ'ના પ્રયોગનું જ્ઞાન વ્યાકરણથી થાય છે. જેઓ વ્યાકરણ શીખ્યા નથી એવા યાજ્ઞિકો યજ્ઞમાં તેનો પ્રયોગ કરે છે.

ઉદાહરણ—વેદમાં કહ્યું છે કે–'અગ્નિદેવને માટે આઠ કપાલનો પુરોડાશ કરવો' આ મુખ્ય પ્રયોગ છે. તે તેની વિકૃતિને લઈને કરવાનો છે. તે આ પ્રમાણે છેઃ—"જેને બ્રહ્મતેજની ઇચ્છા હોય તેણે સૂર્યદેવતાને માટે ચરુ તૈયાર કરવો.' અહીં નિર્વપન–દાન–ના હેતુથી સૂર્યનો ઉદ્દેશ લઈ ઊહ' થાય છે; કે સૂર્યદેવનો ચરુ અગ્નિદેવના ચરુની માફક કરી નિર્વપન—દાન કરવું.

**अस्ति ज्यौतिषमिति पुण्याहेषु कर्म कुर्वते ॥९॥**

**જ્યોતિષશાસ્ત્ર છે માટે (જેઓ જ્યોતિષિ નથી–જ્યોતિષ ન જાણનારા પણ સાંભળીને કે સમજીને) પુણ્ય દિવસોમાં (શુભ) કર્મ કરે છે. ॥ ૯ ॥**

જ્યોતિષશાસ્ત્રમાં એમ જાણીને જેઓ જ્યોતિષ જાણતા નથી તેઓ પણ સારા દિવસોમાં શુભ કર્મ કરે છે. આનું કારણ શાસ્ત્ર જ છે.

**तथाऽश्वारोहा गजारोहाश्चाश्वान्गजांश्चानधिगतशास्त्रा अपि विनयन्ते ॥१०॥**

**તથા શાસ્ત્રો ભણ્યા વગર ઘોડા પર અને હાથી પર સ્વારી કરનારાઓ ઘોડા અને હાથીને વિનીત—વશ કરે છે. ॥ ૧૦ ॥**

અશ્વ(વિદ્યા), ગજ(વિદ્યા) અને વૈદ્યક શીખ્યા વગર પણ પુરુષ ઘોડા, હાથી વગેરેના ઇલાજ અને પોષણ કરતા જોવામાં આવે છે. આનું કારણ પણ શાસ્ત્ર છે.

આ ન્યાય એકલાં શાસ્ત્રો માટે છે એમ નથી. દૂર હોવા છતાં પણ હેતુ થઈ શકે એમ લોકમાં પણ જોવામાં આવે છે.

**तथाऽस्ति राजेति दूरस्था अपि जनपदा न मर्यादामतिवर्तन्ते. तद्देतत् ॥११॥**

**આ પ્રમાણે (દંડ આપનાર) રાજા છે આ કારણથી દૂર દેશના મનુષ્યો પણ મર્યાદાનો ભંગ કરતા નથી. ॥ ૧૧ ॥**

દૂર રહેનાર લોકોએ રાજાને કદી આંખે જોયો હોતો નથી છતાં એઓ સમજે છે કે–કોઈ વ્યવસ્થાપક છે. જેથી આ વ્યવસ્થા ચાલે છે, એના ભયથી એ કાયદાને તોડતા નથી. આ પ્રમાણે શાસ્ત્રો છે. અને કોઈ પણ રીતે તેના તાત્પર્યને સમજીને એને ભણ્યા વગર એનો વ્યવહાર કરે છે.

કહીં કહી ( સ્ત્રીઓમાં પણ ) શાસ્ત્રગ્રહણ જોવામાં આવે છે તે નીચેના સૂત્રથી દર્શાવે છે:—

**सन्त्यपि खलु शास्त्रप्रहतबुद्धयो गणिका राजपुत्र्यो महामात्र-दुहितरश्च ॥११॥**

**એવી પણ છે કે જેની બુદ્ધિ શાસ્ત્રો ભણીને (વિશુદ્ધ) થઈ છે. એમાં ગણિકાઓ, રાજકન્યાઓ અને પ્રધાન પુત્રીઓ છે. ॥૧૧॥**

શાસ્ત્ર દ્વારા પ્રહત ( વિશુદ્ધ ) થઈ છે જેમની બુદ્ધિ એમાં ગણિકાઓનો પણ સમાવેશ થાય છે. તેઓ કામકળા શીખે છે. મંત્રિઓને મહામાત્ર કહે છે. પણ અહીં સામંત અને મહાસામંતનો પણ તેમાં સમાવેશ થાય છે, એમની કન્યાઓ ભણેલી હોય છે. અશ્વવિદ્યા અને ગજવિદ્યા સંબંધી પણ તેમ જ સમજવું. રાજકુમારો આ વિદ્યામાં પ્રવીણ જોવામાં આવે છે.

**तस्माद्वैश्वासिकाज्जनाद्रहसि प्रयोगाञ्छास्त्रस्यैकदेशं वा स्त्री गृह्णीयात् ॥१२॥**

**આથી વિશ્વાસપાત્ર વ્યક્તિ પાસે એકાંતમાં પ્રયોગો, શાસ્ત્ર અથવા શાસ્ત્રના એક દેશને સ્ત્રીઓ શીખે. ॥ ૧૨ ॥**

શાસ્ત્રગ્રહણ અને પ્રયોગગ્રહણ એ બન્ને હેતુને માટે વિશ્વાસની જરૂર છે. વિશ્વાસ ન હોય તો લજ્જા ( શરમ ) આવે એથી એકાંતની પણ જરૂર છે. જે શાસ્ત્રગ્રહણ ન કરી શકે તેવી માત્ર પ્રયોગોને જ શીખે. જે શીખવાને સમર્થ છે તે શાસ્ત્ર શીખી લે. મધ્યમ બુદ્ધિવાળી હોય તેણે સંપ્રયોગ કે શાસ્ત્રનો ઉપયોગી ભાગ શીખવો.

**अभ्यासप्रयोज्यांश्च चातुःषष्टिकान्योगान्कन्या रहस्येकाकिन्यभ्यसेत् ॥१३॥**

**અભ્યાસ કરવાથી સિદ્ધ થાય તે ચોસઠ કળાઓના પ્રયોગો કન્યા એકાંત સ્થળમાં એકલી કરે. ॥ ૧૩ ॥**

ચોસઠ કળાઓ જે ગીત, વાદ્ય, નૃત્યાદિની છે તેનો કન્યાકાળમાં અભ્યાસ કરી યુવાવસ્થામાં તેનો પ્રયોગ કરવો. લજ્જાની નિવૃત્તિને માટે એકાંત કહ્યું છે. એકલી કહેવાનું તાત્પર્ય એ છે કે આચાર્ય કે શિક્ષક વગર.

વિશ્વાસલાયક કોણ તે કહે છે:—

**आचार्यास्तु कन्यानां प्रवृत्तपुरुषसंप्रयोगा सहसंप्रवृद्धा धात्रेयिका, तथाभूता वा निरत्ययसम्भाषणा सखी, सवयाश्च मातृष्वसा, विस्रब्धा तत्स्थानीया वृद्धदासी, पूर्वसंसृष्टा वा भिक्षुकी, स्वसा च विश्वाससंप्रयोगात् ॥१४॥**

**કન્યાઓની આચાર્યામાં (૧) પુરુષની સાથે સંપ્રયોગ–સંભોગ કરી ચૂકી હોય અને સાથે રહીને મોટી થઈ હોય એવી ધાઈની દીકરી. (૨) અથવા એવી (પુરુષ સાથે સંભોગ કરી ચૂકી હોય) નિર્દોષ સંભાષણ કરી શકાય તેવી સખી. (૩) સરખી વયની માતાની બહેન. (૪) માતાની બહેન જેવી વિશ્વાસ યોગ્ય વૃદ્ધ દાસી. (૫) પૂર્વે પહેલાં જેની સાથે પ્રેમ બંધાયો હોય તેવી ભિક્ષુકી. (૬) વિશ્વાસયોગ્ય હોય તો બહેન એ છ થઈ શકે છે. ॥૧૪॥**

પુરુષો સ્વતંત્ર છે. આથી કામશાસ્ત્રનો ઉપદેશ કરનાર સ્હેલાઈથી મળી શકે છે. સ્ત્રીઓને માટે તેમ નથી. તેમને માટે ગણ્યા ગાંઠાં બતાવ્યા છે તેજ આચાર્યા થઈ શકે છે.

પુરુષની સાથે જે રમણ કરી ચૂકી છે–રસનો અનુભવ લીધો છે એવી જો ધાઈ (ધાવમા) ની છોકરી સાથે પળાઈને મોટી થઈ હોય તો તે પ્રથમ આચાર્યા થઈ શકે છે. પુરુષની સાથે સંપ્રયોગ થઈ હોય એવી સખી જેની સાથે નિર્દોષપણે વાતચીત કરી શકાય તે બીજી આચાર્યા થઈ

શકે છે. ઉપર કહ્યાં તેવાં લક્ષણવાળી, ઉમરમાં પોતાની બરાબરીની જો માસી હોય તો તે પણ ત્રીજી આચાર્યા—શિક્ષિકા—થઈ શકે છે. જે વૃદ્ધ દાસીને પોતાની માના જેવી ગણી હોય, જેને સર્વ વૃત્તાંત માલમ હોય એ ચોથી આચાર્યા. જેની સાથે પહેલાં પ્રીતિ બંધાઈ છે, પણ જે પાછળથી ભિક્ષુકી થઈ ગઈ દેશદેશમાં ભ્રમણ કરી ચતુર થઈ છે, તે પાંચમી. મોટી બહેન જે વિશ્વાસનું મૂળ હોય, જે નાની બહેનની સમક્ષ ( વિશ્વાસ માટે ) બીજા પુરુષ સાથે સંપ્રયોગ કરવા તૈયાર થાય તેવી. તે જ વિશ્વાસપાત્ર છે. નહિ તો ઈર્ષ્યાને લઈને મોટી બહેન નાની બહેનને શીખવતી નથી. આ છઠ્ઠી આચાર્યા છે. એમની પાસેથી કામસૂત્ર અને તેની અંગવિદ્યાઓ શીખવી જોઈએ.

**કામશાસ્ત્રની અંગવિદ્યા.**

બીજાં શાસ્ત્રોમાં કામશાસ્ત્રની અંગવિદ્યારૂપ ૬૪ મૂળ કળાઓ કહી છે. તે સામાન્ય રૂપથી જણાવીએ છીએ. કારણ કે તે અવશ્ય જાણવા જેવી છે.

**तत्र कर्माश्रया चतुर्विंशतिः। तद्यथा—(१) गीतम् (२) नृत्यम् (३) वाद्यम् (४) कौशलर्लिपिज्ञानम् (५) वचनं चोदारम् (६) चित्रविधिः (७) पुस्तककर्म (८) पत्रच्छेद्यम् (९) माल्यविधिः (१०) गन्धयुक्त्या स्वाद्यविधानम् (११) रत्नपरीक्षा (१२) सीवनम् (१३) रङ्गपरिज्ञानम् (१४) उपकरणक्रिया (१५) मानविधिः (१६) आजीवज्ञानम् (१७) तिर्यग्योनिचिकित्सितम् (१८) मायाकृतपाषण्डसमयज्ञानम् (१९) क्रीडाकौशलम् (२०) लोकज्ञानम् (२१) वैचक्षण्यम् (२२) संवाहनम् (२३) शरीरसंस्कारः (२४) विशेषकौशलं चेति।**

**કર્માશ્રયઃ**—ચોસઠ અંગવિદ્યાઓમાં સહુથી પ્રથમ ચોવીશ કર્માશ્રય ( કર્મોને અધીન તે કર્માશ્રય ) કળા દર્શાવે છેઃ (૧) ગીત–ગાવું, (૨) ( વીણાદિ ) વગાડવું, (૩) નૃત્ય, (૪) લિપિજ્ઞાન–જુદાજુદા દેશની ભાષા અને અક્ષરો જાણવા, (૫) ઉદાર વચન બોલવાં, (૬) ચિત્રો કાઢવાં, (૭)

પત્ર વગેરે પર અક્ષર કાઢવા–પુસ્તકરચના, (૮) તિલકાદિની રચના, (૯) માળાઓ ગૂંથવી, (૧૦) સ્વાદિષ્ટ ભોજન તૈયાર કરવું, (૧૧) સાચાંખોટાં રત્નોની પરીક્ષા કરી જાણવી, (૧૨) ઉત્તમ સીવણકામ, (૧૩) રંગ તૈયાર કરવા અને રંગવું, (૧૪) ઉપકરણક્રિયા *–રસોઈ માટે યોગ્ય પરિમાણમાં સામગ્રી એકઠી કરવી, (૧૫) માન ( માપ ) કરવાની વિધિ, (૧૬) પોતાના નિર્વાહની કે સંચય કરવાની વિદ્યા, (૧૭) પશુપક્ષી આદિની ચિકિત્સા, (૧૮) ઈંદ્રજાળ—બીજાના કપટને પારખવું અને જાતે તેમ કરવાની શક્તિ, (૧૯) બદમાશોનાં ચરિત્ર, સ્વભાવની પરીક્ષા કે જ્ઞાન, ક્રીડાકૌશલ, (૨૦) લોકજ્ઞાન–માણસની પરખ અને તેની સાથે વ્યવહાર. (૨૧) વિચક્ષણતા, (૨૨) પગ દાબવાની રીતિ, (૨૩) દેહને સ્વચ્છ રાખવી ને સુંદર કરવી, (૨૪) વિશેષ કૌશલ્ય–પ્રત્યેક કાર્ય બુદ્ધિપૂર્વક કરવું તેને કૌશલ્ય કહે છે. ( કોઈ અહીં વાળ ગૂંથવા, ચાંલ્લો કરવો તેને કૌશલ્ય માને છે. )

**દ્યૂતાશ્રયઃ**—જુગારના આધાર પર થનારી ૨૦ કળાઓમાંની ૧૫ કળાઓ નિર્જીવ અને ૫ કળાઓ સજીવ છે. એમાંની નિર્જીવ ૧૫ કળાઓ કથવામાં આવે છેઃ (૧) આયુઃપ્રાપ્તિ–સર્વ પ્રકારની ચિકિત્સા, (૨) અક્ષ-વિધાન–પાસા ફેંકવામાં કુશળતા, (૩) હોડ બકીને મૂઠ ધરવી, (૪) રૂપસંખ્યા –લાલ, કાળો અને સફેદ રંગના મિશ્રણ અને તેના ૬૧ પ્રકારના રૂપો, (૫) હોડને અનુકૂળ હોય તે સમયે પતિ પાસેથી દ્રવ્ય કઢાવવું, (૬) હાર-જીત એવો ન્યાય કરવો કે બન્ને માન્ય કરે, (૭) હોડમાં પૈસાને લઈ લેવા, (૮) અનેકવિધ ખેલો જાણવા, (૯) મુઠ્ઠીમાં પૈસા રાખી પૂછવું, બતાવવું, (૧૦) બરાબર લેવુંદેવું, (૧૧) ઝડપથી લઈ લેવું, (૧૨) જીતનો હિસાબ સમજવો, (૧૩) ખેલ વખતે દાવ ચલાવવાની રીત કે ક્રિયા, (૧૪) કપટથી ભુલાવી દેવું, (૧૫) ગ્રહણ કર્યું હોય તેનું આપવું,—આ દ્યૂતકળાઓ જીવ વગર નિષ્પન્ન થાય છે. તેથી તેને નિર્જીવ કહે છે.

---

* જેના સંબંધ વગર કે સહાય વગર ક્રિયા ન થઈ શકે તે; જેમકે નૈવેદ્યનું ઉપકરણ–ફળમૂળાદિ, રાંધવાંના લાકડાં, અગ્નિ, જળપાત્ર એ ઉપકરણ છે.

**સજીવ દ્યૂતઃ**—(૧) તીતર, બકરાંને લઢવાને ઊભાં કરવાં, (૨) એમને લઢાવવાં, (૩) બોલાવવાં, (૪) ઉરાડવાં, નસાડવાં, (૫) નચાવવાં.

**શયનોપચારિકાઃ**–(૧) બીજાના ભાવને સમજી લેવા, (૨) અન્ય પર પોતાનો રાગ દર્શાવવો, (૩) ક્રમશઃ પોતાના અંગ સોંપવાં, (૪) નખચ્છેદ અને દન્તચ્છેદવિધિ. (૫) નીવી—નાડું ખોલવું, (૬) ગુહ્યાંગને વિધિથી સીધો સ્પર્શ, (૭) રમણની ચતુરાઈ, (૮) પ્રસન્ન કરવાની ચતુરાઈ, (૯) સમાન તૃપ્તિ કરી લેવી વા બીજીને તૃપ્ત કરવું, કૃતાર્થ થવું, (૧૦) રમણને માટે ઉત્સાહિત કરવું, (૧૧) થોડો ક્રોધ બતાવી કાર્યમાં લાગી જવું, (૧૨) ક્રોધને સારી રીતે નિવારણ કરવો, (૧૩) ગુસ્સે થયો હોય તેને મનાવી લેવું. (૧૪) સૂતેલાનો પરિત્યાગ,(૧૫) અંતિમ સૂવાની વિધિ,(૧૬) ગુહ્યાંગનો સ્પર્શ.

**ઉત્તર કળાઓઃ**—(૧) અશ્રુપાત સાથે કહેવું કે એમ કરવું–આવી દશામાં છોડી જવું, એ ઠીક નથી; (૨) જનારને જતાં જતાં સોગન આપી રોકવો, (૩) ન રહે કે ન અટકે તો તેની પાછળ પાછળ જવું *;(૪) તે ચાલવા જ માંડે તો વારંવાર તેની તરફ જોયાં કરવું.

આ ચોસઠ મૂળ કળાઓ છે. એની અંદર ૫૧૮ અંતરકળાઓનો સમાવેશ થાય છે. આ કળાઓ નાનામોટા સર્વને થોડીઘણી માલમ છે. (કેટલાક ટીકાકાર કહે છે કે, આ કળાઓ ભેળવાઈ જઈ આગળપાછળ થઈ ગઈ છે—ખાસ કરીને દ્યૂતાશ્રય અને કર્માશ્રય)

આ દ્યૂતાશ્રય અને કર્માશ્રય ક્રિયાના ૬૪ વિભાગ બીજી રીતે જણાવવામાં આવે છે. શયનોપચારિકા અને ઉત્તર કળાઓ સંપ્રયોગનું અંગ છે. એથી એનો પાંચાલિકી કળાઓમાં સમાવેશ થાય છે. પાંચાલિકી કળાના પ્રસંગે તે જણાવવામાં આવશે.

## ચોસઠ કળાઓ

કામની ઉપાયભૂત ચોસઠ કળાઓ કથવામાં આવે છેઃ—

* પોતાનું માણસ બહારગામ જવા નીકળે તો તેની પાછળપાછળ જવું, તેને અગાડી કરી વિદાય આપવી, આમ કેટલાક ટીકાકારો કહે છે.

(१) गीतम्, (२) वाद्यम्, (३) नृत्यम्, (४) आलेख्यम्, (५) विशेषकच्छेद्यम्, (६) तण्डुलकुसुमबलिविकाराः, (७) पुष्पास्तरणम्, (८) दशनवसनाङ्गरागः, (९) मणिभूमिकाकर्म, (१०) शयनरचनम्, (११) उदकवाद्यम्, (१२) उदकाघातः, (१३) चित्राश्च योगाः, (१४) माल्यग्रथनविकल्पाः, (१५) शेखरकापीडयोजनम् (१६) नेपथ्यप्रयोगाः, (१७) कर्णपत्रभंगाः, (१८) गन्धयुक्तिः, (१९) भूषणयोजनम् (२०) ऐन्द्रजालाः, (२१) कौचुमाराश्च योगाः, (२२) हस्तलाघवम् (२३) विचित्रशाकयूषभक्ष्यविकारक्रिया, (२४) पानकरसरागासवयोजनं, (२५) सूचीवानकर्माणि, (२६) सूत्रक्रीडा, (२७) वीणाडमरुकवाद्यानि, (२८) प्रहेलिका, (२९) प्रतिमाला, (३०) दुर्वाचकयोगाः, (३१) पुस्तकवाचनम्, (३२) नाटकाख्यायिकादर्शनम् (३३) काव्यसमस्यापूरणम्, (३४) पट्टिकावेत्रवानविकल्पाः, (३५) तक्षकर्माणि, (३६) तक्षणम्, (३७) वास्तुविद्या, (३८) रूप्यरत्नपरीक्षा, (३९) धातुवादः, (४०) मणिरागाकरज्ञानम्, (४१) वृक्षायुर्वेदयोगाः, (४२) मेषकुक्कुटलावकयुद्धविधिः, (४३) शुकसारिकाप्रलापनम्, (४४) उत्सादने संवाहने केशमर्दने च कौशलम्, (४५) अक्षरमुष्टिकाकथनम्, (४६) म्लेच्छितविकल्पाः, (४७) देशभाषाविज्ञानम्, (४८) पुष्पशकटिका, (४९) निमित्तज्ञानम्, (५०) यन्त्रमातृका, (५१) धारणमातृका, (५२) संपाठ्यम्, (५३) मानसी काव्यक्रिया, (५४) अभिधानकोषः, (५५) छन्दोज्ञानम्, (५६) क्रियाकल्पः, (५७) छलितकयोगाः, (५८) वस्त्रगोपनानि, (५९) द्यूतविशेषः (६०) आकर्षक्रीडा, (६१) बालक्रीडनकानि, (६२)

वैनयिकीनां, (६३) वैजयिकीनां. (६४) व्यायामिकीनां च विद्यानां ज्ञानम्, इति चतुःषष्टिरङ्गविद्याः कामसूत्रस्यावयविन्यः ॥ १५ ॥

(૧) ગીત, (૨) વાદ્ય, (૩) નૃત્ય, (૪) ચિત્રકળા, (૫) ભૂર્જાદિ તિલકની આકૃતિમાં કાપવાં, (૬) અખંડ ચોખા-અક્ષતોને રંગી તેનાથી ને ફૂલોથી ચોક પૂરવો, (૭) શયનગૃહમાં ફૂલો બિછાવવાં, (૮) દાંતોને, વસ્ત્રોને અને શરીરને રંગી સુંદર બનાવવાં (૯) સંગ-મરમરથી ફર્શ તૈયાર કરવી, (૧૦) વિધિ પ્રમાણે બિછાનું બિછાવવું, (૧૧) પાણીમાં હાથ મારી વાદ્ય સ્વર કાઢવા-જળતરંગ વગાડવું, (૧૨) પિચકારીથી પાણી ફેંકવું, (૧૩) ચિત્રયોગ-મંત્ર, ઔષધ પ્રયોગોનું જ્ઞાન, (૧૪) ભિન્ન ભિન્ન માળાઓ ગૂંથવાનું જ્ઞાન, (૧૫) (માળાઓને) શેખરક અને આપીડની માફક શિર પર બનાવવા, (૧૬) વેષરચના-વસ્ત્ર, પુષ્પ, ભૂષણ આદિથી શરીર સુંદર દેખાય તેવી સજાવટ, (૧૭) કાનનાં ભૂષણ બનાવવાં, (૧૮) સુગંધી દ્રવ્ય બનાવવાં, (૧૯) આભૂષણ પહેરવાનો વિધિ અને તેની પરખ, (૨૦) ઇંદ્રજાલના ખેલ, (૨૧) કુચુમાર મુનિએ બતાવેલા વાજીકરણ અને સુભગકરણાદિ પ્રયોગ, (૨૨) હાથની સફાઇ, (૨૩) અનેક પ્રકારનાં શાક, યૂષ અને ભક્ષ્ય પદાર્થો તૈયાર કરવા, (૨૪) પાનક, રસ, રાગ અને આસવ બનાવવામાં કુશળતા, (૨૫) સીવણકળા (૨૬) સૂત્રક્રીડા-દોરીના ખેલ-રમત, (૨૭) વીણા, ડમરુ આદિ વગાડવાની વિધિ, (૨૮) પ્રહેલિકા-ઉખાણું, (૨૯) એક જણ શ્લોક કે કવિતા કહે તેનો છેલ્લો અક્ષર લઇ તે અક્ષરથી પ્રારંભ કરી સામો શ્લોક કહેવો, (૩૦) શ્લોક એવી રીતે કહેવો કે જેનું ઉચ્ચારણ અને અર્થ બન્ને કઠણ હોય, (૩૧) કાવ્યના રસને અનુસરી તેને ગાવું. (૩૨) નાટક, ગદ્ય, પદ્યોનું જ્ઞાન, (૩૩) કાવ્યની સમસ્યાપૂર્તિ, (૩૪) નેતર આદિથી ચટાઈ વગેરે બનાવવી, (૩૫) લોહાર, સોનીનું કામ, (૩૬) તક્ષણ, (૩૭) (નિવાસ શયન આદિ) ઘર બનાવવાની કળા, (૩૮) સોનું, ચાંદી,

મોતી, સિક્કા વગેરેની પરીક્ષા, (૩૯) ધાતુશોધન, (૪૦) મણિ વગેરેને રંગવા અને તેની ખાણો જાણવી, (૪૧)વૃક્ષોની ચિકિત્સા-ઘરમાં અને બગીચામાં ઝાડ વાવવાની, તેના રોગો જાણવાની કળા, (૪૨) મેઢાં, મુરઘા, તીતરને લઢાવવાનું જ્ઞાન, (૪૩) પોપટ મેનાને બોલતાં શીખવવું, (૪૪) હાથ, પગ ને માથું દબાવવાની ચતુરાઇ, (૪૫) ગુપ્ત કે સાંકેતિક અક્ષરોનું જ્ઞાન મેળવવું. (૪૬) ગુપ્ત રાખવાને માટે અસ્પષ્ટ શબ્દોનો પ્રયોગ, (૪૭) દેશદેશની ભાષાઓ જાણવી, (૪૮) ફૂલોની ગાડી બનાવવી, (૪૯) શુકનજ્ઞાન, (૫૦) યંત્રો બનાવવાં, (૫૧) સ્મરણશક્તિ વધારવાના ઉપાય, (૫૨) કોઇ એક યાદ કરીને શ્લોક બોલે તો તે શીખેલો ન હોય છતાં કહી બતાવવો, (૫૩) માનસી કાવ્ય રચના, (૫૪) કોશજ્ઞાન, (૫૫) છંદજ્ઞાન, (૫૬) કાવ્યાલંકારનું જ્ઞાન, (૫૭) બીજાને છળવાની ક્રિયા *,(૫૮) વસ્ત્રોના દોષ છુપાવવા-ફાટેલું હોય તો તે ન જણાય તેમ પહેરવું. (૫૯) દ્યૂત ખેલવાનું ચાતુર્ય, (૬૦) પાસા (અનુકૂળ) ફેંકવા, (૬૧) બાળક માટે ઢીંગલાઢીંગલી બનાવવા, (૬૨) વિનય શીખવે તેવી વિદ્યાનું જ્ઞાન, (૬૩) જીત મેળવવાની વિદ્યા, (૬૪) કસરત, કુસ્તી વગેરે. આ પણ કામશાસ્ત્રની ચોસઠ અંગભૂત કળાઓમાં ગણાય છે.

**ગીતાદિ સંક્ષેપમાં**

**ટીકા**—(૧) ગીત, વાદ્ય, નૃત્ય અને આલેખ્ય આ ચાર તે પ્રત્યેકનાં શાસ્ત્રોમાં વિસ્તારથી જણાવવામાં આવ્યાં છે, છતાં અમે અહીં સંક્ષેપમાં તેને કહીએ છીએ—

(૧) સ્વરગ, (૨) પદગ, (૩) લયગ, અને (૪) ચેતોવધાનગ આ પ્રમાણે ગીતના ચાર પ્રકાર છે. સ્વરને લક્ષમાં રાખી એના પરજ ચાલ કરવી તે 'સ્વરગ;' પગના ઠુમકા પર લક્ષ રાખી ચાલ કરવી તે 'પદગ'; કાલક્રિયાના માન પર ચાલવું તે 'લયગ'; અને પોતાના ચિત્તની પ્રસન્નતા પર ચાલવું તે ચેતોવધાનગ. ( સંગીતચિંતામણી વગેરે સંગીતના ગ્રંથ જુઓ. )

* રૂપ અને અવાજ બદલીને.

(૨) **વાદ્યો** પણ ઘન, વિતત, તત અને સુષિર એ પ્રમાણે ચાર પ્રકારના છે. ઝાંઝ મંજીરા વગેરે 'ઘન' જાતિનાં વાદ્યો છે. પખાજ, ઢોલ, નોબત વગેરે 'વિતત' કહેવાય છે. વીણા, સતાર, સૂરબહાર, બીન એ 'તત' કિંવા તંતુવાદ્ય છે. જે ફૂંક મારીને વગાડી શકાય તેવાં, બંસી, પાવો, અલગોઝા વગેરે 'સુષિર' કહેવાય છે.

(૩) **નૃત્ય**—રસોદ્‌ભાવક અંગવિક્ષેપથી નાચવું તે નૃત્ય. કરણ, અંગહાર, વિભાવ, ભાવ, અનુભાવ અને રસ આ છનો નૃત્યમાં સમાવેશ થાય છે. જયમંગલાકાર 'નૃત્ય' શબ્દથી નાચ અને નાટ્ય બન્ને ગ્રહણ કરે છે. કરણ–હસ્ત પાદાદિની રસોદ્‌ભાવક ક્રિયાને કરણ કહે છે, અને હસ્તપાદાદિની ઉચિત પ્રદેશમાં પ્રાપ્તિ તેને 'અંગહાર' કહે છે. ભાવ, વિભાવ આગળ જણાવવામાં આવ્યા છે. નાટ્ય અને અનાટ્ય એમ નૃત્યના બે પ્રકાર છે. સ્વર્ગ, મર્ત્ય અને પાતાળના નિવાસીઓના કામની નકલ કરવી તે 'નાટ્ય' અને નર્તકને આશ્રિત જે કર્મ છે તે અનાટ્ય છે. ('સંગીતરત્નાકર, 'નૃત્યનિર્ણય'માં આનો વિસ્તાર છે.)

(૪) **આલેખ્ય**—ચિત્રો તૈયાર કરવાં તે. આનાં ૭ અંગ છે.—રૂપભેદ, પ્રમાણ, ભાવલાવણ્યયોજન, સાદૃશ્ય, વર્ણિકા અને ભંગ. જાતજાતની આકૃતિઓ દોરવી, તેને યોગ્ય પ્રમાણથી દોરવી, તેના પર ભાવ કે લાવણ્ય પૂરવું, જેનું ચિત્ર દોર્યું હોય તેને હૂબહૂ મળતું કરવું, જ્યાં જેવો રંગ જોઈએ તેવો પૂરવો તે; આથી બીજામાં પ્રેમ ઉત્પન્ન કરી શકાય છે. કિંવા પોતાના ચિત્તના વિનોદને માટે પણ કરવામાં આવે છે. (આને ચિત્રાંકન કહે છે.)

(૫) **વિશેષકચ્છેદ્ય**—જે તિલકવિશેષ માથા પર લગાડે છે તેને વિશેષકચ્છેદ્ય કહે છે. આ ભોજપત્રનું બને છે. આના છેદનના અનેક પ્રકાર છે. પત્રચ્છેદ્યનો જ આ એક પ્રકાર છે. આગળ જણાવવામાં આવશે કે 'નાના પ્રકારના પત્રચ્છેદ્ય પોતાના મનનો ભાવ જણાવવા નાયક વા નાયિકા પાસે મોકલવા.' પત્રચ્છેદ્યનો અર્થ માથાનું તિલક નથી, પણ ઉપર દર્શાવ્યો તે છે. કારણ કે વિલાસિની સ્ત્રીઓ તેને પસંદ કરે છે.

(૬) **તણ્ડુલકુસુમબલિવિકાર**—અખંડ ચોખાને જાતજાતના રંગથી રંગી સરસ્વતીના મંદિરમાં, કામભવનમાં, મણિ કાચવાળી ફર્શ પર, તેના વડે ચોક પૂરવા તે. ફૂલોથી પણ ચોક પૂરી શકાય છે. પણ આ કળા માળા ગૂંથવામાં ગણી લેવામાં આવી છે. ભક્તિભાવથી પ્રેરાઈ આવી રચના કરવામાં આવે છે. આ પણ એક પ્રકારની કળા છે.

(૭) **પુષ્પાસ્તરણ**—વાસગૃહમાં કે મંદિરમાં જે રંગબેરંગી પુષ્પોની સજાવટથી શય્યા બનાવવામાં આવે છે તે.

(૮) **દશાવસનાંગરાગ**—દશન–દાંત, વસન–શરીર, વસ્ત્ર, અંગ–શરીર–આ ત્રણેની સાથે 'રાગ' શબ્દ યોજવો. કુંકુમ વગેરેથી શરીરને માર્જન કરવું તે અંગરાગ; દંતપંક્તિને ચકમકતી કરવી તે દશનરાગ; વસ્ત્રોને રંગવાં તે વસનરાગ. 'રંજનવિધિ' શબ્દ વધારે ઉચિત લાગે છે. પરંતુ અતિશય આદરને લઈ દશનઆદિ વપરાયા છે. કારણકે વિલાસિની સ્ત્રીઓને દશનાદિ સંસ્કાર અતિશય પ્રિય છે.

(૯) **મણિભૂમિકાકર્મ**—ગરમીના દિવસોમાં, સૂવા બેસવાને માટે સંગમરમરથી ફર્સ બનાવવી કે ગરમીમાં તે અત્યંત શીતલ રહે.

(૧૦) **શયનરચના**—શીતગ્રીષ્માદિ કાળ પ્રમાણે જેવો સમય હોય તે પ્રમાણે રક્ત (અનુરાગસંપન્ન), વિરક્ત (વિરાગસંપન્ન) અને મધ્યસ્થ (અનુરાગ વા વિરાગહીન–ઉદાસીન) ભાવથી આહારનું પરિણામ સમજી શય્યા બનાવવી તે. જેના પર સૂવાથી સુંદર નિદ્રા આવે, ભોજન પચી જાય તેવા પ્રકારની શય્યારચના.

(૧૧) **ઉદકવાદ્ય**—પાત્રમાં પાણી ભરી તેને વાદ્યની માફક વગાડવાની કળા—જળતરંગ વગેરે.

(૧૨) **ઉદકાઘાત**—હાથથી અથવા યંત્રમાં પાણી ભરી ઉરાડવું, ફેંકવું તે. આ જળક્રીડા વખતે કરવામાં આવે છે અને આથી જળક્રીડાનું અંગ છે.

(૧૩) **ચિત્રયોગ**—ઈર્ષ્યાથી અથવા બીજા કોઈ કારણસર બીજાને હાનિ પહોંચાડવી, દુઃખી કરવું તે. આ આગળ ઔપનિષદિક અધિકરણમાં કહેવામાં આવશે. એકેન્દ્રિય પલિતીકરણ એટલે ઈર્ષ્યાથી પ્રેરાઈ તેના એકાદ અંગને ઇજા પહોંચાડવી,—અંધ કરવો, ઉન્મત કરવો, પુરુષત્વથી હીન કરવો. આ સર્વ પ્રયોગો કુચુમારે * કહેલા પ્રયોગોમાં અંતર્ભૂત થતા નથી. આથી પૃથક્ જણાવ્યા છે.

(૧૪) **માલ્યગ્રંથનવિકલ્પ**—મુણ્ડમાલ અને દેવતાની પૂજાને માટે ફૂલોની માળા ગૂંથવાની કળા.

(૧૫) **શેખરકાપીડયોજન**—આ એક ગૂંથવાનો પ્રકાર છે. પણ તેની યોજના જુદી રીતે કરવામાં આવે છે. આ એક ખાસ કળા છે. પાનફૂલ, તારા, વગેરે પ્રકારની ગૂંથણી સફાઈથી શિખાસ્થાનમાં લગાડવાની રચના તે 'શેખરક.' મંડળાકારે ગૂંથી કાષ્ટિકાના યોગથી તેને પહેરવા જેવી કરવાની કે ગૂંથવાની કળા તે 'આપીડ.' આ બન્ને **નાગર**ની વેષરચનાના પ્રધાન અંગ છે.

(૧૬) **નેપથ્યપ્રયોગ**—દેશ અને સમય પ્રમાણે તરેહતરેહનાં વસ્ત્ર, માલ્ય અને આભૂષણથી શરીરની શોભામાં વૃદ્ધિ કરવી. વેષ બદલવાનો પણ આમાં સમાવેશ થાય છે.

(૧૭) **કર્ણપત્રભંગ**—હાથીદાંત, શંખ વગેરેથી અલંકાર બનાવવા તે કર્ણ પત્રભંગ. (કાનનાં ફૂલ, લટકણિયાં વગેરે.)

(૧૮) **ગંધયુક્તિ**—જાતજાતનાં સુગંધી દ્રવ્યો તૈયાર કરવાં અને તેને લગાડવાની ક્રિયા. આનો ઉપયોગ તો અત્યારના સમયમાં પણ ચાલુ ને સર્વેને વિદિત છે.

(૧૯) **ભૂષણયોજન**—અલંકાર ધારણ કરવાની ક્રિયા કે કળા. એના બે પ્રકાર છે: એક 'સંયોજ્ય' અને બીજો 'અસંયોજ્ય.' મણિ, મુક્તા

* કુચુમાર—એક જણ પ્રાચીન કામશાસ્ત્ર રચનાર હતો.

પ્રવાલ વગેરેથી કંઠહાર ( કંઠી ), ચંદ્રહાર (ઈંદ્રચ્છન્દ) વગેરે કરવા તે ( જડાવ કામના અલંકાર અને તેને ગૂંથવાની કળા ) સંયોજ્ય. અસંયોજ્ય—કડાં, કુંડળ, બાજુબંધ આદિનું વિરચન કે યોજના તે. આ બન્ને નેપથ્યનાં અંગ છે. આનું તાત્પર્ય શરીરને ભૂષણયુક્ત કરવાનું નથી. કારણકે શરીર પર આભૂષણ ધારણ કરવાની વાત નેપથ્યપ્રયોગમાં પૂર્વે કહેવામાં આવી છે.

(૨૦) **ઐન્દ્રજાલ**—ઈંદ્રજાળવિદ્યામાં જેનું વર્ણન છે તે સર્વ યોગ કે ક્રિયા. આ પ્રયોગના બળથી સેના, દેવાલય આદિ બતાવી અભિમાન ભુલાવી વિસ્મય પમાડે છે.

(૨૧) **કૌચુમાર**—કુચુમાર મુનિએ કહેલા ' સુભગંકરણ ' વગેરે. કુરૂપાને સુરૂપા કરી બતાવવી, જે વિરક્ત હોય તેને અનુરક્ત કરવો, જે અન્ય ઉપાયથી સિદ્ધ ન થઈ શકે, તેવાં સાધનો આમાં છે.

(૨૨) **હસ્તલાઘવ**—કામ કરવામાં હાથની ફુરતી. વિલંબનો નિરાસ કરવા માટે આ છે. દ્રવ્ય પ્રાપ્ત કરવામાં વા ફેંકવામાં જે ફુરતી વા ચાલાકી છે તે બીજાને ચકિત કરવા માટે છે. આ એક પ્રકારની હાથચાલાકી છે.

(૨૩) **વિચિત્રશાકયૂષભક્ષ્યવિકારક્રિયા,** (૨૪) **પાનકરસ, રાગાસવયોજન**—આહારના ચાર પ્રકાર છે: ભક્ષ્ય, ભોજ્ય, લેહ્ય અને પેય. પીવાને યોગ્ય તે પેય. ભોજનને યોગ્ય તે ભોજ્ય. ચાવવાને યોગ્ય તે ભક્ષ્ય, ચાટવાને યોગ્ય તે લેહ્ય. ભોજ્ય–આ ચારમાં ભક્ત અને વ્યંજકને સિદ્ધ કરવાનું કામ સરળ નથી. આથી વ્યંજન (રસોઈ)માં મુખ્ય જે શાક છે, તેનું ઉદાહરણ આપવામાં આવે છે. શાક દશ તરેહનાં થાય છે: મૂળ, પાંદડાં, કરીર, અગ્રફળ, કાંડ, અંકુર, ત્વક, પુષ્પ અને કંટક. પેય બે પ્રકારનાં છે: એક તો જેને દેવતા પર સિદ્ધ કરવામાં આવે છે તે અને બીજો પ્રકાર જેને દેવતા પર સિદ્ધ કરવામાં આવતો નથી તે. દેવતા પર જે તૈયાર કરવામાં આવે છે તેવા પેયને ' યૂષ ' કહે

છે. આમાં પણ બે પ્રકાર છે: એક મગ વગેરાના નિર્વ્યૂહ-રસમાં તૈયાર કરવામાં આવે છે અને બીજો કવાથ કે કાઢાના રસમાં તૈયાર કરવામાં આવે છે. ખાંડના ખાદ્ય પદાર્થને ભક્ષ્ય ( પેંડા, રસગુલ્લા વગેરે ) કહે છે. આ ચાર પ્રકારના આહાર અને એના અનેક તરેહના ભેદોને પાક-શાસ્ત્રની રીતિથી તૈયાર કરવું કે કરવાની કળા.

દેવતાની સહાય વગર બનતા પેયના ભેદ—અગ્નિની આંચ આપ્યા વગર કે સગડી પર રાખીને સિદ્ધ કર્યા વગર જે પેય બને છે તેના બે પ્રકાર છે: પહેલો સંધાનકૃત ( મિશ્રજ ) અને બીજો અસંધાનકૃત (અમિશ્રજ). આમાં પણ સંધાનકૃતના બે ભેદ છે: એક 'દ્રાવિત' અને બીજો 'અદ્રાવિત.' ગોળ અને આમલીના પાણીને મેળવી જે તૈયાર કરવામાં આવે છે તે દ્રાવિત. એને 'પાનક' પણ કહે છે. દ્રવે નહિ એવા પદાર્થ તાત અને ફળના મિશ્રણથી બતાવવામાં આવે તે 'અદ્રાવક.' એને રસ પણ કહે છે. 'પેયમાં' આસવને પણ ગ્રહણ કરવામાં આવ્યો છે. જે પેય સંધાનથી તૈયાર થાય તેમાં સુરાદિની ગણતરી થાય છે. સંધિત પેય મૃદુ, મધ્ય અને તીક્ષ્ણ સંધાનની યોજનાથી મૃદુ, મધ્ય અને તીક્ષ્ણ તૈયાર થાય છે.

લેહ્ય—રાગગ્રહણ લેહ્યની સૂચના આપે છે. આના ત્રણ પ્રકાર છે. રાગવિધાનના જાણકાર કહે છે કે, લેહ્ય, ચૂર્ણ અને દ્રવ એમ ત્રણ પ્રકારો છે. આમાં મીઠું, મરચું અને ખટાઈ આવે છે; થોડી મિષ્ટતા પણ હોય છે. આસ્વાદનકલાના આ ચાર પ્રકાર શરીરરક્ષાને માટે કહેવામાં આવ્યા છે. યોગવિભાગ એ અગ્નિથી તૈયાર થતા અને અગ્નિથી તૈયાર ન થતા પાક–રસોઈને માટે છે.

શાકાદિ ક્રિયા પાક દ્વારા તૈયાર થાય છે. પાક વગર પાનકાદિક તૈયાર થાય છે. આ પ્રમાણે 'આસ્વાદ્યવિધિ' પણ કહેવો જોઈતો હતો, પણ કહ્યો નથી. કારણ કે કર્મભેદથી આસ્વાદનવિધાનને જાણનારના પણ બે પ્રકાર છે. આ જ કારણસર કલાને પણ ટુકડા ટુકડા કરી જણાવી છે.

(૨૫) **સૂચીવાનકર્મ**—સોય-સૂઈથી શીવવાના કામને સૂચીવાન-
ર્મ કહે છે. આના પણ ત્રણ પ્રકાર છે : સીવવું, તૂણવું, અને ગૂંથવું.
ચુક-જામા વગેરે સીવણથી થાય છે. રેશમી કપડાં શાલને સારાં કરવાનું
મ. કુશનાં આસન ગૂંથીને તૈયાર થાય છે.

(૨૬) **સૂત્રક્રીડા**—નળિકામાં સૂત્રસંચાર કરી તેને જુદીજુદી તરેહનું
તાવવું. આંગળીઓની સફાઈથી તૂટેલું હોય તેને અખંડ કે બાળેલું હોય
તે વગર બાળેલું બતાવવું. આ ઉપરાંત દેવકુલાદિ દર્શન અર્થાત્ કે શૂન્ય
ાર્ગે સૂત્રપાતથી દેખાડવા, તેમનું દર્શન કરાવવું. આ એક ક્રીડાનો પ્રકાર છે.

(૨૭) **વીણાડમરુકવાદ્ય**—વાદ્યોમાં આને જણાવવામાં આવ્યું
, છતાં વાદ્યોમાં આ મુખ્ય છે, સાધારણ નથી. આ પ્રધાન વાદ્ય હોવાથી
ીથી ઉલ્લેખ છે. ડમરુ પણ તેવું જ લગભગ કઠિન છે. બાલ્યકાળથી જ
ની શિક્ષા લેવી જોઈએ. આમ થાય તો જ તેમાંના અક્ષરો સુસ્પષ્ટ રીતે
ંભળાવી શકાય.

(૨૮) **પ્રહેલિકા-ઉખાણા**—કવિતામાં ગોપનીય અર્થ જણાવવો તે.
સ્ત્રીઓમાં આ પ્રિય છે અને એકમેકને સામસામા તે પૂછે છે.

(૨૯) **પ્રતિમાલા**—લોકોમાં આ 'અંત્યાક્ષરિકા'ના નામથી પ્રસિદ્ધ
. સામસામા કવિતા બોલે છે. એક જણે કવિતા કે તેની ચાર લીટીઓ
ી હોય તેમાં તેની છેલ્લી લીટીનો છેલ્લો અક્ષર લઈ સામા પક્ષવાળો
વેતા કહે છે.

(૩૦) **દુર્વાચકયોગ**—જેના શબ્દો કઠિનતાથી બોલી શકાય અને
ેનો અર્થ સહેલાઈથી ન સમજી શકાય તેવો યોગ. આનો પ્રયોગ વાદમાં
ાથવા મનોવિનોદને માટે થાય છે.

**'दंष्ट्राग्रद्धर्या प्राग्यो द्राक्क्ष्मामम्ब्वन्तःस्थामुच्चिक्षेप ।**
**देवधुर्दृक्षिद्धगृत्विक्स्तुत्यो युष्मान्सोऽव्यात्सर्पात्केतुः ॥**

**અર્થ**:—**दंष्ट्राग्रस्य**=દાંત-દાઢની, **ऋद्ध्या**=સમૃદ્ધિથી, **प्राक्**=પૂર્વે, **द्राक्**=શીઘ્ર-ત્વરાથી, **क्ष्मां**=પૃથ્વીને, જે **अम्बवन्तःस्थाम**=પાણી વા પાતાળની અંદર હતી, તેને **उच्चिक्षेप**=ઊંચકી ઉપર આણી. **देवान्**=દેવોનો **द्रुह्यति**=દ્રોહ કરે છે. દેવોનો દ્રોહ કરે છે એવા અસુર. **क्षोणोति**=નાશ કરે છે. આનું વાકય બન્યું–**देवध्रुट्क्षित्**. '**हि**' પાદપૂર્તિ માટે છે. **ऋत्विग्भिः**= પુરોહિતોથી. **स्तुत्य**=સ્તવનીય=ઋત્વિજોથી જેની સ્તુતિ થાય છે. **सर्पान्**=સાપોને. **अत्ति**=ખાય છે. આ વાકયમાં **सर्पात्**=ગરુડ **केतुः**= ધ્વજ–ધજા (જેની છે) **स**=તે **युष्मान्**=તમારું **अव्यात्**=પાલન કરો–રક્ષા કરો. પૂરો અર્થ આ પ્રમાણે છે:—જે પોતાની દાઢની અણીથી પૃથ્વીને પાતાળમાંથી જલદી લઈ આવ્યા, જે અસુરોના સંહારક છે, યજ્ઞમાં ઋત્વિજો જેની સ્તુતિ કરે છે, તે ગરુડધ્વજ અમારી રક્ષા કરો.

(૩૧) **પુસ્તકવાચન**—ભારતાદિ કાવ્યોનું શ્રૃંગાર આદિ રસને અનુકૂલ ગાન અને સ્વરથી કહેવું તે. અનુરાગ ઉત્પન્ન કરવા માટે તથા મનના વિનોદ માટે આ છે.

(૩૨) **નાટકાખ્યિકાદર્શન**—ગદ્યપદ્યાત્મક કાવ્યોમાં નાટકો ઘણાં વિસ્તૃત હોય છે. તેમાંથી તેનું પૃથક્કરણ કરવું અને ગદ્યમાં જે આખ્યાયિકા હોય તેનું જ્ઞાન ગ્રહણ કરવું. કાવ્યમાં આનો સમાવેશ થઈ શકે છે પરંતુ આદરને લઈને ખાસ આમ વિધાન છે. 'કાવ્યદર્શન' એમ સામાન્ય ઉલ્લેખ થઈ શકતે. નાટકના મુખ્ય બે ભેદ છે: (૧) દશ્ય અને (૨) શ્રવ્ય. નાટકનાં દશ રૂપક હોય છે. આ સંબંધે ઉક્તિ છે કે:—નાટક, અંક, વીથી, પ્રકરણ, ઈહામૃગ, ડિમ, ભાણ, વ્યાયોગ, સમવકાર અને પ્રહસન.

(૩૩) **કાવ્યસમસ્યાપૂરણ**—કવિતાનું એક ચરણ આપ્યું હોય તેના પર તે જ ભાવ લઈને બાકીનાં ત્રણ ચરણ રચવાં, તેને સમસ્યાપૂર્તિ કહે છે. મનના વિનોદ માટે અને વાદને માટે આમ કરે છે. 'કાવ્યાદર્શ'માં સમસ્યાનું ઉદાહરણ આમ આપ્યું છે:—'**आश्वासं जनयतिराजमुख्यमध्ये**'

આ એક ચરણ છે. ભગવાન શ્રીકૃષ્ણ પાંડવોના દૂત બનીને દુર્યોધનની સભામાં ગયા હતા. મહાભારતનો આ પ્રસંગ લઈ બાકીનાં ત્રણ ચરણો રચી સમસ્યાપૂર્તિ કરી છેઃ—

दौत्येन द्विरदपुरं गतस्य विष्णोः-
बन्धार्थे प्रतिविहितस्य धार्तराष्ट्रैः।

रूपाणि त्रिजगति भूतिमन्ति रोषात्
आश्चास्रञ्जनयतिराजमुख्यमध्ये ॥

શ્લોકનો ભાવાર્થ આ પ્રમાણે છેઃ—ભગવાન શ્રીકૃષ્ણ પાંડવોના તરફથી દૂત બની હસ્તિનાપુર દુર્યોધનની રાજસભામાં ગયા. ત્યાં દુર્યોધને તેમને બાંધવાને માટે વિચાર કર્યો. એ સમયે સભામાં બેઠેલા ભગવાનનું રૂપ જે ત્રણે લોકમાં સહુથી વિશેષ ભૂતિવાળું છે તે પ્રકટ થયું. સભામાં બેઠેલા માણસો, પરશુરામ, કર્ણ અને યતિઓ અને રાજાઓના શિરતાજ જે બાહ્‌લિક આદિની વચમાં બેસી ભગવાન અપૂર્વ આસ્યા કરવા લાગ્યા. પ્રહેલિકાથી માંડી અહીં સુધીની છએ કળાઓ વાક્યકૌશલ્યની અંદર આવી જાય છે. અહીં તેનો ઉપયોગ છે માટે તેનો અહીં સંગ્રહ કર્યો છે.

( ૩૪ ) **પટ્ટિકાવેત્રવાનવિકલ્પ**—નેતરથી ખુરશી, ચટાઈ વગેરે બનાવવું તે.

(૩૫) **તક્ષકર્મ**—અપદ્રવ્ય બનાવવાની કળા–કુંદકર્મ ( સિક્કામાંથી સોનું રૂપું ઓછું કરવું ).

(૩૬) **તક્ષણ**—વર્ધકિકર્મ—શય્યા, ખાટ બનાવવામાં કામમાં આવે છે.

(૩૭) **વાસ્તુવિદ્યા**—ગૃહનિર્માણકાર્ય.

(૩૮) **રૂપ્યરત્નપરીક્ષા**—બનાવેલા અલંકાર, સોનું, રૂપું, મણિ, મુક્તા વગેરેની કીમત આંકવી, તેના ગુણદોષ જાણવા, સાચાખોટાની પારખ વગેરે. આ વ્યવહારનું અંગ છે.

(૩૯) **ધાતુવાદ**—એને ક્ષેત્રવાદ પણ કહે છે. માટી, પથ્થર વગેરેને ચાળવું, શોધવું, તેમાંથી કીમતી પદાર્થો કાઢવા. આ કળા દ્રવ્યપ્રાપ્તિ માટે છે.

(૪૦) **મણિરાગાકરજ્ઞાન**—સ્ફટિક આદિ મણિને રંગવા પરખવા, આભૂષણનો કેમ ઉપયોગ થાય તે જાણવું વગેરે. પદ્મરાગ આદિ મણિનાં ઉત્પત્તિસ્થાન જાણવાં. એ ધનપ્રાપ્તિ માટે છે.

(૪૧) **વૃક્ષાયુર્વેદયોગ**—ઝાડ રોપવાં, ઉછેરવાં, તેને પુષ્ટ કરવાં, તેની ચિકિત્સા કરવી, વગેરે. આથી ઘરનો બાગબગીચો ભવ્ય બનાવી શકાય છે.

(૪૨) **મેષકુક્કુટલાવકયુદ્ધવિધિ**—સજીવ દ્યૂતવિધાનમાં આની ગણના છે. આના ઉપસ્થાનાદિ ચાર અંગ છે. (પરસ્પર, એકત્રિત, અને સર્વાંગસંપન્ન કરી જિત–પરાજિત) આ ચાર અંગ વડે લઢાવવાં. (ઘણાને હજી શોક છે, કૂકડા, તીતર લઢાવે છે.) આ કળા હોડને માટે અને ક્રીડા માટે છે.

(૪૩) **શુકસારિકાપ્રલાપન**—પોપટ, મેના વગેરેને મનુષ્યોની ભાષા શીખવવી, શ્લોકો શીખવવા. કોઈ વાર આથી એક બીજાને સંદેશ પણ મોકલી શકાય છે.

(૪૪) **ઉત્સાદન, સંવાહન, કેશમર્દનમાં કુશળતા**—મર્દનના બે પ્રકાર છે: એક હાથથી અને બીજું પગથી. પગ વડે જે મર્દન કરવામાં આવે છે તેને ઉત્સાદન કહે છે. હાથો વડે શરીરનું મર્દન કરવું તેને કેશમર્દન કહે છે. આમાં વાળ મસળાય છે માટે તેને આ નામ આપવામાં આવ્યું છે. બાકી શરીરના મર્દનને સંવાહન કહે છે. કેશગ્રહણ શબ્દ આદરને માટે છે. આ કામમાં ખરી કુશળતા જોઇએ છે કે જેથી બીજાનું ચિત્ત પ્રસન્ન થકાય.

(૪૫) **અક્ષરમુષ્ટિકાકથન (સાંકેતિક લિખિત જ્ઞાન)**—અક્ષરોની

મુષ્ટિની માફક તેમાં છુપાવેલો અર્થ. આના બે પ્રકાર છેઃ (૧) સાભાર અને (૨) નિરાભાસા. અક્ષરમુદ્રાને સાભાસા કહે છે. ગૂઢ વસ્તુને સાધાર માણસોમાં દૃષ્ટ હોય તેમને જ જણાવવી કે ગ્રંથના સંક્ષેપ અર્થને મ વપરાય છે. આચાર્ય રવિગુપ્તે તેમના ચંદ્રવિજય કાવ્યમાં એક પૃ પ્રકરણમાં કહ્યું છે કેઃ—

થોડાં સૂત્રોમાં ગ્રથિત કરેલી-ગૂંથેલી, સર્વતોમુખી-સર્વ વિષય સ્પર્શ કરવાવાળી અક્ષરમુદ્રાને ન જાણનાર એવો મનુષ્ય વાદના સમુદ્ર વહી જાય છે. એનું ઉદાહરણ આ પ્રમાણે છેઃ—

**मेवृमिकसिकतुवृधमकुम्मी मूधसबांसुशंकनिधक आव्याः।**
**फाचैवैज्येआश्राभाआकामापौमा चैव ॥ इति**

આ આર્યાનો અર્થઃ—

આના પહેલા પાદમાં બાર રાશિનો પહેલો અક્ષર લઈ બારે રાશિ નામ કહ્યાં છેઃ મે=મેષ, વૃ=વૃષભ, મિ=મિથુન, ક=કર્ક, સિં=સિંહ, ક=કન્ય તુ=તુલા, વૃ=વૃશ્ચિક, ધ=ધન, મ=મકર, કું=કુંભ અને મી=મીન. બીજ ચરણમાં આદ્ય અક્ષર લઈ રાશિનાં સ્થાન કહ્યાં છે. મૂ=મૂર્તિ, ધ=ધન સ=(સહજ) ભ્રાતૃ, બાં=બાંધવ, સુ=સુત, શ=શત્રુ, ક=કલત્ર (સ્ત્રી), નિ (નિધન) મૃત્યુ, ધ=ધર્મ, ક=કર્મ, આ=આય અને વ્ય=વ્યય. અન્ય અર્ધ આર્યાના ફા=ફાલ્ગુન, ચૈ-ચૈત્ર આ પ્રમાણે બાર મહિના કહ્યા છે.

નિરાભાસને 'ભૂતમુદ્રા' કહે છે. ઘણા માણસો એકઠા હોય તેમ આના વડે અમુકને જ ગુપ્ત વાત તેમની સમક્ષ જણાવી શકાય છે.* આન સંબંધમાં તેના આટલા પ્રકાર કહ્યા છેઃ મુષ્ટિ, કિસલય, છટા, ત્રિપતાક પતાકા, અંકુશ અને મુદ્રા. અહીં મુષ્ટિ=પર્વત એટલે પ વર્ગ, કિસલય કમળ એટલે ક વર્ગ, છટા એટલે ય વર્ગ. ત્રિપતાકા=ચક્ર એટલે ચ વર્ગ

---

* બહેરાં મૂંગાંને આંગળીના ઇશારાથી વાત સમજાવી શકાય છે અને ર પ્રમાણે વેપારીઓ પોતાનો મનોગત ભાવ છૂપી રીતે સમજાવે છે.

પતાકા=અહિફેન=અ વર્ગ. અંકુશ-તાલ, ત વર્ગ. મુદ્રા=ચુટકી ટ વર્ગ. આમાં આંગળીઓથી વ્યંજન વર્ણ અને તેના વેઢા (પર્વ)થી સ્વર અક્ષરો જણાવાય છે. આ બન્નેને મેળવી સંયુક્ત અક્ષરોનો ઇશારો થઈ શકે છે. આ પ્રમાણે કાવ્યસંજ્ઞાવાળી બીજી પણ ભૂતમુદ્રા સમજવી.

(૪૬) **મ્લેચ્છિતવિકલ્પ**—નિર્દોષ શબ્દરચનામાં ફાલતુ શબ્દ કે અક્ષરો ઉમેરી તેનો અર્થ સ્પષ્ટ ન સમજાય તેમ કરવું તે. ગૂઢ-છૂપી બાબત જણાવવામાં આનો ઉપયોગ થાય છે.* પૂર્વાચાર્યોએ આના નાના પ્રકાર કહ્યા છે. કાદિ-ક્ષાન્ત વ્યંજન વર્ણોની સાથે હ્રસ્વ, દીર્ઘ, બિંદુ અને ઉષ્મા વર્ણનો ઉપયોગ કરી કહેવાના અર્થને ઢાંકવામાં આવે તે પ્રકારને 'કૌટિલીય' કહે છે. આ સમજવામાં ઘણો જ મુશ્કેલ પ્રકાર છે. જેમ કે '**भावमस्मै मा निवेदय**'-'મનનો ભાવ એની આગળ બોલતા ના'-એમ કહેવું હોય તો '**भगवं अस्मै मग निवेदय**' એમ કહેવું જોઈએ. અ અને ક, ખ અને ગ, ઘ અને ઙ, ચ અને ટ, ત અને પ, ય અને શ એને વ્યસ્ત એટલે અની જગ્યાએ ક, ખની જગ્યાએ ગ રાખવો. બાકીના વર્ણો જેમના તેમ રાખવાથી તે 'મૂલદેવીય' થાય છે. જેમ કે, '**अयं शत्रुर्वेदितव्यः**' એને બદલે **कशं यप्रुर्वेदिपव्यः।**"

ગૂઢલેખ—ગ્રહ ૯: અ, ઈ, ઉ, ઋ, લૃ, એ, ઐ, ઓ, ઔ; નયન ૨: દીર્ઘ; વસુ ૮: ક, ખ, ગ, ઘ, ઙ, ચ, છ, જ; ષડાનન ૬: ઝ, ઞ, ટ, ઠ, ડ, ઢ; સાગર ૭: ણ, ત, થ, દ, ધ, ન પ. મુનિ,: ફ, બ, ભ, મ, ય, ર, લ; જ્વલનાંગ ૫, વ, શ, ષ, સ, હ; તુકશૃંગ એટલે વિસર્ગ અને અનુસ્વાર આનાથી ગૂઢલેખ લખી શકાય છે. આનું દષ્ટાંત 'કામદેવ' શબ્દ લો. વસુ ૧, ગ્રહ ૧, નયન (કા), મુનિ ૪, ગ્રહ ૩ (મ), સાગર ૪, ગ્રહ ૬ (દે), જ્વલનાંગ ૧, ગ્રહ ૧ (વ)-આ સર્વ મળી તે કામદેવ

* હજી આપણે ત્યાં 'કાકી' શબ્દને 'ચકાચકી' કહેવો કે 'કાસમાકી' કહેવો એ પણ આમાં સમાવેશ થાય છે.

શબ્દ થયો. આના ઘણા પ્રકાર છે. સંસ્કૃત સાહિત્યમાં ઘણે સ્થળે એનાં દૃષ્ટાંત મળે છે.*

(૪૭) **દેશભાષાવિજ્ઞાન**—જરૂરની વસ્તુ જણાવવાને માટે તથા દેશદેશના માણસોની સાથે વ્યવહારને માટે દેશદેશની ભાષાઓ જાણવી તે.

(૪૮) **પુષ્પશકટિકા**—કોઈને એકાદ ફૂલનું નામ લેવા કહેવું. પ્રશ્ન કરનાર જે પુષ્પનું નામ લે તે પુષ્પના નામ પરથી તેણે પૂછેલા વિષયનું શુભાશુભ ફળ કહેવા માટે તે શાસ્ત્રનું જ્ઞાન, કિંવા એક પ્રકારની ખાસ વિદ્યા. તે જાણવાથી આકાશવાણીથી શુભાશુભનો નિશ્ચય થઈ શકે છે.

(૪૮) **નિમિત્તજ્ઞાન**—શુભઅશુભ ફળનું કહેવું તે. આ વિષય ફળ-જ્યોતિષમાં આવી જાય છે.

(૪૯) **યંત્રમાતૃકા**—એક શાસ્ત્રવિશેષ છે. એના રચનાર વિશ્વકર્મા છે. એમાં બે પ્રકારનાં યંત્રો વર્ણવામાં આવ્યાં છે: એક સજીવ અને બીજું નિર્જીવ. રથ, શકટ, પીલવાના યંત્ર, જેવાં કે તેલ, શેરડી, વગેરે જે યંત્રો બળદ, અશ્વ, વગેરે પ્રાણીથી ચલાવી શકાય તે સજીવ કહેવાય છે. વાયુથી, પાણીથી, વરાળથી જે યંત્રો ચલાવી શકાય તે નિર્જીવ કહેવાય છે. નૌકા, આગ્નેય રથ, કપિધ્વજ વગેરે યુદ્ધનાં વાહનોનો પણ આમાં સમાવેશ થાય છે.

(૫૧) **ધારણમાતૃકા**—સાંભળેલા ગ્રંથને ધારણ કરવાની કુશળતા જણાવનારું શાસ્ત્ર. આના પાંચ પ્રકાર કે અંગ છે: કથા, કોષ, પદાર્થ, સ્વરૂપ અને તેનું જ્ઞાન. એકવાર સાંભળેલું પુસ્તક ભૂલી ન જવાય અને જેનાથી તે સ્મરણમાં ઠસી રહે તે શાસ્ત્ર.

(૫૨) **સંપાઠ્ય**—સાથે મળીને રમવાને માટે કે વાદને માટે આ

---

* આ પ્રમાણે ગૂઢલેખમાં ચાણક્યે ચંદ્રગુપ્તને યુદ્ધના સમાચાર આપ્યા હતા. મહાભારતમાં પણ ગૂઢલેખના દૃષ્ટાંત આદિપર્વમાં મળે છે. વિદુર લાખા-ગૃહની વાત ગૂઢલેખમાં કહે છે અને એવી કુશળતાથી કે પાસે ઊભેલી કુંતી કે પુરોચન તે સમજી શકતાં નથી. કોઈ કોઈ ગ્રંથકાર પોતાનું નામ ખૂબીથી ગુપ્ત રાખે છે. ગૂઢપદના દૃષ્ટાંત આ કામશાસ્ત્રના ઉપસંહારમાં પણ મળી આવે છે.

છે. આમાં એક જણ પહેલો વાંચેલો ગ્રંથ વાંચે છે–બોલે છે. બીજો એની સાથે વાંચ્યો ન હોય છતાં બોલે છે, અથવા વાંચે છે.

(૫૩) **માનસી કાવ્યક્રિયા**—મનમાં ઉત્પન્ન થતી ચિંતા (વિચાર)-ને માનસી કહે છે. દશ્ય અને અદશ્ય ભેદથી એના બે પ્રકાર છે. એક માણસ પદ્મ અથવા ઉત્પલ વગેરેની આકૃતિ કરી અનુસ્વાર, વિસર્ગ વગેરેથી તેનો અર્થ કહ્યા વગર શ્લોક લખે છે. બીજો માણસ અભ્યાસના બળથી માત્રા, સંધિ, સંયોગ, છંદ વગેરે સમજી લઈ તેને વાંચે છે. આને દશ્ય-વિષયા કહે છે. જો એનેજ સાંભળીને પછી દશ્યની માફક વાંચી જાય કે સંભળાવે તો તે દશ્યવિષયક રહેતી નથી, એને આકાશમાનસી કહે છે. આનો ઉપયોગ વાદમાં (હોડમાં) કે ખેલ માટે થાય છે. **કાવ્યક્રિયા**—સંસ્કૃતમાં, પ્રાકૃતમાં કાવ્યરચના કરવી તે. આનું પ્રયોજન તો સઘળાને માલમ જ છે.

(૫૪) **અભિધાનકોષ**—ઉત્પલમાલા, અમરકોષ વગેરે.

(૫૫) **છંદોજ્ઞાન**—છંદશાસ્ત્ર, પિંગળનું જ્ઞાન.

(૫૬) **ક્રિયાકલ્પ**—કાવ્ય રચ્યું હોય તેના ગુણદોષ જાણવા, શબ્દાલંકાર અને અર્થાલંકારથી તેને સજાવવું. કોશ, છંદ, પરીક્ષા આ તેમાં અંગ છે. ટૂંકમાં કાવ્યપરીક્ષા.

(૫૭) **છલિતકયોગ**—બીજાને છળવા માટે આનો ઉપયોગ કરવામાં આવે છે. દૈવી વા બીજી વિદ્યાને યોગે બીજું રૂપ ધારણ કરી પોતાનું અસલ રૂપ છુપાવી બીજાને છળવું કે અમુક વિષયનો ઉપભોગ કરવો તે. શૂર્પણખા શ્રીરામને છળવા ગઈ હતી. ઈંદ્રે ગૌતમ ઋષિનું રૂપ ધારણ કર્યું હતું. ભીમસેને છલિત યોગથી કીચકનો વધ કર્યો હતો.

(૫૮) **વસ્ત્રગોપન**—વસ્ત્રને એવી રીતે ધારણ કરવું કે તેનાથી અદશ્ય દેશ–ભાગ ઢંકાઈ જાય અને હાલનચાલન થવા છતાં વસ્ત્ર ન સરકતાં તે ભાગ જણાઈ ન આવે. ફાટેલા વસ્ત્રને એવી ખૂબીથી પહેરવું

કે તે અખંડ જણાય. નાના વસ્ત્રને એવી રીતે પહેરવું કે તે નાનું ન જણાય અને મોટું હોય તેમ લાગે.

(૫૯) **દ્યૂતવિશેષ**—નિર્જીવદ્યૂતવિધાન છે. એમાં પ્રાપ્તિ આદિ ૧૫ અંગ અને મુષ્ટિ, ક્ષુલ્લક આદિ રમતો છે. આનું પ્રયોજન તો સર્વને માલમ છે.

(૬૦) **આકર્ષક્રીડા**—પાસા ફેંકવાની કળા. આ દ્યૂત–જુગારનો એક પ્રકાર છે. અહીં ફરીથી તેનો ઉલ્લેખ આદરને લઇને છે. આ કળા જેટલી મનોહારી છે તેટલી જ કઠણ છે. કારણ કે તેને ફેંકી અમુક દાણા લાવવા એ કઠિન કામ છે. ધાર્યા દાણા લાવવા એ પરમ ચાતુર્યની વાત છે. અક્ષના હૃદયને ન જાણવાથી કહેવાય છે કે નળ અને યુધિષ્ઠિરની હાર થઈ હતી.

(૬૧) **બાલક્રીડનક**—દડો, ઢીંગલી આદિ બનાવવું તે. આ બાળકોના ખેલને માટે છે. બાળકોને શીખવવા માટે છે. આ એકસઠમી કળા કહેવામાં આવી.

(૬૨) **વૈનયિકી**—એક પ્રકારનું આચારશાસ્ત્ર. આના યોગે ક્રૂર અને હિંસક પ્રાણીને કેળવી વિનયવાળા-નરમ બનાવી શકાય છે. આ કળાથી જાનવરોને અમુક કામ કરતાં શીખવી ઉપયોગી કરી શકાય છે.

(૬૩) **વૈજયિકી**—વિજય પ્રાપ્ત કરાવનારી વિદ્યાને વૈજયિકી કહે છે. દૈવી અને માનુષી એવા એના બે પ્રકાર છે. દૈવી વૈજયિકી વિદ્યા અપરાજિતાદિ તંત્રોમાં જણાવવામાં આવી છે. સંગ્રામમાં અસ્ત્ર અને શસ્ત્રનું પરિચાલન કરી વિજય પ્રાપ્ત કરવાની કળાને માનુષી કહે છે.

(૬૪) **વ્યાયામિકી**—કસરતમાં ગણાતી વિદ્યા કે કળા. શિકાર ખેલવો, કસરત કરવી, કુસ્તી લઢવી, પંજા લઢાવવા. આ ત્રણ કળા પોતાના ઉત્કર્ષ માટે છે તથા જીવન નિર્વિઘ્ન રીતે પસાર કરવા માટે છે. આ ચોસઠ કળાઓ કામશાસ્ત્રના અવયવરૂપ છે, કારણ કે એના સિવાય કામસૂત્રની પ્રવૃત્તિ નથી.

**पाञ्चालिकी च चतुःषष्टिरपरा ॥ तस्याः प्रयोगानन्ववेत्य सांप्रयोगिके वक्ष्यामः ॥ कामस्य तदात्मकत्वात् ॥१६–१७–१८॥**

**પાંચાલીની ચોસઠ કળાઓ ( પૂર્વોક્ત કળાઓથી ) ભિન્ન છે એને યથાસ્થાન સામ્પ્રયોગિક અધિકરણમાં કહીશું; કારણ કે એ કામાત્મક છે. ॥ ૧૬–૧૭–૧૮ ॥**

પાંચાલ દેશમાંથી ઉત્પન્ન થઈ છે; અથવા તો તે દેશના કે નામના કોઈ વતનીએ તે કહી છે; તેથી તે પાંચાલિકી કહેવાય છે. આ ચોસઠ અંગવિદ્યાઓ છે. આ ચોસઠ કળાઓ વગર પણ પાંચાલિકીની પ્રવૃત્તિ જણાય છે. આ પાંચાલિકીના વિષયો યોગ્ય ક્રમ પ્રમાણે સામ્પ્રયોગિક અધિકરણમાં કહીશું. કારણ કે કામ તદાત્મક છે. તે કામનો સ્વભાવ આ ચોસઠ કળાઓનો છે. આ પાંચાલિકા સિવાય જે બીજી ચોસઠ કળાઓ અહીં જણાવવામાં આવી છે, એનો પ્રયોગ બીજાં શાસ્ત્રોમાં જોવામાં આવે છે. એ કામસૂત્રનું અંગ છે એ બતાવવા અહીં સંક્ષેપથી તેનું કથન કરવામાં આવ્યું છે.

**કળાનું ફળ**

**कलाग्रहणे फलमाह—**

**आभिरभ्युच्छ्रिता वेश्या शीलरूपगुणान्विता ।**
**लभते गणिकाशब्दं स्थानं च जनसंसदि ॥१९॥**

**આ કળાઓથી ઉત્કર્ષને પ્રાપ્ત કરી શીલ, રૂપ તથા ગુણો-વાળી વેશ્યા ગણિકાપદવીને પ્રાપ્ત કરે છે અને ગુણગ્રાહી જનોની સભામાં તેને (ઉચ્ચ) આસન મળે છે. ॥ ૧૯ ॥**

કળાઓ શીખવાથી શું ફળ મળે છે તે જણાવે છે:—

કળાઓ જાણવાથી ગુણની વૃદ્ધિ થતાં ઉન્નતિ પ્રાપ્ત થાય છે. શ્લોકમાં વેશ્યાગ્રહણ આવે છે. એનું તાત્પર્ય એમ નથી કે વેશ્યાઓ જ એકલી એની અધિકારિણી છે; પરંતુ, વિશેષે કરીને તેઓ જ તેને શીખે છે. આ દર્શાવવા માટે વેશ્યાગ્રહણ શબ્દ વપરાયો છે. શીલનો અર્થ છે સુસ્વભાવ–

સારો સ્વભાવ. ૨૫ એટલે શરીરનું ઘાટીલાપણું અને રંગ. વૈશિક અ
કરણમાં નાયિકાના ગુણને જણાવીશું. જો કે વેશ્યા સામાન્યવાચક
છે, પરંતુ વેશ્યાઓનાં આચરણ ઉન્નત થતાં તેને લોકો ગણિકા કહે
જનસભામાં તેને સ્થાન મળે છે, તેને આદર મળે છે. લોકો તેની
કરતા નથી. કારણ કે તે હવે ગુણ ગ્રહણ કરતાં વેશ્યા રહી નથી.

**पूजिता सा सदा राज्ञा गुणवद्भिश्च संस्तुता ।**
**प्रार्थनीयाऽभिगम्या च लक्ष्यभूता च जायते ॥२०॥**

**રાજા તેનો આદર કરે છે, ગુણીજનો તેની પ્રશંસા કરે (કળા શીખવા માટે) લોકો તેની પ્રાર્થના કરે છે, અને તે સ લક્ષ્ય બની જાય છે. ॥ ૨૦ ॥**

તેનું (કળામાં પ્રવીણ બને છે તે કળાવંતીનું) રાજા છત્ર સોનાનાં પાત્રથી સન્માન કરે છે. ગુણી લોકો એના કળાકૌશલ્યની પ્ર કરે છે કે, 'વાહ શી કળા મેળવી છે!' લોકો તેની કળા શીખવા પ્રાર્થના કરે છે. તે યોગ્ય પુરુષોના અભિગમનને યોગ્ય બને છે. તે વિદ કુશળ પુરુષોની લક્ષ્યભૂત થાય છે—જેમકે દેવદત્તા હતી તેમ (ગૌહર બાપુતારા, છોટી મયના, વિદ્યાધરી, સરસ્વતીની માફક).

**योगज्ञा राजपुत्री च महामात्रसुता तथा ।**
**सहस्रान्तःपुरमपि स्ववशे कुरुते पतिम् ॥२१॥**

**ગીતાદિ પ્રયોગને પૂરી રીતે જાણવાવાળી રાજપુત્રી મહામંત્રીની કન્યા હજાર સ્ત્રીઓમાં રમણ કરનાર પતિને વશ કરી લે છે. ॥ ૨૧ ॥**

'યોગ' શબ્દનું તાત્પર્ય અહીં ગીતાદિ કળામાં પ્રાવીણ્ય 'સહસ્રાન્તપુર'નો અર્થ છે અનેક સ્ત્રીઓમાં ઘેરાયેલો કે રમમાણ રા સ્વવશે—પોતાના વશમાં લે છે.

**तथा पतिवियोगे च व्यसनं दारुणं गता ।**
**देशान्तरेऽपि विद्याभिः सा सुखेनैव जीवति ॥२२॥**

**તથા પતિના વિયોગમાં, બહુ ભારે આપત્તિના સમયમાં, દેશાંતરમાં પણ તે પોતાની વિદ્યા વડે સુખથી (પોતાનો) નિર્વાહ કરે છે. ॥ ૨૨ ॥**

પતિવિયોગે-પતિ પ્રવાસ પર ગયો હોય તેવે સમયે. દારુણ વ્યસન= વૈધવ્ય. નિર્વેદ-ખેદ. સ્વદેશને ત્યાગવો પડે તોપણ અન્ય દેશમાં તે નિર્વાહ કરી શકે છે. કોઈનો એવો અભિપ્રાય છે કે નિર્વેદ શાંત રસનો સ્થાયી ભાવ છે, આથી ઘરત્યાગ વૈરાગ્યની દશા સૂચવે છે. આવા સમયે આવી સ્ત્રીઓ બીજાને કળા શીખવી, વિદ્યાદાન કરી, ધનાદિ મેળવી સુખથી દહાડા કાઢે છે.

**पुरुषमधिकृत्याह—**

**नरः कलासु कुशलो वाचालश्चाटुकारकः ।**
**असंस्तुतोऽपि नारीणां चित्तमाश्वेव विन्दति ॥२३॥**

**પુરુષ કળાઓમાં કુશળ, (વિદ્યાવિષયમાં) વાચાળ, ચાટુકારક વા ચાટુવાકય કહેવામાં પ્રિયકારી હોય, તો અપરિચિત હોવા છતાં તે સહેલાઇથી સ્ત્રીઓનાં ચિત્તને આકર્ષિત કરી લે છે. ॥ ૨૩ ॥**

વાચાળ એટલે કળાના વિષયમાં બહુ બોલવાવાળો, ગપ્પી નહિ. કલાગ્રહણ ન હોય તો તે અનાગરક ગણાશે. ચાટુક-પ્રિયકારી—કળાના સંસ્કાર હોવાથી પ્રિયકારી. અસંસ્તુત એટલે અપરિચિત હોય છતાં તે ચિત્તને વેધે-ચિત્તનું હરણ કરે. આશુ=જલદીથી-તરત જ. સ્ત્રીપુરુષનો સંપ્રયોગ હોવો જોઇએ. કળામર્મજ્ઞને સ્ત્રી પોતાનું હૃદય એકદમ અર્પણ કરે છે.

**कलानां ग्रहणादेव सौभाग्यमुपजायते ।**
**देशकालौ त्ववेक्ष्यासां प्रयोगः सम्भवेन्न वा ॥२४॥**

**કળાઓના ગ્રહણથી સૌભાગ્ય જાગ્રત થાય છે. કિંતુ કાળ અને દેશની અપેક્ષાથી કળાનો પ્રયોગ કદાચિત્ ન સંભવે પણ ખરો. ॥ ૨૪ ॥**

કળાના ગ્રહણથી પુરુષોને અર્થ, અનર્થનો નાશ, કામ અને યશ પ્રાપ્ત થાય છે. દેશ અને કાળની આમાં અપેક્ષા છે. જેમકે કોઈ દેશના નાગરક કલાકુશળ વા ઘટાનિબંધન આદિને ચાહનાર હોય, તો ત્યાં કળાનો પ્રયોગ કરવો. જે દેશમાં નાગરકોનો દુષ્કાળ હોય અથવા ગુણનો દ્વેષ કરનાર હોય, અથવા નાગરકોને દુઃખનો સમય હોય, તો ત્યાં કળાના પ્રયોગને માટે સંભવ નથી. આ જાણવું જોઈએ. આ ન સમજતાં જો કળાનો પ્રયોગ કે અપ્રયોગ કરવામાં આવે તો તેનું ફળ દોષવાળું થાય.

**इति श्रीवात्स्यायनीये कामसूत्रे साधारणे प्रथमेऽधिकरणे विद्यासमुद्देशस्तृतीयोऽध्यायः ॥ ३ ॥**

કામસૂત્રના ત્રીજા અધ્યાયની અમૃતલાલતનુજ રમણિકલાલ-પ્રણીત તાત્પર્યવ્યંજની નામની ગુર્જર ટીકા સમાપ્ત.

# चतुर्थोऽध्यायः ।

## नागरकवृत्तप्रकरण ।

## ગૃહસ્થજીવન

**शास्त्रकार एव प्रकरणसंबन्धमाह—**

**गृहीतविद्यः प्रतिग्रहजयक्रयनिर्वेशाधिगतैरर्थैरन्वयागतैरुभयैर्वा गार्हस्थ्यमधिगम्य नागरकवृत्तं वर्तेत ॥ १ ॥**

શાસ્ત્રકાર આ પ્રમાણે સંબંધ કહે છે *—

**વિદ્યા ગ્રહણ કરી, ગૃહસ્થાશ્રમને પ્રાપ્ત કરી, બ્રાહ્મણ પ્રતિગ્રહથી (દાનથી), ક્ષત્રિય વિજયથી, વૈશ્ય ક્રયથી અને શૂદ્ર નિર્વેશ (નોકરીચાકરીથી) ધન પ્રાપ્ત કરી અથવા બાપદાદાની સંપત્તિ, કે (ઉપર કહ્યું તેમ પોતે મેળવી વા બે પ્રકારે) મેળવી નાગરકવૃત્તનું અનુસરણ કરે—વિદગ્ધ પુરુષની માફક વર્તે. ॥ ૧ ॥**

ગૃહીતવિદ્યઃ વિદ્યાકળાના ગ્રહણથી જ નાગરક કહેવાય છે. તેનામાં જ વિદગ્ધ–રસિક પુરુષોનાં વર્તનની યોગ્યતા આવે છે. વિદ્યાગ્રહણ કર્યું હોય છતાં ધર્મપત્ની વગર નાગરકવૃત્તિ અસંભવિત છે. એટલા માટે કહેવામાં આવ્યું છે કે ગૃહસ્થાશ્રમ પ્રાપ્ત કરી–ગૃહસ્થ બની–લગ્ન થયું હોય તો ગૃહસ્થજીવન નાગરકને યોગ્ય છે; પરંતુ, ધન વગર તે સંભવિત નથી. આથી જ કહેવામાં આવ્યું છે કે, અર્થથો–દ્રવ્યથી. ઉપાય વગર ધન મળતું નથી, માટે એના ઉપાય જણાવ્યા છેઃ બ્રાહ્મણ ધનથી, કારણકે એ જ ભૂદેવોની જીવિકાનું સાધન છે; ક્ષત્રિય તરવારથી જય મેળવી; વૈશ્ય વાણિજ્યથી વા અર્થ-

---

* અત્યાર સુધી ટીકાકારોએ પ્રકરણની શરૂઆતમાં જ પ્રકરણનો સંબંધ ગત પ્રકરણની સાથે બનાવ્યો છે. અહીં માત્ર તેમ કર્યું નથી. કારણ એ છે કે કામસૂત્રકાર મહર્ષિ વાત્સ્યાયને કહ્યું છે કે (પ્રથમ સૂત્રમાં) વિદ્યાગ્રહણ કરવાથી નાગર બની શકે છે. એથી પૂર્વ પ્રકરણની સાથે કાર્યકારણભાવ સંબંધ છે.

શાસ્ત્રમાં જણાવેલા ઉપાય વડે કૃષિ, ગોરક્ષા આદિથી; શૂદ્ર, કારુ અને કુશીલવ નોકરીચાકરીથી. આમ મેળવેલા ધનથી ગૃહસ્થકર્મ કરે. અહીં ગૃહસ્થકર્મ કરે કહેવાની મતલબ એ છે કે જેની પાસે કંઈ નથી તેને માટે આ વિધિ નથી. બાપદાદા પાસેથી પ્રાપ્ત થયેલા કે કુળપરંપરાથી આવેલા ધનને અન્વયાગત કહે છે. લગ્ન થયા પછી–પત્નીનો લાભ થયા પછી ગૃહસ્થાશ્રમ કહેલ છે. એટલે કહેવાનું તાત્પર્ય એ છે કે અન્વયાગત ધન હોય છતાં પોતે પોતાના શ્રમે નવું દ્રવ્ય મેળવવું જોઇએ. નાગરક=વિદગ્ધ જન. જે નાગરક હોય તેણે આ વૃત્તની અપેક્ષા હોય કે ભવિષ્યની આ વૃત્તની અપેક્ષાએ આ વૃત્તિથી વર્તવું. વૃત્તિ બે પ્રકારની છેઃ એક સામાન્ય વૃત્તિ અને બીજી નાગરિકોની વિશિષ્ટ વૃત્તિ. નાગરક કર્મ ને નાગરક વૃત્તિ. આ શાસ્ત્ર ચારે વર્ણોના ગૃહસ્થો માટે બનાવ્યું છે. આ પ્રકરણ તે દેહરૂપ છે. કારણકે એને આશ્રિત થઈને તે સર્વ શાસ્ત્રનું અનુષ્ઠાન કરી શકે છે.

**यत्र तस्य वृत्तं तत्र स्थितिमाह—**

**नगरे पत्तने खर्वटे महति वा सज्जनाश्रये स्थानम् । यात्रा-वशाद्वा ॥ २ ॥**

જ્યાં જેની વૃત્તિ ત્યાં તેની સ્થિતિ––

**નગરમાં, પત્તનમાં, ખર્વટમાં આમાંના કોઇ પણમાં જ્યાં સજ્જનો રહે ત્યાં, અથવા તો પોતાનો નિર્વાહ થાય ત્યાં–આજીવિકા મળે ત્યાં. ॥ ૨ ॥**

નગર=આઠસો ગામો જેટલો પ્રદેશ; આઠસો ગામોનો પ્રબંધક રહે તેને નગર કહે છે. અહીં જ બહુધા તેમના ટંટાફિસાદનો નિકાલ થાય છે. જ્યાં રાજધાની હોય તેને ‘પત્તન’ કહે છે. બસો ગામનો પ્રબંધક જ્યાં રહે તેને ‘ખર્વટ’ કહે છે. ચારસો ગામનો વહીવટ કરનારનું જ્યાં સ્થાન હોય તેને ‘દ્રોણમુખ’ કહે છે. આમાંના કોઈ પણ સ્થળે રહે; પણ જ્યાં સજ્જનો રહેતા હોય ત્યાં રહે, અથવા જ્યાં પોતાની આજીવિકા સારી

રીતે ચલાવી શકાય ત્યાં રહે. અહીં કહેવાનું તાત્પર્ય એ છે કે નગરમાં પણ સજ્જનાશ્રયે રહે, પત્તનમાં પણ સજ્જનાશ્રયે રહે. બધે જ સજ્જનનો આશ્રય ગ્રહણ કરે. ઇતર વિષય પ્રધાન નથી. આજીવિકા પછી બધું છે.

**ભવનવિન્યાસ**

**तत्रापि गृहान्तरेण न संभवतीत्याह—**

**तत्र भवनमासन्नोदकं वृक्षवाटिकावद्विभक्तकर्मकक्षं द्विवासगृ कारयेत् ॥ ३ ॥**

**ત્યાં ઘર કરવું-જ્યાં પાસે જળ હોય, જે તરફ જળ હોય તે તરફ વૃક્ષવાટિકા હોય. એમાં (ઘરમાં) જુદાજુદા કામને માટે જુદાજુદા ખંડ-ઓરડાઓ હોય અને બે વાસગૃહ હોય. ॥ ૩ ॥**

જ્યાં અનુકૂળતા હોય ત્યાં પત્તન, નગર કે ખર્વટમાં ઘર બનાવવું. નજીકમાં પાણી હોય એ કહેવાની મતલબ એ છે કે તળાવ, કૂવો કે વાવ પાસે હોય તો વપરાશને માટે શુદ્ધ પાણી મળે, ઉપરાંત જળક્રીડા પણ થઈ શકે. જે દિશામાં પાણી હોય તે દિશામાં વૃક્ષવાટિકા–બગીચો હોવો જોઇએ. ઓરડીઓ કે ખંડ જુદાજુદા એટલા માટે કહ્યા છે કે એકજ ઓરડામાં જુદાં જુદાં કામ કરવામાં આવે તો ઘરની સુંદરતાનો નાશ થાય. 'દ્વિવાસગૃહ' કહેવાની મતલબ એ છે કે એકમાં બેસવાઊઠવાનું અને એકમાં સૂવાનું શયનગૃહ. નાગરકને ઉપયોગી ઘર બનાવવાની રીત આટલી જ છે. ઘર બનાવવાની બાબતમાં અધિક ઉપયોગી બાબત જાણવી હોય તો વાસ્તુવિદ્યામાં જોઈ લેવી.

**तस्मिन्कारित आधेयानां न्यासमाह—**

**बाह्ये च वासगृहं सुश्लक्ष्णमुभयोपधानं मध्ये विनतं शुक्लोत्तरच्छदं शयनीयं स्यात्, प्रतिशय्यिका च। तस्य शिरोभागे कूर्चस्थानम् वेदिका च। तत्ररात्रिशेषमनुलेपनं माल्यं सिक्थकरण्डकं सौगन्धिकपुटिका मातुलुङ्गत्वचस्ताम्बूलानि च स्युः। भूमौ पतद्ग्रहः। नागदन्ताव**

सक्ता वीणा, चित्रफलकं, वर्तिकासमुद्गको, यः कश्चित्पुस्तकः, कुरण्टकमालाश्च। नातिदूरे भूमौ वृत्तास्तरणं समस्तकम् । आकर्षफलकं द्यूतफलकं च । तस्य बहिः क्रीडाशकुनिपञ्जराणि। एकान्ते च तर्कुतक्षणस्थानमन्यासां च क्रीडानाम्। स्वास्तीर्णा प्रेङ्खादोला वृक्षवाटिकायां सप्रच्छाया, स्थण्डिलपीठिका च सकुसुमेति भवनविन्यासः ॥ ४ ॥

તે કરાવવામાં આવે, ત્યારે જરૂરી યોગ્ય વસ્તુઓ કયાં મૂકવી તે કહે છે : બહારના વાસગૃહમાં એક સુંદર નરમ બિછાનું (ગાદી) હોવી જોઇએ, બે બાજુએ તકિયા હોવા જોઇએ, તેના ઉપર સફેદ ચાદર પાથરેલી હોય, તે ભલે વચમાં વળેલી હોય તો ચાલશે, પણ ખસી ગયેલી ન હોય. તેની પાસે નાની પથારી (કે પલંગ) હોય, તેના માથાના ભાગ તરફ એક સુંદર કુશાસન ( કૂર્ચસ્થાન-જેને બ્રેકેટ કહે છે) હોય, તથા એક ઊંચી વેદિકા હોય (ટિપાઇના આકારની બાજઠ). તેના પર રાતની બચેલી પુષ્પમાળા, ચંદનાદિ લેપન, મીણની દાબડી, સુગંધી દ્રવ્યોનાં પાત્ર-અત્તરપેટી, માતુલુંગની છાલ ( દાડમ, લીંબુ, નારંગી ) અને પાન રાખેલાં હોય. જમીન પર પીકદાન હોય તથા હાથીદાંતની ખૂંટી પર વીણા લટકતી હોય. ચિત્રફલક હોય, ચિત્રો દોરવા માટે રંગ, પીંછી આદિની પેટી હોય, કોઇ પુસ્તક હોય, કુરણ્ટકફૂલની ( એક જાતનું પીળું ફૂલ) માળા હોય. પાસે જ જમીન પર ગોળાકાર આસન હોય. ચોપટ-બાજી આદિ ખેલવાનો સામાન હોય. એની બહાર (વાસગૃહ) પક્ષીઓનાં પાંજરાં હોય, એકાંતમાં બઢઇનું કામ કરવા માટે તથા ક્રીડાને માટે જગા હોય. વૃક્ષવાટિકાની સઘન છાયામાં ડાળ પર ઝૂલો હોય. જેના પર ઝાડ પરથી પુષ્પવૃષ્ટિ થતી હોય, એવો એક ચબૂતરો હોય. નાગરકના ઘરમાં જરૂરી વસ્તુનું આ સંક્ષેપમાં દિગ્દર્શન છે. ॥ ૪ ॥

અંદરનું વાસગૃહ અંતઃપુરની સ્ત્રીઓને માટે છે. આથી બહારનો ખંડ અલગ કરી રાખવો. તેમાં રમણને માટે પલંગ હોય, તેના પર સુવાને લાયક ગાદલાં પાથરેલાં હોય કે જેના ઉપર આળોટી શકાય. ઉપર ચાદર તથા તકિયા પણ હોય. તકિયો એવી રીતનો હોવો જોઈએ કે બેસતાંની વાર વચમાં જરા ઝૂકેલો રહે કે લચી જાય. બિછાના પરથી ચાદર રોજ બદલવી જોઈએ. રોજ ન બદલાય તો બીજે કે ત્રીજે દહાડે અવશ્ય બદલવી જોઈએ. જો એક જ ચાદર હોય તો બીજે કે ત્રીજે દિવસે તેને ધોઈ નાંખવી જોઈએ. પાસે જ એક પ્રતિશય્યિકા—એવી જ સુસજ્જિત નાની શય્યા હોવી જોઈએ. તે બહુ ઊંચી ન હોવી જોઈએ. આચારવાન પુરુષોને માટે આ વિધિ છે. વેશ્યાકામી તો સૂવાના પલંગ પર બન્ને કામ કરી લે છે. એમને સહવાસને માટે જુદા પલંગની જરૂરિયાત જણાતી નથી. કહ્યું છે કેઃ "જે સ્થળે નાયક પોતાની પ્રિયતમા સાથે સુરતક્રીડા કરે તે પર વિદ્વાન પવિત્ર માણસે સૂવું નહિ." પલંગની પાંગત અને બાજુના ભાગ નિકૃષ્ટ હોવાથી માથાના ભાગ તરફ દેવના સ્મરણ માટે એક કૂર્ચાસન હોવું જોઈએ. કહ્યું છે કે : 'શય્યાના માથાના ભાગની તરફ કૂર્ચાસન (કુશનું આસન) પાથરી, ઇષ્ટદેવતાનું સ્મરણ કરી, આત્મવાન—સ્થિરચિત્ત—બની પછી શય્યામાં શયન કરે.' દિવાલની જોડે હાથભર પહોળી ચોખૂણી વેદિકા (ટેબલ) હોવી જોઈએ. તેના પર રાતના વધેલાં ચંદન, માળા, મીણની પેટી, અત્તરદાની, પસીનાની દુર્ગંધ મટાડનાર સુગંધી દ્રવ્યો, મોંની ખરાબ વાસ દૂર કરવા બિજોરાની કે લીંબુની છાલ રાખવાં. આથી ખરાબ વાયુ પણ દૂર થાય છે. આ બાબત માટે કોઈએ કહ્યું છે કે : 'કામી પુરુષ જો સાયંકાળને વખતે માતુલુંગદલકલ્ક (દાડમ, લીંબુ, બિજોરાંની છાલનું ચૂર્ણ) મધમાં મેળવીને ચાટી જઈ સ્ત્રીના બાહુરૂપી પિંજરમાં વિરાજમાન થાય તો દુષ્ટ—દુર્ગંધયુક્ત પવન તેને હેરાન કરતો નથી.' રાતને માટે પાનનાં બીડાં પણ તેના પર રાખવાં જોઈએ, પરંતુ પીકદાન—વેદિકા પર નહિ પણ ભૂમિ પર હોવું જોઈએ. ત્યાં તે સહેલાઈથી પાન ચાવી થૂંકી શકે. આને માટે આ સિવાય બીજી જગા નથી. વીણા પણ ગલેફ ચઢાવી

લટકતી રાખવી જોઈએ, એટલે જોઈએ ત્યારે ઝટ વગાડી શકાય. ચિત્રફલક, ચિત્રો દોરવાનો સામાન, અને તેને ઉપયોગી રંગ પીંછી પણ ત્યાં હોવાં જોઈએ. કોઈ પુસ્તક પણ ત્યાં હોવું જોઈએ. આ સામાન્ય નિર્દેશ છે. પણ તેનું તાત્પર્ય એ છે કે જો કોઈને કાવ્ય પ્રિય હોય તો તેનું પુસ્તક પણ ત્યાં પાસે હોવું જોઈએ એટલે કે વાંચી કે સંભળાવી શકાય. કુરણ્ટક-માળા—પીળાં ફૂલની માળા. આ ફૂલની માળા લખવાની મતલબ એ છે કે રતિક્રીડા વખતે શરીર મર્દન થતાં તે ચિમળાઈ જતી નથી. જો કે એમાં સુવાસ નથી, પણ એક પ્રકારની શોભા છે, અને એ ધારણ કરવાથી સૌભાગ્યની વૃદ્ધિ થાય છે. વીણાદિને હાથીદાંતની ખૂંટી પર લટકાવી રાખવા કહ્યું છે. તેનું કારણ એ જણાય છે કે જ્યારે વગાડવાનું મન થાય ત્યારે ઝટ તે લઈ શકાય. ઉપરાંત આવી રીતે વ્યવસ્થાસર રાખવું તે પણ ગૃહની શોભા છે. વસ્તુઓને યથાક્રમે યથાસ્થાને ગોઠવવી એ ચાતુર્ય છે, અને તે નાયકની ચતુરતાનો ભાસ આપે છે. શયનની પાસેની જગામાં—પર્યંક—પલંગ કે વેત્રાસન પર નહિ. વૃત્તાસ્તરણ—એક પ્રકારનું વર્તુળાકાર બેસવાનું આસન. આને બધા જાણે છે. સમસ્તક-ઉપર બિછાવવાને માટે વા આસનને માટે છે. કુર્ચ ઉપર અચૂક બેસવાનું અમુક વખતે જ હોય છે. આકર્ષફલક અને પાસાની રમવાની રમતોની જગા ભીંતની પાસે હોય; તે દિવાલને અડીને રાખવી એટલે સરળતાથી તે રમત રમાય. વાસગૃહની નજીક પણ બહારના ઘરમાં પક્ષીઓનાં પાંજરાં હાથીદાંતની ખીંટી પર લટકતા રાખવાં. કારણ કે અંદર રાખવાથી ઘરની જમીનને વિષ્ટાદિથી ખરાબ કરે. એકાંત સ્થળમાં, જ્યાં સહસા કોઈની નજર ન પડે એવી જગાએ નાટ્ય કર્મની અને નૃત્ય-ની વ્યવસ્થા કરવી. સ્ત્રીઓ અન્યોન્ય ક્રીડા કરે ત્યારે તેમને લજ્જા ન થાય એટલા માટે એકાંત સ્થળ કહ્યું છે. તડકો ન આવે કે ન લાગે, તેને માટે વૃક્ષછાયા ઘટ હોવી જોઈએ. એની અંદર એક ઝૂલો હોવો જોઈએ. જેને સહેજ ઝોક આપવાથી હાલે તે ઝૂલો. તેના પર બેસવાથી આનંદ ઉત્પન્ન થાય. વળી ક્રીડાને માટે પણ ઝૂલો ઉપયોગી છે. ચક્રડોલા—જે ચક્કરની માફક ગોળ ગોળ ફરી શકે તે. તેને 'પ્રેંખા' પણ કહે છે.

'સપ્રચ્છાયા' કહેવાની મતલબ એ છે કે એના ઉપર ફૂલલતાદિ એવી હોય કે સુંદર છાંયડો મળે-તડકો જરા પણ ન લાગે. 'સ્થંડિલ' એટલે ચબૂતરો કે ચોક જેવી બેઠક. એના ઉપર એટલી લતાવેલો હોય કે ફૂલો વેરાઈ તેના પર તે પથરાય. આ નૃત્યવાટિકામાં (બેઠક) હોવી જોઈએ; કારણ કે આમોદપ્રમોદને માટે જ આ સ્થાન છે. આ પ્રમાણે આરંભથી અંત સુધી ભવનવિન્યાસ—ઘર બનાવવાની વિદ્યા જણાવી.

**तत्रस्थस्य वृत्तं द्विविधम् । नित्यं, नैमित्तिकं च, तत्र पूर्वमधिकृत्याह—**

**स प्रातरुत्थाय कृतनियतकृत्यः, गृहीतदन्तधावनः, मात्रयाऽनुलेपनं धूपं स्रजमिति गृहीत्वा, दत्त्वा सिक्थकमलक्तकञ्च, दृष्ट्वाऽऽदर्शे मुखम्, गृहीतमुखवासताम्बूलः, कार्याण्यनुतिष्ठेत् ॥ ५ ॥**

**આવા ભવનમાં-મકાનમાં રહેનાર નાગરકના વૃત્તના બે પ્રકાર છે : એક નિત્ય અને બીજું નૈમિત્તિક. તેમાં પહેલા નિત્યને જણાવીએ છીએ. તે નાગરક સવારમાં વહેલો ઊઠીને, શૌચથી નિવૃત્ત થઇ, દાતણ કરી, ઉચિત માત્રાથી ચંદન, ધૂપ, માળા ગ્રહણ કરી, ચંદન લગાડી, ધૂપથી સુગંધિત બની, (માળા પહેરી) હોઠ પર લાલ રંગ લગાડી. તે પર મીણ ફેરવી, દર્પણમાં મોં જોઇ, પાન અને સુગંધી ગોળી ખાઈ બીજાં કામોમાં લાગે. ॥ ૫ ॥**

આવા મકાનમાં રહેનાર નાગરક પ્રાતઃકાળમાં ઊઠે. અહીં ઊઠે એટલે સૂર્યોદયની પહેલાં ઊઠે અને શૌચાદિથી પરવારી દાતણ કરી લે. ત્યાર બાદ જેને માટે જે પ્રકારની વ્યવસ્થા કહી હોય તે પ્રમાણે સંધ્યાપૂજા કરે. ચંદન ઉચિત માત્રામાં લગાડવાનું કહ્યું છે, તેનું કારણ એ કે વધારે લગાડવું સારું ન લાગે, અને તેમ કરનારને બેવકૂફ સમજે. આ ઉપરાંત બીજા કામને માટે તૈયારી કરે છે તે દર્શાવવા પણ અલ્પ માત્રા કહી છે. ધૂપ સુગંધી માટે; તે માંગલિક છે માટે. માળા, શેખરક–શિરોભૂષણ તરીકે

કે એમ ને એમ ધૂપથી સુગંધિત થઇને માળા પહેરવી. વિશેષ લાલીને માટે આરક્ત ' કહ્યું છે. હોઠને લાલ જણાવવા સારૂ તેને હોઠ પર લગાડવામાં આવે છે. પછી પાન ખાઈ તેને ચીકણી (હોઠની લાલી) બતાવવા માટે મીણની ગોળી તેના પર ઘસે છે. દર્પણમાં મોં જોવાનું કહ્યું છે તે માંગલિક કાર્ય છે માટે. આમ કરવાથી-દર્પણમાં જોવાથી પ્રસન્નતા આવે છે, એટલું જ નહિ પણ શૃંગારના ગુણદોષ પણ જણાય છે. સુગંધિત પાનને ગાલમાં રાખી, અને પછી ફરી ઉપયોગને માટે ડબ્બીમાં પટ્ટી રાખી, ડબી ખિસ્સામાં મૂકી પછી ધર્મ, અર્થ અને કામસાધક કાર્યમાં લાગે.

**अनुष्ठितेषु तेषु शरीरसंस्कारार्थमाह—**

**नित्यं स्नानं, द्वितीयकमुत्सादनं, तृतीयकः फेनकः, चतुर्थकमायुष्यम्, पञ्चमकं दशमकं वा प्रत्यायुष्यमित्यहीनम्। सातत्याच्च संवृतकक्षास्वेदापनोदः ॥ ६ ॥**

**એ પ્રમાણે વર્તનાર નાયકના શરીરસંસ્કારને માટે જે જે કરવા યોગ્ય છે તે કહીએ છીએ: દરરોજ સ્નાન, બીજે દિવસે શરીરનું મર્દન (સુગંધી દ્રવ્યો લગાડવાં-ઊટણું લગાડવું) ત્રીજે ફેનક દ્રવ્ય લગાડવું, ચોથે દિવસે હજામત કરાવવી, પાંચમે દિવસે નીચેના (ગુહ્યાંગના) વાળ સાફ કરવા, દશમે દિવસે વાળને ટૂંપવા. આ અવશ્ય થવું જોઇએ અને બગલનો પસીનો હંમેશાં સાફ કરવો. ॥ ૬ ॥**

નિત્ય-દરરોજ. દરરોજ સ્નાન કરવાથી શરીરનું ઓજસ વધે છે. તથા એક પ્રકારની પવિત્રતા આવે છે. માટે એ અવશ્ય કર્તવ્ય છે. ' દ્વિતીયક ' જે દિવસે ઉત્સાદન-શરીરે તેલ ચોળે કે ચંપી કરાવે તેની પછીના દિવસે. એ પહેલો દહાડો, અને બીજે દિવસે એટલે એક દિવસ બાદ-એકાંતરે. તેલમર્દનાદિ શરીરની દૃઢતાને માટે છે. ત્રીજે દિવસે જાંઘ પર સમુદ્રફીણ મસળવું. આ બે દિવસ વચમાં જવા દઇને કરવાનો વિધિ

છે. જો આમ ન કરવામાં આવે તો જાંઘ કઠોર થાય છે—સુંવાળી રહેતી નથી. શાસ્ત્રમાં કહ્યું છે કે એક પક્ષમાં ત્રણ વખત મૂછ, દાઢી, નખ કઢાવવાં. પરંતુ આમાં કોઈ કોઈ નાગરકોનો ઉપાયભેદથી કાળભેદ પણ સ્વીકારવો જોઈએ. અસ્રાથી દાઢીમૂછ દૂર કરવાનું ચોથે દિવસે કરવા કહ્યું છે. એટલે કે હજામત ત્રણ દિવસ બાદ કરાવવી. કાતરથી કપાવવાં તે તો વપન કહેવાય છે. તે ક્ષૌરકર્મમાં ગણાતું નથી. ગુહ્ય ભાગનું ક્ષૌર-કર્મ પાંચમે દિવસે કરવું. વાળ ચૂંપવાનું જે કહ્યું છે તે ( જેને ટેવ હોય તેણે) દશમે દિવસે કરવું; કારણકે ચૂંપવાથી વાળ જલદી ઊગતા નથી. આથી જ કહેવામાં આવ્યું છે કે ચોથે દિવસે હજામત કરાવવી અને પ્રત્યાયુષ્ય ( નીચેના વાળને સાફ કરવાનું કામ ) પાંચમે દિવસે કરવું. આથી પક્ષમાં–પખવાડિયામાં ત્રણ વાર અલંકારકર્મ કરવાં, એમ કહ્યું છે. કારણકે ચૂંપવાનું કામ તો પક્ષમાં બે વખત પણ સંભવિત નથી. સ્નાનથી માંડીને વાળ સાફ કરવાનાં પાંચે કામ અચૂક થવાં જોઈએ, આથી સૂત્રમાં 'અહીન' શબ્દ વાપર્યો છે. કાખોને ઢાંકેલી રાખવી નહિ; કારણકે કંઈ પણ કરવાથી તેમાં પસીનો થાય છે. આથી રૂમાલથી તેને હંમેશાં લૂંછતાં રહેવું. જો એમ ન કરવામાં આવે તો એમાં બદબો થવા માંડે, અને આમ થાય તો તેની અનાગરિકતા સ્પષ્ટ જણાઈ આવે.

## पूर्वाह्णापराह्णयोर्भोजनम् । सायं चारायणस्य ॥ ७ ॥

**પૂર્વાહ્ણ અને અપરાહ્ણમાં—બે પ્રહર પહેલાં (ભોજન કરવું) અને ત્રીજા પહોરે ભોજન કરવું. ચારાયણ આચાર્ય તો કહે છે કે રાતના (ભોજન) વાળુ કરવું. ॥ ૭ ॥**

દિવસ અને રાત્રીના આઠ ભાગ કરવા. દિવસના પહેલા ચાર ભાગ-માંથી ત્રણ ભાગમાં તો કામ કરવાનું છે. ચોથા ભાગમાં સ્નાનાદિકથી પરવારી ભોજન કરવું. પછી ઉત્તરના–પાછલા ચાર ભાગોમાંથી ચોથામાં બલાધાનને માટે ફરીથી ભોજન કરવું. આવો કામશાસ્ત્રના આચાર્યનો મત છે. જોકે

અહીં સ્પષ્ટ કહેવામાં નથી આવ્યું, છતાં સમજી લેવું જોઈએ કે બીજા ભિન્ન મત ધરાવતા આચાર્યોની ભોજનવિધિનો અહીં નામનિર્દેશથી ઉલ્લેખ છે. આચાર્ય ચારાયણનો મત છે કે પૂર્વાહ્ણમાં અને પ્રદોષમાં ભોજન કરવું. એમનું એમ કહેવું છે કે અપરાહ્ણમાં કરેલું ભોજન એટલું બળને આપનારું નથી કે જેટલું રાત્રિનું ભોજન છે. કહ્યું છે કે—ખાધેલાને પચ્યા વગર જે ભોજન કરવામાં આવે છે, તેમ ભોજન પચી ગયા પછી જમવામાં નથી આવતું—પચી ગયા પછી ભોજન ન કરવામાં આવે—તો મનુષ્ય જીર્ણ થાય છે.

**भोजनानन्तरं शुकसारिकाप्रलापनव्यापाराः, लावककुक्कुट-मेषयुद्धानि,तास्ताश्च कलाक्रीडाः,पीठमर्दविटविदूषकायत्ता व्यापाराः दिवा शय्या च ॥ ८ ॥**

**ભોજન પછી (મનોવિનોદને માટે) પોપટમેનાને બોલાવવાં; લવા, મરઘા, ઘેટાને લઢાવવાં; વિવિધ પ્રકારની (પૂર્વોક્ત) કળા અને ક્રીડાઓથી વિનોદ કરવો; પીઠમર્દ, વિટ અને વિદુષકને સોંપેલા કામોની ખબર લેવી અને ત્યાર પછી સૂવું. ॥ ૮ ॥**

બપોરના ભોજન પછી પોપટમેના વગેરેની સાથે પ્રલાપન-તેમને બોલાવવાં તથા આડા પડવું, વગેરે. આ કામને માટે આ સમય છે, પ્રતિપાલા, પ્રહેલિકા આદિ જે ક્રીડાઓ કહી છે, તે પણ આ સમયે કરવી. પીઠમર્દાદિ વગેરેને આગળ આ અધ્યાયમાં કહીશું. તેમાં સંધિવિગ્રહાદિ આવી જાય છે. દિવસના સૂઈ રહેવું એ ધર્મ નથી, પરંતુ ગરમીના દિવસોમાં અને શરીર નબળું હોય તેવી સ્થિતિમાં શરીરને આરામેશ મળે તે માટે સૂવાનું વિધાન છે. કારણકે સઘળા ધર્મો શરીર સારું હોય તો જ થઈ શકે છે. શરીર નબળું હોય તો કંઈ સાધી શકાતું નથી.

**गृहीतप्रसाधनस्यापराह्णे गोष्ठीविहाराः ॥ ९ ॥**

**(નિદ્રાત્યાગ કરી—ત્રીજે પ્રહરે) શરીર પર સારાં વસ્ત્ર પહેરી ગોષ્ઠીવિહારમાં પ્રવૃત્ત થવું. આ દિનચર્યા છે. ॥ ૯ ॥**

આગળ કહ્યાં તે કામોથી પરવારી, વિહારવેષ ધારણ કરી, સુંદર કપડાં પહેરી, બંધુ મિત્રને લઈ, ત્રીજા પહેરે ગોષ્ઠીવિહાર કરવો—પાંચમા સૂત્રથી અહીં સુધી દિનચર્યા કહેવામાં આવી છે.

### અભિસારિકાની પ્રતીક્ષા

**प्रदोषे च संगीतकानि। तदन्ते च, प्रसाधिते वासगृहे संचारितसुरभिधूपे ससहायस्य शय्यायामभिसारिकाणां प्रतीक्षणम् ॥१०॥**

**સંધ્યાકાળે સંગીત. સંગીત સમાપ્ત થયા પછી વાસગૃહને પુષ્પોથી સજાવી ધૂપથી સુગંધિત કરી પોતાના સહાયકો (સહચર)ની સાથે અભિસારિકાના આગમનની પ્રતીક્ષા કરવી. ॥ ૧૦ ॥**

સંધ્યાકાળે નૃત્ય, ગીત, વાદ્ય આદિ થવું જોઈએ. સંગીત પૂરું થયા પછી પ્રસાધિત—પુષ્પોથી સજાવટ કરી શયન રચવું. વાસગૃહની બહાર સુરભિ ધૂપ—સુગંધિત ધૂપ કરવો. કહેવાનું તાત્પર્ય એ છે કે પોતાની બેઠક વાસગૃહની સાથે પણ તેનાથી અલગ હોવી જોઈએ. પોતાના સહાયકોની સાથે—સહાયકો કોણ તે આગળ ઉપર જણાવવામાં આવશે. કારણકે તેમનો અહીં વ્યાપાર—સંબંધ છે. શય્યાની પાસે બેસવાનું એટલા માટે કહેવામાં આવ્યું છે કે આવનારના મનમાં એમ થાય છે કે 'આ મારી રાહ જોઈ રહ્યો છે. વા પોતાને જવું પડે તો તરત કપડાં પહેરી સજ્જ થવાય. કાંતના ઉદ્દેશથી—કાંતને મળવા જે સ્ત્રી સંકેતસ્થાન પર સરણ—ગમન કરે છે તે અભિસારિકા.* એની પ્રતીક્ષા તેના આવવાને સમયે કરવી જોઈએ.

---

* उद्दाममन्मथमहाज्वरवेपमाना रोमाञ्चकण्टकितगात्रलतां वहन्ती ।
निःशङ्किनी व्रजति या प्रियसंङ्गमाय सा नायिका निगदिता त्वभिसारिकेति ॥
इति भरतकारिकायां लक्षिता ।

**दूतीनां प्रेषणं, स्वयं वा गमनम् ॥ ११ ॥**

**(જો તે ન આવે તો) દૂતીને તેની પાસે મોકલવી. (માન કરી ન આવે તો) પોતે જવું. ॥ ૧૧ ॥**

જે સમયે આવવાનું કહ્યું હોય તે સમયે જો તે ન આવે તો તેને બોલાવવા દૂતીને× મોકલવી. તેને મોકલવા છતાં માનને લઈને ન આવે તો પોતાનું ગૌરવ બતાવવા કે અનુરાગ બતાવવા જાતે જવું.

**आगतानां च मनोहरैरालापैरुपचारैश्च ससहायस्योपक्रमाः ॥१२॥**

**આવેલી અભિસારિકાઓનો મિત્રો સાથે મનોહર વાર્તાલાપથી અને ઉપચારોથી સત્કાર કરવો. ॥ ૧૨ ॥**

મનોહર આલાપથી—ભારે કૃપા કરી, આવી તે ઠીક કર્યું; બેસો, સારું કર્યું કે આવી; મારો પ્રાણ તો તારામાં જ બંધાયો હતો, આટલી વાર કેમ લાગી? આ પ્રમાણે વાતનો આરંભ કરી તેની તરફ વળવું. સહાયકોએ પણ તે જ પ્રમાણે વાતચીત કરવી કે તારા વગર એને જિંદગી નીરસ લાગે છે; તને જ દેખી રહ્યા છે, વગેરે. આ પ્રમાણે વાતચીતથી કે સ્વતંત્ર વ્યાપારથી અભ્યર્થના કરવી.

**वर्षप्रमृष्टनेपथ्यानां दुर्दिनाभिसारिकाणां स्वयमेव पुनर्मण्डनम्, मित्रजनेन वा, परिचरणमित्याहोरात्रिकम् ॥ १३ ॥**

---

× अभिसारिकालक्षण

કૈ પિય કે ઘર જાય, કૈ પિયહિ બુલાવૈ પાસ
સાહસ શંકા, ચતુરતા, અભિસારિકા પ્રકાશ.
સમૈં સમાન સિંગાર કરિ હિયૈ કપટ અતિ પ્રીત
અંગ ભેષ ભૂષણ સજૈ અભિસારિકા સુરીત. મદનવિલાસ, પૃ. ૪૮

અભિસારિકાના કેટલાક ભેદ છેઃ મુગ્ધાભિસારિકા, મધ્યાભિસારિકા, પ્રૌઢાભિસારિકા. પરકીયાભિસારિકાના પાછા બે ભેદ છેઃ કૃષ્ણાભિસારિકા અને શુક્લાભિસારિકા. એક સામાન્યાભિસારિકા.

**દુર્દિનાભિસારિકા—વાદળાંથી છવાયેલું આકાશ હોવા છતાં જે અભિસારમાં ચૂકતી નથી, અને એવે સમયે વૃષ્ટિથી તેનાં કપડાં ભીંજાયાં હોય તો સ્વયં તેને વસ્ત્રાદિ પહેરાવે અને મિત્રોથી પણ (તત્સમયોચિત) સેવા કરાવે. આ નાગરકોના દિવસરાત્રીનાં કર્તવ્યો પૂરાં થયાં ॥ ૧૩ ॥**

ઘનઘોર આકાશ હોય અને અંધાર વ્યાપો હોય છતાં જે આવવામાં ચૂકતી નથી ( અહીં કૃષ્ણાભિસારિકાનો ઉલ્લેખ છે ) અને જેનાં વસ્ત્રો પાણીથી ભીંજાયાં હોય અને મુખ પર વર્ષાદના છાંટા પડવાને લીધે જેનો શ્રૃંગાર બગડી ગયો હોય તો તેના પર પ્રેમ બતાવવાને માટે તેનો શ્રૃંગાર અને વસ્ત્રો બદલાવવાં. કારણ કે તેને પાછું જવાનું છે, અને ઉપભોગકાળ પાસે આવી લાગ્યો છે. પોતાનો શ્રૃંગારસજાવટ પોતાના મિત્રોથી કરાવવો. જો તે નવી હોય તો પોતાના હાથથી પરિચરણુન વગેરે કરે અને જો હળેલી હોય તો પરિચારિકાથી સંવાહન–શરીરની પરિચર્યા, પંખો નાંખવો વગેરે કરાવે. આ બાબતો બહારની સ્ત્રીઓ માટે છે અંતઃપુરની સ્ત્રીઓ માટે નહિ. પાંચમા સૂત્રથી માંડી અહીં સુધી નાગરકોના દિનરાતનાં કામો જણાવવામાં આવ્યાં છે. રાતનાં કર્તવ્યોને સાંપ્રયોગિક અધિકરણમાં જણાવીશું.

**नैमित्तिकमाह—**

**घटानिबन्धनं, गोष्ठीसमवायः, समापानकम्, उद्यानगमनं, समस्याक्रीडाश्च प्रवर्त्तयेत् ॥ १४ ॥**

હવે નૈમિત્તિક કામોને જણાવીએ છીએઃ—

**રસિક પુરુષોએ, ઘટાનિબન્ધન–મેળાની વ્યવસ્થા, ગોષ્ઠીસમ-**

---

* દૂતી કુશળ હોવી જોઇએ. ‘કુટ્ટનીમતમ્’માં તેનાં લક્ષણો આ પ્રમાણે છેઃ—

चतुरा प्रागल्भ्यवती परिचित्तज्ञानकौशलोपेता ।
योज्या तस्मिन् दूती वक्रोक्तिविभूषिता प्रयत्नेन ॥

कुट्टनीमतम्, पृ. २१, श्लो. ८९

**વાય–કલાકાવ્યનિપુણ માણસોને એકઠા કરી વિનોદાર્થ વાદપ્રતિવાદ કરવો. સમાપાનકમ્–સઘળા મળી (દારૂ)પાનની વ્યવસ્થા કરવી, ઉદ્યાનગમન–સર્વ મિત્રો મળી સમસ્યાક્રીડા વિનોદાર્થ કરવી. ॥૧૪॥**

દેવતાઓના નિમિત્તથી જાત્રા કે મેળાને ઘટાનિબન્ધન કહે છે. એમાં નાગરકો એકઠા થઈને જાય છે. એની વ્યવસ્થા બધા સાથે મળીને કરે છે. એને ઘટાનિબન્ધન કહે છે. ગોષ્ઠીસમવાય–વિદ્યાકલાવિષયક નાગરકોની વાતચીત. એમાં કાવ્યકળા આવી જાય છે. તે પણ એકત્ર મળીને કરવાની. પહેલાં અપરાહ્ણમાં જે ગોષ્ઠીવિહાર કહ્યો છે તે નિત્યકર્મ છે. ત્યાં એનું ફળ ક્રીડારૂપ છે, જ્યારે અહીં તેનો વિશેષ પ્રકાર છે. અહીં તે શક્તિની ખિલવણી છે. એ તેનું વિશેષ ફળ સમજવું. સમાપાનક–સાથે મળીને બેસીને ( મદિરા ) પાન કરવું તેને 'સમાપાનક' કહે છે, અને નાયિકાની સાથે માત્રામાં પીવું તેને 'સરક' કહે છે. આ નિત્યકર્મ છે, ત્યારે આપાનક કોઈ કોઈ વખતે હોય છે. ઉદ્યાનગમન–બહાર પોતાના વા પારકા બાગમાં વિનોદને માટે જવું તે. ઘરની પાછળના બાગમાં જે જવાનું કહ્યું છે, તે તો નિત્યનું છે. સમસ્યાક્રીડા–જેમાં બધાય નાગરકો એકઠા મળીને ખેલી શકે તે. આમાં કાવ્યકળાની એક પ્રકારની ખિલવણી છે. આના બે પ્રકાર છેઃ (૧) માહિમાની અને (૨) દેશ્ય. આ પાંચ કાર્ય વિદગ્ધ પુરુષોએ–રસિક નાગરકોએ કરવાં.

**મેળા વગેરે**

**तत्र घटानिबन्धनमाह—**

**पक्षस्य मासस्य वा प्रज्ञातेऽहनि सरस्वत्या भवने नियुक्तानां-नित्यं समाजः ॥ १५ ॥**

પાંચમાની પહેલી ઘટાનિબંધન કહીએ છીએઃ—

**પખવાડિયાના અંતે કે મહિનાના અંતે વા એક મુકરર દિવસે સરસ્વતીભવનમાં નિયુક્તોનો નિત્ય સમાજ મળે. ॥ ૧૫ ॥**

પખવાડિયાના છેલ્લા દિવસે કે મહિનાના છેલ્લે દહાડે. આ દિવસ

પ્રજ્ઞાત હોવો જોઈએ. દેવતાનિમિત્તથી પ્રસિદ્ધ તે પ્રજ્ઞાત. જેમ કે ગણેશની ચોથ, સરસ્વતીની પાંચમ, શિવાની આઠમ, વિષ્ણુની બારશ, એ પ્રમાણે તિથિઓ તેમના અધિષ્ઠ દેવતાને માટે પ્રસિદ્ધ છે. એનું કારણ એ છે કે આ આ તિથિઓમાં એ દેવતાઓનું સામિપ્ય હોય છે. એ તો ઠીક, પરંતુ નાગરકોની વિદ્યાકલાની અધિષ્ઠાત્રી તો સરસ્વતી છે. આથી સરસ્વતી-ભવનમાં પાંચમે મેળો ભરાવો જોઈએ. સરસ્વતીની પૂજાઅર્ચા કરવા માટે નિયુક્ત નાગરકો અને નટોનો સમાજ હોવો જોઈએ. નટોએ મેળામાં નાચ વગેરે કરવો, અને નાગરકોએ પણ ખેલો–રમતોમાં સામેલ થવું જોઈએ. આથી રસિકતા કેળવાય છે.

**अन्येष्वहःसु धूपविलेपनघटा, तस्या निबन्धनमाह—**

**कुशीलवाश्चागन्तवः प्रेक्षणकमेषां दद्युः । द्वितीयेऽहनि तेभ्यः पूजा नियतं लभेरन् । ततो यथाश्रद्धमेषां दर्शनमुत्सर्गो वा । व्यसनोत्सवेषु चैषां परस्परस्यैककार्यता ॥ १६ ॥**

બીજે દિવસે ધૂપવિલેપનઘટા થાય છે, તેનો પ્રકારઃ—

**બહારથી આવેલા 'કુશીલવ' એટલે નાટક કરવાવાળા વા નટ નર્તકી પોતાનો ખેલ—કુશળતા બતાવે—નૃત્યગાન કરે. બીજે દિવસે તેમને ઉચિત ઉપહાર મળે. ત્યારબાદ જો નાગરક લોકોની એમનામાં શ્રદ્ધા હોય તો તો તેમને રોકી (ખેલ જુએ), નહિ તો વિદાયગીરી આપે (કુશીલવોમાંથી) કોઈ વ્યસન, વ્યાધિ કે આપત્તિમાં આવી પડે, તો અને ઉત્સવ ચાલુ હોય, તો તેમને પરસ્પર મદદ કરે. ॥૧૬॥**

કુશીલવ—બહારથી આવેલા નટો, નર્તકીઓ. એમનો ખેલ–નૃત્યગાન તો પ્રજ્ઞાત દિવસે કે બીજે કોઈ દિવસે રાખવો. જેઓ ઉપર કહ્યું તેમ નિયુક્ત છે, પગારથી કામ કરવાને બંધાયેલા છે, તેઓ પ્રજ્ઞાત દિવસે ખેલ કરવાના જ. અહીં અભિપ્રાય આમ છે કે પૂજાર્ચાને માટે નિયુક્ત

નટોનો પ્રયોગ તો પાત્રાપાત્રનો વિચાર કર્યા વગર સર્વને માટે થવાનો છે જ. માટે બહારથી આવનારનો પ્રયોગ અવશ્ય બતાવવો. બીજે દિવસે કહેવાની મતલબ એ છે કે પહેલે દિવસે તો લોકો તમાશામાં વ્યગ્ર હોય, અને ત્રીજેચોથે દિવસે તો પૈસા હાથમાં રહેતા નથી. આથી ખેલને માટે જે નક્કી કરવામાં આવ્યું–જે વિદાયગીરીના પૈસા લેવાના કર્યા હોય તે બીજે દિવસે લેવા. બહારથી આવનારની વ્યવસ્થા નિયુક્તોએ કરવી. (જેનો પ્રયોગ કંઈ પણ પ્રકારની રકમ નક્કી કર્યા વગર કર્યો હોય) તેમણે પ્રયોગ પૂર બહારમાં આવે ત્યારે વસ્ત્રાભૂષણ માંગી લેવાં. ત્યાર પછી પણ પ્રયોગને જોવાની લોકોની ઇચ્છા થાય તો ફરીથી બતાવવો. નહિ તો મીઠી વાતો કરી તેમને તુષ્ટ કરી વિદાય કરવા. આ બોલાવેલા નટોનો પ્રયોગ લોકો વારંવાર જોવા ઇચ્છતા હોય તો તેમાં એક ખાસ બાબત ધ્યાનમાં રાખવી. આવનારમાંથી કોઇને કંઈ વ્યાધિ કે પીડા થઈ હોય અને રંગમંચ પર પોતાની ભૂમિકા કરવા સમર્થ ન હોય તો વા શોકને લઈને તેમ થયું હોય, કે વિવાહાદિ કાર્યમાં રોકાવું પડતું હોય, તો નિયુક્તોમાંથી કોઈએ તેમની ભૂમિકા કરવી. આ પ્રમાણે જો નિયુક્તો પણ આપત્તિમાં આવી પડે તો આગન્તુકોએ પણ યોગ્ય સહાય આપવી. આ પ્રમાણે નિયુક્તોએ અને આગન્તુકોએ પરસ્પર મળી કામ કરવું—એકકાર્યતા જાળવવી.

**आगन्तुनां च कृतसमवायानां पूजनमभ्युपपत्तिश्चेति गणधर्मः ॥१७॥**

**બહારથી આવનાર નાગરકોનો ત્યાંના (સ્થાનિક) નાગરકોએ પૂજન, ચંદન (માળા) આદિથી સત્કાર કરવો, અને જો તેઓ આપત્તિમાં આવી પડે તો સહાય કરવી, ઉપકાર કરવો—આ ગણ-ધર્મ છે. ॥ ૧૭ ॥**

નાગરકપદે અભિષિક્ત—જેઓ રસિકમણિ છે—રસિકતાની ટોચ પર છે એવા બહારના નાગરકો જો ઘટા—મેળો—ઉત્સવ જોવા આવ્યા હોય, તેમને પૂજા, ચંદનમાળ આદિ આપી સત્કાર કરવો જોઈએ. સમાજના જે નાગર, હોય તેમાંથી જેમની સાથે જેવો તેમનો પરિચય હોય, તે પ્રમાણે માંગલિક

વ્યવહાર કરવો. જો તેમાંથી કોઈને કંઈ આપત્તિ આવી હોય તો તેને પ્રતિકાર કરાવવો–નિવારણુ કરવામાં મદદ કરવી. આ પ્રમાણે એક-બીજાને મદદ કરવી. આ પ્રમાણે સ્થાનીય અને બહારથી આવેલા નાગરોએ પરસ્પર મળી ઐક્યથી કામ કરવું. કારણકે આ ગણુધર્મ–સર્વનું કર્તવ્ય છે.

**एतेन तं तं देवताविशेषमुद्दिश्य सम्भावितस्थितयो विविधा घटा व्याख्याताः ॥ १८ ॥**

**આ પ્રમાણે, આમાં ભિન્ન ભિન્ન દેવતાઓને ઉદ્દેશી જે મેળા થાય, તેની વ્યવસ્થા પણુ આમાં આવી ગઈ છે. (એ પ્રમાણે વ્યવસ્થા કરવી, આગળ કહ્યું તેમ.) ॥ ૧૮ ॥**

જે પ્રમાણે સરસ્વતીભવનના મેળાની વ્યવસ્થા કહેવામાં આવી છે, તે પ્રમાણે બીજા દેવતાઓના મેળાની વ્યવસ્થા સમજવી. જે જે દેવોમાં લોકોની શ્રદ્ધા હોય અને તેનાથી પોતે સમૃદ્ધિશાળી હોય તો તે દેશ અને સમયને લક્ષમાં લઈ મેળાની વ્યવસ્થા કરવી.

## ગોષ્ઠીની મિજલસ

**गोष्ठीसमवायमाह—**

**वेश्याभवने सभायामन्यतमस्योदवसिते वा समानविद्याबुद्धिशीलवित्तवयसां सह वेश्याभिरनुरूपैरालापैरासनबन्धो गोष्ठी ॥१९॥**

**વેશ્યાના ઘરમાં, સભામાં, અથવા કોઇ નાગરિકના ઘરમાં, સમાન વિદ્યા, સમાન બુદ્ધિ, સમાન શીલ, સમાન ધન અને સમાન ઉંમરવાળા પુરુષો વેશ્યાની સાથે ઉચિત વાર્તાલાપ કરતા એકઠા થઈ બેસે, તેને ગોષ્ટી કહે છે. ॥ ૧૯ ॥**

વેશ્યાને ઘેર, સભામંડપમાં કિંવા કોઈ નાગરિકને ઘેર એમાંથી કોઈ પણુ જગ્યાએ સમાન વિદ્યાવાળા નાગરિકો પરસ્પર મળે એમાં વિરોધ કરવા જેવું કંઈ નથી. કારણુકે અસમાન વિદ્યાવાળા હોય તો આનંદના

અતિરેકને લીધે પરસ્પર મળવું ઠીક નથી. બુદ્ધિ એટલે પ્રજ્ઞા કિંવા અભિપ્રાય. વેશ્યાને ઘેર–કહેવાની મતલબ એ છે કે સ્ત્રીઓમાં જે કળા હોય છે તે પણ જાણવાની તક મળે. પ્રાયઃ વેશ્યાઓ આ કળામાં નિપુણ હોય છે. આથી ગોષ્ઠીમાં વેશ્યાને પણ સ્થાન છે. પરસ્પરસ્તુતિ—પ્રેમ, મધુર હાસ્ય, ઠઠ્ઠાથી ગ્રથિત, સંકળાયેલી વાતચીત કરતાં આસનબંધ થવું, એટલે યોગ્ય આસને–પોતપોતાના સ્થાન પર બેસી જવું. આ પ્રમાણે 'ગોષ્ઠી' પખવાડિયામાં, મહિનામાં કે પ્રજ્ઞાત દિવસે–મેળા કે જાત્રાના દિવસે થવી જોઈએ.

**तत्र चैषां काव्यसमस्या कलासमस्या च ॥ २० ॥**

**ત્યાં (ગોષ્ઠીમાં) કાવ્ય વા કળાની ચર્ચા હોવી જોઇએ. ॥૨૦॥**

બધાએ એકત્ર થઈ કાવ્યચર્ચા, ભારતાદિ કાવ્યના મર્મ વિષે ચર્ચા–નિરૂપણ કળા–નૃત્ય, ગીત વાદ્યાદિની પ્રેમપૂર્વક ચર્ચા થવી જોઈએ. આગળ ચોસઠ કળાઓમાં કાવ્યોની સમસ્યાપૂર્તિ કહેવામાં આવી છે. પણ તે તો વિષય જુદો છે. તેથી તેનો અંતર્ભાવ કળાસમસ્યામાં થતો હોવાથી કળામાં તેની ગણતી કરી છે.

**तस्यामुज्ज्वला लोककान्ताः पूज्याः प्रीतिसमानाश्चाहारिताः ॥ २१ ॥**

**ત્યાં (આ ગોષ્ઠીમાં) લોકમનોહરાનું સન્માન થવું જોઇએ અને પ્રીતિને અનુરૂપ સેવા–શુશ્રૂષા થવી જોઇએ. ॥ ૨૧ ॥**

ગોષ્ઠીમાં કાવ્યચર્ચાની પછી પ્રીતિબંધનને માટે વસ્ત્રાદિ દાન કરી અન્યોન્યમાં કલાપૂજા થવી જોઈએ. જે આ કળામાં ચતુર હોય એનું બીજાઓએ માનસન્માન કરવું જોઈએ. ઉજ્જવલ, પરમ મનોહર, કલાકોવિદા એવીનું ( કલાવંતીનું ) સન્માન કરવું જોઈએ અને પરિચારિકા દ્વારા તેમની સેવા શુશ્રૂષા થવી જોઈએ. *

---

* અહીં ટીકા જોઈએ તેવી સ્ફુટ નથી. 'ઉજ્જ્વલા' 'લોકકાન્તા' વિશેષણો કલાકોવિદા કલાવંતી સૂચવે છે. તેમનું, નહિ કે સામાન્ય વેશ્યાનું—સન્માન થાય એ આવશ્યક છે. વળી આગળ વેશ્યાભવનને લખ્યું છે, તે પરથી એવી કળામર્મજ્ઞ સુંદરીનું સન્માન સૂચવે છે.

**સમાપાનક**

**समापानकमाह—**

**परस्परभवनेषु चापानकानि ॥ २२ ॥**

હવે 'સમપાન' તે શું તે કહે છે—

**એકબીજાના ઘરમાં (એકઠા મળીને) મદ્યપાન કરે. ॥ ૨૨ ॥**

એક વખતે એકને ત્યાં તો બીજી વખતે બીજાને ત્યાં થવું જોઈએ. આમ પખવાડિયામાં, કે માસમાં કે કોઈ પ્રજ્ઞાત દિવસે થવું જોઈએ. પીવાને લગતી ગોષ્ઠીને 'આપાનક' કહે છે.

**आपानकेषु विधिमाह—**

**तत्र मधुमैरेयासवान् विविधलवणफलहरितशाकतिक्तकटुकाम्लोपदंशान् वेश्याः पाययेयुरनु पिबेयुश्च ॥ २३ ॥**

આપાનકવિષયનું વિધાન કરે છે–શું પીવું, કેવી રીતે પીવું તે દર્શાવે છે—

**ત્યાં, મધુ, * મૈરેય, સુરા અને આસવો અને અનેક પ્રકારના**

---

* પ્રાચીન આર્યાવર્તમાં મદિરાનો ઉપયોગ થતો એનો ઉલ્લેખ ઘણે સ્થળે મળે છે. જુઓ—

विश्रमक्रियतस्तपसः फलमेतद्यदुपभुज्यते मदिरा ।

स्वकरेण पीतशेषा मदघूर्णित मदनसेनया दत्ता ॥ कु. म. ३५१

आसेवन्ते मधुरतिफलं ।  मेघदूत. २. ५.

चन्दनागुरुपद्माभ्यां गन्धैः सुरभिगन्धिभिः ।

मैरेयाणां मधुनाञ्च समावृत्त महापदाम् ॥ किष्किन्धाकाण्ड, ३२ सर्ग.

मदिराक्षि मदाननार्पितं मधु पीत्वा रसयत कथंनु मे । रघु. ८ सर्ग, ६८ श्लोक.

सखा मोदं मदिरया कृतानुव्याध सुङ्गजन् । माघ. २ सर्ग, २० श्लोक.

આ વિષયમાં 'પ્રાચીન ભારતમાં ઉજાણી' નામનો લેખ 'ભોજમજાહ' દિવાળી અંકમાં તથા 'શુક્રાચાર્ય' નામનો લેખ જુઓ.

**લવણ, ફળ, લીલું શાક–તાજું શાક, તીખા, કડવા, ખાટા મસાલ સાથે વેશ્યા નાગરિકોને તે પિવરાવે અને પોતે પણ પીએ. ॥ ૨૩ ।**

મધુનો અર્થ છે માધ્વીક, જે દ્રાક્ષમાંથી અને મહુડાંમાંથી બને છે મૈરેય અને આસવ એક પ્રકારના મદ્ય છે. આના સંબંધમાં કહ્યું છે મેઢાસીંગીની છાલનો કાઢો અને ગોળ, પીપર અને ત્રિફળા મેળવી બનાવ હોય તે મૈરેય. કૈથના પાંદડાને એક શેર ફાણિતમાં મહુવાના ફૂલોને મેળવ આસવ તૈયાર કરવામાં આવે છે. જે મદ્ય વલ્કલ અને ચોખાના યોગથ બનાવવામાં આવે છે અને જેમાં ગોળ કે ગોળની રસી મેળવવામાં આ છે તેને સુરા કહે છે. અહીં મદ્ય એકલું કહ્યું હોત તો ચાલત, પણ તેન ત્રણ ભેદ બતાવવાને માટે વિશેષનું ગ્રહણ થયું છે. કહ્યું છે: '**गौडी पैष्टी च माध्वी च विज्ञेया त्रिविधा सुरा**'. સુરાના ત્રણ ભેદ છે ગૌડી, પૈષ્ટી અને માધ્વી. અહીં સુરા શબ્દ સામાન્યવાચક છે, વિશેષને નથી. 'આપાનક' કહેવાનું કારણ એ છે કે એમાં અનેકવિધ મદ્યો હો છે. આપાનકમાં અનેક પ્રકારનાં ખારાં, તીખાં અને લીલાં તથા ક શાક શિઘ્રપણે ચાવવાને માટે હોવાં જોઈએ. આથી મદ્ય પીવાન રુચિ વધે છે. આ વેશ્યાઓને પીવરાવવાં જોઈએ. બાદમાં અભ્યર્થના પૂર્વક પછી તેમણે પીવો. પહેલાં જો પોતે પીએ તો આદર કે ગૌરવ રહે નહિ, તેમાં ન્યૂનતા જણાશે. અહીં સાથે પાન કરવું કે અલગ—એ દેશાચાર પ્રમાણે ચાલવું, *

### વનવિહાર

**एतेनोद्यानगमनं व्याख्यातम् ॥ २४ ॥**

**ઉદ્યાનગમન–વનવિહારમાં, પણ જે આપાનકવિધિ જણાવે છે તે પ્રમાણે વર્તવું. ॥ ૨૪ ॥**

---

* મદ્યપાન પરત્વે પ્યાલો અને પીવા માટે જાતજાતનાં વિધાન અન્યત્ર જોવા આવે છે. પહેલાં પ્રિયતમાને પાવી, પછી નાયકે પીવી. વા, જુદાંજુદાં પાત્રો એક સાથે પીવી. કદી નાયક નાયિકાનું અવશિષ્ટ રહેલું મદ્ય આદર દર્શાવવા એ પ્યાલાથી પી લે છે. શૃંગારરસિકે કહ્યું છે કે—

तदपि प्रियापीतं शेषं गर्भगात्रात् किंवा साक्षाद्दयितामुखकमलपात्रात् ।

બાવીશમા સૂત્રમાં જે 'આપાનક' વિધિ કહી છે, મદ્ય પીવાનું જે વિધાન કર્યું છે તે પ્રમાણે બાગમાં કે વનવિહારમાં પણ કરવું; અર્થાત્ જે રીત ઘરમાં કે વેશ્યાભવનમાં મદ્યપાન માટે કહી છે, તે બાગમાં પણ સમજવી.

उद्यानगमने विशेषमाह—

**पूर्वाह्ण एव स्वलंकृतास्तुरगाधिरूढा वेश्याभिः सह परिचारकानुगता गच्छेयुः दैवसिकीं च यात्रां तत्रैवानुभूय कुक्कुटलावकमेषयुद्धद्यूतैः प्रेक्षाभिरनुकूलैश्च चेष्टितैः कालं गमयित्वाऽपराह्णे गृहीततदुद्यानोपभोगचिह्नास्तथैव प्रत्याव्रजेयुः ॥ २५ ॥**

**(પૂર્વાહ્ણમાં) સવારમાં વનવિહારને યોગ્ય સુંદર શ્રૃંગાર સજી-- કપડાં વગેરે પહેરી, સુંદર ઘોડા પર સવાર થઈ, વેશ્યાઓને સાથે લઈ, પાછળ (સેવા માટે) નોકરો પણ સાથે લઇ વનવિહાર માટે જવું. ત્યાં દૈનિક યાત્રાનો ઉપભોગ કરી (સ્નાનાદિક કૃત્યથી નિવૃત્ત થઈ) મરઘા, બકરાની લડાઇ, દ્યૂતક્રીડા કરી, સંગીત નૃત્ય આદિ મનોરંજક, ઇચ્છાનુકૂળ ખેલોમાં કાળ વ્યતીત કરી, સાયંકાળે બાગવિહારના ચિહ્નો ( પુષ્પગુચ્છ, માળા ) લઈ જે રીતે ગયા હોય તે રીતે પાછા ફરે. ॥ ૨૫ ॥**

તેજ દિવસ પછી દૈનિક યાત્રા પૂરી થઈ શકે છે. અર્થાત્ કે તેજ દિવસે પાછા ફરી શકાય છે. (જતી વખતે) વનવિહારનો પોશાક ધારણ કરવો જોઈએ. ઘોડેસ્વારી મનોહર લાગે છે માટે ઘોડા પર બેસીને જવા કહ્યું છે. વેશ્યાઓએ * પણ આગળ વા પછાડી, ઘોડા પર સ્વારી કરી

---

* વેશ્યા "वेश्याः" "वेशः भृतिः सोऽस्या जीवनं इति वेश्याः", (दशरूपावलोक. ३-४२) यद्वा वेशः नेपथ्यं जीवनं यस्या वेश्या." કોઇ 'वेशो बलम्' પણ કહે છે. "यद्वा वेशति इच्छति देहविक्रयेण धनादिं" દેહવિક્રય કરી

સાથે જવું. પરિચારક–સેવા કરનાર નોકર વર્ગે પણ પાછળ પાછળ સાથે જવું. પખવાડિયામાં કે મહિનામાં અથવા પ્રજ્ઞાત–કોઈ મુકરર કરેલે દિવસે વનવિહાર માટે જવું. દૈવસિકીયાત્રા–શરીરના રક્ષાના કામ–આહારવિહારાદિ તે બાગમાં જ કરી લઈ, સજીવ નિર્જીવ દ્યૂત રમીને, નટનટાદિના ખેલો જોઈ, વેશ્યાના નાચગાનમાં દિવસ પૂરો કરી, સૂર્ય નમતો થાય ત્યારે–નમતા પહોરે, તે જ પ્રમાણે—જે પ્રમાણે બાગમાં ગમન કર્યું હતું તે પ્રમાણે–વેશ ભૂષા ધારણ કરી, ઘોડા પર બેસી નોકરચાકરને લઈ ઘેર પાછા ફરવું. પાછા ફરવામાં વિશેષ તો એ છે કે વનવિહારનાં ચિહ્નો–ફૂલનો ગુચ્છ, માળા વગેરે માથા પર, ગળામાં પહેરી પાછા આવવું.

**જળવિહાર**

**एतेन रचितोद्ग्राहोदकानां ग्रीष्मे जलक्रीडागमनं व्याख्यातम् ॥ २६ ॥**

**આ પ્રકારે વનવિહાર વિષે જે કહેવામાં આવ્યું છે તે વડે, ગ્રીષ્મ ઋતુમાં, મગર જેવાં પ્રાણી ન હોય તેવા તળાવ–હોજ બનાવ્યાં હોય તેમાં જળક્રિડાનો પ્રકાર પણ જણાવાયો. ॥ ૨૬ ॥**

વનવિહાર વડે જળવિહાર કહેવામાં આવ્યો છે એમ સમજી લેવું, કારણ કે, વનવિહારનાં જે સાધનો છે તે જ જળવિહારનાં છે. આમાં જે વિશેષત્વ છે તે જણાવીએ છીએ. જળવિહારને માટે જે સ્થાન હોય તે

---

ધનને ઇચ્છનાર તે વેશ્યા–વા વેષભૂષા જેનું બળ છે. હિંદના–પ્રાચીનતમ સાહિત્યમાં વેશ્યાનો ઉલ્લેખ મળે છે. 'જાતક'કથાઓ પરથી સમજાય છે કે તત્કાલીન સમાજમાં તેમને ઉચ્ચ સ્થાન હતું. ઉજ્જયિનીની સુપ્રસિદ્ધ દેવદત્તાનું પ્રાસાદભવન રાજાઓને ઈર્ષ્યા ઉપજાવે એવું હતું. આમ્રપલ્લવી શાલવતીનો એવો મનોરંજક ઇતિહાસ છે. કૌટલીય અર્થશાસ્ત્રમાં તેમનાં કર્તવ્યો જણાવ્યાં છે. સંસ્કૃત કવિઓએ એમને માટે સ્તુત્યાત્મક અને નિંદાત્મક કથનો કહ્યાં છે, અનેક તરેહની ઉપમાઓ આપી છે. વિસ્તારભયે અહીં આપતા નથી. મહાકવિ ક્ષેમેન્દ્રનું 'સમયામાતૃકા' જુઓ. ઉપરાંત ઈ. સ. ૧૯૨૮, નવેમ્બરના 'નવચેતન' અંકમાં 'વારાંગના–તવાએફ' નામનો નિબંધ જુઓ.

એવું હોવું જોઈએ કે તેમાં મગર જેવાં દુષ્ટ પ્રાણી ન હોય. નિર્માણ કરેલાં તળાવ, મોટા હોજ જેમાં ઊતરવાને પગથિયાં હોય. આવા જળ-સ્થાનમાં ઉનાળાના દિવસોમાં નાગરિકોએ જવું. કારણમાં ઉનાળાના દિવસોમાં આ સારી લાગે છે. કારણકે અન્ય સમયે જળમાં વારંવાર ડૂબકી મારવી, તરવું, પાણીના બંધ બાંધવા સંભવિત નથી. ટીકાકાર જળક્રીડાનું સ્થળ તીર્થસ્થાન જેવું કહે છે. પવિત્ર અને જંતુ વગેરે ન હોય તેવું.

**સમસ્યાક્રીડા**

**समस्याक्रीडां आह—**

**यक्षरात्रिः, कौमुदीजागरः, सुवसन्तकः ॥ २७ ॥**

સમસ્યાક્રીડા શું તે જણાવે છે:—

**યક્ષરાત્રિ, કોજાગરી અને સુવસન્તક સમસ્યાક્રીડા થાય છે. ॥ ૨૭ ॥**

યક્ષરાત્રિ-સુખરાત્રિને કહે છે. તે રાત્રીએ યક્ષોનો વાસ નજીકમાં વા ઘરમાં આવે છે. યક્ષોને આ પ્રિય રાત્રી છે. કાર્તિકી પૂનમને યક્ષરાત્રી કહે છે. આ રાતે લોક દ્યૂતક્રીડા કરે છે. અશ્વિન માસની પૂર્ણિમાને કૌમુદીજાગર * -કોજાગરી કહે છે. આ રાત્રીએ ચંદ્રજ્યોત્સ્ના વિશેષ બહારમાં હોય છે. આમાં ઝૂલા અને પાસાનો ખેલ—દ્યૂત—ખેલવાનો મહિમા છે. સુવસંતક-મદનોત્સવને કહે છે. આ મદનોત્સવ ચૈત્ર સુદ ચૌદશને કહે છે. આ ઉત્સવમાં ગીત, વાદ્ય અને નૃત્યના પ્રયોગો થાય છે. આ સર્વને માહિમાની ક્રીડા કહે છે.

**सहकारभञ्जिका, ऽभ्यूषखादिका, बिसखादिका, नवपत्रिका, उदकक्ष्वेडिका, पाञ्चालानुयानम्, एकशाल्मली, (१) यवचतुर्थी,**

---

* કોજાગરી-માણેકઠારી પૂનમ. એમ કહેવાય છે કે મધરાતે લક્ષ્મી ફરવા નીકળે છે અને પ્રસન્ન થવાને કહે છે 'કો જાગૃતિ'-કોણ જાગે છે? આ રાતને છ મહિના જેટલી લાંબી કરી કૃષ્ણ વૃંદાવનમાં ગોપીઓ સાથે રાસ રમ્યા હતા. આ રાતે દૂધપૌંઆ, ગુવારફળી અને રાયતી કેરીનું અથાણું ચાંદરણામાં લોકો ખાય છે. આને ઘુતપૌર્ણિમા પણ કહે છે.

**आलोलचतुर्थी, मदनोत्सवो, दमनभञ्जिका, होलाका, अशोकोत्तंसिका, पुष्पावचायिका, चूतलतिका, इक्षुभञ्जिका, कदम्बयुद्धानि, तास्ताश्च माहिमान्यो देश्याश्च क्रीडा जनेभ्यो विशिष्टमाचरेयुरिति संभूय क्रीडाः ॥ २८ ॥**

**આમ્રના ફળને-કેરીને તોડવાનો ખેલ, અગ્નિમાં શેકેલાં ફળોને ખાવાનો ખેલ, કમળની કાકડીને ખાવાનો ખેલ, નવા વાંસ કે કૂંપળોમાં રમવાની ક્રિયા-ખેલ, વાંસમાં પાણી ભરી નાદ કરવાનો ખેલ, પાંચાલદેશવાસીઓનું અનુકરણ કરી તેમના જેવી રમવાની રમતો, એક શલ્મલીનાં ફૂલોની રમત, કદમ્બની રમત, ફૂલના દડા ફેંકવા, આ પ્રકારના સાર્વદેશિક અને સ્થાનિક ક્રીડાઓમાં નાગરિક લોકો પોતપોતાની ઇચ્છાનુસાર ભાગ લે. સામૂહિક રમતોનું વર્ણન સમાપ્ત થયું. ॥ ૨૮ ॥**

મોસમમાં બાગમાં કે વાડીમાં જઈ કેરીઓને તોડી, કાપી મીઠું લઈ ખાવાની ક્રીડાને 'સહકારભંજિકા' કહે છે. કંદ કે ફળને અગ્નિમાં બાફીને મિત્રો સાથે મળી ખાવાની ક્રિયાને અભ્યૂષખાદિકા કહે છે (જેમકે ઊંધિયું, પોંક વગેરે). જે ક્રીડામાં કમળના ફૂલના કંદને ખાવામાં આવે છે, તેને 'બિસખાદિકા' કહે છે. આ ખેલ સરોવરની પાસે રહેનારાઓમાં પ્રચલિત ઠેકાણે હજી પણ જોવામાં આવે છે. પહેલો વર્ષાદ પડતાં વનમાં ઝાડને જે નવપલ્લવ આવે છે, તે સમયે વનસ્થલીમાં જે રમત રમવામાં આવે છે, તેને 'નવપત્રિકા' કહે છે. આ રમત પાસે રહેનાર વનવાસીઓમાં જોવામાં આવે છે. વાંસની નળી અને વીરોના સિંહનાદને 'ક્ષ્વેડા' કહે છે. જે ખેલમાં વાંસની નળીમાં પાણી ભરી સિંહનાદ કરે છે તેને 'ઉદકક્ષ્વેડિકા' કહે છે. (આ પિચકારી મારવાનો કે ઉરાડવાનો ખેલ નથી.) મધ્ય દેશના લોકોમાં આ રમત જોવામાં આવે છે. તેઓ તેને 'શૃંગક્રીડા' કહે છે. નાના પ્રકારના આલાપ, વિવિધ પ્રકારની ચેષ્ટા, ભાવદર્શનથી જે રમતો

રમાય છે તેને 'પાંચાલક્રીડા'* કહે છે. પાંચાલ દેશની માફક જેવી કે મિથિલમાં રમાય છે તેવી. ફૂલોથી લચેલી શાલ્મલી (શિમળા)ના ઝાડની નીચે—એક જ ઝાડ તળે ફૂલોના ગજરા વગેરેથી જે રમત રમાય છે, તેને (એકશાલ્મલી) કહે છે. વિદર્ભમાં આ જોવાગાં આવે છે. એકઠા મળેલા બે ભાગમાં વહેંચાઈ જઈ કદંબના ફુલથી સામસામી જે મારામારી કરે છે તેને 'કદંબ યુદ્ધ' કહે છે. અહીં કદંબને ખાસ લેવાનું કારણ એ છે કે એનો પ્રહાર કોમળ છે. મારથી શરીરને હાની ન પહોંચવી જોઈએ. લાકડી કે ઈંટથી રમતો રમવી ઉચિત નથી. પૌણ્ડ્ર દેશમાં કોઈ કોઈ સ્થળે આવી રમતો જોવામાં આવે છે. આ રમત નહીં પણ એક પ્રકારની યુદ્ધક્રીડા છે. જે રમતો—પ્રવૃત્તિ પૂર્વથી ચાલી આવે છે—જે પહેલેથી પ્રચલિત છે, જેનું મહત્વ છે, જે ક્રીડાનો ઉદ્દેશ્ય મહાન છે, અને સર્વ દેશોમાં વ્યાપક-પ્રચલિત છે તે, માહિમાની. જે અમુક અમુક દેશમાં જ જોવામાં આવે છે તેને 'દેશ્યા' કહે છે. ઘટા આદિ નાગરકોની ક્રીડા-રમત છે. અને સમસ્યા સર્વ સાધારણ છે. આમાં નાગરકો અને બીજા પણ રમી શકે છે. કારણ કે એમાં નાગરકત્વ-ચાતુર્ય પ્રકટ થાય છે. અર્થાત્ કે નાગરિકતા બતાવવાનો આ ઉત્કૃષ્ટ ઉપાય છે. આને 'સંભૂયક્રીડા' કહે છે. કારણ કે આ સર્વ રમતોમાં નાગરકો દ્રવ્યાદિને ઉપહાર તરીકે આપે છે અને એકઠા મળી રમે છે.

## एकचारिणश्च विभवसामर्थ्याद् ॥ २९ ॥

**એકચારી—એકલો હોય તો પોતાના વૈભવના સામર્થ્યથી સર્વ ક્રીડા કરે—રમતો રમે ॥ ૨૯ ॥**

'નાગરકો ન હોય વા પોતાના+ ભાગ્યદોષથી એકલો—વિચરતો હોય

* સામુદાયિક ક્રીડા પ્રસંગોપાત આમોદ-પ્રમોદ માટે છે. લોકો કહે છે તે નાગરિકોનું કર્તવ્ય છે. આમાં ભ્રાતૃભાવ જાગે છે. મૈત્રી થાય છે. ઉપરાંત તહેવાર ને પર્વનો મહિમા જળવાય છે. 'પાંચાલક્રીડા'માં પશુપક્ષીઓની બોલી, નકલો કરવી, ગળામાંથી વાદ્યના સૂર કાઢવા વગેરે છે. આને પોષક તત્વના અભાવને લીધે એનો લોપ થતો જાય છે.

+ કિંવા નાગરકોનો જો સ્પષ્ટ દોષ જોવામાં આવે તો.

તો પોતાના વૈભવને અનુસાર પોતાના નોકરોની ‘ યક્ષરાત્રિ ’ આદિ તહેવાર ભોગવે—ઉજવે ’.

**गणिकाया नायिकायाश्च सखीभिर्नागरकैश्च सह चरितमेतेन व्याख्यातम् ॥३०॥**

**આ પ્રમાણે ગણિકા અને નાયિકાનું ચારિત્ર પણ દર્શાવ્યું. વિશેષતા એ છે કે નાયિકાની સાથે સખી અને ગણિકાની સાથે નાગરકો હોવા જોઇએ ॥ ૩૦ ॥**

આ પ્રમાણે સ્થાન, ગૃહન્યાસ—નાયકને રહેવાની જગા, વાસ અને નિત્ય નૈમિતિક વિધિ પ્રમાણે ગણિકા અને નાયિકાનું ચરિત જણાવ્યું. એમાં ફેર એટલો છે કે નાયિકા પોતાની રમતોમાં સખિયોને સાથે રાખે અને વેશ્યાની સાથે નાગરક. ( આ પ્રમાણે હોવું જોઈએ ) ( નાગરકને સ્થાને સખીઓ અને વેશ્યાને સ્થાને નાગરક ).

**उपनागरकाणां लक्षणद्वारेण वृत्तमाह—**

**अविभवस्तु शरीरमात्रो मल्लिकाफेनकषायमात्रपरिच्छदः पूज्या-देशादागतः कलासु विचक्षणस्तदुपदेशेन गोष्ठ्यां वेशोचिते च वृत्ते साधयेदात्मानमिति पीठमर्दः ॥ ३१ ॥**

**જેને વૈભવ જેવું કંઈ છે નહિ–ધનહીન હોય, એકલો હોય, જેની પાસે કેવળ મલ્લિકા, ફેનક–સમુદ્રફીણ અને કષાય હોય—પંચકષાય માત્ર જેને ઉપકરણ હોય, પૂજ્ય દેશથી આવ્યો હોય, કળાઓમાં પરમ પ્રવીણ હોય, ( જે ) નાગરિકોની સભા અને ઉત્સવોમાં તથા વેશ્યાઓને તેમને હિતકારી ઉપદેશ આપી પોતાની આજીવિકા ચલાવે તેને પીઠમર્દ કહે છે ॥ ૩૧ ॥**

જે માણસ નિષ્કિંચન કહેતાં ધનહીન છે, સ્રીપુત્રાદિ કોઈ નથી. એકલો છે. યથાસંભવ ધન ઉત્પાદન ન કરી શકવાથી એક જ નોકરને

થઈ દેશભ્રમણ માટે નીકળ્યો છે—મલ્લિકા દંડાસનિકા—શરીરના આધારને માટે પહેલાંના નાગરકાચાર્યોએ સંકેત કર્યો છે તેવી—જણાવેલી મલ્લિકા પીઠની તરફ આસનને માટે (ભ્રામનીય) હાલે છે—ફરે છે—(દંડાસનિકા—ગોળ ફરે તેવી, જે તરફ ઉપદેશ આપવો હોય તેની તરફ મ્હોં થાય. રોકીંગચેર જેવું આસન), જેના પર હાથ રાખીને બેસે છે, જેની વિષય-વાસના મટી નથી—અર્થાત કે પ્રબળ છે, તેથી જે જાંઘો પર મસળવા માટે સમુદ્રફીણ અને કષાય (સુગંધી અનુલેપન) રાખે છે. ઐશ્વર્યમાં જુવો તો જેની પાસે આટલુંજ છે. જે પીડિકાદિ આસનને માટે યોગ્ય નથી, (કારણકે તે માન સૂચક છે) પૂજ્યદેશ—કલાકોવિદો જ્યાં રહે છે તેવા દેશનો તે વતની છે, પરંતુ દેશ જોવાની—દેશભ્રમણની લાલસાથી આવ્યો છે. કળા પ્રયોગમાં કુશળ છે—જેને ગીત, નૃત્યાદિ અને પાંચાલિકી, કળાઓ આવડે છે. (તેવો માણસ) નાગરકોની ગોષ્ઠીમાં અને વેશ્યાઓના સમૂહમાં આચાર્ય બની બેસે તેને 'પીડમર્દ' કહે છે. ઉપદેશ દેવાને તે યોગ્ય અધિકારી છે માટે મલ્લિકા નામનું પીડ આસન—મળ્યું છે—મસળે છે, એથી જ તેનું આચાર્યવૃત કહી શકાય છે.

**भुक्तविभवस्तु गुणवान् सकलत्रो वेशे गोष्ठयां च बहुमतस्तदुपजीवी च विटः ॥ ३२ ॥**

**જેણે સમસ્ત વૈભવો ભોગવી લીધા છે. ગુણી છે, જેની સ્ત્રી હયાત છે, વેશ્યાઓ અને ગોષ્ઠી (નાગરક સભામાં) જેનું માન છે: અને જે એ બન્નેના આશ્રયથી જીવન નિર્વાહ કરે છે તેને 'વિટ'* કહે છે. ॥ ૩૨ ॥**

જુવાનીમાં જેણે નાગરક વૃત્તિ વડે સર્વ પ્રકારના ભોગ ભોગવી લીધા હોય, પણ વિષયોથી જેનું મન વિરક્ત થયું ન હોય. કારણ કે જો આવો પુરુષ વૈભવશાળી હોય તો તો નાગરક કહેવાય. ત્યાંનો જ વતની હોય,

* કલાકોવિદ કિંવા નાયક નાયિકાના સંદેશાને જે પરસ્પર કહે છે—તે વિટ.

અર્થાત્ પરદેશથી આવેલો ન હોય, કારણ કે વૈભવો ભોગવી પરદેશથી આવ્યો હોય તો તેની ગણુતરી પીઠમર્દમાં જ થાય, પહેલાં તો નાગરક હોવાથી નાયકને યોગ્ય સર્વ ગુણ તેનામાં હોય, સ્ત્રીવાળો હોય. સ્ત્રી હોવાને લીધે સ્વદેશ કે ગામને ત્યજી શકતો ન હોય. ઘણા વિષયો પર પોતાનો મત દર્શાવી શકે તેવો—વિશેષ જાણકાર હોવાથી લોકોમાં જેનું માન હોય. બીજી કોઈ વૃત્તિનો આશ્રય ન કરતાં વેશ્યા અને નાગરકોના આધારથી પોતાની આજીવિકા ચલાવતો હોય—નિર્વાહ માટે તેમનો આશ્રિત હોય, અને તેમના પરસ્પર સંદેશને પહોંચાડતો હોય તેને 'વિટ' કહે છે. તાત્પર્ય કે અહીંની વાત ત્યાં ને ત્યાંની વાત અહીં કરનાર પહેલાં વિટ—પ્રીતિ કરે અને પછી તેનો આધાર લઈ જીવિકા ચલાવે.

**एकदेशविद्यस्तु क्रीडनको विश्वास्यश्च विदूषको वैहासिको वा ॥ ३३ ॥**

**જે વિદ્યાના (ગીતાદિ એક પ્રદેશને-ભાગને જાણતો હોય) ને પુરી રીતે ન જાણતો હોય-થોડી થોડી જાણતો હોય તે નાયકનું રમકડું બને છે, અને જો વિશ્વાસપાત્ર હોય તો તેને વિદુષક કહે છે. એનું બીજું નામ વૈહાસિક છે. (હસાવનારો) ॥ ૩૩ ॥**

જે માણુસ ગીતાદિક એક પ્રદેશનો જાણકાર હોય—(સર્વ કળામાં પારંગત ન હોય; થોડી જ જાણતો હોય,) વૈભવ તેનો નષ્ટ થયો હોય—ભોગ ભોગવી લીધા હોય. એકલો હોય (કે) સ્ત્રીવાળો હોય, તે દેશનો રહેવાસી હોય વા બ્હારથી આવેલો હોય, પહેલાંની જીવિકા ખોઈ બેઠો હોય, (પરંતુ) ક્રીડનકારી અને વિશ્વાસપાત્ર હોવો જોઈએ. વેશ્યાઓમાં અને વિશ્વાસપાત્રતાને લઈ તેની હસાવવાની વૃત્તિને લીધે સઘળાનો ભાવ તેના પ્રતિ થાય છે. વેશ્યાને અને નાગરકને પ્રમાદ કરતાં જુવે તો વ્હાલો હોવાને કારણે તેમને ચેતવે છે, આથી તેને વિદુષક કહે છે, તે રમુજી સ્વભાવનો હોવાથી વેશ્યાઓમાં અને ગોષ્ઠીમાં વિવિધ ટીખળથી બધાને

હસાવતો ફરે છે. આથી એને 'વૈહાસિક' પણ કહે છે. આ બન્ને નામે તે ઓળખાય છે.

**एते वेश्यानां नागरकाणां च मन्त्रिणः सन्धिविग्रहनियुक्ताः ॥३४॥**

**આ (લોકો) વેશ્યાઓ અને નાગરિકોમાં લડાઇ અને મેળ કરાવનાર મંત્રી જેવા હોય છે ॥ ૩૪ ॥**

આ સર્વ–પીઠમર્દ, વિટ અને વિદુષક–નાગરકોની સમીપ રહે છે. તેથી તેમને ઉપનાગર કહે છે. સંધિ અને વિગ્રહ કાર્યમાં નિયુક્ત હોવાથી મંત્રી જેવા છે. મંત્રીનું કામ સામાન્ય નથી. સંધિ–વિગ્રહ–લડાઈ કરાવવાનું અને મેળ કરાવવાનું જ્ઞાન જરૂરી છે. આ કાર્યમાં તેમની સાધુતા ને દક્ષતાને લઈ તેમને સંધિ–વિગ્રહિક કહે છે. દેશ, કાળ અને કાર્યની અપેક્ષા વડે સંધિવિગ્રહરૂપ પ્રધાન કાર્ય ને જ્ઞાનથી નિશ્ચિત કરી તેને તે કામમાં લગાડે છે. આથી કરીને તેઓનું જ્ઞાનકર્મ સંધિવિગ્રહ કહેવાય છે.

**तैर्भिक्षुक्यः कलाविदग्धा मुण्डा वृषल्यो वृद्धगणिकाश्च व्याख्याताः ॥ ३५ ॥**

**આ પ્રમાણે સંધિવિગ્રહ કળાઓનાં નિપુણ ભિક્ષુકી, વિધવા, વંધ્યા અને વૃદ્ધ વેશ્યાઓ પણ (મૈત્રીત્વથી પોતાનો નિર્વાહ કરે) પણ કરે એમ દર્શાવ્યું ॥ ૩૫ ॥**

તે વડે એટલે ઉભય ગુણ વડે–બન્ને ગુણમાં નિપુણ, એવી ભિક્ષુકા–ભિક્ષુકની સ્ત્રી, મુંડા–મુંડનગુણયુક્તા–હજામની સ્ત્રી, વાંઝણી અને વૃદ્ધ વેશ્યાઓ. સંધિ અને વિગ્રહના કામમાં લગાડવી જેમ નાગરકો પાઠાદિ, વિટ અને વિદુષક છે, તેમ આ સ્ત્રીઓ પણ તેવા કાર્યને યોગ્ય છે. અહીં 'કલાવિદગ્ધા' એ શબ્દ ચારેની સાથે જોઈએ. આવી સ્ત્રીઓમાંથી જે સંધિવિગ્રહને માટે જાય છે–કુટ્ટન કરે છે તેને કુટ્ટિની * કહે છે.

---

* કુટ્ટનીનો ખરો અર્થ જુદો જ છે. कुटयती छिनत्ति नाशयति स्त्रीणां शीलमनयेति कुट्टनी "णिनि कुट्टिनी इत्यपिरुपम" इति वाचस्पत्यकोशे । અર્થાત્ કે જે સ્ત્રી બીજી સ્ત્રીના શીલનો અન્ય દ્વારા નાશ કરાવે છે તે. કિંવા રૂપમતિઓને છૈલાઓ પ્રાપ્ત કરી આપી પોતાની આજીવિકા ચલાવે છે તે.

यात्रावशाद्ग्रामवासिनो वृत्तमाह—

ग्रामवासी च सजातान्विचक्षणान्कौतूहलिकान्प्रोत्साह्य; नागरकजनस्य वृत्तं वर्णयञ्छ्रद्धां च जनयंस्तदेवानुकुर्वीत, गोष्ठीश्च प्रवर्तयेत्, सङ्गत्या जनमनुरञ्जयेत्, कर्मसु च साहाय्येन चानुगृह्णीयाद्, उपकारयेच्चेति नागरकवृत्तम् ॥ ३६ ॥

આત્મવશ ગ્રામવાસી પુરુષોનાં વૃત્ત (કર્તવ્ય) કથીએ છીએ. ગામડામાં રહેનારાઓએ, સમાન જાતિના ચતુર અને કુતૂહલી પુરુષોને ઉત્સાહિત કરી, નાગરિકોનાં વૃત્ત-કર્તવ્યોનું વર્ણન કરી, શ્રદ્ધા કરાવી એમનું ( નાગરિકોનું ) અનુકરણ કરાવે. અને ગોષ્ઠીમાં તેમને પ્રવૃત્ત કરે. તેમની સંગતિ—સાથ કરી તેમનું મનોરંજન કરે. દરેક કાર્યમાં સહાય આપી તેમને અનુગૃહિત કરે, ઉપકાર કરે—નાગરકોનું વૃત્ત પુરૂં થયું ॥ ૩૬ ॥

ગામડામાં રહેનારે પોતાની સમાન—બરાબર જાતિના માણસો જેને નાગરક વૃત્તને માટે કુતૂહલ હોય—તેવાને નાગરિકોના ચરિત્ર સંભળાવી ઉત્સાહિત કરવા. શી રીતે? તે કહે છે. વૃત્તવર્ણનથી અર્થાત્ કે અમુક નગરમાં અમુક ગોત્રના—ફલાણા કુટુંબના માણસોનું સંસારને ચકિત કરી નાંખે તેવું ચરિત્ર સંભળાય છે. આપે પણ તેમ કરવું યોગ્ય છે. આપ પણ ચતુર છો—ઉતરો એમ નથી. આપ પણ તેનું અનુકરણ કરો. જીવનની મોજ એમાં છે, આ પ્રમાણે શ્રદ્ધા ઉત્પન્ન કરી જાત્રા—મેળો ભરાવરાવે અને નાગરિકોને બોલાવી તેમની સાથે મિત્રતાથી લોકોને પ્રસન્ન કરે. યાત્રા કે ઉત્સવમાં ગામના લોકોને તેમાં લઈ જાય અને આ પ્રમાણે અરસપરસ પ્રેમની વૃદ્ધિ કરે—એકમેકને યોગ્ય સહાય કરી મૈત્રીભાવ પેદા કરે.

तत्र चैषां काव्यसमस्याः कलासमस्याश्चेत्युक्तम्, तत्रविशेषमाह भवन्ति चात्र श्लोकाः—

नात्यन्तं संस्कृतेनैव नात्यन्तं देशभाषया । कथा गोष्ठीषु कथयँल्लोके भवेत् ॥ ३७ ॥

ત્યાં (ગોષ્ઠીમાં) કાવ્ય સમસ્યા અને કળા સમસ્યા તો થવાની જ. એ તો કહેવામાં આવ્યું છે. પણ એમાં જે કંઇ વિશેષતા છે—ખાસ છે તે સંબંધી કહેવામાં આવ્યું છે. (તે માટે તો) આ શ્લોક છે.

(સભામાં) કેવળ સંસ્કૃતમાં કે કેવળ દેશી ભાષામાં કથા કહેવામાં આવે તો લોકો બહુ મત થાય છે. અર્થાત્ કે લોકોમાં તેમ કરવું માન્ય થતું નથી ॥ ૩૭ ॥

આનું કારણ એ છે કે કોઈને સંસ્કૃત આવડે અને કોઈને ન આવડે. જાણનાર તે સમજે, ન જાણનારને મજા ન આવે. જો કેવળ દેશી ભાષામાં કહેવામાં આવે તો લોકો એમ સમજે કે આ માણસ ચતુર નથી. આથી ન તો કેવળ સંસ્કૃતમાં * કે ન તો કેવળ દેશી ભાષામાં કથા કહેવી, પરંતુ સુશિક્ષિત અને સામાન્ય માણસ પ્રસન્ન થાય તેમ કરવું. કથા એટલે કાવ્ય અને કળા વિષેની ચર્ચા.

या गोष्ठी लोकविद्विष्टा या च स्वैरविसर्पिणी ।
परहिंसाऽऽत्मिका या च न तामवतरेद् बुधः ॥ ३८ ॥

જે ગોષ્ઠીનો (સભાનો) લોકો વિદ્વેષ કરતા હોય, જેનો કાર્યક્રમ મનમાન્યો હોય, જેનો ઉદ્દેશ બીજાને હાની પહોંચાડવાનો હોય એવી ગોષ્ઠીમાં બુદ્ધિમાનોએ ન જવું ॥ ૩૮ ॥

જો પોતે ગોષ્ઠી પ્રવૃત્ત ન કરી શકે, (જો સભા કે મેળો પોતે ન કરાવી શકે તો ) બીજાઓની ગોષ્ઠીમાં જવું પણ ખબરદારી એટલી રાખવી

---

* આ પરથી એમ અનુમાન થઈ શકે છે. વાત્સ્યાયનના સમયમાં શિક્ષિતો સંસ્કૃત અને સાધારણ પ્રાકૃત ભાષા બોલતા હશે.

કે એને (એ સભાને) લોકો સંમત ન હોય—લોકોનો ટેકો ન હોય, સ્વતંત્ર રીતે તે ન થઈ હોય, નિયમ રહિત અને નિરંકુશ હોય, બીજાને હાની ને નુકશાન કરવાનો હેતુ હોય તો તેવી ગોષ્ઠીમાં બુદ્ધિમાનોએ ન જવું. કારણ કે એવી જાત્રા—મેળામાં જવું એ મૂર્ખોનું કામ છે.

**लोकाचेत्तानुवर्तिन्या क्रीडामात्रैककार्यया ।**
**गोष्ठया सह चरन्विद्वांल्लोके सिद्धिं नियच्छति ॥३९॥**

**લોકોના ચિત્તને અનુસાર ચાલે તેવી, જેનું પ્રયોજન ખેલ કે મનોરંજન હોય, એવી ગોષ્ઠીમાં જનાર મનુષ્ય પરમસિદ્ધિને પ્રાપ્ત કરે છે. ॥ ૩૯ ॥**

જે ગોષ્ઠીનો ઉદ્દેશ લોકોના ચિત્તને આનંદ આપવાનો છે, એવી સભામાં ખેલાડીઓ લોકસિદ્ધ થાય છે. એટલું જ નહિ પણ સ્ત્રીસિદ્ધ થાય છે. જો પોતાને ગોષ્ઠી ચલાવવી હોય, મેળો કે જાત્રા શરૂ કરવી હોય તો તેનો પણ આજ વિધિ છે. તેની પણ આજ રીત છે.

**इति श्रीवात्स्यायनीय कामसूत्रे साधारणे प्रथमेऽधिकरणे नागरक वृत्त चतुर्थोऽध्यायः ॥ ४ ॥**

કામસૂત્રના ચોથા અધ્યાયની અમૃતલાલતનુજ રમણિકલાલપ્રણીત તાત્પર્યવ્યંજની નામની ગુર્જર ટીકા સમાપ્ત.

# पञ्चमोऽध्यायः ।

## नायकसहाय दूतिकर्म विमर्शः

## નાયક, નાયિકા, દૂત–દૂતી અને મિત્રોના પ્રકાર.

ગાર્હસ્થ્યધર્મના અવલંબન માટે—ગૃહસ્થાઈ પાળવા માટે તેને મદદ કરે તેવા સહાયકો, વિટ, પીઠમર્દ વિદૂષક અને દૂતીને મોકલવાનું વગેરે આગળ કહેવામાં આવ્યું. હવે સવાલ એ છે કે કયા નાયકે, કેવી નાયિકા સાથે ગૃહસ્થાઈ માંડી નાગરકવૃત્તને ઉત્તમ રીતે પાળવું? અર્થાત્ કે નાયક કોણ? નાયિકા કોણ? રસિકતાથી ગૃહસ્થાઈ ચલાવવામાં સહાય કોણ હોય છે? દૂત અને દૂતીયોનું કર્મ–કર્તવ્ય–કામ શું છે? આ પ્રકરણમાં એ સર્વનું નિરૂપણ કરીશું. આથી આ અધ્યાયનું નામ–પ્રકરણનું નામ, નાયક સહાય દૂતકર્મવિમર્શ—નાયક, નાયિકા, દૂત અને દૂતીના કામ—રાખવામાં આવ્યું છે.

આમાં ઘણી બાબતો કહેવાની છે. એથી પહેલાં નાયિકાનો વિચાર કરીએ છીએ. કારણ કે એ ફલભૂત (ફળને આપવાવાળી) છે અને એનું નિરૂપણ કરવા માટે બીજાં અનેક કારણો છે.

**नायकसहायदूतकर्मविमर्शः—**

**कामश्चतुर्षु वर्णेषु सवर्णतः शास्त्रतश्चानन्यपूर्वायां प्रयुज्यमानः पुत्रीयो यशस्यो लौकिकश्च भवति ॥ १ ॥**

**ચાર વર્ણોમાં, સમાન વર્ણની અક્ષતયોની સ્ત્રી સાથે શાસ્ત્રાનુસાર પ્રવૃત્ત થવાથી—લગ્ન ઔરસ પુત્ર અને યશનું કારણ છે. (શાસ્ત્રાનુસાર લગ્ન કરવાથી ઉત્તરાધિકારી પુત્ર અને યશ પ્રાપ્ત થાય છે) (આવો સંબંધ) લોકોથી છુપાવવા જેવો, અપવિત્ર સંબંધ નથી. પણ લોકાચારને અનુકૂળ છે. ॥ ૧ ॥***

---

* વિવાહ સવર્ણા સ્ત્રી સાથે કરવો એમ વાત્સ્યાયન મુનિનું કથન છે. વા તે

સવર્ણ—" પોતાની વર્ણનો. બ્રાહ્મણનો બ્રાહ્મણ સાથે, શુદ્રનો શુદ્ર સાથે, શાસ્ત્રમાં જે વર્ણવ્યવસ્થા કહી છે તે પ્રમાણે. એક વર્ણનો બીજા વર્ણ સાથે નહીં. અનન્યપૂર્વા, જેનો યોગ બીજા કોઈની સાથે થયો નથી એવી અક્ષતયોની સ્ત્રી. એની સાથે સબંધ થાય તો તે ઉત્તમ છે. કારણ કે એમાં કામતૃપ્તિ ' પુત્રીય ' એટલે ઓરસ-ઉત્તરાધિકારી પુત્રના નિમિત્તથી છે. શાસ્ત્રમાં કહ્યું છે કે જે દ્વિજ પોતાના ક્ષેત્રમાં સંસ્કારપૂર્વક વરેલી સ્ત્રીથી પુત્ર ઉત્પન્ન કરે તેને ઓરસ પુત્ર કહે છે. આ પહેલો પુત્ર છે." આ શ્લોકમાં સ્વક્ષેત્રનો અર્થ સ્વવર્ણ છે. આવા પ્રકારનો કામ 'યશસ્ય' એટલે યશને આપવાવાળો છે. જો કે અહીં ' કામ ' શબ્દનો અર્થ સંયોગ

---

ઈષ્ટ છે. આપણો પ્રાચીન ઇતિહાસ જોતાં જણાય છે કે બ્રાહ્મણ પોતાના વર્ણની તેમજ ઇતર ત્રણ વર્ણમાંની કન્યા ગ્રહણ કરી શકતા હતા. ક્ષત્રિય—ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રની કન્યા વરી શકતા હતા. વૈશ્ય—વૈશ્યની ને શૂદ્રની. ફક્ત શૂદ્રને તેનાથી ઉત્તમ વર્ણની કન્યા ગ્રહણ કરવાનો અધિકાર ન હતો. વર્ણો વર્ણોમાં આંતર લગ્ન થતાં હતાં. તે વિષયમાં " બ્રાહ્મણોને પ્રશ્ન ' એ નામનું લઘુ પુસ્તક જુવો. પંચશાયક નામક કામશાસ્ત્રના ગ્રંથમાં વિવાહભેદ આ પ્રમાણે વર્ણવ્યા છેઃ—

चातुर्वर्ण्यसमाहिता मुनिवरैरष्टौ विवाहाः स्त्रियो ।
ब्राह्मो दैवतकस्ततोनिगदितौ गान्धर्व पैशाचको ॥
आर्षो राक्षसकस्तथाऽऽसुरइति ख्यातोऽपरश्चाष्टमः ।
प्राजापत्यसमाभिधः पृथगमी प्रोक्ता मया नामतः ॥ ९ ॥

पञ्चसायक ४. सा. ९ श्लोक.

વર્ણસંમત આઠ પ્રકારના લગ્ન મુનીઓએ કહ્યા છેઃ બ્રાહ્મ, (૧), દૈવતક (૨), ગાંધર્વ (૩), પૈશાચ (૪), આર્ષ (૫), રાક્ષસક (૬), આસુર (૭), પ્રાજાપત્ય (૮). આ આઠ ભેદોમાંથી, દેવતા સંબંધી આર્ષ, પ્રજાપતિ સંબંધી બ્રાહ્મ એ બ્રાહ્મણને માટે વિહિત છે. ગાંધર્વ અને રાક્ષસ ક્ષત્રિયો માટે વિહિત છે; આસુર વિવાહ શુદ્રોને વિહિત છે. શ્રી મનુ મહારાજ કહે છે કેઃ सवर्णाग्र द्विजातीनां प्रशस्ता दारकर्मणि (म. स्मृ. अ. ३ श्लो. १२ ) દ્વિજોમાં પ્રથમ સ્વવર્ણા સાથે લગ્ન કરવું એ પ્રશસ્ત છે. વિષય એટલો ગંભીર છે કે સ્વતંત્ર ચર્ચા આવશ્યક છે.

નથી તો પણ ગૌણવૃત્તિથી એ અર્થ સંભવે છે. કામ તો પતિપત્નીના સંયોગ પહેલાં હોતો નથી. છતાં 'સંયોગ' અને 'કામ' પર્યાય શબ્દ બને છે. લૌકિક એટલે લોકપ્રસિદ્ધ—લોકાચારથી વિરૂદ્ધ નહિં, લોકમાં પ્રચલિત—લોકવ્યવહારની બ્હાર નહિ.

## तद्विपरीत उत्तमवर्णासु परपरिगृहीतासु च प्रतिषिद्धः ॥ २ ॥

**પોતાથી ઉત્તમ વર્ણની સ્ત્રી સાથે (સંયોગ—કામેચ્છા) (શાસ્ત્રથી કહેલ વિધિથી) વિપરીત છે. તે જ પ્રમાણે અન્યની પરણેલી સ્ત્રી ચાહે તે સવર્ણા હો યા ન હો—તેની સાથે પણ સંયોગ-સર્વથા વિપરીત અને નિષિદ્ધ છે. પોતાનાથી બીજી વર્ણની સ્ત્રી અને તેમાં પણ પતિતા સાથે (એવો સંબંધ) નિષિદ્ધ છે. પરંતુ, વેશ્યા અને પુનર્ભૂમાં વિહિત પણ નથી તેમ નિષિદ્ધ પણ નથી, કારણ કે તેમની સાથે (સંયોગ) કેવળ સુખને માટે છે. ॥ ૨ ॥**

કામપ્રવૃત્તિના બે પ્રકાર માનેલા છે. (૧) પુત્રપ્રાપ્તિ અને (૨) સુખપ્રાપ્તિ. તેમાં આગલા સૂત્રમાં કહ્યું તેમ પોતાના વર્ણની અનન્યપુર્ણા સાથે લગ્ન કરવાથી એ બન્ને સાધી શકાય છે. અન્ય ઉત્તમ વર્ણમાં—પોતાથી ઉત્તમ વર્ણની કન્યા સાથે ઉત્તમ વર્ણનાં લગ્ન થાય તો. જેમ કે ક્ષત્રિય બ્રાહ્મણમાં, વૈશ્ય, બ્રાહ્મણ અને ક્ષત્રિયમાં, અને શુદ્ર, જો તે બ્રાહ્મણ ક્ષત્રિય કે વૈશ્યમાં લગ્ન થાય તો તે વિપરીત અને પ્રતિવિદ્ધ છે. બીજાને પરણેલી સ્ત્રી પોતાના વર્ણની હોય, તો પણ તેમાં કામેચ્છા એ ઉપર જણાવેલાં બન્ને પ્રકારના સુખને માટે અસંભવ છે. એથી પુત્રલાભ (ઔરસ પુત્ર—હકદાર) પણ નથી મેળવી શકાતો તેમ યશ પણ પ્રાપ્ત નથી થતો પોતાનાથી ઉતરતી વર્ણની સાથે, કે પોતાનાથી ઉતરતી જાતિથી બહિષ્કૃતમાં લગ્નસબંધ સુખને માટે છે. બ્રાહ્મણથી ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર ઉતરતા છે. ક્ષત્રિયથી વૈશ્ય અને શુદ્ર, વૈશ્યથી ઉતરતા શુદ્ર છે. શુદ્રમ તો એક જ જાતિ છે. બહિષ્કૃત—બહાર કાઢેલા. એટલો એનો અર્થ એ છે કે જેનું ભોજપાત્ર સાધારણ સંસ્કાર શુદ્ધ નહીં પણ અગ્નિસંસ્કારથી

શુદ્ધ કરવું પડે છે તેવા. કહ્યું છે કે "બ્રાહ્મણ, બ્રાહ્મણની, ક્ષત્રિયની અને શુદ્રની કન્યા ગ્રહણ કરે, ક્ષત્રિય,—ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્રની, વૈશ્ય,—વૈશ્ય અને શુદ્રની, શુદ્ર-શુદ્રની કન્યા ગ્રહણ કરે. (મનુ. ૩–૧૩) આમાંથી જાતિ બહાર કર્યાં હોય તેવાની કન્યાઓ પણ ભાર્યા થઈ શકે છે.

જેનો વિવાહ થઈ ગયેલો છે—જેને ભાર્યારૂપે ગ્રહણ કરવામાં આવી છે—તે અક્ષતયોની વિધવા (ઋતુમતિ થયા પછી) ઈંદ્રિય દમન કરવાને અશક્ત હોય ને તે કોઇની સ્ત્રી બની બેસે તો તેને પુનર્ભૂ કહેવામાં આવે છે. આવી પ્રકારની સ્ત્રીનો સ્વીકાર કરવો એ વિહિત કાર્ય નથી તેમ એવી કામાતુરાનો નિષેધ પણ નથી. આ પ્રમાણે વેશ્યા. આવા પ્રકારની સ્ત્રીઓમાં કામપ્રવૃત્તિ શાસ્ત્રમાં કહી નથી એટલે અને નિષિદ્ધ પણ નથી. "પ્રતિગૃહાપિ ન પ્રતિષિદ્ધ." એટલે પરિગ્રહણને યોગ્ય નિષિદ્ધનો વિષય નથી. કેવળ સુખને માટે વિધવાનો પરિગ્રહ કરી શકાય છે. નિરાબાધ કામલાલસાની તૃપ્તિ માટે એમ કરવાનું જણાવ્યું છે. વેશ્યા સબંધમાં પણ તેમજ સમજી લેવું. વિષય સુખને માટે આવી પ્રવૃત્તિ જણાવી છે. આવા સંયોગથી જે સંતાન થાય તે ઔરસ સંતાન નથી કહેવાતું. કારણ કે તેને કર્તવ્ય કર્મનો અધિકાર નથી. પુનર્ભૂ અને વેશ્યાથી આવા પુત્રની પ્રાપ્તિ શકય નથી. એથી બે ફળની આશા (પુત્ર અને યશ) શકય નથી.

**ત્રણ પ્રકારની નાયિકાઓ**

**तत्र नायिकास्तिस्रः कन्या पूनर्भूवेश्या च ॥ ३ ॥**

**નાયિકા ત્રણ પ્રકારની હોય છે (૧) કન્યા (અવિવાહિતા) (૨) વિધવા (૩) વેશ્યા. ॥ ૩ ॥**

ફળ પ્રમાણે (પુત્રફળા અને સુખફળા) નાયિકાના ત્રણ પ્રકાર છે. કન્યા, પુનર્ભૂ, અને વેશ્યા. કન્યાના બે પ્રકાર છે (૧) પુત્રફળા (૨) સુખફળા. એમાં શ્રેષ્ઠ તો આગળ કહ્યું તેમ સવર્ણ અનન્યપૂર્વા કન્યા છે—પોતાની જાતિની ઔરસપુત્ર આપે તેવી-ઉતરતા વર્ણની બીજી તે

ઉતરતી છે, અને એનાથી પણ ઉતરતી પુનર્ભૂ છે. એટલું તો અવશ્ય છે કે એનો સ્વીકાર કરીએ તો પણ તે પહેલાં બીજાની થઈ ચૂકેલી છે. આ ભાર્યાધિકરણના બીજા અધ્યાયમાં જણાવીશું. અક્ષતયોનિ અવસ્થામાં જે વિધવા થઈ છે, તે અંશતઃ નાયિકા થવાને યોગ્યતાવાળી કહી શકાય. આ સંબંધમાં કહેવામાં આવ્યું છે કે, "જે અક્ષતયોનિ વિધવા છે તે શાસ્ત્રાનુસારે વિવાહિત થાય તો તેને પુનર્ભૂ કહે છે* એનાથી જે સંતાન

---

* રસ મિમાંસકોએ, અલંકારિકોએ કાવ્યરસ વર્ણન કરતાં નાયિકાના ભેદ જુદી જુદી રીતે કથન કર્યા છે. કાવ્યનો તે વિષય હોવાથી કાવ્યાલંકારના ગ્રંથોમાં તેનું વિશદ વર્ણન છે. સાહિત્યદર્પણ, ભાષાભુષણ, રસમંજરી, બિહારી સતશઈ, મદનવિલાસ ગુજરાતીમાં રસશાસ્ત્રમાં નાયિકા ભેદ અને અલંકારનું વર્ણન છે. 'સાહિત્ય દર્પણ' સંસ્કૃતમાં અલંકારનો લોકમાન્ય ગ્રંથ છે. 'રસશાસ્ત્ર' ગુજરાતીમાં. બાકીના હિંદી, વૃજ ભાષાના ઉત્તમ ગ્રંથો છે. લોચન કવિ 'મદનવિલાસ'માં નાયિકાનું લક્ષણ આ પ્રમાણે આપે છે.

**જાકે દેખે વા સુને હોય હૃદયમાં પ્રીતિ ।**
**નાહીં સો સબ નાયિકા કહત સુકવિ કુલરીતિ ॥**

કવિવર વિશ્વનાથ 'સાહિત્ય દર્પણ'માં નાયિકાના ત્રણ ભેદ કહે છે.

अथ नायिका त्रिविधा स्वान्या साधारणी स्त्रीति (સા. द. ૫. ३. का. ६८)

અર્થાત્ કે (૧) સ્વકીયા, (૨) પરકીયા, (૩) સામાન્યા. આના પુનઃ ત્રણ ભેદ (૧) મુગ્ધા; (૨) મધ્યા, (૩) પ્રગલ્ભા–પ્રૌઢા. આમાં પણ મુગ્ધાના પાંચ ભેદ છે. યથાઃ

**મુગ્ધા પાંચ પ્રકાર, ૧ વયસંધિ અરૂ ૨ નવલવધુ;**
**૩ નવ જોબના વિચાર, ૪ નવલ અનંગા, ૫ સલજ રતિ.**

મધ્યાનું લક્ષણ કોઈ આમ પણ આપે છે:—" मध्याप्त यौवनानङ्गा मोहान्तः सुरत क्षमा । મધ્યાના પુનઃ ચાર ભેદ કવિવર વિશ્વનાથ સાહિત્ય દર્પણમાં આ પ્રમાણે આપે છે.

मध्या विचित्रसुरता प्ररुढस्मरयौवना ।
ईषत् प्रगल्भवचना मध्यम् व्रीडितामता ॥ (सा. द. ५. ३. का. ७२)

થાય તેને 'પૌનર્ભવ' કહે છે, આના કરતાં ઉતરતા દરજ્જાની નાયિકા

પ્રગલ્ભાના ભેદ:—

स्मरान्धा गाढतारुण्या समस्तरसकोविदा ।
भावोन्नता दरव्रीडा प्रगल्भा क्रान्तनायका ॥ (सा. द. ५. ३. का. ७३)

બીજા પ્રકારથી, ધીરા, અધીરા અને ધીરાધીરા, એ પ્રમાણે મધ્યા અને પ્રૌઢાના ભેદ છે.

કવિવર વિશ્વનાથ કહે છે કે:—

मध्या प्रगल्भयोर्भेदास्तस्माद्द्वादशकीर्तिता ।
मुग्धा वेकैव तेनस्यु स्वीयाभेदास्त्रयोदश ॥ ८० ॥
परकीया द्विधा प्रोक्ता परोढा कन्यका तथा ॥ ८१ ॥

લોચન કવિ કહે છે કે:

સ્વકીયા કે તેરહ (૧૩) પરકીયા કે દોય (૨) જાન,
સામાન્યા કો એક (૧) ભેદ ષોડશ (૧૬) બખાનિયે ।
એક પ્રતિ સોરહ યે આઠ (૮) અવસ્થાન કી,
એકસો અઠાઈશ (૧૨૮) કો જોડ જીય જાનિયે ॥
ઉત્તમ ઔ મધ્યમ અધમ તીન (૩) તિગુની કે,
તીનસો ચોરાશી (૩૮૪) કી ગિનતી ઉર આનિયે ।
દિવ્યા સો અદિવ્યા, દિવ્યા દિવ્યા તીન (૩) તિગુનીક,
ગ્યારસો બાવન (૧૧૫૨) જો ભેદ પહિચાનિયે ॥

આમાં અવસ્થા પ્રમાણે નાયિકાના આઠ ભેદ (૧) સ્વાધીન ભર્તૃકા, (૨) ખંડિતા, (૩) અભિસારિકા, (૪) કલહાન્તરિતા, (૫) વિપ્રલબ્ધા, (૬) પ્રોષિત ભર્તૃકા, (૭) વાસક સજ્જા, (૮) વિરહોત્કંઠિકા. આમાં જો જાતિની ચાર. પદ્મની, હસ્તની વગેરે અને દેશ પ્રમાણે ભેદ પાડે તો અનેકવિધ ભેદ થાય.

કેટલાંક દૃષ્ટાંત રસિકોને માટે રજુ કરીએ છીએ.

અમૃશતકમાંથી સ્વ. સાક્ષરમણિ કેશવલાલ ધ્રુવનો 'अहं तेनाहूता'નો અનુવાદ.

અરે ! ઓરાં આવો, 'કંઈ કહું' કહી તેડી મુજને,
પિયૂડે એકાંતે; હું પણ ગઈ ભોળે દિલ કને;

વેશ્યા છે, કારણ કે તે સામાન્ય લોકના પરિભોગની વસ્તુ છે.

તહિં કાને કાંઈ, ગણુગણી જ સુંઘી મુખ બળે,
સહી સ્હાઈ કેશે, અધર રસ પીધો જ રસિવે.

નાયિકા મુગ્ધા અને નાયક અનુકુળ છે.

મુગ્ધા અંકુરિત યૌવનાનું દૃષ્ટાંત મહાકવિ બિહારી કહે છે:—

છુટી ન સિસુતાકી ઝલક, ઝલકયો જોબન અંગ,
દીપતિ દેહ દુહૂન મિલિ, દિપતિ તાફતા રંગ.

સખીનું નાયક પ્રત્યે કથન છે. હજી શિશુતાની ચમક છૂટી નથી ત્યાં યૌવનની ચમક આવી. આ બન્નેના મેળથી નાયિકાની દેહદ્યુતિ ધુપછાંવના વસ્ત્રના જેવી ચમકી ઊઠી છે. વયસંધિનું આ ઉઠાવદાર વર્ણન છે.

રતિકોવિદાનું દૃષ્ટાંત કવિવર લોચન આ પ્રમાણે આપે છે:—

કેતિકે મંદિર કાન્હર કે સંગ કામ કલાનિકે કૌતુક સાજે ।
અંક ભરે મસકે સસકે રતિરંગ કરૈ અતિહી છબિ છાજૈ ।।
લોચન નૂપુર પાયનમેં કટિ ઉપર હી રસના રસ રાજૈ ।
આજ કી રૈન વિજૈ ધુનિ કો અલિમૈન મહીપ કી નૌબત બાજૈ ।।

મદનવિલાસ.

મધ્યા સ્વાધીનપતિકા. અમરૂશતકમાં.

“ कान्ततल्पमुपागते ” નો અનુવાદ.

આવતાં પિયુ પાસ અંબર તણી ગ્રંથી વછુટી ગઈ,
ને ઢીલી રસના શું સ્હેજ જઘને સાડી ઝલાઈ રહી;
જાણું, હું સખી! એટલું; પણ થતાં સંસ્પર્શ તેનો તહીં,
‘કો આ? કો હુંય, કેવી કેલિ?’ ન મને તે યાદ બ્હેની કંઈ.

ખંડિતા.

આવી, આવી, બળે ચુમે મુખ; ન શું નિર્લજ્જ! લજ્જા તને,
રે! રે! પાલવ છોડ! ધૂર્ત! શપથે શાને મને તું ઠગે?
જાગી, જાગી હું થાકી છેક, તુજથી જા તેજ પ્યારી કને,
ક્યાંથી કેંકી દીધેલ શુષ્ક સ્રગમાં હોયે પ્રીતિ ભૃંગને.

શૃંગારતિલક

રા. તનમનીશંકર લ. શિવકૂવ ‘શૃંગાર ત્રિવેણી’

**પરકીયા નાયિકા.**

ઇન દુખિયાં અંખિયાનિકો સુખ સિરજ્યૌહી નાંઇ ।
દેખૈ બનૈ ન દેખતેં અન દેખે અકુલાંઈ ॥

નાયિકા સખીને કહે છે કે, વિધાતાએ આ આંખને માટે સુખ સરજ્યું નથી. લોકલજ્જાને લીધે જોવાનું બનતું નથી. જોયા વગર અકળાય છે.

' માં, માં, મૂક ' કહી ભવા મરડતાં ભાવે ભુજે ભીડીને,
હસ્તાગે તરછોડતાં ય અધરે દંતે પીડી પીડીને;
વામા ચશ્ચશ ચૂમી નેન મીંચતી, સીત્કાર સાથે બળે,
પામ્યા તેજ સુધા, મથ્યો અવરથા, દુગ્ધોદધિ દેવલે.

**મધ્યા ખંડિતા નાયિકાઓ**-છણકાથી વારવા છતાં અધર ને નાયક દાંતના ખૂબ ડંખ બેસારી, ચશ્મશ ચુમે છે. દુગ્ધોદધિ—ક્ષીરસાગર અહીં વાત્સ્યાયન સૂત્રમાં કથેલો બિંદુમાલા નામના અધરખંડનો પ્રકાર છે.

દેશ પ્રમાણે નાયિકા ભેદ કામરસિકો પાડે છે. તેનાં બે ઉદાહરણ 'પંચશાયક'-માંથી આપીએ છીએ.

कुवलयदलवर्णा चारुताटङ्ककर्णा
चकित हरिणनेत्रा फुल्लराजीववक्त्रा ।
लघुनिधुवन रक्ताऽकष्ट संभोगसक्ता
सुललित गतिरेषा गुर्जरी चारुवेषा ॥

કુવલયના દલની સમાન કાંતિવાળી, સુંદર કર્ણ ફુલોને ચાહવાવાળી, ચંચળ હરિણી સમાન દૃષ્ટિવાળી, પ્રફુલ્લ કમળના જેવા હસતા વદનવાળી—પ્રસન્નમુખી, અલ્પ સમયના મૈથુનથી તૃપ્ત થવાવાળી, સહજ સંભોગમાં આસક્ત થવાવાળી સુંદર ગતિ છે જેની—સુંદર ચાલવાળી, સુંદર વેશપરિધાન કરનારી ગુજરાતની સ્ત્રીઓ હોય છે.

करतलहति तुष्टा बाह्यसंभोग हृष्टा,
चिरनिधुवनसाध्या मालवी धूर्त वाक्या ।

सुखयति सुखवेगा व्यञ्जितानङ्ग रागा
चपल पिशुन शीला स्यादियं चौलबाला ॥

હાથના પ્રહારથી સંતુષ્ઠ થવાવાળી તથા બાહ્ય સંભોગ અર્થાત્ કે નખક્ષત, દંતક્ષત અને અંગ પ્રત્યંગમાં કર સ્પર્શ વડે આનંદ પ્રાપ્ત કરનારી મૈથુનમાં અધિક સમય બગાડવાવાળી ધૂર્ત બોલનારી માળવાની સ્ત્રીઓ હોય છે.

સંભોગ સમયે મધ્યવેગથી સુખ દેનારી, પોતે જ કામચેષ્ટાઓને પ્રકટ કરવાવાળી, ચંચળ જેનું મન છે અને પિશુન પ્રકૃતિવાળી ચોલ દેશની સ્ત્રીઓ હોય છે.

કાવ્યના નંદનવનમાં વિહરવા વિચાર નથી, પરંતુ, એક બે વધુ દષ્ટાંત આપી વિરમીએ છીએ.

धन्यासि या कथयसि प्रियसङ्गमेऽपि
विश्रब्ध चाटुक शतानि रतान्तरेषु ।
नीवीं प्रात प्रणिहिते तुकरे प्रियेण
सख्य शपामि यदि किञ्चिदपि स्मरामि ॥

સંસ્કૃત ભાષામાં જે થોડી સ્ત્રી કવિયો થઈ ગઈ છે તેમાં વિજ્જકા (વિજ્યાકાં) પણ એક છે. કવિવર કાલીદાસ પછી વિદર્ભગિરા—એક જાતની લલિત શૈલી—પર તેણીનું પ્રભુવત્વ હતું. તેનો આ શ્લોક છે.

તમને ધન્ય છે કે પ્રિયતમની સાથે રમણ કરતાં અનેક મર્માળી મીઠી વાતો કર્યા કરો છો. હું તો સોગન ખાઈને કહું છું કે જ્યારે પ્રિયતમ નીવીબંધ ખોલવા માટે હાથ લાંબો કરે છે, ત્યારે મને તો કંઈ યાદ નથી રહેતું. બધું ભૂલી જાઉં છું.

પ્રગલ્ભા સ્મરાન્ધા નાયિકાનું આ દષ્ટાંત છે.

કવિવર બિહારીનું—પરકીયા સ્વયંદૂતીકાનું દષ્ટાંત જુવો.

ઘામ ઘરીક નિવારિયે કલિત લલિત અલિપુંજ ।
યમુના તીર તમાલ તરૂ મિલતી માલતી કુંજ ॥

નાયિકાની ઉક્તિ છે, ‘ હે પથિક ઘડીભર ઘામનિવારણ કરો. યમુનાના તીર પર સુંદર ભ્રમર સમુદાયયુક્ત એવી માલતીની કુંજ તમાલને મળે છેઃ (યમુના તીર) સ્થળનું શીતલત્વ સૂચવે છે. તમાલ તરૂથી છાયાનું ઘનત્વ ધ્વનિત છે. ચતુર પરકીયા પોતે જ દૂતીનું કાર્ય કરી લે છે તેથી પરકીયા સ્વયંદૂતીકાનું દષ્ટાંત છે.

**अन्यस्मात्कारणाद्विमर्शमाह—**

બીજા કારણોનો વિચાર કરે છે.

**अन्यकारणवशात्परपरिगृहीताऽपि पाक्षिकी चतुर्थीति गोणिकापुत्रः ॥ ४ ॥**

**આચાર્ય ગોણિકા પુત્રનો મત છે કે (પુત્ર અને સુખ એ બન્ને કારણો ઉપરાંત) વિશેષ અવસ્થામાં બીજા પુરુષની પરણેલી સ્ત્રી ચોથા પ્રકારની નાયિકા થઇ શકે છે. ॥ ૪ ॥**

પુત્રપ્રાપ્તિ અને સુખપ્રાપ્તિ ઉપરાંત બીજા કોઈ કારણને લઈને—એવા સંજોગોમાં—પરદારા ચોથી નાયિકા થઈ શકે છે—આ કારણો હોય તોજ, નહિ તો નહિ. બાભ્રવ્યનો આ મત લઈને ગોણિકા પુત્રે આમ કહ્યું છે. ગોણિકા પુત્રે પારદારિક પ્રકરણ અલગ કર્યું છે. એ આગળ પહેલા અધ્યાયના બારમા સૂત્રમાં જણાવવામાં આવ્યું છે.

**तत्र विषयशुद्ध्यर्थमाह—**

એ વિષયની વિશુદ્ધિને માટે કંઈ કહીએ છીએ.

**स यदा मन्यते स्वैरिणीयम् ॥ ५ ॥**

**તે નાયક જ્યારે એમ સમજે કે તે (બીજાની સ્ત્રી) સ્વૈરિણી—મરજી પ્રમાણે વર્તનારી છે—ત્યારે ॥ ૫ ॥**

જો તે નાયક નિશ્ચિત રૂપે એમ જાણે કે તે સ્વતંત્ર છે તો તે તેનો નાયિકા તરીકે સ્વીકાર કરે, નહિ તો નહીં.

**तदेव दर्शयति—**

નિશ્ચિત કેમ કરવું તે બતાવે છે—

**अन्यतोऽपि बहुशो व्यवसितचारित्रा तस्यां वेश्यायामिव गमनमुत्तमवर्णिन्यामपि न धर्मपीडां करिष्यति ॥ ६ ॥**

**જેણે બીજા પુરુષની સાથે પોતાનું શીલ ખંડિત કર્યું છે—બીજા પુરુષો સાથે જે ચરિત્ર ભ્રષ્ટ થઇ છે (તેથી) તે ઉત્તમ વર્ણની હોય છતાં તે સ્ત્રી સાથે સંબંધ કરવો એ વેશ્યાની સાથે સંબંધ કરવાની માફક ધર્મથી વિરૂદ્ધ નથી. કારણ કે એ પુનર્ભૂ સ્ત્રી છે. ॥ ૬ ॥**

જે પ્રમાણે આ મારી સાથે ભ્રષ્ટ થવા ઇચ્છે છે તે પ્રમાણે બીજાની સાથે પણ અનેક વાર ભ્રષ્ટ થઈ ચૂકી હશે. આથી તે વેશ્યા બરાબર છે. આથી તેની સાથે વેશ્યા જેવો વ્યવહાર રાખવો. કોઈ સૂત્રમાં ‘વેશ્યા’ને બદલે ‘પુનર્ભૂ’ પાઠ છે. પરંતુ આ યોગ્ય નથી. કારણ કે પુનર્ભૂ તો એકને પ્રાપ્ત થયા પછી બીજાને પ્રાપ્ત થાય છે. એનું ચરિત્ર અનેક હાથે ખંડિત થયું હોતું નથી માટે આ દૃષ્ટાંત સમાન નથી.

પ્ર. આ કોના સંબંધમાં કહો છો? ઉત્તમ વર્ણ માટે, સમાન વર્ણ માટે કે અધમ વર્ણ માટે?

ઉ. એમાં કંઈ દોષ નથી, કહ્યું છે કે—“ચારે વર્ણની (સ્વૈરિણી) સ્ત્રીઓને છોડતી વખતે, **જાલ** કાર્મુક, વસ્ત્ર અને અવિ (બકરી) આત્મ-શુદ્ધિને માટે આપવી.” જીવ—જાલ—ધર્મદત્ત ધનને કહે છે. બ્રાહ્મણીને માટે એનું દાન કરવું. ક્ષત્રિયાણીને ધનુષ્ય, વૈષ્યની સ્ત્રીને વસ્ત્ર અને શુદ્રની સ્ત્રીને બકરી આપવી. લક્ષમાં રાખવાની વાત એટલી છે કે તે સ્ત્રી સ્વૈરિણી હોવી જોઈએ એટલું જ નહિ પણ તેની સાથે ગમત કરવાથી ધર્માઘાત કોઈને પણ ન થવો જોઈએ. ગમત પણ કારણવશાત્ કંઈને કંઈ કારણને લઈને હોવું જોઈએ. આમાં અધર્મનો અભાવ હોવાથી ધર્મહાની નથી.

**पुनर्भूरियं कथमित्याह—**

પુનર્ભૂ કોને કહે છે. એમાં કામપ્રવૃત્તિ શા માટે દૂષિત નથી તે કહે છે—

**पुनर्भूरियमन्यपूर्वाऽवरुद्धा नात्र शंङ्काऽस्ति ॥ ७ ॥**

**તે પુનર્ભૂ છે. સ્ત્રીનો સંબંધ પહેલાં બીજાની સાથે હતો. (અર્થાત્ કે તે બીજાની હતી જ.) (એથી) એની સાથે સંબંધ કરવો એ અધર્મ નથી—અધર્મની એમાં શંકા જ નથી ॥ ૭ ॥**

પહેલાં જેનો કોઈ પતિ હતો, એવી ક્ષતયોનિ સ્ત્રી કહેવાય છે—પતિ સાથે સંભોગ થઈ ચૂકયો હતો તેવી. આવી સ્ત્રીને રાખવામાં આવે,—તો એની સાથે ગમતમાં અધર્મ નથી. કારણ કે તે ઉત્તમ વર્ણની નથી. આ કાર્યમાં અધર્મની આશંકા તો છે જ નહિ, પરંતુ સુખને નિમિત્ત એમાં પ્રવૃત ન થવું. કારણ કે એનો નિષેધ છે. ( એમ તાત્પર્ય છે કે આવી સ્ત્રીને ઘરમાં બેસાડવી એ ઇષ્ટ નથી. ) એનાં કારણો આગળ ઉપર જણાવવામાં આવશે. એમાં પ્રવૃત્ત થવાનું વિષયની શુદ્ધિ માટે છે. કહ્યું છે કે 'પ્રથમ વિષયની શુદ્ધિ અને વસ્તુતઃ કારણ જોવાં, પછી પરસ્ત્રીમાં પ્રવૃત્ત થવું. કેવળ ( ભાવત્ ) ભાવને લઈને નહિ—રતિને માટે નહિ.'

क रणान्याह—

કારણો શા છે તે જણાવે છે—

**पतिं वा महान्तमीश्वरमस्मदमित्रसंसृष्टमियमवगृह्य; प्रभुत्वेन चरति, सा मया संसृष्टा स्नेहादेनं व्यावर्तयिष्यति ॥ ८ ॥**

**એનો પતિ ઐશ્વર્યશાળી છે—સમર્થ છે—મારા શત્રુને તે મળેલો છે—શત્રુ સાથે મૈત્રિ છે—વળી તે તેની સ્ત્રીના દાવમાં છે—( પતિ પર તેનું ચલણ છે ). જો તેની સાથે સંબંધ થાય તો તે ( પ્રેમને લીધે ) તેના પતિને શત્રુથી રોકશે. ( દૂર કરશે ) ॥૮॥**

તે સ્ત્રીનો પતિ ઐશ્વર્યવાન અને પ્રભાવશાળી છે. મારા વૈરીની સાથે મિત્રતાનો સંબંધ છે. મારી શત્રુ પણ એની મોટાઈ સામર્થ્યને લઈને રૂઆબ કરે છે. તે સ્વૈરિણી—પુવર્ભૂ—નો પતિ, એની સ્ત્રીને એ વશ છે. એથી એની સાથે જો વ્યવહાર થાય તો તેના પતિને મારા પરની સ્નેહ લાગણીને લઈ તેને મારા દુશ્મન સાથે તેના પતિના સંબંધને ઓછો કરશે. દુશ્મન પ્રભાવશાળી છે અને જો હું પુરુષાર્થ નહિ કરું તો મને મારી નાંખશે.

**विरसं वा मयि शक्तमपकर्तुकामं च प्रकृतिमापादयिष्यति ॥९॥**

**મારા પર તે વિરક્ત થયો છે—જે પુરુષ પહેલાં મિત્ર હતો તે હવે કારણવશાત્ શત્રુ થયો છે. જેનો પ્રતિકાર કરવા હું સમર્થ નથી. તેની સાથે સંબંધ થાય તો તે એને પહેલાંની માફક મિત્ર બનાવી દેશે ॥ ૯ ॥**

કંઈ કારણસર મારાથી વિરુદ્ધ થયો છે. મારી સાથે શત્રુતા કરી બેઠો છે. એનો પ્રતિકાર કરવા સમર્થ નથી. મારું નુકશાન કરવા તેણે દૃઢ પ્રતિજ્ઞા કરી છે, તેની સ્ત્રી ધારે તો તેને તેમ કરવા રોકી શકે તેમ છે. જો તે (સ્વૈરિણી) સાથે સંબંધ થાય તો મારા પ્રેમની ખાતર તેના પતિને પહેલાંની માફક કહી દે—મારોને એનો મેળ કરાવી આપે.

**तया वा मित्रीकृतेन मित्रकार्यममित्रप्रतीघातमन्यद्वा दुष्प्रतिपादकं कार्यं साधयिष्यामि ॥ १० ॥**

**તેની સાથે સંબંધ સાધ્યા પછી (તેના પતિ સાથે મૈત્રી બાંધ્યા પછી) મિત્રોનાં કામ, શત્રુઓનો નાશ અને બીજા કઠિન કામોને સિદ્ધ કરી લઇશ ॥ ૧૦ ॥**

જો તે પ્રભાવશાળી સ્ત્રી મને પ્રાપ્ત થાય અને તેના પતિની સાથે મિત્રતા બંધાય તો તેમ થયા બાદ મિત્રોના કામ સર્વ કામો કરાવી લઇશ. કહ્યું છે કે "મિત્રકાર્યને માટે પ્રાણ સુદ્ધાં આપવો અને તેને માટે નર્કમાં પણ જવું." એના વડે શરીરના રક્ષણ માટે વૈરીઓનો પણ નાશ કરાવીશ અને બીજું જે કંઈ મારાથી સાધ્ય ન થાય તેવું સર્વ એના વડે કરાવી લઇશ.

**संसृष्टो वाऽनया हत्वाऽस्याः पतिमस्मद्भाव्यं तदैश्वर्यमेवमधिगमिष्यामि ॥ ११ ॥**

**તેની (તે પ્રભુત્વપ્રકાશકારિણી સ્વૈરિણી) સાથે મળી, એના**

**પતિને મારી, સર્વ સંપત્તિ (જે પહેલાં મારી હતી અને તેણે છીનવી લીધી હતી તે) પ્રાપ્ત કરી લઈશ ॥ ૧૧ ॥**

એને કળાની (કામકળાની) કુશળતાથી એનું મન ખેંચી લઈ એનામાં પ્રેમ સ્થાપન કરી મેળવી લઈશ. પછી એના પતિને દંડપ્રહારથી મારી નાંખીશ કે કોઈને એની ખબર પણ ન પડે. આ પ્રમાણે એના મરણ બાદ પ્રાપ્ય ઐશ્વર્ય મેળવી લઈશ. એણે મારા કુળનો નાશ કરી, બળજબરીથી મારી પાસેથી છીનવી લઈ તે તેનો ભોગ કરે છે. એને મારવામાં પાપ નથી. કારણ કે એ મારો ધનાપહ—ધનનું હરણ કરવાવાળો છે. આવું કામ કરનાર આતતાયી છે. આતતાયીને મારવામાં પાપ નથી. એમ સમજી તે સ્વૈરિણી સાથે પ્રવૃત્ત થાય તો દોષ નથી.

**निरत्ययं वाऽस्या गमनमर्थानुबद्धम्, अहं च निःसारत्वात्क्षीणवृत्त्युपायः सोऽहमनेनोपायेन तद्धनमतिमहदकृच्छ्रादधिगमिष्यामि ॥ १२ ॥**

**એની સાથે ગમન કરવામાં કંઇ દોષ નથી. કારણકે તે અર્થાનુબદ્ધ એટલે ધનને માટે છે. હું નિઃસાર—નિર્ધન છું. (મારે) આજીવિકાનો કંઈ ઉપાય નથી. આવી સ્થિતિમાં આ ઉપાય વડે તે સ્ત્રીના ધનને સ્હેલાઈથી મેળવી લઇશ ॥ ૧૨ ॥**

એની સાથે સંબંધ સાધવામાં કંઈ દોષ નથી. મારી પાસે તો કંઈ નથી, એની સાથે ગમન કરવાથી ધન તો પ્રાપ્ત થશે. હું ધન વગરનો, રોજગાર માટે દ્રવ્ય નથી, આજીવિકાનો કંઈ ઉપાય નથી, વૃત્તિ એટલે જીવિકા. એનું સાધન તે ખેતીવાડી વગેરે. આ સર્વ તો નથી અર્થાત્ કે કુટુંબભરણ પોષણ કરવા સમર્થ નથી. જો આની સાથે મારો મેળ ખાય તો સહજમાં ધન પ્રાપ્ત થશે અને તે પણ પુષ્કળ. આથી ખૂબ ધર્મ કરી શકીશ. અહીં વિશેષ ધન હોય તો જ આમ કરવું ઈષ્ટ છે. સહજ ધનપ્રાપ્તિ માટે એમ કરવું કામશાસ્ત્રના આચાર્યને મતે ઉચિત નથી. 'સહજમાં

મળશે ' એમ કહેવાનું તાત્પર્ય એ છે કે જે તે પ્રેમથી આપે તે. જો આમ ન કરે તે નિર્ધન પુરુષ આલોક અને પરલોકનાં કામ સાધી શકતો નથી. કહ્યું છે કે—વૃદ્ધ માતાપિતા, સાધ્વી સ્ત્રી અને પોતાનાં છોકરાંને સો અકાર્ય અધર્મરૂપ કાર્ય—કરીને પાળવા જોઈએ. એમ મનુનું કથન છે.

**मर्मज्ञा वा मयि दृढमभिकामा सा मामनिच्छन्तं दोषविख्यापनेन दूषयिष्यति ॥ १३ ॥**

**( અગર તો ) આ મારી ગુપ્ત વાતોને જાણે છે. મારા પર બહુ અનુરાગ કરે છે—બહુ જ ચ્હાય છે—જો હું તેના અનુરક્ત નહિ થાઉં તો—મારી અનિચ્છા છે એમ સમજશે, તો—મારા દોષોને જગત્ આગળ જણાવીને મને બદનામ કરશે ॥ ૧૩ ॥**

મને તો ખરા જિગરથી ચ્હાય છે. હરપ્રકારે મને મળવાની અભિલાષા રાખે છે. અર્થાત્ કે મારામાં એનો દૃઢ પ્રેમ છે. જો હું તેના ચાહનો બદલો નહિ વાળું તો બીજા આગળ મારા દોષને પ્રકટ કરી મને જગતની નજરમાં દૂષિત કરશે. એને મારી સઘળી હકીકત માલમ છે. એ કહેશે કે એ રાજદ્રોહી છે. રાજ્ય પ્રાપ્ત કરવા માટે કાવતરું રચે છે. આથી મારો સર્વસ્વ વિનાશ થશે. કારણ કે રાજા જરૂર મને ચગદી મારશે–દબાવી દેશે.

**असद्भूतं वा दोषं श्रद्धेयं दुष्परिहरं मयि क्षेप्स्यति, येन मे विनाशः स्यात् ॥ १४ ॥**

**( સંબંધની આશા જો નહિં લાગે તો ) મારા પર જૂઠા દોષ મૂકી–મારામાં જે દોષ નથી તે જણાવી—એવી રીતે જણાવશે કે લોકોને વિશ્વાસ બેસે. એનો પ્રતિકાર મારાથી થઈ શકશે નહિં. આ પ્રમાણે તે મારો નાશ સાધશે. ( આવી અવસ્થામાં એવી સ્ત્રીથી સંબંધ સાધવો ઈષ્ટ છે. ) ॥ ૧૪ ॥**

' મને એ મળવા ઈચ્છે છે ' એમ ખોટા આરોપ મુકી, ખોટો પ્રેમપત્ર બતાવી લોકોનો વિશ્વાસ બેસાડશે. આ પ્રમાણે એવું દોષારોપણ કરશે

કે એ દોષને ખોટો છે એમ સિદ્ધ નહિં કરી શકું. લોકો વ્યભિચારી સમજી મારી નિંદા કરશે.

**आय तेमन्तं वा वश्यं पतिं मत्तो विभिद्य द्विषतः संग्राहयिष्यति ॥ १५ ॥**

**પોતાના વશિભૂત અને પ્રભાવશાળી પતિને મારાથી અલગ કરી મારા શત્રુઓની સાથે મેળવી આપશે ॥ ૧૫ ॥**

એનો પતિ પ્રભાવશાળી માણસ છે. જે તે કહે છે તે પ્રમાણે તે કરે છે. તે મારો મિત્ર છે એ ખરી વાત, પણ તે એને મારાથી છૂટો પાડી મારા દુશ્મનો સાથે મેળ કરાવી આપશે. આ પ્રમાણે તે મારો મિત્ર મટીને મારો દુશ્મન થઈ બેસશે. આ પ્રમાણે તેના સમસ્ત પ્રભાવના પ્રતાપથી મારો નાશ સાધશે. ( આવી સ્થિતિમાં પરદારાગમન ઈષ્ટ છે ).

**स्वयं वा तैः सह संसृज्येत । मदवरोधानां वा दूषयिता पतिरस्यास्तदस्यास्तदे दारानेव दूषयन् प्रतिकरिष्यामि ॥ १६ ॥**

**તે સ્ત્રીના પતિએ મારી સ્ત્રીને ભ્રષ્ટ કરી છે. તેથી હું પણ તેનો બદલો લઉં. એની સ્ત્રીને ભ્રષ્ટ કરીને ( તો તે પોતે તેને મળે ) ॥ ૧૬ ॥**

અથવા તો પોતે તે બળવાન ને મળે. બદલો લેવાની ખાતર એણે મારી સ્ત્રીને ભ્રષ્ટ કરી છે, મને બીજાની નજરમાં હલકું લગાડયું છે. તો હું પણ તે પ્રમાણે કરી બરાબર ઉતરું. અર્થાત્ કે બદલો લઉં. દુશ્મનથી બદલો લેવો તે બરાબરીનો હોવો જોઈએ. એથી હું એની સ્ત્રીને ભ્રષ્ટ કરીશ.

**राजनियोगाच्चान्तर्वर्तिनं शत्रुं वाऽस्य निर्हनिष्यामि ॥ १७ ॥**

**રાજાએ મને એ કામને માટે નિયુક્ત કર્યો છે. ( રાજાની આશા છે કે ) એ સ્ત્રીની સાથે સંયોગ કરી, અંદરના શત્રુઓને બહાર કાઢું. તો (આવી સ્થિતિમાં પરદારા ગમન ઇષ્ટ છે). ॥ ૧૭ ॥**

રાજાએ મને એનો ભેદ મેળવવાને નિયુક્ત કર્યો છે. એનો ભેદ મેળવવાનો બીજો કોઈ ઉપાય નથી, એટલો જ ઉપાય છે કે તે સ્ત્રીની સાથે મૈત્રી સાધી, એનો વિશ્વાસ સંપાદન કરી, પછી એના ભેદનો પત્તો મેળવો. રાજાની આજ્ઞા અવશ્ય પાળવી જોઈએ. સ્વામિ કાર્ય અતિ મહત્વનું છે. (આવા સંજોગોમાં પરદારા ગમન ઈષ્ટ છે.)

**यामन्यां कामयिष्ये साऽस्या वशगा तामनेन संक्रमेणाधिगमिष्यामि ॥ १८ ॥**

**જે સ્ત્રીની હું કામના કરૂં છું તે એના વશમાં છે. એની સાથે સંબંધ સાધી હું તેને મેળવીશ ॥ ૧૮ ॥**

કંઈક ઉંડા કારણોને લઈને હું જે સ્ત્રીની કામના કરૂં છું, તે સ્ત્રી તો એનું (સ્ત્રીનું) કહ્યું માને છે. એ જેટલું પાણી પાય તેટલું પીએ છે—જો એની સાથે મારો મેળ નહિ ખાય તો હું જેને મેળવવાની ઈચ્છા કરૂં છું તે મળવી મુશ્કેલ છે. એથી પહેલાં પેલીનું મન જીતું તો તે મને એ મેળવી આપશે.

**कन्यामलभ्यां वाऽऽत्माधीनामर्थरूपवतीं मयि संक्रामयिष्यति ॥ १९ ॥**

**મને અપ્રાપ્ય—નહિ મળી શકે તેવી, સુંદર અને ધનવાન કન્યા એને આધિન છે. એની સાથે મેળાપ થાય તો જ એ કન્યા તે મને મેળવી આપે. ॥ ૧૯ ॥**

હું નિર્ધન છું—વા કોઈ મને સહાય કરનાર નથી તેથી એ કન્યા તેને આધિન છે, તે રૂપવાન છે અને ધનવાન છે. કન્યા જો મળે તો આ મારા ધર્મ, અર્થ અને કામની સિદ્ધિ થઈ શકે તેમ છે. તેજ મને તે મેળવી આપે એમ છે. એની સાથે સંયોગ કરવાથી બન્ને કામ થશે, એથી એની સાથે પહેલાં સંબંધ સાધવો (ઈષ્ટ છે). દુનિયામાં એવી પણ સ્ત્રીઓ હોય છે કે જે પોતાને મળે તેને ખુશીથી બીજાની સાથે મેળવી આપે.

**ममामित्रो वाऽस्याः पत्या सहैकीभावमुपगतस्तमनया रसेन योजयिष्यामीत्येवमादिभिः कारणैः परस्त्रियमपि प्रकुर्वीत ॥२०॥**

**મારો શત્રુ એના પતિની સાથે એક થઈ ગયો. ( અભિન્ન હૃદય બની ગયો છે ) હું તે સ્ત્રીની સાથે મેળ સાધી એના હાથે તેને પ્રાણહારી વિષ અપાવીશ. આ કારણથી પણ પરસ્ત્રીગમન કરવું ॥ ૨૦ ॥**

મારો દુશ્મન એના પતિની સાથે એવો એક થઈ ગયો છે કે ખાવું પીવું, બેસવું, ઊઠવું, સુવું એની સાથે કરે છે. અગાડીના સૂત્રમાં કહેવામાં આવ્યું છે કે ' દુશ્મન એના પતિ સાથે મળી ગયો હોય ' એનો અર્થ એટલો જ કે એના પતિ સાથે મેળાપ હોય. અહીં તો ગાઢી મિત્રતા એટલે સુધી કહી છે કે બન્ને એક જીવ થઈ ગયા હોય. આવાની સ્ત્રી સાથે મેળાપ સાધી પ્રાણહારક વિષનો પ્રયોગ કરાવી શકું છું. આવા સંજોગોમાં પરસ્ત્રીગમન થઈ શકે છે. સૂત્રમાં ' प्रकुर्वीत ' પદ છે, એનો અર્થ ' અભિગમન ' થાય છે.

**इति साहसिक्यं न केवलं रागादेवेति परपरिग्रहगमनकारणानि ॥ २१ ॥**

**( વિશેષ કારણ વિના ) કેવળ અનુરાગને લઈને આવા પ્રકારનાં સાહસિક કામ કરવાં નહિં પરસ્ત્રીગમનનાં કારણો સમાપ્ત થયાં ॥ ૨૧ ॥**

વિષયને લઈને પરદારા ગમન કરવું નહિ. કારણ કે રાગથી સેવેલો વિષય અશુદ્ધ છે. ઉપર જણાવેલાં કારણોમાંથી કંઈ કારણ હોય તો સ્વાર્થી પુરુષો તે કરે છે. પરદારાગમનનાં કારણો સમાપ્ત થયાં.

**एतैरेव कारणैर्महामात्रसम्बद्धा राजसम्बद्धा वा तत्रैकदेशचारिणी काचिदन्या वा कार्यसम्पादिनी विधवा पञ्चमीति चारायणः ॥ २२ ॥**

**( આગળ કહેલી, કન્યા, પુનર્ભૂ, વેશ્યા અને પરદારા ઉપરાંત ) મહામાત્ર—સામંત સાથે સંબંધ રાખતી, રાજાની સાથે મેળ રાખનાર, એમના પરિવાર સાથે સંબંધ ધરાવનાર, રાજકાર્ય સંપાદનકારિણી—કાર્યમાં સફળતા મેળવી આપે એવી—વિધવા પાંચમી નાયિકા થઇ શકે છે ॥ ૨૨ ॥**

આગળ જણાવવામાં આવેલી ચાર જાતની નાયિકા ઉપરાંત કંઈ કારણોને લઈને પાંચમી વિધવા નાયિકા થઈ શકે છે. પહેલાં ગણાવેલી નાયિકા અને આ નાયિકામાં ફેર એટલો છે કે આ નાયિકાનો પતિ જીવતો હોતો નથી. તે વિચરે છે ત્યારે મુક્ત હોય છે. તે કોઈને પતિ માનતી નથી. મહામાત્ર, સામંત, સરદાર કે રાજા કે સેનાપતિ સાથે સંબંધ હો વા ન હો, એમના ઘરની ચલ વૃત્તિની હો વા એમના પરિવારમાંથી કોઈ યોગ્ય વ્યક્તિ સાથે સંબંધ રાખતી હો પણ એના દ્વારા કાર્યમાં સફળતા પ્રાપ્ત કરી શકાતી હોય તો તેની સાથે સંબંધ સાધવો. તે કન્યા, વેશ્યા, પુનર્ભૂ આ ત્રણમાંથી કેવી જાતની નાયિકા છે એ વિષે વિચાર કરી, વિવાહિતાના પતિથી જે કાર્ય કરાવી શકાય તે કાર્ય, રાજા, મહામંત્રી આદિની સાથે સંબંધ ધરાવતી હોય તેમને મળવાની યોજના કરવી. નાયિકાની સાથે બદ્ધ થવાના કારણો શોધી કાઢી કાર્ય સાધન કરવું.

**सैव प्रव्रजिता षष्ठीति सुवर्णनाभः ॥ २३ ॥**

**સુવર્ણનાભ આચાર્યના મત મુજબ પરિવ્રાજિકા વિધવા છઠ્ઠી નાયિકા થઇ શકે છે ॥ ૨૩ ॥**

પરિવ્રાજિકા—વિધવા જોગણ. આવી જોગણનો જે મહામાત્ર પ્રધાન, વા એમના પરિવારમાંના કોઈની સાથે સંબંધ હોય અને આગળ જે કારણો જણાવ્યાં તેમાનું કોઈ કારણ હોય તો તેની સાથે નાયિકાના જેવો સંબંધ સાધવો. કારણ કે જેની સાથે તે સંબંધ ધરાવે છે તે તો તેને નાયિકા સમજી તેની સાથે તેવો વ્યવહાર રાખે છે, આથી આ પણ એક પ્રકારની નાયિકા જ છે.

गणिकाया दुहिता परिचारिका वाऽनन्यपूर्वा सप्तमीति घोटकमुखः ॥ २४ ॥

**ઘોટકમુખ આચાર્યનો મત છે કે ગણિકાની અક્ષતયોનિ અથવા તેની અક્ષતયોનિ દાસી સાતમા પ્રકારની નાયિકા થઈ શકે છે ।। ૨૪ ।।**

વેશ્યાની કન્યા જેને પુરુષનો સંસર્ગ ન થયો હોય અગર તેવી જ તેની દાસી જેવી કે કાદમ્બરીમાં વર્ણવેલી પત્રલેખા, જે ચંદ્રાપીડની નાયિકા થઈ હતી, તેવી ત્રણ પ્રકારની નાયિકા જેમાં વેશ્યાને પણ ગણવામાં આવી છે. તે વૈચિક અધિકરણમાં જણાવેલી વેશ્યાથી ભિન્ન પ્રકારની છે. અહીં આ કન્યા કોઈની સાથે સંસર્ગ થયા વગર નાયકની સેવામાં રત રહે છે. તેથી (આગળ કહેલી) વેશ્યાથી જૂદા પ્રકારની છે.

उत्क्रान्तबालभावा कुलयुवतिरुपचारान्यत्वादष्टमीति गोनर्दीयः॥२५॥

**આચાર્ય ગોનર્દીયના મત પ્રમાણે આઠમા પ્રકારની નાયિકા થાય છે. જે કન્યા—વિવાહિત થયા પછી--પછી બાલિકા ભાવને ત્યાગીને કુલયુવતિ થાય છે ત્યારે ઉપચાર ભેદથી આઠમી નાયિકા થાય છે. ।। ૨૫ ।।**

કુલ કન્યાનો વિવાહ થઈ ગયા પછી જ્યારે તે પોતાની બાળચેષ્ટા—બાલિકાભાવને ત્યાગી યુવાવસ્થામાં પ્રવેશે છે ત્યારે તે કુલયુવતિ કહેવાય છે. બન્નેના ઉપચારમાં ભેદ છે. કન્યાના ઉપચાર તેણીનામાં સંભવિત નથી. જે ઉપચાર કન્યા માટે છે તે છુપા અને વિકલ્પથી પ્રયુક્ત કરાય છે. જ્યારે યૌવનારૂઢ કુલયુવતિમાં સમુચ્ચયથી અને પરિસ્ફુટભાવે કેટલાક છુપા અને કેટલાક ખુલ્લા ઉપચાર કરાય છે.

कार्यान्तराभावादेतासामपि पूर्वास्वेवोपलक्षणं तस्मादेता एव नायिका इति वात्स्यायनः ॥ २६ ॥

**આમનું ( આગળ જણાવેલી, કન્યા, પુનર્ભૂ, વેશ્યા અને પરદારા ). સ્વતંત્ર કાર્ય કંઇ જોવામાં આવતું નથી, ( એમનું કંઇ ભિન્ન પ્રયોજન નથી ). તેથી આગળ વર્ણવેલી ચાર પ્રકારની નાયિકામાં તેમનો અંતર્ભાવ થઈ જાય છે—તે ગણનામાં આવી જાય છે—આથી ચાર પ્રકારની જ નાયિકા છે એમ આચાર્ય વાત્સ્યાયનનો મત છે. ॥ ૨૬ ॥**

ચાર પ્રકારની નાયિકાને માટે જે કાર્ય કથવામાં આવ્યાં છે તે પૃથક કહેવાયલી વિધવા માટે પણ છે. એનાથી એ કાર્યો ભિન્ન નથી. આથી એમની ગણના પણ એ ચારમાં આવી જાય છે. ચારમાં જ્યાં જેનો અંતર્ભાવ થાય ત્યાં તેને ગણી લેવી. વિધવા અને પારિવ્રજિકાને અન્ય કારણોને લઈને પરવારા—પરકીયા—માં સમજી લેવી. વેશ્યાની કન્યા અને દાસી સુખપ્રાપ્તિ માટે હોવાથી તેમની ગણતરી વેશ્યામાં જાણવી. કુલયુવતિ તો ફલપ્રાપ્તિ માટે છે તેથી તેની ગણના કન્યામાં આવશે. ઉપચાર ભેદથી જો નાયિકાના ભેદ પાડીશું તો ઘણા ભેદ થઇ શકશે, કારણ કે કાળ, પ્રકૃતિ અને અનુકૂળતાના ભેદથી એકમાં અનેક ઉપચારભેદથી નાયિકાના ભેદ ન ગણવા.

## भिन्नत्वात्तृतीयाप्रकृतिः पञ्चमीत्यके ॥ २७ ॥

**કેટલાક ( આચાર્યોનું ) નું કથન છે કે ભિન્ન પ્રકૃતિને લઇને—સ્ત્રી પુરુષથી ભિન્ન હોવાને કારણે—નપુંસક પણ પાંચમી (નવમી) નાયિકા થઈ શકે છે *॥૨૭॥**

---

* મનુષ્યને આવા પ્રકારના સંભોગમાં સુખ મળે છે કે સુખાભાસ છે ? આ ઘણો વિકટ પ્રશ્ન છે. તેને કામશાસ્ત્ર કરતાં માનસશાસ્ત્ર સાથે વધારે સંબંધ છે. આ સર્જન જેટલી પુરાણી ઘટના છે. એક વિદ્વાન ઉદ્દગાર કાઢે છે કેઃ

How did man come to prefer a member of his own sex to a person of the opposite sex? This is a very interesting question but it need not concern us here. *Suffice* it to say that

ત્રીજી પ્રકૃતિ નપુંસકની છે. આ સ્ત્રી પણ નથી તેમ પુરુષ પણ નથી, આથી આ ભિન્ન પ્રકાર છે, ઔપરિષ્ટક કર્મથી આમાં સુખ નહિં પણ

---

at first a **Man's Sexual nature is indefinite**. It is a vague, blind yearning that has to be set to a person and to a sex and that is conditioned by first associations and experience.

Tue sacred fire P. 77

દુનિયાના જુદાજુદા ભાગોમાં આ પ્રકાર દૃષ્ટિએ પડે છે. અને તે પણ ઘણા પ્રાચીન સમયથી. ગ્રીક પૂરાણોમાં એનો ઉલ્લેખ છે. આ પરત્વે મી. બી. ઝેડ, ગોલ્ડબર્ગ લખે છે કેઃ–Even gods resorted to homosexual practices. Beus Their very father, came down from olympus attracted by a rosyfaced, bright–eyod youth. It was Sanymede, the most beautiful of mortals, whom the god, disquised as on eagle, seduced and carried away to the Mount there Sanyemede become the object of loye, among divinitics for whom he acted as cup bearer."

Ibid P. 75

ઈતિહાસ આ વાતની સાક્ષી આપે છે. માત્ર જીજરામાં જ નહિં, મદ્રાસ ઈલાકામાં નહિં, પણ ઇતર પ્રદેશોમાં મંદિર છોકરાં ને (બાળ અને બાલિકાને) અર્પણ કરવાનો રિવાજ જોવામાં આવે છે. આરમિનિયામાં આવો રિવાજ હતો. એક અંગ્રેજ લેખક લખે છે કેઃ—"The priest of Cybele who castroted him self in relegious frenzy assumed feminine dress not without a purpose. He continued in the temple and like priestess served man for the required fee." બેબીલોનની ભાષામાં Kadorna–એટલે પૂજારણ અને Kadorn–પૂજારી, આ અર્થનો દ્યોતક છે. ચીન અને જાપાનમાં આ પ્રથા હતી. એ જ લેખક લખે છે કેઃ 'In old Jampan, according to Xavier, priests were to have sexual relations not with women.'

Ibid P. v5

આપણે ત્યાં માતાના પાવૈયા, ભવાની માતાના હીજડા અને મુસલમાન હીજડા સ્ત્રીનો વેષ ધારણ કરે છે. તેમનો સ્વભાવ, ચાળા સ્ત્રીઓના જેવા

સુખાભાસ મળે છે. આમાં રૂપ અને વ્યાપાર ભિન્ન હોવાથી કેટલાક આચાર્ય આને પાંચમી નાયિકા માનવા તૈયાર નથી. જો એની ભિન્નતા ન હોત તો સુખને લઈને એક પ્રકારની વેશ્યાની કોટિમાં તેની ગણના થાત.

**નાયકોના પ્રકાર**

**नायकविमर्शमाह—**

નાયકોનું નિરૂપણ કરવામાં આવે છે.

**एक एव तु सार्वलौकिको नायकः प्रच्छन्नस्तु द्वितीयः विशेषलाभात् । उत्तममध्यमाधमतां तु गुणागुणतो विद्यात् ताँस्तूभयोऽपि गुणागुणान् वैशिके वक्ष्यामः ॥ २८ ॥**

નાયક તો એક જ છે. જેને સારી દુનિયા જાણે છે. **બીજો પ્રચ્છન્ન નાયક, જે વિશેષ કાર્યની સિદ્ધિ માટે ગુપ્ત સંબંધ રાખે છે તે. આમાં ગુણભેદે ઉત્તમ, મધ્યમ અને અધમ નાયક કહેવાય**

---

હોય છે, અને સ્ત્રીઓની માફક ચાર દિવસ દૂર બેસે છે. આ માનસશાસ્ત્રની દૃષ્ટિએ અન્વેષણ કરવા જેવો વિષય છે.

પૌરાણિક યુગ પછી પણ ઇતિહાસ પર દૃષ્ટિપાત કરતાં જણાય છે કે ગ્રીસમાં લોંડાબાજી પ્રચલિત હતી. Dufore કહે છે કે; "Rome was filled with male hierodules who rented themselves out like girls of the town." આજથી સો વર્ષ પહેલાં આવા પ્રકારનાં કુટ્ટણખાનાં પેરીસમાં હતાં. ડૉ. ઈવાન બ્લોસ, Dr. Ivan Bloch–બર્લિનમાં આવા પ્રકારના માનસ ધરાવનાર માણસોના બોલનું રોમાંચક વર્ણન કરે છે. અમેરિકામાં પણ આ બદી જોવામાં આવે છે. દુનિયાનો કોઇ પ્રદેશ આથી મુક્ત નથી. ઈરાનમાં સુફી પંડિતોએ આ બાબત પર વિદ્વતાભર્યા પુસ્તકો લખ્યાં છે. એક મહાન ફારસી કવિએ કેટલાંક દિવાન રચ્યાં છે. આ ગ્રંથના બીજા અધિકરણમાં વાત્સ્યાયન મુનિએ આની ચર્ચા કરી છે. ટૂંકમાં એટલું કે આ પ્રથા સર્જન જુની છે. That is why homesexual tendency was ever present running parallel with so called natural instinct.

Sacred firo P. 77

**છે. નાયક અને નાયિકાના ગુણાગુણ--ગુણ અને દોષ વૈશિક અધિકરણમાં કહીશું. *॥૨૮॥**

---

* સાહિત્યમાં રસ મર્મજ્ઞોએ પણ નાયક સંબંધી વિચાર કર્યો છે. કવિરાજ વિશ્વનાથ તેના સુપ્રસિદ્ધ 'સાહિત્ય દર્પણ'માં નાયકનું લક્ષણ આ પ્રમાણે આપે છે.

त्यागी कृती कुलीनः रुपयौवनोत्साही ।
दक्षोऽनुरक्त लोकस्तेजो वैदग्ध्यशीलवाननेता ॥

सा. द. तृ. प. ३५ का. पृ. ९४.

આના ચાર ભેદ:

धीरोदात्तो धीरोद्धतस्तथा धीरललितश्च ।
धीरप्रशांत इत्यमुक्तः प्रथमं चतुर्भेदः ॥ ३६ ॥

નાયકના ચાર ભેદ. ૧ ધીરોદાત્ત, ૨ ધીરોદ્ધત, ૩ ધીરલલિત અને ૪ ધીરપ્રશાંત. એના પાછા ચાર ભેદ. ૧ દક્ષિણ, ૨ ધૃષ્ટ, ૩ અનુકૂળ, ૪ શઠ. આ પ્રત્યેકના ઉત્તમ, મધ્યમ અને અધમ એ પ્રમાણે ભેદ પાડતાં ૪૮ નાયક થાય.

વિખ્યાત લોચન કવિ, તેના 'મદનવિલાસ'માં અનુકૂળ નાયકનું લક્ષણ અને દૃષ્ટાંત આ પ્રમાણે આપે છે.

નિજ નારી પ્યારી સદા જાકે આઠો જામ ।
સો નાયક અનુકૂલ હૈ વિમુખ બિરાની વામ ॥

દૃષ્ટાંતઃ—

કંટક જાલ નિવારત જાત બુહારત મારગ હૈ સખિયા કો ।
લૈ દુપટા અપને કરસોં ગહિ પોછતુ હૈ શ્રમસ્વેદ તિયાકો ॥
'લોચન' છાંહ ઘની તહઁ બૈઠિ બઢાવત જાત હુલાસ હિયાકો ।
સંગ લિયે બનકે ચલે જાતુ હૈં હાથ ગહે રઘુનાથ સિયાકો ॥ ૧ ॥

શઠનું દૃષ્ટાંત, કવિવર બિહારી આ પ્રમાણે આપે છે:

બાલ, કહા લાલી ભઈ લોચન કોયન માંહ ।
લાલ, તિહારે દૃગનકી પરી દૃગનમેં છાંહ ॥

નાયક શઠ છે. નાયિકા ખંડિતા છે. નાયક પુછે છે—" હે બાલા, તારા નેત્રોના ખૂણામાં લાલી શાથી થઈ?" ખંડિતા જવાબ આપે છે " હે લાલ ( રસિક ? ) તમારા નેત્રોનું પ્રતિબિમ્બ મારા નેત્રોમાં પડ્યું છે તેથી."

વેશ્યા, પુનર્ભૂ આદિ નાયિકાના જેવા ભેદ છે તેવા નાયકના ભેદ નથી; પરંતુ સર્વલોકપ્રસિદ્ધ એવો પતિ એક જ નાયક છે. સુખને માટે નહિં પણ કંઈ વિશેષ કાર્યને માટે છાની, ગુપ્ત પ્રવૃત્તિ રાખે છે તે બીજો નાયક છે. ગુણભેદથી ત્રણ પ્રકારના નાયક થઈ શકે છે. જે સર્વ ગુણો હોય તે ઉત્તમ; અડધા હોય તે મધ્યમ અને જેમાં પા ભાગના ગુણ હોય તે અધમ. જેમાં બિલકુલ ગુણ ન હોય તે નાયક જ નથી. નાયક અને નાયિકાના ગુણ અવગુણ વૈશિક અધિકરણમાં જણાવીશું.

**कन्याऽऽदीनां विशेषानभिधानात्पुनरगम्यतया विमर्शमाह—**

કન્યાદિનું વર્ણન કરતાં જે કહેવામાં નથી આવ્યું તે, અર્થાત્ કે ગમ્યાગમ્ય ભેદ અને ગ્રાહ્ય ગ્રાહ્યત્વનું નિરૂપણ કરવામાં આવે છેઃ—

---

ધૃષ્ટ નાયકનું ઉદાહરણ.

લરિકા લૈવેકે મિસાને લંગર મો ઢિગ આય ।
ગયો અચાનક આંગુરી છાતિ છૈલ છ્વાય ॥

નાયિકા સખિને કહે છે કે, બાળકને લેવાની મસથી તે ધીટ છેલ છબિલો મારી પાસે આવી અચાનક આંગળી છાતીને લગાડી ગયો—અહીં નાયક ધૃષ્ટ છે.

દક્ષ નાયકનું લક્ષણ કવિવર લોચન આપે છે કેઃ—

સબ નારિનસોં એકસી કરૈ પ્રીત જો નીત ।
દક્ષિણ તાકુ કહતુ હૈ જો જગમેં આદીત ॥

ઉદાહરણ કવિવર બિહારીનું જુવો.

ગોપિન સંગ નિસિ સરદકી રમત રસિક રસરાસ ।
લહા છહ અતિ ગતિનકી, સબન લખે સબ પાસ ॥

શરદઋતુમાં રાત્રીએ રસિક શ્રી કૃષ્ણે રાસક્રીડા કરતાં નૃત્યની ગતિની શીઘ્રતા એવી કરી કે સહુ ગોપીઓએ શ્રી કૃષ્ણને પોતાની નિકટ જોયા. શ્રીરામ અનુકૂળ નાથ છે, શ્રી કૃષ્ણ દક્ષિણ છે. કહ્યું છે કે.

"दच्छिन नायक एक तुम, मनमोहन ब्रजचंद"

સબંધ ન કરવા જેવી સ્ત્રીઓ.

**अगम्यास्त्वेवैताः, कुष्ठिन्युन्मत्ता पतिता भिन्नरहस्या प्रकाशप्रार्थिनी गतप्राययौवनाऽतिश्वेताऽतिकृष्णा दुर्गन्धा संबन्धिनी सखी प्रव्रजिता संम्बन्धिसखिश्रोत्रियराजदाराश्च ॥ २९ ॥**

**આ અગમ્ય અર્થાત્ કે સંબંધ કરવા જેવી નથી. દુષ્ટ, રોગવાળી, ઉન્મતા--ગાંડી પતિતા, ગુપ્ત વાતને પ્રકાશ કરી નાંખે તેવી, હરકોઇની સામે સંભોગ ઇચ્છા પ્રકટ કરનારી, જેનું યૌવન નષ્ટ થયું છે તેવી, અત્યંત ગોરી, અત્યંત કાળી, જેની કાંખોમાંથી, ગુહ્યેન્દ્રિયમાંથી અને મ્હોમાંથી દુર્ગંધ આવતી હોય તેવી સ્ત્રી, જે ભાઇ, બ્હેન, વા પુત્રના વિવાહથી સંબંધવાળી થઇ છે. પત્નીની સખી, સંન્યાસિની, વિદ્યાથી સંબંધવાળી થઇ હોય તે, શ્રોત્રિય બ્રાહ્મણની અથવા રાજાની પત્ની. ॥ ૨૯ ॥**

નાયકને ગમન કરવા અયોગ્ય એવી કન્યાદિ નાયિકાઓ આ સૂત્રથી સુચિત કરે છે. 'તુ' શબ્દ વિશેષણને અર્થે છે. 'એવકાર' નિયમ માટે છે તાત્પર્ય એ છે કે ગમન કરવાને માટે કારણ હોય છતાં ગમનને માટે અયોગ્ય છે. कुष्ट એટલે કોઢ. જેને કોઢ થયો હોય તેવી. મહાવ્યાધિવાળીમાં એની ગણના થઈ શકે છે. અને આવી સ્ત્રીઓ ગમનને માટે યોગ્ય નથી. ગાંડી સ્ત્રી, ગમે તે કંઈ કરી નાંખે એથી એમાં સુખની આશા નથી. પતિતા એટલે પાપી કે જાતિભ્રષ્ટ થઈ હોય તેવી સ્ત્રી. એની સાથે સબંધ કરવાથી પતિત થવું પડે છે. જે ગુપ્ત વાતને પ્રકટ કરી દે તેવી હોય તે કદાચ શરમથી નીચું જોવરાવે. જે બીજાની સમક્ષ પોતાના ભોગની ઇચ્છા જણાવે અને પ્રેમ દાખવે તે નાયકને લજ્જા ને અનર્થનું કારણ થઈ પડે. જેની જુવાની વ્યતીત થઈ ગઈ હોય તેવી સ્ત્રી સાથે સંભોગ કરવાથી તેજ અને આયુની હાની થાય છે. અત્યંત ગોરી તેમ અત્યંત કાળી પણ ઠીક નથી આ બે કન્યા કે પુનર્ભૂ સમજવી. યથાસંભવ બીજી પણ સમજી

હોવી. જેના મ્હોમાંથી, કુખમાંથી કે ગુહ્યાંગમાંથી દુર્ગંધ આવતી હોય તેવી સ્ત્રી સહવાસમાં વિરસતા પેદા કરે છે. ભાઈના પુત્રની કે બ્હેનના વિવાહને લઈને સંબંધવાળી કે બહારના સંબંધવાળી સ્ત્રી સાથે સંભોગ અયોગ્ય છે. પોતાની સ્ત્રીની સખી, ધર્મ કે વ્રતની દીક્ષા લીધી હોય એવી સંન્યાસિની પણ સંભોગ માટે અયોગ્ય ગણવામાં આવી છે. કારણ કે એથી ધર્મ અને અર્થનો નાશ થાય છે.

જેની સાથે વિદ્યા સંબંધ કે રાજ્ય સંબંધ હોય તેમની સ્ત્રીઓથી દૂર રહેવું. આચાર્યને શિષ્યની પત્ની, ભાઈને પોતાના ભાઈની પત્ની વર્જ્ય છે. કારણ કે તેમ કરવાથી ધર્મનો નાશ થાય છે. મિત્રની પત્ની પર નજર બગાડવામાં પાપ છે અને જો તે વાતની જાણ થાય તો અંદર અંદર વેર ઉત્પન્ન થાય છે. મનુ ભગવાને કહ્યું છે કે—"પોતાના સબંધીની સ્ત્રી, કુમારી, અંત્યજામાં તથા મિત્ર અને પુત્રની સ્ત્રીમાં વીર્યપાત કરવો એ ગુરૂતલ્પ—ગુરુપત્નીમાં—વીર્યપાત કરવા બરાબર છે." શ્રોત્રિયની સ્ત્રી—વેદપાઠીની સ્ત્રી ભભકતી આગના જેવી છે. એમાં પાપ દૃષ્ટિ કરવાથી ભારે પાપ લાગે છે—ધર્મનો નાશ થાય છે. રાજાની સ્ત્રી તો ચારે આશ્રમના માણસોને માટે ગુરુની સ્ત્રી બરાબર છે. આથી તેમાં પાપદૃષ્ટિ કરવામાં ધર્મની હાની છે, એટલું જ નહિ પણ એ કામની જાણ થાય તો પ્રાણ ગુમાવવાનો ભય છે. કામશાસ્ત્રના આચાર્યોનો આવો મત છે અને જો તે સ્પષ્ટ રીતે ન કહેવામાં આવ્યો હોય તો પણ સમજી લેવો. આ જણાવેલી અગમ્યા સિવાય કામશાસ્ત્રમાં, જેઓને ગ્રહણ કરવાનો વિધિ દર્શાવ્યો છે, તે સિવાય સર્વે પરસ્ત્રી અગમ્યા છે.

**बाभ्रव्यमतमाह—**

આચાર્ય બાભ્રવ્યનો મત જણાવીએ છીએ:—

**दृष्टपञ्चपुरुषा नागम्या काचिदस्तीति बाभ्रवीयाः ॥३०॥**

**જે સ્ત્રી ( પોતાના પતિ સિવાય ) પાંચ પુરૂષો સાથે સંબંધ**

**કરી ચુકી છે, તે (સ્ત્રી) અગમ્યા નથી, એવો બાભ્રવ્યનો મત છે ॥૩૦॥**

જે સ્ત્રીએ પોતાના પતિ સિવાય પાંચ બીજા પુરુષોને પતિ રૂપે જોયા હોય—માન્યા હોય તેવી સ્ત્રી ખરી રીતે સ્વૈરિણી—વ્યભિચારિણી છે. કારણવશાત્ હરકોઈ એનો સહવાસ કરી શકે છે. મહર્ષિ પારાશરે કહ્યું છે કે "જેણે પાંચ પતિ કર્યા હોય તે બંધકી છે." કદાચ એક કે બે પતિ કર્યા હોય તો, આગળ કહેલાં કારણ હોય છતાં, તેની સાથે સંયોગમાં પ્રવૃત ન થવું. એમ આનું તાત્પર્ય છે. જો એમ કહો કે દ્રૌપદીને પણ પાંચ પતિ હતા તો તેનો જવાબ એ છે કે તેના માતા પિતાએ તેને પાંચ પતિઓને અર્પી હતી તેથી તેમાં દોષ નથી; એથી એ બીજાને ગમનને યોગ્ય ઠરતી નથી. યદિ—જો એમ કહો કે તે એક અનેકની સ્ત્રી શી રીતે થઈ? તો તેના જવાબ માટે ઈતિહાસના જાણકારને પૂછો. એમ બાભ્રવ્યના શિષ્ય અને એના મતને જાણવાવાળા કહે છે.

**तत्रापि गोणिकापुत्रो विशिष्य: वक्तव्यमित्याह—**

આ વિષયમાં ગોણિકાપુત્રનું વિશેષ કથન છે કે—

**संबन्धिसखिश्रोत्रियराजदारवर्जमिति गोणिकापुत्रः ॥३१॥**

**આચાર્ય ગોણિકા પુત્ર (બાભ્રવીયના મતને પુષ્ટિ આપતાં) પોતાનું વિશેષ કથન જણાવે છે કે, પતિની માફક પાંચ પુરુષો સાથે સંબંધ કરવાવાળી સ્ત્રી, જો સંબંધીની સ્ત્રી હોય, પત્નીની સખી હોય, વેદપાઠીની સ્ત્રી હોય, રાજાની રાણી હોય તો તે અગમ્યા--સંભોગ કરવાને યોગ્ય નથી ॥ ૩૧ ॥**

આગળના સૂત્રની આ સૂત્રમાં અનુવૃત્તિ છે. એનું તાત્પર્ય એ છે કે પાંચ પુરુષોને જેણે પતિ રૂપે ભોગવ્યા છે એવી સ્ત્રી, સંબંધીની સ્ત્રી હોય—અર્થાત્ કે ત્યાં વિદ્યા સંબંધ હોય (સહાધ્યાયી અને શિષ્ય વા ગુરુગૃહનો સંબંધ તે વિદ્યા સંબંધ) કે યોનિ સંબંધ હોય (પારિવારિક સંબંધ) તો તે સ્ત્રી સાથે ગમન ન કરવું. જો બાહ્ય સંબંધ હોય તો ગમ્યા છે.

મિત્રની પત્ની ( સ્વૈરિણી હોય તો પણ ) નાયકે તેની સાથે સંબંધ ન રાખવો. ભલે નાયકના મિત્રો તેવા પ્રકારની છૂટ લે. અન્ય ભાર્યાની વયસ્યા --સખી અન્યને માટે ગમ્ય છે પરંતુ નાયકની તેની સાથે મૈત્રી અપ્રસ્તુત છે. જો તેવો મૈત્રી વ્યવહાર ન હોય તો તે ગમ્ય છે. શ્રોત્રિય અને અગ્નિહોત્રી તેના ક્રિયા કર્મને લઈને અને રાજા ચારે આશ્રમનો ગુરુ છે, આથી એમની સ્ત્રીઓ વ્યભિચારિણી હોય તો પણ પાપ અને મોતના ભયને કારણે તે અગમ્યા છે—ગમન યોગ્ય નથી—એનાથી અલગ રહેવું ઠીક છે.

**सहायविमर्शस्त्रिधा—स्नेहतो गुणतो जातितश्च । तत्राद्यमधिमधिंकृत्याह—**

ત્રણ પ્રકારની સહાયનું નિરૂપણ સ્નેહથી, ગુણથી અને જાતિથી, તેમાં આદ્ય સહાય---સ્નેહથી---જણાવીએ છીએ.

મિત્રના નવ પ્રકારો--

**सहपांसुक्रीडितमुपकारसम्बद्धं समानशीलव्यसनं सहाध्यायिनं यश्चास्य मर्माणि रहस्यानि च विद्याद् यस्य चायं विद्याद्वा धात्रपत्यं सहसंवृद्धं मित्रम् ॥ ३२ ॥**

**( સહાય આપનાર મિત્ર નવ પ્રકારના છે ) (૧) બાલ્યકાળમાં ધૂળમાં સાથે રમનાર--લંગોટિયો; (૨) ઉપકારથી બંધાયલો; (૩) સ્વભાવ, ગુણ અને દોષમાં પોતાની સમાન; (૪) સહપાઠી—સાથે ભણનાર; (૫) એક બીજાનાં છિદ્રો જાણનાર; (૬) એકમેકના રહસ્ય જાણનાર; (૭) જેના રહસ્યને નાયક જાણે તે; (૮) સાથે પળેલો ધાઈનો છોકરો અને (૯) ગામમાં સાથે ખેલવાવાળો. આ નવ પ્રેમથી મિત્ર થઈ શકે છે. ॥ ૩૨ ॥**

જે સ્નેહ કરે તેનું નામ મિત્ર. મિત્ર નવ પ્રકારના હોય છે. (૧) જેની સાથે બાળપણમાં રમતો રમી હોય, ધૂળમાં રમ્યા હોય અને બાલ્યકાળનો અનુભવ હોય તે. (૨) જેને કારણવશાત્ ધન આપ્યું હોય--મદદ કરી હોય

તેથી તે સાચી મિત્રતા રાખે છે. (૩) શીલ અને વ્યસન એક સરખાં હોય તેમાં પણ મૈત્રિ જામે છે. (૪) સહાધ્યાયી પણ મિત્ર થઈ શકે છે. (૫) જે નાયકના દોષોને જાણે છે, પણ કોઈને તે જણાવતો નથી, એથી એ નાયકનો વિશ્વાસપાત્ર બને છે અને નાયકનો મિત્ર થઈ શકે છે. (૬) ગુપ્ત ભેદી પણ મિત્ર થઈ શકે છે. (૭) જેના અવગુણોને નાયક જાણે છે પણ એ અવગુણો બન્નેમાં સરખા હોવાથી પણ મિત્રતા થાય છે. (૮) ધાય ભાઈ, જે નાયકને ધવડાવનાર સ્ત્રીનો છોકરો, એ પણ ભાઈ જ છે. (૯) એક જ સ્થળના સાથે ઉછરી મોટા થયા હોય, તે પણ મિત્ર થઈ શકે છે. આમ મિત્ર નવ પ્રકારના છે. મિત્રનું બીજું નામ સહાય છે.

**गुणतो विमर्शमाह—**

ગુણને લઈને મિત્ર કોણ થાય છે તેનું નિરૂપણ કરે છે—

**पितृपैतामहमविसंवादकमदृष्टवैकृतं वश्यं ध्रुवलोभशीलमपरिहार्य-ममन्त्रविस्रावीति मित्रसम्पत् ॥ ३३ ॥**

**જેના બાપ અને દાદા એકમેકના મિત્ર હતા. અર્થાત્ કે મૈત્રી સંબંધ જેની સાથે બાપદાદાથી ચાલ્યો આવે છે તે, જેની વાણી અને આચરણ જેવું સાંભળવામાં આવે છે તેવું છે—વાણી અને આચરણમાં ફેર નથી—તે, જેનામાં કોઈ પણ પ્રકારનો વિકાર જોવામાં ન આવ્યો હોય તે, જે વશવર્તિ હોય, જે લોભશીલ ન હોય, જે કોઈના ભમાવ્યાથી ભમે નહીં; જે ગુપ્ત વાતને પ્રકાશ ન કરે, તે મિત્ર થવાને યોગ્ય છે—મિત્રમાં આ ગુણ જોઈએ. ॥૩૩॥**

બાપદાદાના વખતથી મૈત્રી ચાલી આવે છે. નાયકનો બાપ તેના બાપનો દોસ્ત હતો અને દાદો પણ તેના દાદાનો દોસ્ત હતો. આવો સંબંધ ચાલ્યો આવતો હોય ત્યાં નાયકે તેને મિત્ર ગણવો. જેની વાણી અને વ્યવહારમાં વિસંવાદ નથી, ફરક નથી, જેવું સાંભળવામાં આવ્યું છે તે પ્રમાણે વર્તનાર છે. પોતાના કામમાં આદિ, મધ્ય અને અંતમાં હેરફેર

જોવામાં નથી આવતો—તે. જે વશ્ય એટલે જેને જે કહેવામાં આવે તે પ્રમાણે કરનાર હોય, મૈત્રીના નિશ્ચયનો કોઈ પણ પ્રકારે ભંગ ન કરે તેવો, સદા એક રસ છે. જેને કોઈ પણ પ્રકારનો લોભ નથી. જેને બીજો કોઈ લાલચથી ફોડી શકતો નથી. જે છુપી વાત કોઈની આગળ જણાવતો નથી. પ્રેમને લઈને જણાવતો નથી. આ મિત્રના લક્ષણ છે. મિત્ર કરતી વખતે આ બાબતો અવશ્ય ધ્યાનમાં રાખવી જોઈએ.

**मित्रसंबन्धाद् मित्रगुणा धर्मिद्वारेणोक्ता जातितो विमृश्यन्ते—**

ધર્મ દ્વારા મિત્રગુણ શા તે જણાવ્યા. હવે જાતિ અનુસારે કોણ કોણ મિત્ર થઈ શકે તેનું નિરૂપણ કરીએ છીએ.

**रजकनापितमालाकारगान्धिकसौरिकभिक्षुकगोपालकताम्बूलिकसौवर्णिकपीठमर्दविटविदूषकादयो मित्राणि तद्योषिन्मित्राश्च नागरकाः स्युरिति वात्स्यायनः ॥ ३४ ॥**

**જાતિ અનુસાર મિત્રો કરવા**

**ધોબી, હજામ, માળી, ગંધદ્રવ્ય વેચનાર, કલાલ, ભિક્ષુક, ગોવાળ, તંબોળી, સોની, પીઠમર્દ, વિટ અને વિદુષક મિત્ર થઈ શકે છે. આ લોકોની સ્ત્રીઓ સાથે પણ મિત્રતા સ્થાપવી જોઈએ, (તેથી) નાયક પોતાની ઈષ્ટસિદ્ધિ પ્રાપ્ત કરે છે; એમ વાત્સ્યાયનનો મત છે ॥ ૩૪ ॥**

ધોબી વગેરે નાયકને સહાયકારક થઈ પડે છે. કારણ કે તેઓ તે ઘરમાં આવ જાવ કરનાર હોય છે. ધોબી અને ધોબણ ધોએલાં કપડાં આપવા માટે અને મેલાં કપડાં લેવા માટે ઘેર ઘેર જાય છે, તે વખતે તેને કામ સાધી આપવા માટે તક મળે છે. હજામ, હજામત કરવા જાય છે અને હજામની સ્ત્રી વાળ હોળવા, તેલ ચોળવા માટે ઘેર ઘેર જાય છે તેમને પણ કામ માટે સંધી મળે છે. માળી અને માળણને પણ ફૂલ આપવા જવા માટે ઘર પ્રવેશની છૂટ છે. ગોવાળ ઢોર ચરાવવા લઈ જવા માટે ગૃહસ્થોને

ઘેર જાય છે. તંબોળી—પાનબીડાં આપવા માટે ગૃહસ્થને ઘેર જાય છે, તેને પણ કામ માટે સાધી શકાય છે. સોની, ઘરેણાં આપવા-લેવા જાય છે, તે પણ નાયકને મદદ કરી શકે છે. અત્તર વેચવાળા અને તેની સ્ત્રી પણ ગૃહસ્થને ત્યાં વખતોવખત જવાની છૂટ ધરાવે છે. શૌરિક—શૌણ્ડિક કલાલને કહે છે. (બૌદ્ધયુગમાં તેની ઉપયોગિતા કદાચ હશે) ભિક્ષુકનો પણ નાયક ઉપયોગ કરી શકે છે. ધોબી, હજામ, તંબોળી કરતાં ધોબણ, હજામની સ્ત્રી, તંબોળણ વધારે ઉપયોગી થઈ પડે છે. તે સ્ત્રીઓનો વિશ્વાસ મેળવી શકે છે, અને તેમને ઘરમાં જવાની છૂટ હોય છે, તેથી નાયકને સહાયતા આપી શકે છે.

**दूतस्य यत्कर्म तत्कुर्यादित्याधारितो विमृश्यते—**

દૂત કાર્ય કરવાનું કહેવામાં આવ્યું પણ ક્યાં, કોણ અને શી રીતે તે કરે તે જણાવવામાં આવે છે.

**यदुभयोः साधारणमुभयत्रोदारं विशेषतो नायिकायाः सुविस्रब्धं तत्र दूतकर्म ॥ ३५ ॥**

**જે નાયક અને નાયિકા ઉભયનું મિત્રકાર્ય કરતો હોય, જે બન્નેને ઉદાર વૃત્તિથી જુવે છે, અને તેમાં પણ ખાસ નાયિકાનો વિશ્વાસપાત્ર હોય તે મિત્ર દૂત કર્મને માટે યોગ્ય છે ॥ ૩૫ ॥**

જે નાયકનો તેમજ નાયિકાનો બન્નેનો એક સરખો મિત્ર હોય, એટલું જ નહીં, પણ બન્ને જે કહે તે કરવામાં તત્પર હોય, અર્થાત્ કે બન્ને જણ જેને એક સરખો ગણતાં હોય, અને ખાસ કરીને નાયિકાનો વિશ્વાસપાત્ર હોય તે દૂતનું કાર્ય સારી રીતે કરી શકે છે. કાર્યસિદ્ધિને માટે તેનામાં યોગ્યતા છે. બીજામાં તેવી યોગ્યતા—ઉભયનો વિશ્વાસ નથી.

**तत्रापि यदि दूतस्य गुणाः स्युस्तो गुणतो विमृश्यते—**

મિત્રોમાં દૌતકર્મ—દૂતકર્મ કરવા માટે યોગ્ય ગુણ હોય તેને જ તે

કામ માટે યોજવો નહિ તો કાર્યસિદ્ધિ શક્ય નથી માટે દૂતોના ગુણો કહેવામાં આવે છે.

**દૂતના ગુણ.**

**पटुता धाष्टर्यमिङ्गिताकारज्ञताऽनाकुलत्वं परमर्मज्ञता प्रमाणता प्रतारणं देशज्ञानं कालज्ञता विषह्यबुद्धित्वं लध्वी प्रतिपत्तिः सोपाया दूतगुणाः ॥ ३६ ॥**

**બોલવામાં ચતુરાઇ—વાક્પટુતા, ધૃષ્ટતા—નિડરતા, અંગચેષ્ટા અને મનોભાવનું જ્ઞાન, બહેકાવવો છે તો તેવા સમયનું ભાન, સંદિગ્ધ વિષયમાં—સંશય હોય ત્યાં શીઘ્ર નિશ્ચય કરી લેવાની શક્તિ, પ્રત્યેક અવસ્થાને સહજમાં સમજી લેવાની શકિત, સિદ્ધિના ઉપાયોની સમજ, આ * દૂતના ગુણો છે ॥ ૩૬ ॥**

પટુતા એટલે વાક્પટુતા અર્થાત્ કે બુદ્ધિપૂર્વક કથાવાર્તા—વાતચીત કરવાની ક્ષમતા. ધૃષ્ટતા એટલે પ્રાગલ્ભ્ય-એક પ્રકારની નિડરતા—અપરાધી હોય તો શંકાશીલ ન દેખાવું. તિરસ્કાર કર્યો હોય તો લજ્જા ન બતાવવી. દોષ જણાવવામાં આવે તો સ્વીકાર ન જ કરવો, તે. આકાર એટલે નયનના અને વદનના વિકાર—ચાળા. આ જોઈને તેને અનુકુળ કામ કરી લેવાની યોગ્યતા. પ્રતારણા કરવાનો—છેતરી કામ કાઢી લેવાનો વખત છે, વા તેના ઉત્સાહની વૃદ્ધિ કરવાની તક છે એ જાણી લેવાની કળા. સંદેહ જેવું લાગે ત્યાં પોતે જ નિર્ણય કરી લેવાની બુદ્ધિમત્તા, ઉપરાંત કાર્ય નિર્ણય

---

* ઉપલા સૂત્રમાં, નાયી, તંબોળણ, આદિને દૂતિ કર્મમાં યોજવા કથ્યું છે. દૂતિના ગુણો પરત્વે કથ્યું છે કે:-

दौत्यं कृत्वा नयेत्कान्तं वल्लभां वा प्रियंप्रति ।
सादूति कथितासाद्भिर्मिथोऽनुनयकोविदाः ॥

डुंगरराजालंकाररत्नाकरे.

प्रोत्साहनेषुकुशला मधुरकथा दक्षिणाच कालज्ञा ।
अटहा संवृतमंत्रा दूतीत्येतैर्गुणैर्युक्ता ॥ कु. म, पृ. २१२.

કરી તેના ઉપાયને વગર વિલંબે અમલમાં મૂકવાની યોગ્યતા. આ દૂતના ગુણ છે.

**इदानीमधिकरणार्थानुष्ठाने फलं प्रयोजनं चाह—**

આ અધિકરણમાં પ્રતિપાદન કરેલા વિષયોનું અનુષ્ઠાન કરવાથી જે ફળલાભ થાય તે અને પ્રયોજન કહે છેઃ—

**भवति चात्र श्लोकः—**

**आत्मवान्मित्रवान्युक्तो भावज्ञो देशकालवित् ।**
**अलभ्यामप्ययत्नेन स्त्रियं संसाधयेन्नरः ॥ ३७ ॥**

આ વિષયમાં ( પ્રાચીન ) શ્લોક છે.

**ગુણસંપન્ન, નાગરક વૃત્તિમાં પ્રવૃત્ત મિત્રોવાળો, ભાવોને જાણવાવાળો, ઉપર્યુક્ત દેશ અને કાળને સમજવાવાળો, આત્મવાન પુરુષ અલભ્ય સ્ત્રીને સરળતાથી પ્રાપ્ત કરી લે છે ॥ ૩૭ ॥**

ધર્મ અર્થ અને કામની પ્રાપ્તિ માટે જે ગુણ જરૂરના છે તે સર્વ તેનામાં હોવા જોઈએ. સહાય આપનાર પણ તેવાજ જોઈએ. મિત્રો પણ આગળ કથવામાં આવ્યા છે તે ગુણથી સંપન્ન હોવા જોઈએ. નાગરક વૃત્ત અનુષ્ઠાનને યોગ્ય અને પોતાના કર્મમાં નિષ્ઠાવાન જોઈએ. નાયક નાયિકાના ભાવ અને ચેષ્ટાને પુરી રીતે જાણતો હોવો જોઈએ. જેનામાં દૂતકર્મનો પૂરેપૂરો ખ્યાલ હોય, જેના વડે નાયિકાના ભાવોને ગ્રહણ કરતો હોય. આ જાણવાનું એક ફળ તો એ છે કે દૂતાદિના કામોની પણ સમજ પડે છે. આવો પુરુષ અલ્પ પરિશ્રમથી અલભ્ય સ્ત્રીને મેળવી શકે છે. ફળનું પ્રયોજન તે આ છે. કારણ કે એવો પુરુષ જ સ્ત્રીને સિદ્ધ કરવા યોગ્ય છે.

તાત્પર્ય એ છે કે આવા ગુણવાળો સાધનને માટે યોગ્ય છે. આ સાધના કરનારે પહેલાં તો પોતાની અને પછી મિત્રોની પુરી પરિક્ષા કરી લેવાની જરૂર છે. આ પરીક્ષામાં પાર ઉતર્યા પછી નાયિકાની પરીક્ષામાં

પ્રવૃત્ત થવું. નાયિકાના નામસ્વભાવ, ચાલ ચલણ વગેરે જોઈ નિર્ણય કરવો. ઉપરાંત કહ્યું છે તેમ કાળ અને દેશનો પણ વિચાર ધ્યાનમાં લેવો, પછી કાર્યસિદ્ધિ માટે અગ્રેસર થવું. આ માર્ગે પણ લપસી જવાનો ભય છે અને જો અપરાધ થયો તો તે અક્ષમ્ય અને પ્રાણહાનીની સંભાવના છે. એ લક્ષમાં રાખવું. નાયક, નાયિકા, દૂત, દૂતી, સહાયકો અને સહાયિકાના કામોનો નાયક કર્મ વિમર્શ નામક--પાંચમા અધ્યાયનું પાંચમું પ્રકરણ પુર્ણ થયું.

**इति श्रीवात्स्यायनीय कामसूत्र साधारणे प्रथमेऽधिकरणे नायकसहाय दूतकर्मविमर्शो पंचमोऽध्यायः ॥ ५ ॥**

કામસૂત્રના પાંચમા અધ્યાયની અમૃતલાલતનુજ રમણિકલાલપ્રણીત તાત્પર્યવ્યંજની નામની ગુર્જર ટીકા સમાપ્ત.

# सांप्रयोगिकंद्वितीयमधिकरणम्

## प्रथमोऽध्यायः ।

### रतावस्थापनं प्रकरण

## [વિભાગ બીજો]

### સ્ત્રી—પુરુષનો સહવાસ.

આ શાસ્ત્ર--કામશાસ્ત્ર ત્રણ પુરુષાર્થને એટલે ધર્મ, અર્થ અને કામ માને છે. આ ત્રણે પુરુષાર્થમાં પહેલો પુરુષાર્થ જે ધર્મને અનુસ્યૂત છે, એટલે અર્થ પણ ધર્મને લઈને કરવો અને કામ પણ ધર્મને લઈને કરવો. આ વાત આગળ સ્પષ્ટ રીતે જણાવી છે. આપણા ઋષિયો સ્ત્રી સહવાસ કે સ્ત્રી સંભોગને કેવળ આનંદનું નહિ પણ ધર્મનું કાર્ય લેખતા હતા તે છાંદોગ્ય તેમજ બૃહદારણ્યક ઉપનિષદો પરથી સાફ જણાઈ આવે આવે છે. છાંદોગ્યના ૨ જાના ૧૩ મા મંત્ર છે કેઃ—

**उपमन्त्रयते स हिंकारो ज्ञपयते स प्रस्तावः स्त्रियासहशेते समुद्गीथः प्रति स्त्री सहशेते स प्रतिहारः कालं गच्छति तन्निधनं पारंगच्छति तन्निधन मेयद्वामदेव्यं मिथुने प्रोतम् ॥१॥**

અર્થઃ (સ્ત્રીને) ઉપમંત્રણ=સંકેત કરવો તે 'હિંકાર' છેઃ જ્ઞપણ= તોષણ કરવું તે 'પ્રસ્તાવ' છે. સાથે શયન કરવું (એક પર્યંક પર ગમન કરવું) તે 'ઉદ્દગીથ' છે. 'સ્ત્રીસંયોગ કરવો તે પ્રતિહાર' છે. સ્પર્શ સુખ સુધી પહોંચવું તે 'નિધન છે'. સંભોગના અંત સુધી પહોંચવું એ એ પૂર્ણ 'નિધન' છે. આ વામદેવ્ય મિથુન વિષે પ્રોત છે.

સામની ઉપાસનામાં ઉપર પ્રમાણે એ ઉપનિષદ્દમાં લખ્યું છે. બૃહદારણ્યક ઉપનિષદ્દના ૬ના ૨ જા બ્રા.ના ૧૩ માં લખ્યું છે કેઃ

योषा वा अग्नि गौतम तस्या उपस्थ एव समिल्लोमानि धूमो योनिरर्चिर्यदन्तः करोति तेऽङ्गारा अभिनन्दा विस्फुलिङ्गास्तस्मिन्ने- तास्मन्नग्नौ देवारेतोजुह्वति तस्या आहुत्यै पुरुषः संभवति ॥

અર્થ: હે! ગૌતમ ! યોષા પ્રસિદ્ધ અગ્નિ છે. તેનું ઉપસ્થ એ સમિધ છે; લોમ (કેશ) એ ધૂમ છે; યોનિ અર્ચિ છે. મૈથુનરૂપ વ્યાપાર તે અંગાર છે. સુખના લવ એ વિસ્ફુલિંગ—ચિણગારીઓ છે; આ અગ્નિ વિષે દેવ રેત–વીર્ય–ને હોમે છે. આ આહુતિથી પુરુષ સંભવે છે.

આ પરથી સ્પષ્ટ પ્રતીત થાય છે કે સ્ત્રીસંભોગ તે એક પ્રકારની અગ્નિની આહુતિ છે. ટૂંકમાં એટલું કે તે એક ધાર્મિક અને મહત્ત્વનું કાર્ય લેખાતું હતું. સમાજમાં સ્ત્રીનું સ્થાન પણ ઉચ્ચ હતું. કેવળ વિલાસનું સાધન ન હતું. સ્ત્રી સહવાસ એક પ્રકારનો અગ્નિહોત્ર હતો. આ ઉપરાંત એ પણ વાત લક્ષમાં રાખવા જેવી છે કે કેવળ સંભોગ સુખ તો પશુઓ પણ પ્રાપ્ત કરે છે. નર જન્મનું સાર્થક્ય કંઈ ઓર છે. ધર્મની ભાવના સાથે રસ અને અભિનય જ્ઞાન ઇત્યાદિને લઈને તે સુખ પાશવ વૃત્તિથી ભિન્ન છે. પદ્મશ્રી તેના 'નાગરસર્વસ્વ'માં કહે છે કે:

किं सौरमेयी शतमध्यवर्ती
वृषोऽपि संभोग सुखं न भुङ्क्ते ॥

સૌ ગાયની મધ્યે રહેલો વૃષભ—આખલો, સંભોગ સુખ શું નથી ભોગવતો? ભોગવે છે. પણ મનુષ્ય જે સુખ ઇચ્છે છે તે તેનાથી ભિન્ન અને ઉચ્ચતર પ્રકારનું છે. આજ કારણને લઈને વાત્સ્યાયન મુનિ સામ્પ્રયોગિક અધિકરણમાં સહવાસની રીતો દર્શાવે છે જેથી તેઓ ઉચ્ચતર સુખને મેળવે.

ગયા અધિકરણના અંતમાં જણાવ્યું છે કે "અલભ્ય સ્ત્રીને પ્રાપ્ત કરી લેવી. સ્ત્રીને વશ કરવી–વશ કરવાના સાધનને 'આવાપ' કહે છે. શાસ્ત્રનું જ્ઞાન હોય નહિં એવા પુરુષથી 'આવાપ' શક્ય નથી; એટલા માટે આવાપનો વિચાર કરવા પહેલાં 'સાંપ્રયોગિક' નામનું પ્રકરણ સૂત્રકાર

કહે છે. આ સાંપ્રયોગિક પ્રકરણમાં પ્રથમ સ્ત્રીપુરુષ સંભોગનો વિચાર કરવામાં આવ્યો છે. સાંપ્રયોગિક તંત્રના કથનથી સુરત વ્યાપારનું યથાર્થ જ્ઞાન થાય છે. પ્રથમ પ્રમાણાદિક સંભોગ વિષય જ્ઞાન મેળવ્યા પછી તે પ્રમાણે આલિંગન વગેરેનો પ્રયોગ કરવામાં આવે તો સ્ત્રીપુરુષમાં પરસ્પર પ્રીતિ જન્મે છે. પુરુષ અને સ્ત્રીનાં ગુહ્યેન્દ્રિયનાં પ્રમાણ, સંભોગમાં લાગતો સમય, અધિક વા ઓછી કામવાસના એના આધાર પર સુરતના ભેદ કલ્પવામાં આવ્યા છે. સંભોગ સમયે સ્ત્રીપુરુષની ગુહ્યેન્દ્રિયોનો સંયોગ, પછી સંભોગ વાસના, અને સંભોગમાં જે સમય લાગે છે—આ વિષયનો વિચારક્રમ પ્રાપ્ત થાય છે. આથી કરીને સ્ત્રીપુરુષના ગુહ્યેન્દ્રિયના પ્રમાણ, કાલ અને ભાવ વડે સુરત વ્યવસ્થા—સુરતના ભેદનો વિચાર પ્રથમ કરવામાં આવે છે.

### નાયક—નાયિકાના ભેદ

**शशो वृषोऽश्व इति लिङ्गतो नायकाविशेषाः ॥ १ ॥***
**नायिका पुनर्मृगी वडवा हस्तिनी चेति ॥ २ ॥**

---

* કામશાસ્ત્રના વિદ્વાનોના મતે બીજી તરેહના ભેદ છે. નાયિકાના પાંચ પ્રકારના ભેદ તે આ પ્રમાણે છે (૧) હરિણી, (૨) છાગી, (૩) વડવા, (૪) કરિણી, અને (૫) કરભી. આ પ્રમાણે નાયક પણ પંચવિધ છે: (૧) મૃગ, (૨) બર્કર—બકરો, (૩) વૃષ, (૪) તુરગ અને (૫) શસલ છે. ગુહ્યાંગના પ્રમાણમાં ફરક દાખવ્યો છે. રુદ્રકૃત 'સ્મરદીપિકા' છ આંગળનું સાધન છે જેનું તે 'શશ'; આઠ આંગળ સાધનવાળો 'મૃગ'; દશ આંગળ મદનદણ્ડ જેનો હોય તે ભેદઃ વૃષભઃ; અને બાર આંગળવાળો ભેદઃ હયઃ એમ જણાવે છે.

હરિહર 'શૃંગાર દીપિકા'માં છ, આઠ, દશ અને બાર એ ભેદ પ્રમાણે પદ્મિની, શંખિણી, ચિત્રિણી અને હસ્તિનીના ભેદ કહે છે. પરંતુ ઘણા વિદ્વાનો અને તજ્ઞના મતે આ ભેદ શરીરની ગંધ વિશેષને લઈને છે.

ગુહ્યાંગના પ્રમાણ ઉપરાંત બીજા ગુણો નાયક-નાયિકાના હોવા આવશ્યક છે. 'નાગરસર્વસ્વ'માંથી હરિણીનું લક્ષણ આપીએ છીએ.

ललितगमना तन्वी श्यामा हिम द्युति शीतला
विकट दशना मंदालापा सुसान्द्र शिरोरुहा ।

**ગુહ્યેન્દ્રિય પ્રમાણે શશ ( સસલો ), વૃષ, અને અશ્વ એમ ત્રણ પ્રકારના નાયક અને ( યોનિની ઊંડાઈ પ્રમાણે ) મૃગી, વડવા અને હસ્તિની એમ ત્રણ પ્રકારની નાયિકા છે ।। ૧, ૨ ।।**

જેના યોગે સ્ત્રી અને પુરુષ એવા પ્રકારનો ભેદ સમજી શકાય તે લિંગ—અર્થાત્ કે જન્મતાં આ સ્ત્રી છે કે પુરુષ છે એ જેના વડે જાણી શકાય તે લિંગ. લોકવ્યવહારમાં તેને મેહન ( ગુહ્યેન્દ્રિય ) કહે છે. પુરુષોનું ગુહ્યાંગ લાંબુ ( ઉન્નત ) હોય છે અને સ્ત્રીઓનું ઊંડું હોય છે. જેનું પુરુષત્વવ્યંજક ચિહ્ન ન્હાનું હોય છે તેને **શશ** કહે છે. જેનું મધ્યમ હોય તેને **વૃષ** કહે છે, અને જેનું ( સાધારણ પ્રમાણથી ) મ્હોટું હોય તેને **અશ્વ** એવી સંજ્ઞા આપે છે. આ નાયકોના ભેદ છે. લિંગભેદને લઈને સંજ્ઞાભેદ કરવો જરૂરનો છે. અર્થાત્ કે ગુહ્યેન્દ્રિયની ઊંડાઈના પ્રમાણમાં નાયિકાની પણ ભિન્ન સંજ્ઞા થવી જોઈએ. આથી ' શશી ' ' ઘોડી ' એમ ન કહેતાં, ' મૃગી ' આદિ નવીન સંજ્ઞા પૂર્વાચાર્યોએ વાપરી છે. ' પુનર ' શબ્દ વિશેષતા દર્શાવવા વાપર્યો છે. ગુહ્યાંગની લંબાઈ, છ, નવ અને બારની હોય તે પ્રમાણે પુરુષને અનુક્રમે શશ, વૃષ અને અશ્વ કહેવામાં આવે છે. પુરુષના ગુહ્યેન્દ્રિયના નિયમાનુસાર—લંબાઈના પ્રમાણમાં—સ્ત્રીઓના ગુહ્યાંગની ઊંડાઈ હોય છે, એમ નિશ્ચિત નથી, પરંતુ કેટલાક ગ્રંથકારે આનું વિશેષ વર્ણન કર્યું છે. પુરુષની ગુહ્યેન્દ્રિયની લંબાઈ પ્રમાણે સ્ત્રીઓના ગુહ્યાંગની પહોળાઈ અને ઊંડાઈના પ્રમાણમાં મૃગી આદિ ત્રણ ભેદ કર્યા છે.

---

समधिककफा स्वल्पाहारा सुगूढ शिरोस्थिका

सुरभि सुरताढयाच स्निग्धानना हरिणीभवेत् ॥

અર્થ: લલિત ચાલવાળી, તન્વી, જેનું શરીર ચંદ્રના કિરણ માફક ઠંડુ છે, વિકટ દાંતવાળી છે, મંદ આલાપવાળી છે, અતિ ઘન કેશવાળી છે, અધિક કફ અને શ્લેષ્મવાળી છે, અલ્પ આહાર કરવાવાળી છે, સુગંધ ક્રીડાયુક્ત છે, સ્નિગ્ધ આનના છે, તે હરિણી છે. ' રતિરહસ્ય 'માં એના લક્ષણમાં કહ્યુ છે કે: नवनीतशीत-वहुलक्षास्माराम्बुद्रवा. આ પ્રમાણે 'અનંગરંગ,' 'પંચસાયક' આદિમાં જુદાં જુદાં વિશેષણો નાયિકાઓ માટે છે.

**સમ રત અને તેના ભેદ**

**तत्र सदृशसंप्रयोगे समरतानि त्रीणि ॥ ३ ॥**

**બરાબરના સ્ત્રી અને પુરુષ સંબંધને સમરત કહે છે. તેના ત્રણ ભેદ છે ॥ ૩ ॥**

પ્રથમ સૂત્રમાં નાયક—નાયિકાના જે ભેદ કહ્યા તે પ્રમાણે—અર્થાત્ કે સ્ત્રીપુરુષના ભેદને લઈને સદૃશ—સમસંભોગ અને વિસદૃશ—વિષમસંભોગ થઈ શકે છે. એમાં શશનો મૃગી સાથે, વૃષનો વડવા સાથે, અશ્વ જાતિના પુરુષનો હસ્તિની સ્ત્રી સાથેનો સંભોગ, બન્નેની ગુહ્યેન્દ્રિયની બરાબરતાને લઈને સમરત થશે. સમરત—સંભોગમાં—બરાબરના સંભોગમાં સ્ત્રીના ગુહ્યાંગની ઊંડાઈ અને પહોળાઈ પુરુષના લિંગની લંબાઈ અને જાડી એને લઈ આશ્રય આશ્રયીભાવ સિદ્ધ થઈ બન્નેના યંત્રોના સામ્ય થાય છે. સમરતનું આ રહસ્ય છે.

**વિષમ રત અને તેના ભેદ**

**विपर्ययेण विषमाणि षट् । विषमेष्वपि पुरुषाधिक्यं चेदनन्तरसंप्रयोगे द्वे उच्चरते । व्यवहितमेकमुच्चतररतम् । विपर्यये पुनर्द्वे नीचरते । व्यवहितमेकं नीचतररतं च । तेषु समानि श्रेष्ठानि । तरशब्दाङ्किते द्वे कनिष्ठे । शेषाणि मध्यमानि ॥ ४ थी ११ ॥**

**વિપર્યય હોય તો—સ્ત્રી અને પુરુષમાં જો સામ્ય ન હોય તો વિષમરત થાય છે. આના છ પ્રકાર છે. વિષમ રતમાં સુદ્ધાં જો પુરુષનું (ગુહ્યાંગ) મોટું હોય તો અનંતર સંપ્રયોગ નામના બે ઉચ્ચરતાના પ્રકાર થાય છે. ( પુરુષનું ગુહ્યાંગ મોટું હોય તો ) વ્યવહિતરત સંપ્રયોગ થાય છે તેજ ઉચ્ચતર રત છે. પરંતુ આ ઉચ્ચતર રતના વિપર્યયથી નીચ રતના બે પ્રકાર થાય છે. આ નીચ રતમાં પણ જો વ્યવહિતત્વ હોય તો નીચતર રત થાય છે. આનો**

**એક જ પ્રકાર છે. આમાં સમરત એ શ્રેષ્ઠ છે. ઉચ્ચતર અને નીચતર એ બન્ને રત અધમ છે. બાકીના રત મધ્યમ છે ॥ ૪-૧૧ ॥**

શશ પુરુષનો વડવા કિંવા હસ્તિની સ્ત્રી સાથે, વૃષ પુરુષનો મૃગી કિંવા હસ્તિની સાથે, અશ્વનો મૃગી કિંવા વડવા સાથેનો પરસ્પર સંબંધ, ગુહ્યાંગની અસમાનતાને લીધે બરાબર ન (વિસદૃશ સંપ્રયોગ) હોવાથી વિષમરત કહેવાય છે. યંત્રો (ઇંદ્રિયોની) ની વિષમતાને લઈને વિષમરતના પ્રકાર થાય છે.

જો પુરુષનું ગુહ્યાંગ સ્ત્રીના ગુહ્યાંગ કરતાં મ્હોટું હોય એટલે પુરુષનું મોટું હોય અને સ્ત્રીનું નાનું હોય તો અનંતર સંપ્રયોગ વા વ્યવ્યહિત એવા બે પ્રકાર થાય છે. આ રતમાં અશ્વ જાતિના પુરુષનો વડવા સાથે, તેજ પ્રમાણે વૃષનો મૃગી જાતિની સ્ત્રી સાથે સમાગમ વિષમ હોવા છતાં એ ઉચ્ચ રત છે કારણ કે પુરુષનું ગુહ્યાંગ સ્ત્રીના ગુહ્યાંગ કરતાં વધારે મોટું હોવાથી સર્વતોપરિ વ્યાપીને સંભોગવ્યવહાર કરે છે.

અશ્વનો વડવા સાથે, વૃષનો મૃગી સાથેનો સંબંધ એ વિલોપ હોવાથી અનંતર સંપ્રયોગ છે. અનંતર સંપ્રયોગ પાસે પાસેનો. પુરુષના અધિકપણાને લઈને આને ઉચ્ચરત એ વિશેષણ આપ્યું હોવા છતાં વ્યવ્યહિત સંપ્રયોગ અશ્વ અને મૃગીનો સંબંધ—અને અનંતર સંપ્રયોગ ઉચ્ચરત કરતાં શ્રેષ્ઠ —ઉચ્ચતર રત છે. આ પ્રકારના રતમાં રતિક્રીડામાં પુરુષનું સ્ત્રીના ગુહ્યાંગ કરતાં પ્રમાણમાં વધારે મોટું હોવાથી આ પ્રકારની ક્રીડામાં થતો સંભોગ વ્યાપાર ત્રાસદાયક હોય છે અને પ્રયત્નપૂર્વક કરવો પડે છે.

ઉચ્ચરતથી ઊલટા નીચ રતના બે પ્રકાર છે. આગળ અનંતર સંપ્રયોગમાં જણાવી ગયા કે તેમાં સ્ત્રી પુરુષના ગુહ્યાંગની વિષમતા હોય છે—એમાં પુરુષનું અંગ સ્ત્રીના અંગ કરતાં મોટું હોય છે. જો સ્ત્રીનું ગુહ્યાંગ—મદનમંદિર પુરુષના કરતાં મોટું હોય તો, જેમ કે શશનો વડવા સાથે અથવા વૃષનો હસ્તિની સાથેનો રત—સંબંધ—(સમરતથી) અનુલોમ એટલે ઊલટો હોવાથી નીચરત છે. આ રતના બે પ્રકાર છે. આ રતમાં

પુરુષનું ગુહ્યાંગ—મદનદણ્ડ—અતિ નાનો હોવાથી સ્રીના મદનમંદિરમાં પૂરેપૂરો વ્યાપતો ન હોવાને લીધે જે સંભોગ—વ્યવહાર થાય છે તે નીચરત છે. આમાં પણ શશ જાતિના પુરુષનો હસ્તિની સાથે જે રત થાય તે વડવા જાતિની સ્રી સાથે વ્યવધાન કરેલો હોવાથી—નીચરત છે. કારણ એ છે કે આમાં જે સંભોગ વ્યવહાર થાય છે તેમાં સ્રીનું મદનમંદિર પૂરેપૂરું વ્યાપ્ત થતું નથી. રતના જે ભેદ સમ અને વિષ વગેરે કહ્યા તેમાં ઉત્તમ કિયો? મધ્ય કિયો? અને અધમ કિયો તે જણાવે છે. રતના એકંદર નવ પ્રકાર કહ્યા. તેમાં વિષમ છ પ્રકારના કહ્યા છે, તેના કરતાં સમરતના ત્રણ પ્રકાર શ્રેષ્ઠ છે. સમરતમાં સ્રી તેમજ પુરુષનાં મદનયંત્ર સમાન હોવાથી અન્યોન્યના સંભોગમાં અત્યંત સુખ મળે છે. 'તર' શબ્દથી જે રત વર્ણવવામાં આવ્યા છે તે બન્ને વિષમ હોવાથી—બન્નેની ઇંદ્રિયોના પ્રમાણમાં ફેર હોવાથી—અધમ છે. ઉચ્ચતર રતમાં પુરુષનો મદનદણ્ડ મોટો હોવાથી સંભોગ વખતે વધારે ઘર્ષણથી સ્રીને પીડા થાય છે. નીચતર રતમાં સ્રીનું મદનમંદિર ઊંડું અને પહોળું હોવાથી પુરુષનો મદનદણ્ડ પૂરેપૂરો અંદર ન જવાથી ઢીલો રહે છે, તેથી સંભોગ વખતે સ્પર્શસુખ પૂરેપૂરું અનુભવાતું નથી. આથી આ બન્ને ઉચ્ચતર રત અને નીચતર રત અધમ—હલકા પ્રકારના છે.

ઉચ્ચરત અને નીચરત એ દરેકના બે પ્રકાર થાય છે, એકંદરે પ્રકાર ચાર છે. આ ચાર પ્રકાર મધ્યમ છે. આ પ્રકારમાં ઈંદ્રિયોનું અત્યંત ઘર્ષણ પણ થતું નથી તેમ અધિક ઢીલાપણું—શિથિલતા—પણ આવતું નથી. તેથી સ્રી પુરુષ બન્નેને સ્પર્શ સુખ સરખું જ મળે છે.

**तत्रापि मध्यमानां विशेषमाह—**

મધ્યમાં શ્રેષ્ઠત્વ નહિ તો કંઈ વિશેષત્વ છે તે જણાવે છે:—

**साम्येऽप्युच्चाङ्क नीचाङ्काज्जाय इति प्रमाणतो नव रतानि ॥१२॥**

**મધ્યમ રતમાં નીચ રત કરતાં ઉચ્ચ રત શ્રેષ્ઠ છે. આ પ્રમાણાનુસાર સુરતના નવ પ્રકાર થાય છે. ॥ ૧૨ ॥**

મધ્યમ રતમાં જ્યેષ્ઠ—કનિષ્ઠ—ઉત્તમ અને અધમ—એવું કંઈ નથી, છતાં સામ્ય—મળતાપણું છે, છતાં નીચરત કરતાં ઉચ્ચરત એ જ શ્રેષ્ઠ છે. કારણ કે ઉચ્ચરતમાં પુરુષના મદનાંકુશ (ઇંદ્રિય) કરતાં સ્ત્રીનું મદનમંદિર નાનું હોય છે છતાં તે ઉત્ફુલ્લક વગેરે આસનના યોગે જઘન ભાગ પસારીને પહોળો કરીને મદનદણ્ડને પ્રવેશ કરાવી સ્ત્રીને ઉત્પન્ન થયેલી—કંડુ—ખાજ સારી રીતે મટાડી શકાય છે. આથી તેને અધિક સુખનો લાભ મળે છે. પરંતુ નીચરતમાં 'સંપુટક' વગેરે આસનથી જઘન ભાગને સંકુચિત કરી શકે છે છતાં કંડુનો (ખાજનો) ઉપશમ થઇ શકતો નથી. કોઇએ કહ્યું છે કે: "અલ્પ સાધનવાળો—જેના મદનદણ્ડની લંબાઈ પહોળાઈ કમી છે એવો માણસ ઘણા વખત સુધી સંભોગ કરે—સંભોગમાં બહુ વાર લગાડે—છતાં તેનાથી સ્ત્રીની કંડુ—અંદરની ચળ મટાડી શકાતી નથી, આથી તે સ્ત્રીને પ્રિય થતો નથી."

**भावतो रतावस्थापनमाह—**

ભાવાનુસારે—માનસિક વૃત્તિ પ્રમાણે રતના ભેદ જણાવે છે—

**સહવાસના ભેદ.**

**यस्य संप्रयोगकाले प्रीतिरुदासीना वीर्यमल्पं क्षतानि च न सहते स मन्दवेगः ॥ १३ ॥**

**સંભોગ વખતે જે પુરુષની પ્રીતિ ઉદાસીન હોય છે, વીર્યક્ષરણ અલ્પ હોય છે, નાયિકાએ કરેલા દંતક્ષત અને નખક્ષતને જે સહન કરી શકતો નથી, તે પુરુષને મંદવેગ કહે છે. ॥ ૧૩ ॥**

ભાવ એટલે પ્રીતિ કિંવા સંભોગની ઇચ્છા. સંભોગ સમયે જે સમય લાગે છે તેને કાળ કહે છે. ભાવ પછી કાળ ઉત્પન્ન થાય છે, વળી તે ફળરૂપ નથી. માટે તેનો (કાળનો) વિચાર કરવા પહેલાં ભાવ પ્રમાણે સુરતનું વર્ણન શરૂ કરીએ છીએ. ભાવ બે પ્રકારના છે: (૧) હેતુરૂપ અને (૨) ફળરૂપ. જેને કામિત્વ સંગોભોગની ઇચ્છા—કહે છે, તે હેતુરૂપ

ભાવ છે. કારણ કે ચાહ વગર—સંભોગની ઇચ્છા વગર સંભોગ—સુરત કાર્ય સંભવતું જ નથી. સંભોગ થયા પછી સ્ત્રી પુરુષની પરસ્પર પ્રીતિ જે થાય છે તેને ફળરૂપ ભાવ કહે છે. આવા હેતુફલાત્મક ઉભય પ્રકારના ભાવને લઈને સુરતના અનેક ભેદ થાય છે. મૃદુ, મધ્ય અને અતિ માત્ર (ચંડ) એવા ભાવના ત્રણ પ્રકાર છે. સંભોગ સમયે જેની પ્રીતિ ઉદાસીન હોય છે—જેને કામેચ્છા ન્યૂન હોય છે, કિંવા રતિસુખ કમી હોય છે, તેજ પ્રમાણે જેનો સંભોગવ્યાપાર મંદ હોય છે, શુક્ર—ધાતુ થોડી હોય છે, અને નાયિકાએ કરેલા દંતક્ષત અને નખક્ષત અને બીજા પ્રહાર સહન કરી શકતો નથી, તે મૃદુ ભાવવાળો હોવાથી મંદવેગ—મૃદુ રાગવાળો કહેવાય છે.

**तद्विपर्यये मध्यमचण्डवेगौ भवतः । तथा नायिकाऽपि ॥१४-१५॥**

**મંદવેગથી ઊલટા મધ્યવેગ અને ચંડવેગ એમ બે પ્રકારના નાયકો છે. આ પ્રમાણે નાયિકા પણ ત્રણ પ્રકારની છે. ॥ ૧૪-૧૫ ॥**

મંદવેગથી ઊલટા પ્રકારનો મધ્ય અને ચંડ વેગ નાયક હોય છે. સંપ્રયોગ વખતે—સંભોગમાં જેની પ્રીતિ મધ્યમ હોય, વીર્ય મધ્યમ હોય, નખદંત ક્ષતાદિ પ્રહાર પણ મધ્યમ રીતે સહન કરી શકતો હોય, મધ્યમ રાગવાળો હોય તે મધ્ય વેગ નાયક કહેવાય છે. રત વખતે જેની પ્રીતિ અધિક હોય, વીર્ય અધિક હોય, જે નખદંત ક્ષતાદિ પ્રહાર અધિક સહન કરી શકતો હોય, જેની કામેચ્છા પ્રચંડ હોય, તે ચંડવેગ નાયક છે. મંદ-વેગાદિ પુરુષ પ્રમાણે, મંદ, મધ્ય અને ચંડ વેગવાળી એમ નાયિકાના પણ ત્રણ પ્રકાર છે.

**अत्रापि प्रमाणवदेव नवरतानि ॥ १६ ॥**

**લિંગ પ્રમાણ ભેદથી જેમ રતના નવ પ્રકાર થાય છે, તેમ અહીં ભાવ પ્રમાણે પણ નવ ભેદ થાય છે. ॥ ૧૬ ॥**

સમરતના ત્રણ ભેદ અને વિષમરતના છ ભેદ, એમ રતના નવ ભેદ ગુણાંગ પ્રમાણે આગળ કહ્યા છે તે પ્રમાણે ભાવાનુસાર પણ નવ થાય છે.

**तद्वत्कालतोऽपि शीघ्रमध्यचिरकाला नायकाः ॥ १७ ॥**

**પ્રમાણ, અને ભાવની માફક નાયક અને નાયિકાના શીઘ્રકાળ, મધ્યકાળ અને ચિરકાળ એવા ત્રણ ભેદ થાય છે. ॥ ૧૭ ॥**

જે પ્રમાણે ભાવ અને પ્રમાણથી રતના નવ ભેદ થાય છે તે પ્રમાણે કાળના પણ નવ ભેદ થાય છે. ભાવ—કામેચ્છા ઉત્પન્ન થવાને માટે નિમિત્ત થનાર કાળના પણ શીઘ્રકાળ, મધ્યકાળ અને ચીરકાળ એવા ત્રણ ભેદ થાય છે. જેની રતિ જલદી—શીઘ્રકાળમાં ખલ્લાસ થાય તે પુરુષ વા સ્ત્રી શીઘ્રકાળ સંજ્ઞક કહેવાય. જેની રતિ લાંબે વખતે થાય તે સ્ત્રી વા પુરુષ ચીરકાળ સંજ્ઞક કહેવાય અને જેનું ક્ષરણ અતિ શીઘ્ર પણ: નહિં તેમ અતિ લાંબે કાળે પણ ન થાય તે 'મધ્યકાળ' કહેવાય. સૂત્રમાં જો કે નાયક શબ્દ છે, પણ એનો અર્થ નાયક અને નાયિકા છે.

**तत्र स्त्रियां विवादः ॥ १८ ॥**

**આમાં સ્ત્રીઓને માટે માત્ર મતભેદ છે. ॥ ૧૮ ॥**

કાળ પ્રમાણે જે ભેદ કહ્યા તેમાં તે પ્રમાણે સ્ત્રીઓના ભેદ બાબતમાં કામશાસ્ત્રના આચાર્યોમાં મતભેદ છે.

**तत्रौद्दालकर्मतम्—**

ઔદ્દાલકીનો મત એવો છે કે—

**न स्त्री पुरुषवदेव भावमधिगच्छति ॥ १९ ॥**

**સ્ત્રી પુરુષની માફક ભાવને પ્રાપ્ત થતી નથી. ॥ ૧૯ ॥**

સ્ત્રીનું સુખ પુરુષની બરાબર નથી હોતું. કારણ કે પુરુષોને વીર્યનું ક્ષરણ થાય છે—પુરુષોને જેવો વીર્યપાત થાય છે તેવો સ્ત્રીઓને થતો નથી; કારણ કે સ્ત્રીઓમાં વીર્ય હોતું નથી.

**किमर्थं तर्हि पुरुषेण संप्रयुज्यत इत्याह—**

ત્યારે સવાલ એ છે કે શા માટે સ્ત્રીઓ પુરુષની સાથે સંભોગ કરવા પ્રવૃત્ત થાય છે ?

**सातत्यात्त्वस्याः पुरुषेण कण्डूतिरपनुद्यते ॥ २० ॥**

**પુરુષના સાધનથી ( ઇંદ્રિયથી ) થતો સંબંધ તેની ખાજને-ચળને મટાડે છે. ॥ ૨૦ ॥**

સ્ત્રીના ગુહ્યાંગમાં કૃમિ સ્વાભાવિક હોય છે, તેથી ખાજ પણ સ્વાભાવિક રીતે થાય છે. ( આ ખાજ પુરુષની ઇંદ્રિયના ઘર્ષણ—એક સરખા ઘર્ષણથી મટે છે ) એક સ્થળે કોઈએ કહ્યું છે કે—

સ્ત્રીના ગુહ્યાંગમાં રક્તથી* સૂક્ષ્મ, મૃદુ, મધ્ય અને ઉગ્ર કૃમી ( કીડા ) ઉત્પન્ન થાય છે, આથી ત્યાં ખાજ થઈ આવે છે. આ કંડુ—ખાજનું ઉપશમન સંભોગ સમયે પુરુષના મદનદણ્ડના એક સરખા રગડવાથી મટે છે. જો આમાં કોઈ પણ પ્રકારનો પ્રતિબંધ થાય, તો બમણી ચળ ઊઠે છે વા કામોન્માદ થાય છે.

**अन्यथापि सा स्वयमपनयतीति चेदाह—**

આ કંડુનો ઉપશમ પુરુષના સંભોગ સિવાય બીજા સાધનથી પોતે કરી શકે ખરી છતાં.

**सा पुनराभिमानिकेन सुखेन संसृष्टा रसान्तरं जनयति ॥२१॥**

**કંડુનો ઉપશમ ( ચળનું મટવું ) જો આભામતિક સુખને લઇને થયું હોય તો એક પ્રકારના નિરાળા રસને ઉત્પન્ન કરે છે. ॥૨૧॥**

કાનમાં ખજવાળ ઉત્પન્ન થાય તો સળીથી કે કાંડી ઘસવાથી મટે છે. તે પ્રમાણે ગુહ્યાંગમાં ઉત્પન્ન થયેલી ખજવાળ કૃત્રિમ સાધનથી મટાડી શકાય છે. તથાપિ, ચુમ્બન આલિંગન વગેરે સુખોત્પાદક ક્રિયા દ્વારા પુરુષ

---

* રકતથી એટલે લોહીથી નહિં પણ સ્વેદદર્શનથી—ઋતુસ્રાવથી.

સાથે સંભોગ કરવાથી ખજળવાટ મટવાનું સુખ કંઈ ઓર પ્રકારનું હોય છે. કહેવાની મતલબ એ છે કે ચુમ્બન આલિગન વડે જે સુખ થાય છે. તે સુખ ખજવાળ મટવાવાળા સુખની સાથે મળવાથી કંઈ ઓર પ્રકારનો આનંદ નિર્માણ થાય છે.

## तस्मिन् रसबुद्धिरस्याः ॥ २२ ॥

**તે વિશિષ્ટ રસમાં જ—આનંદમાં જ સ્રીને સુખબુદ્ધિ હોય છે. ॥ ૨૨ ॥**

રસાંતરમાં સુખબુદ્ધિ છે. ચુમ્બન આલિંગન વગેરે સુખની સાથે પુરુષ સંભોગથી ખજવાળ મટવી તેમાંજ સ્રી ખરું સુખ અનુભવે છે. કેવળ ખાજ મટાડવી એ તો ગૌણુ બાબત છે. શુક્રના પતનથી જેમ પુરુષને સુખ થાય છે, તેમ શુક્ર નહિ હોવાથી સ્રીને તેમ થતું નથી. સ્રીમાં શુક્ર જ નથી તો તેનો પાત ક્યાંથી થાય? વળી પુરુષસમાગમની શરૂઆત થતાંજ ખજવાળ મટવાનું સુખ (એક સરખા ઘર્ષણથી) એક સરખું મળે છે, પણ પુરુષને એક સરખું સ્રીના જેવું મળતું નથી. શુક્ર પડે છે ત્યારે—તે ક્ષણે સુખ મળે છે. આ પ્રમાણે સ્રી અને પુરુષના રતિ સુખનાં સ્વરૂપથી અને કાળથી ફરક છે માટે કાળ અને ભાવ પ્રમાણે સુરત નવ પ્રકાર કહ્યા તે શકય નથી.

## पुरुषप्रतीतेश्चानभिज्ञत्वात् ॥ २३ ॥

**સુખ એ મનનો ધર્મ છે. પુરુષ અને સ્રી એ બન્નેના સમાગમથી ઉત્પન્ન થતું સુખ એ મનનો ધર્મ હોવાથી—મન જ જાણી શકતું હોવાથી—બીજાને પ્રત્યક્ષપણે જણાતું નથી. જો આમ છે તો સંભોગથી પુરુષને સુખ થાય છે અને સ્રીને નથી થતું એ શી રીતે જાણ્યું? સ્રીનું સુખ પુરુષને અને પુરુષનું સુખ સ્રીને પ્રત્યક્ષ સમજવું શકય નથી. સૂત્રમાં 'ચ' એ સ્રીની પ્રતીતિનો બોધક છે. ॥ ૨૩ ॥**

સહવાસનું સુખ કેવું ?

## कथं ते सुखमिति प्रष्टुमशक्यत्वात् ॥ २४ ॥

**'તને સુખ કેમ થાય છે? એવું પૂછવું શક્ય ન હોવાથી—પૂછીને આ વાતનો નિર્ણય નથી કરાતો તેથી– ॥ ૨૪ ॥**

સ્ત્રી પુરુષના જેવો સંભોગવ્યાપાર શરૂ કરે તો ( પુરુષ થાકી જાય અથવા સ્ત્રી પુરુષને કેવા પ્રકારનું સુખ મળે છે તે જાણવા સારુ પુરુષના ઉપર સૂઈ પુરુષની માફક વ્યાપાર આરંભે, તો ) પુરુષ સુખની કલ્પના તેને આવવી શક્ય નથી. ( સ્ત્રી ભાવસુખને પ્રાપ્ત થાય છે તે કહેવું શક્ય નથી. ) કારણ સંભોગથી મળતું સુખ ખજવાળ મટવાને લઈને છે કે શુક્ર-પતનને લઈને છે, એનો નિશ્ચય તેને માટે શક્ય નથી. આથી આપણી માફક શુક્રપતનથી તેને સુખ થાય છે એમ પુરુષે શી રીતે સમજવું? કદાચિત્ કહો કે તેને પૂછીને તેનો નિર્ણય કરવો તો તેને એમ પૂછવું શક્ય નથી. કારણ એ છે કે શુક્રપાતથી જે સુખ થાય છે તેની કલ્પના સ્ત્રીને હોતી નથી અને ખજવાળથી જે સુખ થાય છે તેની કલ્પના પુરુષને હોતી નથી. આથી ઉભયને—બન્નેને સુખ વિષે પ્રશ્ન કરવો નિરર્થક છે. આમ જ્યારે પ્રશ્નજ શક્ય નથી ત્યારે ઉત્તરની આશા શી રીતે રાખી શકાય ? ઉપરાંત સ્ત્રી પુરુષના પરસ્પર સંભોગથી થતું સુખ મનોધર્મ હોવાથી શબ્દથી તેનું વર્ણન કરવું શક્ય નથી. આથી પુરુષને સંભોગ-સુખથી જે આનંદ મળે છે તેવો સ્ત્રીને મળતો નથી એવો પ્રશ્ન શી રીતે થઇ શકે ?

**कथमेतदुपलभ्यत इत्याशंक्यौद्दालिकरुपलब्ध्युपायमाह—**

સ્ત્રીઓ પુરુષની માફક ભાવને પ્રાપ્ત થતી નથી—પુરુષ પ્રમાણે સ્ત્રીને સુખ થતું નથી, એ શી રીતે જાણ્યું. એવી આશંકાનું સમાધાન ઔદ્દા-લકિના મત પ્રમાણે કહે છે.

**कथमेतदुपलभ्येत इति चेत् पुरुषो हि रतिमधिगम्य स्वेच्छया विरमति, न स्त्रियमपेक्षते, न त्वेवं स्त्रीत्यौद्दालाकिः ॥ २५ ॥**

**આ શી રીતે જાણવું એમ જો પૂછો તો, કહીશું કે, પુરુષ સંભોગ સુખનો અનુભવ લઈ પોતાની ઇચ્છાથી સંભોગ વ્યાપારમાંથી નિવૃત્ત થાય છે. પછી સ્ત્રીની અપેક્ષા તેને હોતી નથી. પરંતુ સ્ત્રીઓનું આમ નથી એવો ઔદ્દાલિક આચાર્યનો મત છે ॥ ૨૫ ॥**

પુરુષ વીર્યક્ષરણ થતાં સુખનો અનુભવ લઈ આપોઆપ સંભોગ વ્યાપારમાંથી નિવૃત્ત થાય છે. સંભોગ સુખની ઇચ્છા રાખનાર સ્ત્રી તરફ જોતો નથી, પણ સ્ત્રીઓનું આમ નથી. જો સ્ત્રીઓને વીર્યપાતનું સુખ પુરુષની માફક મળતું હોય તો તે પ્રાપ્ત થયા પછી તેને પુરુષની આવશ્યકતા ન રહેવી જોઈએ અને આપોઆપ મદનાંકુશને દૂર કરી સંભોગવ્યાપારમાંથી નિવૃત્ત થવી જોઈએ; પણ પુરુષ આનંદ પ્રાપ્ત કર્યા પછી વ્યાપારમાંથી નિવૃત્ત થાય છે તેમ તે થતી નથી અને એક પુરુષથી સમાગમ કર્યા પછી તરત જ તે સ્થિતિમાં બીજા પુરુષની અપેક્ષા રાખે છે. એવી કેટલીક સ્ત્રીઓ જોવામાં આવી છે કે એક પુરુષની સાથે સંભોગ કરી, તે નિવૃત્ત થયો કે તરત જ તેવી સ્થિતિમાં બીજા અનેક પુરુષની સાથે સંભોગ કર્યો છે. માટે જ કોઈએ કહ્યું છે કેઃ—

"કેટલાંય કાષ્ટ નાંખો પણ અગ્નિની તૃપ્તિ થતી નથી; કેટલીયે નદીઓ સમુદ્રને મળે પણ તેને તૃપ્તિ થતી નથી, અનેક પ્રાણીઓનું ભક્ષણ કરવા છતાં કાળનું પેટ ભરાતું નથી તેમ અનેક પુરુષોનો ભોગ લેવા છતાં તેને સંતોષ થતો નથી." આ પરથી જણાય છે કે જેવી રીતે પુરુષ જે પ્રમાણે વીર્ય સ્ખલીત થયા પછી સુખ પ્રાપ્ત કરી સંભોગ ક્રિયામાંથી આપોઆપ નિવૃત્ત થાય છે તેમ સ્ત્રીઓ સ્વેચ્છાથી વિરામ પામતી નથી,

તેથી વીર્યક્ષરણથી થતું સુખ તેને મળતું નથી. આ પ્રમાણે પુરુષના અને સ્ત્રીના રતિસુખમાં આટલો ભેદ છે.

**तत्रैतत्स्याच् चिरवेगे नायके स्त्रियोऽनुरज्यन्ते शीघ्रवेगस्य भावमनासाद्यावसानेऽभ्यसूयिन्यो भवन्ति, तत्सर्वं भावप्राप्तेरप्राप्तेश्च लक्षणम् ॥ २६ ॥**

**ચિરવેગ નાયક પર સ્ત્રીઓનો પ્રેમ હોય છે—(વધારે વખત સુધી સંભોગ કરનાર=ચિરવેગનાયક), અને એથી ઊલટું શીઘ્રવેગ નાયક (જલ્દીથી સ્ખલિત હોનાર) સાથે સંભોગ પૂરો કર્યા પછી તૃપ્તિ ન થવાથી વિરક્ત થાય છે—ભાવને પ્રાપ્ત ન થવાથી નાયકનો દ્વેષ કરે છે—અનુરક્તિ અને વિરક્તિ એ, સંભોગથી સ્ત્રીને સુખપ્રાપ્તિ થઇ કિંવા નહિં એનું લક્ષણ છે. ॥ ૨૬ ॥**

સ્ત્રીઓ પોતે સ્વેચ્છાથી સંભોગ વ્યાપારમાંથી નિવૃત્ત થતી નથી તેથી વીર્યક્ષરણ થતી વખતનો આનંદ તેને મળતો નથી, એમ કહેવામાં કંઈ તથ્ય નથી. કારણ કે પોતાની ઈચ્છાથી સ્ત્રી સંભોગવ્યાપારમાંથી નિવૃત્ત ન થાય તથાપિ જે પુરુષની સાથે સંયોગમાં જોડાય છે તે પુરુષ પર તેનો પ્રેમ થાય તો જાણવું કે વીર્યપાતથી એને સુખ થાય છે. આમ અનુમાન થઇ શકે છે. જે પુરુષ ઘણા સમય સુધી વેગથી સંભોગ કરી વીર્યપાત થયા પછી નિવૃત્ત થાય છે તે પુરુષો પર સ્ત્રીઓ પ્રેમ કરે છે. જે પુરુષ થોડા સમયમાં પોતાનું કામ પતાવી અલગ થાય છે તેવા પુરુષોનો સ્ત્રીઓ દ્વેષ કરે છે. આમ અનુરાગ અને વિરાગ એ જ સંભોગક્રિયાથી સુખ ઉત્પન્ન થયું કે નહિ એ બતાવી આપે છે. અનુરાગ એ બતાવી આપે છે કે સુખ પ્રાપ્ત થયું છે અને વિરાગ તો સુખનો અભાવ જ સૂચવે છે. આમ અનુરાગ અને વિરાગ, સ્ત્રીઓની માફક પુરુષોમાં જણાય છે. પુરુષાયિન સુરતક્રીડામાં જો સંભોગક્રિયા લાંબા વખત સુધી રહે તો તેથી સ્ત્રી ચિરવેગ છે. આથી સંભોગથી તૃપ્તિ પામેલો પુરુષ તેવી સ્ત્રી પર પ્રેમ કરે છે; અથવા

તો સંભોગવ્યાપાર થોડી વાર ટકે તો મનમાં અસંતોષ અનુભવે છે કે આ સ્ત્રી શીઘ્રવેગ છે અને એથી કદાચ તેનો તે તિરસ્કાર કે દ્વેષ કરે છે. પુરુષોની માફક સ્ત્રીઓ પણ પુરુષો પર અનુરાગ કરે છે. આ પરથી એમ સિદ્ધ થાય છે કે સ્ત્રીઓને પણ વીર્યધારણથી સુખ પ્રાપ્ત થાય છે.

## तच्च न ॥ २७ ॥

**એ ચિહ્ન નથી. ॥ ૨૭ ॥**

અનુરાગ ભાવપ્રાપ્તિ જણાવે છે. સ્ત્રી પુરુષોનો એકમેક પર થતો પ્રેમ એ કામતૃપ્તિનું ચિહ્ન છે એ બરાબર વાત નથી. કારણ એમ છે કે જો અનુરાગ એ વાસનાતૃપ્તિનું અસાધારણ કારણ હોત તો કદાચ તેમ કહી શકાત, પરંતુ અનુરાગ એ જેમ વાસનાતૃપ્તિનું કારણ છે તેમ તે ખજવાળ મટાડવાનું પણ કારણ છે. આ હેતુ ઉભય સાધારણ—બન્નેમાં સામાન્ય—હોવાથી કેવળ કામવાસનાની તૃપ્તિ થાય છે એમ અનુમાન સયુક્તિક નથી.

## कण्डुतिप्रतीकारोऽपि हि दीर्घकालं प्रिय इति ॥ २८ ॥

**કંડુનો ઉપશમ દીર્ઘકાળ સુધી થવાથી અનુરાગ ઉત્પન્ન થાય છે. ॥ ૨૮ ॥**

સંભોગવ્યાપાર લાંબા વખત સુધી ચાલતો રહેવાથી ખજવાળ મટે છે. આથી કરીને એ પણ સંભવિત છે કે આ કારણને લઈને સ્ત્રીનો પ્રેમ પુરુષ પર ચોંટે. સ્ત્રીનો અનુરાગ થાય છે એટલા પરથી વીર્યક્ષરણ જન્ય સુખને લીધે જ પ્રેમ ચાહે છે એમ કહેવું સાધાર નથી.

## एतदुपपद्यत एव ॥ २९ ॥

**આવો અનુરાગ ઉત્પન્ન થવો એ સ્વાભાવિક છે. ॥ ૨૯ ॥**

કંડૂપશમનથી અનુરાગ ઉત્પન્ન થાય છે એમ કહેવું યુક્તિસંગત નથી એમ નથી. વીર્યપાત જ અનુરાગ થવાનું મુખ્ય કારણ છે એમ પણ નથી.

ધારો કે વીર્યપાત થયો અને ખાજ મટી નહિ તો અનુરાગ ઉત્પન્ન નહિ થાય. વીર્યપાતથી અનુરાગ ઉત્પન્ન થાય છે કે ખાજ મટવાથી અનુરાગ ઉત્પન્ન થાય છે એનો નિર્ણય કરવો કઠિન છે. તાત્પર્ય એ છે કે અનુરાગ એ જેમ નિર્ણાયક નથી તેમ વિરાગ પણ સંભોગ—સુખની ઉત્પત્તિ શાને લઈને તે માટે નિર્ણાયક નથી.

**तस्मात्संदिग्धत्वादलक्षणमिति ॥ ३० ॥**

**માટે—અનુરાગ અને વિરાગ—સંદિગ્ધ હેતુ હોવાથી તે સંભોગ-જન્ય વિશિષ્ટ સુખનું દ્યોતક-સૂચવનારૂં-નથી. ॥ ૩૦ ॥**

અનુરાગ અને વિરાગ ઉભય સંદિગ્ધ છે. અનુરાગ અને વિરાગ શાથી થાય છે? વીર્યપાતથી કે ખાજ મટવાથી? આ બન્નેમાં સંશય છે. કારણ કે વિસૃષ્ટિ સુખ મળવાથી રાગ અને ન મળવાથી દ્વેષ થાય છે એવો નિશ્ચય થઈ શકતો નથી. તે બન્ને સ્થળે વર્તમાન હોવાથી, ઇચ્છાનુસાર સંભોગ-સુખમાંથી નિવૃત્ત થવું વા ન થવું એ જ સંભોગજન્ય સુખદુઃખનું દ્યોતક છે. તાત્પર્ય કે પુરુષોને જેવું વીર્યપાત સમયે સુખ મળે છે તેવું સ્ત્રીઓને મળતું નથી.

**एतदेव मतमौद्दालकिर्गीतेन श्लोकेनाह—**

આ સંબંધે ઔદ્દાલકિ એક શ્લોકમાં સ્પષ્ટ ગાય છે કે—

**संयोगे योषितः पुंसा कण्डूतिरपनुद्यते ।**
**तच्चाभिमानसंसृष्टं सुखमित्यभिधीयते ॥ ३१ ॥**

**પુરુષના સાથે સમાગમ કરતાં, સ્ત્રીને કંડુનો ઉપશમ થાય છે—ખાજ મટે છે. તેથી થતા સુખની સાથે ચુમ્બનાદિ આભિમાનિક સુખનું મિશ્રણ થાય તો તેને સ્ત્રીઓ અપૂર્વ આનંદ—રતિસુખ કહે છે. ॥ ૩૧ ॥**

કંડુના ઉપશમનથી—ખાજ મટવાથી જે સુખ થાય છે તેની સાથે

ચુમ્બન આલિંગનાદિ આભિમાનિક સુખ મળે તો એ બન્નેના મિશ્રણથી અપૂર્વ આનંદ ઉત્પન્ન થાય છે. આ સંયોગથી ઉત્પન્ન થતા સુખને સ્ત્રીઓ સુખ કહે છે—ખરું સુખ તે આ મિશ્રણજન્ય છે.

**बाभ्रव्यमतमाह—**

આ સંબંધમાં બાભ્રવ્યનો મત જણાવે છે.

**सातत्याद्युवतिरारम्भात्प्रभृति भावमधिगच्छति पुरुषः पुनरन्त एव ॥ ३२ ॥**

**યુવતીને સંભોગના આરંભથી જ એક સરખો નિરંતર આનંદ મેળવે છે, જ્યારે પુરુષ વીર્યપાત સમયે ભાવને પ્રાપ્ત થાય છે—આનંદ પ્રાપ્ત કરે છે. ॥ ૩૨ ॥**

બાભ્રવ્યનો મત એવો છે કે વિસૃષ્ટિ સુખ—વીર્યપાત જન્ય સુખ સ્ત્રી અને પુરુષ બન્નેને મળે છે. સંભોગનો આરંભ થતાંની વારથી સ્ત્રીને સુખ મળતું રહે છે. જેમ એક ટૂટેલા વાસણમાંથી પાણી એકસરખું ગળતું રહેવાથી તે ભીંજાયેલું રહે છે, તેમ પુરુષના મદનાંકુશનો યોગ થતાંની સાથે તેનું ગુહ્યાંગ એકસરખું ભીનું રહે છે. આ અનુભવસિદ્ધ બીના છે. પુરુષને સ્ખલિત થતાંની વાર સુખ થાય છે અને સ્ત્રીને આરંભથી જ મળે છે; પણ પુરુષ અંતમાં ભાવને પ્રાપ્ત થાય છે—છેવટે સુખ મળે છે. કારણ કે છેવટે સ્ખલિત થાય છે. આ યથાર્થ છે.

**एतदुपपन्नतरम् ॥ ३३ ॥**

**આ ( બાભ્રવ્યનો મત ) અત્યંત ઉપપન્ન છે. ॥ ૩૩ ॥**

વીર્યક્ષરણથી સ્ત્રી અને પુરુષ બન્નેને સુખ થાય છે. આ બાભ્રવ્યનો મત પ્રત્યક્ષ પ્રમાણથી સિદ્ધ હોવાથી બરાબર છે. સ્ત્રી અને પુરુષના સુખાનુભવ કાળમાં માત્ર ફરક છે. આથી કરીને કાલ પ્રમાણે રતના નવ ભેદ અહીં સંભવતા નથી. વીર્યપાતજન્ય સુખ સ્ત્રી પુરુષ ઉભયને સમાન હોવાથી ભાવજન્ય નવ પ્રકાર થઈ શકે છે.

ननु [illegible] । व्रणस्वभावत्वाद्पनुद्यमानः क्लिद्यतीत्या —

સ્ત્રીનું યંત્ર વ્રણ જેવું છે અને સંભોગ સમયે આઘાતને લીધે પાણી ઝરે છે અને તેથી ભીનું થાય છે એવી શંકાના જવાબમાં સુત્રકાર કહે છે કે—

**ગર્ભધારણ કેવી રીતે !**

**न ह्यसत्यां भावप्राप्तौ गर्भसंभव इति बाभ्रवीयाः ॥३४॥**

**ભાવપ્રાપ્તિ ન થાય તો, ( વાસના અને સંભોગ વડે વાસના-તૃપ્તિથી સુખ ) ગર્ભધારણ થાય નહિ—એવો બાભ્રવ્ય આચાર્યનો મત છે. ॥ ૩૪ ॥**

રસપ્રાપ્તિ થતાં વીર્યક્ષરણથી સુખ પ્રાપ્ત થતાં જે તૃપ્તિ વા આનંદ સ્ત્રીને મળે છે તેનાથી સ્ત્રી ગર્ભ ધારણ કરે છે. ચરકકારે પણ કહ્યું છે કે " મોંમાં પાણી આવવું, ( થૂંક ) શરીરમાં જડપણું અનુભવવું, શરીરનું કૃશ થવું, આળસ આવવું, જાંગ ભરાઈ જવી, તંદ્રા, મનમાં વ્યથા અનુભવવી, ચિત્તમાં પ્રસન્નતા આ તત્કાળ ગર્ભ રહેવાનાં લક્ષણ છે." ભાવ એટલે તૃપ્તિ. ચિત્તને જે એક પ્રકારનું સુખ કે આનંદ થાય છે, તે વીર્યપાત વગર થતો નથી. કેટલાકનું કહેવું છે કે સ્ત્રીને જે સુખ થાય છે, તે વીર્ય-પતનથી નહિ પણ આર્તવપતનથી—રજથી થાય છે. કહ્યુ છે કે " અરણી અને દંડના મંથનથી જેમ અગ્નિ ઉત્પન્ન થાય છે, તેમ કામાગ્નિથી તપ્ત ચિત્ત સ્ત્રી પુરુષોના પરસ્પર દેહ સંસર્ગથી શુક્ર અને આર્તવનું મંથન થઈ ગર્ભસંચાર થાય છે."

સ્ત્રીઓને પણ પુરુષની માફક તૃપ્તિ થાય છે. એ સિદ્ધ વાત છે. સવાલ એ છે કે આ તૃપ્તિનું કારણ શું છે ? કયા નિમિત્તથી તૃપ્તિ થાય છે ? એ ( જે પતન થાય છે તે ) શુક્ર નથી તો શું છે ? જો શુક્ર ન હોય તો સ્ત્રીઓ શી રીતે ગર્ભધારણ કરે છે ? પુરુષના સમાગમથી જેમ સ્ત્રીને ગર્ભ રહે છે તેમ સ્ત્રી ને સ્ત્રીના સમાગમથી ગર્ભધારણ થાય છે. સુશ્રુતકાર કહે છે કે " જો બે સ્ત્રીઓ એકમેકની સાથે સંભોગવ્યાપારમાં પ્રવૃત્ત થાય

તો પરસ્પર વીર્યનું પતન થાય છે ત્યારે અસ્થિશૂન્ય ગર્ભની ઉત્પત્તિ થાય છે." મથિતાર્થ એ છે કે (શરીરની) રસધાતુમાંથી અસૃક (રક્ત) ધાતુ ઉત્પન્ન થાય છે. આ જ ધાતુ કંઇ વિશિષ્ટ અવસ્થામાં 'આર્તવ' નામે ઓળખાય છે અને મજ્જાસંજ્ઞક ધાતુમાંથી શુક્ર ધાતુની ઉત્પત્તિ થાય છે.

## अत्रापि तावेवाशं,परिहारो भूयः ॥ ३५ ॥

**બાભ્રવ્યના મત પર પણ પૂર્વોક્ત શંકા ઉત્પન્ન થાય છે, અને સમાધાન (પણ પહેલાંની માફક) થાય છે. ॥ ૩૫ ॥**

બાભ્રવ્યના મત પર પણ પહેલાંની માફક (ઔદ્દાલકિના મત પર શંકા અને સમાધાન થયું તેમ) શંકા અને સમાધાન થઈ શકે છે. જેમકે સંભોગના આરંભથી જ જો સ્ત્રીને સુખ મળતું રહે છે, તો દીર્ઘકાળ પર્યંત સંભોગ કરનાર પુરુષ પર પ્રેમ અને અલ્પકાળમાં સ્ખલિત થનાર પર દ્વેષ, એમ ફરક હોવાનું કારણ નથી રહેતું. એકપક્ષે એમ પણ જોવામાં આવે છે કે સ્ત્રીની ભેદપ્રાપ્તિમાં ફરક જોવામાં આવે છે. ચિરવેગ પુરુષમાં તેને અનુરાગ ઉત્પન્ન થાય છે તેથી તે પુરુષની માફક ભાવને પ્રાપ્ત થાય છે. સ્ત્રીને પણ સંભોગક્રિયાને અંતે વીર્યપાતજન્ય સુખ થાય છે; અને શીઘ્રવેગ પુરુષ પર તેને દ્વેષ ઉત્પન્ન થાય છે તેથી સંભોગના આરંભથી જ તેને શુક્રક્ષરણનું સુખ મળતું નથી. આવી શંકાનો પરિહાર થઈ શકે છે. વીર્ય પતનથી તે ભાવને પામે છે એમ નથી, પરંતુ સ્ત્રીના ગુહ્યાંગમાં જે ખાજ ઉત્પન્ન થાય છે તેનું દીર્ઘકાળે ઉપશમન થાય છે. શીઘ્રવેગ પુરુષના હાથે તેમ થતું નથી—તેની ખાજ મટતી નથી. આથી કરીને તેના પ્રત્યે તેને વિરાગ ઉત્પન્ન થાય છે. એમ માનીએ કે સંભોગક્રિયાના આરંભથી જ સ્ત્રીનો સુખોપભોગ શરૂ થાય છે પરંતુ કંડુનો ઉપશમ તો જેવો વધારે વાર ટકનાર હાથે થાય છે તેવો શીઘ્રવેગને હાથે થતો નથી. તેથી તેના પ્રત્યે દ્વેષ પેદા થાય છે. સ્ત્રીના સુખનું એક કારણ દીર્ઘકાળ ક્રિયાથી ખાજનું મટવું છે, તેવું બીજું કારણ એ પણ છે કે સંભોગના આરંભમાં

જે સુખ મળે છે તે દીર્ઘકાળ સુધી ટકે તો સારું, એવી તેની ઈચ્છા હોય છે. શીઘ્રવેગ પુરુષને હાથે આવા પ્રકારનું સુખ મળતું નથી, તેથી તેવા પુરુષ પ્રત્યે વિરાગ ઉત્પન્ન થાય છે. સ્ત્રીઓની કામવાસના પુરુષો કરતાં આઠ ગણી વધારે હોય છે. તેથી સંભોગવ્યાપારથી મળતું સુખ દીર્ઘકાળ સુધી ટકે એમ તે ઈચ્છે છે. પુરુષની કામવાસના સ્ત્રીના પ્રમાણમાં એક અષ્ટમાંશ—સ્ત્રીના કામનો આઠમો ભાગ છે. તેથી 'પુરુષના સંભોગથી સ્ત્રીને તૃપ્તિ થતી નથી.' એમ નથી કે વિસૃષ્ટિથી—વીર્યસ્ખલનથી સુખ નથી થતું. આ પ્રમાણે તે શંકાનું સમાધાન છે.

**तत्रैतत्स्यात् सातत्येन रसप्राप्तावारम्भकाले मध्यस्थचित्तता नातिसहिष्णुता च ततः क्रमेणाधिको रागयोगः शरीरे निरपेक्षत्वम् अन्ते च विरामामीप्सेत्येतदनुपपन्नमिति ॥ ३६ ॥**

**તો સવાલ એ છે કે, જો સંભોગના આરંભથી તે અંત સુધી એક સરખું સુખ થાય તે (શા માટે રતના આરંભમાં) મધ્યસ્થ ચિત્તતા—શાંત અને ઉદાસિન મન—હોય છે અને નખદંત આદિને સહન કરી શકતી નથી! અને ધીમે ધીમે રાગની વૃદ્ધિ થતાં શરીરનું ભાન સુદ્ધાં રહેતું નથી અને નખદંતના આઘાત સહન કરવાની શકિત આવે છે, અને અંતે રતમાંથી નિવૃત્ત થવાની ઇચ્છા થાય છે. આ સર્વ બીના બનવી ન જોઇએ ॥ ૩૬ ॥**

રતના આરંભમાં સ્ત્રીની ચિત્તવૃત્તિ મધ્યસ્થ રહે છે. નખદંતના આઘાત સહન કરી શકતી નથી. પરંતુ આરંભ પછી થોડી વારે પ્રેમ ઉત્પન્ન થતાં તે નખદંતના આઘાત સહન કરે છે અને અંતે સંભોગ ક્રિયામાંથી નિવૃત્ત થવાની ઇચ્છા તેને થાય છે. એમ માનીએ કે સંભોગની શરુઆતથી જ સ્ત્રીઓને સુખ થાય છે તો અવસ્થાંતર—જે થાય છે તે જુદી જુદી અવસ્થાને પ્રાપ્ત થાય છે, તો ઉત્પત્તિ સિદ્ધ થતી નથી. સંભોગ

પછી જ્યારે વીર્યપાત થાય છે ત્યારે પુરુષ અવસ્થાંતરને પ્રાપ્ત થાય છે; અર્થાત્ કે સંભોગના પ્રારંભથી જ સ્રાવ થાય છે અને સુખ ભોગવે છે. તે જુદી જુદી અવસ્થા તેને પ્રાપ્ત થાય છે તે ન થવી જોઈએ એમ યુક્તિ સંગત લાગે છે.

**तच्च न ॥ ३७ ॥**

**એમ નથી. ॥ ૩૭ ॥**

**नैवानुपपन्नं, कुलालचक्रादवदुपपद्यत एव—**

સંભોગના આરંભથી અંત સુધીમાં જે અવસ્થાંતર થાય છે તેની ઉત્પત્તિ કુંભારના ચાકથી સિદ્ધ થાય છે.

**सामान्येऽपि भ्रान्तिसंस्कारे कुलालचक्रस्य भ्रमरकस्य वा भ्रान्तावेव वर्तमानस्य प्रारम्भे मन्दवेगता ततश्च क्रमेण पूरणं वेगस्येत्युपपद्यते ॥ ३८ ॥**

**કુલાલચક્ર—કુંભારનો ચાક અથવા ભમરડો એને એક સરખી ગતિ આપીએ છતાં આરંભમાં તેનો વેગ મંદ પછી ક્રમે ક્રમે વધે છે અને અંતમાં પૂરો થાય છે. આ પ્રમાણે સ્ત્રીઓની કામવાસનાની સ્થિતિ હોય છે. ॥ ૩૮ ॥**

ભ્રમરક એટલે બાળકો દોરીથી ફેરવે છે તે ભમરડો. કુલાલચક્ર એટલે કુંભારનો ચાક, જેને દંડાથી ફેરવવામાં આવે છે. જ્યારે ચાકને દંડાથી અને ભમરડાને દોરીથી ફેરવવામાં આવે છે ત્યારે આરંભમાં ભ્રમણ-સંસ્કાર—ફરવાનો વેગ—મંદ હોય છે. પછી મધ્યકાળમાં આસ્તે આસ્તે વધી છેવટે બંધ થાય છે. તાત્પર્ય એ છે કે દંડાથી ચાકને અને દોરીથી ભમરડાને ફેરવવામાં આવે છે, ત્યારે ભ્રમણ—સંસ્કાર તો એકસરખો હોય છે છતાં પ્રારંભમાં મંદ, મધ્યમાં વેગવાન અને અંતે નિશ્ચલ વેગ જણાય છે.

આ જ પ્રમાણે સ્ત્રીનો પુરુષ સાથે સંભોગક્રિયા શરૂ થતાં સંભોગક્રિયાના આરંભમાં સ્ત્રીની પ્રીતિમંદ હોય છે, તેથી તેની ઉદાસીન વૃત્તિને લઈને નખક્ષત કે દંતક્ષત સહન કરી શકતી નથી. પરંતુ ધીમે ધીમે સંભોગનીક્રિયામાં આનંદ આવતાં પ્રેમની વૃદ્ધિ થાય છે. અને પ્રેમાતિશય પણાને લઈને શરીરની તેને પરવા હોતી નથી.

**धातुक्षयाच्च विरामाभीप्सेति ॥ ३९ ॥**

**ધાતુનો ક્ષય થયા પછી સંભોગક્રિયામાંથી નિવૃત્ત થવાની ઇચ્છા થાય છે. ॥ ૩૯ ॥**

શા માટે સંભોગમાંથી નિવૃત્તિ ચાહે છે તેનું કારણ કહે છે. રાગ ઉત્પન્ન થયા પછી શરીરની શુક્ર ( ધાતુ ) પોતાના સ્થાનમાંથી ચ્યુત થઈને પોતાની નાડીને પ્રાપ્ત થાય છે. શરુઆતથી ધીરે ધીરે તે ગળવા માંડે છે— સ્રાવ થાય છે. સ્રાવ થતાં થતાં ક્ષય થાય છે, ત્યારે રાગ નિવૃત્ત થાય છે. અને સંભોગ હવે બંધ થાય તો ઠીક એવી ઇચ્છા સ્ત્રીને થાય છે.

**तस्मादनाक्षेप इति ॥ ४० ॥**

**તેથી આક્ષેપ ઉત્પન્ન થતો નથી. ॥ ૪૦ ॥**

એમ નથી, કારણકે વીર્યપાતથી જન્યસુખ એકસરખું મળતું રહે છે. તો પછી મંદવેગ આદિ દશાઓ ને પ્રાપ્ત થાય છતાં વીર્યક્ષરણથી સ્ત્રીને આનંદ થતો નથી એમ કહેવું ઠીક નથી.

આજ અભિપ્રાય બાભ્રવ્યના શ્લોકથી જણાવે છે.

**रतान्त सुखं पुंसां स्त्रीणां तु सततं सुखम्**
**धातुक्षयनिमित्ता च विरामेच्छोपजायते ॥ ४१ ॥**

**પુરુષોને સંભોગને અંતે વીર્યપાત થતાં સુખ મળે છે અને**

**સ્ત્રીઓને આરંભથી અંત સુધી સુખ મળે છે. વીર્યક્ષરણ થતાં બન્નેને સંભોગ ક્રિયામાંથી નિવૃત્ત થવાની ઇચ્છા થાય છે. ॥ ૪૧ ॥**

આ પ્રમાણે બન્ને પક્ષની ( દલીલ ) જણાવી સૂત્રકાર સિદ્ધાન્ત રજૂ કરે છે.

**एवं पक्षद्वयमुपन्यस्य सिद्धान्तमाह—**

**तस्मात् पुरुषवदेव योषितोऽपि रसव्यक्तिर्दृष्टव्या ॥ ४२ ॥**

**આવો વિવાદ છે તેથી સ્ત્રીઓને પણ પુરુષની માફક સુખ-પ્રતીતિ થાય છે. ॥ ૪૨ ॥**

જે કારણને લઈને આવો વિવાદ છે—ઔદ્દાલકિ અને બાભ્રવ્ય વચ્ચે મતફેર તે જોતાં—તેથી સૂત્રકાર પોતે પોતાનો મત દર્શાવે છે કે, 'પુરુષની માફક સ્ત્રીઓને પણ સંભોગક્રિયાને અંતે વીર્યપાતથી સુખ થાય છે.' કોઈ એમ આક્ષેપ કરે કે પુરુષને થતું સુખ અને સ્ત્રીને થતું સુખ એમાં કાળ અને સ્વરૂપને લઈને ફરક હોય છે. તો આવી આશંકા સયુક્તિક નથી એમ જણાવે છે.

**कथं हि समानायामेवाकृतावेकार्थमभिप्रपन्नयोः कार्यवैलक्षण्यम् ॥ ४३ ॥**

**એક મનુષ્ય જાતિ હોવાથી અને એક જ કાર્યમાં પ્રવૃત્ત થયેલાં હોવાથી બન્નેના ભિન્ન પ્રકારનાં સુખ શી રીતે હોઇ શકે. ॥ ૪૩ ॥**

વિજાતીય—ભિન્નજાતિના એક મનુષ્ય અને એક પશુ ( ઘોડી )ના સંભોગવ્યાપારથી વિલક્ષણ સુખ ઉત્પન્ન થાય, એ બનવા જોગ છે; પરંતુ સમાન જાતિમાં તેમ બનવું શકય નથી. સ્ત્રી–પુરુષ સ્નાન, ભોજનાદિ, ભિન્ન ભિન્ન કાર્યમાં લાગ્યાં હોય, તો ભિન્ન સુખ ઉત્પન્ન થાય, પરંતુ એક જ રતિકાર્યમાં જોડાયાં હોય, તો તે કાર્યથી ઉત્પન્ન થતા સુખમાં ફરક શાથી પડે ? જુદા જુદા ઉપાય અને જુદી જુદી માન્યતાને લઈને ઉપાય વિલક્ષણ

થાય શી રીતે થાય? સ્વભાવથી પુરુષ અને પશુ એ બન્નેનું કાર્ય વિજાતીય–ભિન્ન જાતીનું કહેવાય. અર્થાત્ કે તેમના સંભોગવ્યાપારનું સ્વરૂપ ભિન્ન હોવાથી સ્વરૂપથી અને કાળથી ભેદ હોય, પરંતુ જેની જાતિ એક જ છે અને એક જ કાર્યમાં પ્રવૃત્ત થાય તેમના સુખમાં ફરક ન પડે. સમાન જાતિના મેંઢા–બકરા જ્યારે એક મેકની સાથે યુદ્ધમાં પ્રવૃત્ત થાય છે, ત્યારે સામસામેની ટક્કરમાં અને ઘામાં ભેદ હોતો નથી. સમાન સુખ હોય છે.

**स्यादुपायवैलक्षण्यादभिमानवैलक्षण्याच्च ॥ ४४ ॥**

**ઉપાયભેદથી અને અભિમાનભેદથી ફેર હોય છે. ॥ ૪૪ ॥**

સમાન જાતિના—એટલે સ્ત્રી અને પુરુષ એના રતિવ્યાપારથી ઉત્પન્ન થતા સુખમાં ફરક ન પડે એમ નથી. ઉપાયને લઈને કિંવા અભિમાન–સંભોગકાલીન મનોવૃત્તિમાં જો ફરક હોય તો ફળરૂપ સુખમાં પણ ફરક હોય છે.

**कथम् ? ॥ ४५ ॥**

**શી રીતે ફરક પડે છે? ॥ ૪૫ ॥**

સ્ત્રી–પુરુષના સંભોગ સિવાય રતિસુખને માટે બીજાં કારણ નથી હોતાં એમ નથી.

**उपायवैलक्षण्यं तु सर्गात् कर्ता हि पुरुषोऽधिकारणं युवतिः ॥४६॥**

**ઉપાયભેદ તો નિસર્ગથી—કુદરતી—છે જ. પુરુષ (સંભોગ ક્રિયાનો) કર્તા અને સ્ત્રી એ અધિકરણ છે. ॥ ૪૬ ॥**

પ્રકૃતિએ જ આ ભેદ નિર્માણ કર્યો છે. સંભોગક્રિયા બન્ને મળીને કરે છે છતાં પુરુષ એ કર્તા છે, અને સ્ત્રી એ ક્રિયાનો આધાર છે.

**अन्यथा हि कर्ता क्रियां प्रतिपद्यतेऽन्यथा चाधारः ॥ ४७ ॥**

**ક્રિયાના કર્ત્તાનો જે સંબંધ છે, તેથી ભિન્ન પ્રકારનો સંબંધ અધિકરણનો હોય છે. ॥ ૪૭ ॥**

સ્ત્રીના ગુપ્ત અંગમાં અને પુરુષના ગુહ્યાંગમાં ફરક છે. સ્ત્રીનું ગુહ્યાંગ ઊંડું હોય છે, તો પુરુષનું લાંબું હોય છે. એક ગ્રાસ કરનાર—ખાનાર છે, જ્યારે બીજું ગ્રાસ બનનાર છે. આમ ગ્રાસ્ય—ગ્રાસક–ભાવથી વ્યાપારમાં પણ તે પ્રમાણે ભેદ હોય છે.

**तस्माच्चोपायवैलक्षण्यात्, सर्गादाभिमानवैलक्षण्यमपि भवति ॥४८॥**

**આ ઉપાયભેદને લઇને સ્ત્રી–પુરુષના અભિમાન–સંભોગકાલીન મનોવૃત્તિમાં પણ ભેદ હોય છે. ॥ ૪૮ ॥**

રતિવ્યાપાર એક તો કર્ત્તાનો હોય છે, અને એક તો અધિકરણનો હોય છે. આને લીધે સુખમાં—ફળમાં જેમ ફરક હોય છે તેમ બન્નેની મનોવૃત્તિમાં ફરક હોય છે. અને તે સ્વાભાવિક રીતે હોય છે.

**अभियोक्ताऽहमिति पुरुषोऽनुरज्यते, अभियुक्ताऽहमनेनेति युवतिरिति वात्स्यायनः ॥ ४९ ॥**

**હું કરનારો છું, એવા અભિમાનથી પુરુષ અનુરક્ત થાય છે. અને એ મળે છે—પ્રાપ્ત થાય છે—એવી સમજથી સ્ત્રી આસક્ત થાય છે. ॥ ૪૯ ॥**

પુરુષ કર્તૃત્વબુદ્ધિથી—હું આને રમણને અનુયુક્ત કરું છું એમ સમજીને—સંભોગવ્યાપારમાં પ્રવૃત્ત થાય છે. જ્યારે સ્ત્રી એમ માને છે કે એના સંભોગસુખનો હું આધાર છું, એમ સમજીને આસક્ત થાય છે. આ પ્રમાણે બન્નેના અભિમાનમાં જો કે ફરક છે, છતાં પરસ્પર આસક્ત થઈ રતિક્રિયા કરતાં હોવાથી સ્વરૂપથી અને કાળથી સ્ત્રી–પુરૂષને સમાન સુખ પ્રાપ્ત થાય છે. કેવળ અભિમાનને લઈને સુખમાં ભેદ હોતો નથી. અર્થાત્

કે કર્તૃત્વને લઈને કે આધારને લઈને સુખમાં ભેદ હોવાનું કંઈ કારણ નથી. આ ભાવાર્થને અનુલક્ષીને સૂત્રકાર પોતાનો મત પોતાના નામથી જણાવે છે.

સંભોગવ્યાપારમાં અભિમાન ભેદાનુસાર ઉપાયભેદની કલ્પના જો સૂત્રકારને માન્ય છે, તો તે ભેદને અનુલક્ષી ફળભેદ થાય છે, તે સૂત્રકારે શા માટે માન્ય ન કરવા—આવા પ્રકારની આશંકાનું નિરાકરણ આ સૂત્રથી કરે છે.

**तत्रैतत्स्यादुपायवैलक्षण्यवदेव हि कार्यवैलक्षण्यमपि कस्मान्न स्यादिति ॥ ५० ॥**

**(શંકા એમ છે કે), સંભોગવ્યાપારમાં ઉપાયભેદને તમે માનો છો તો ફળમાં ભેદ શા માટે નહિ? ॥ ૫૦ ॥**

જો સ્ત્રી અને પુરુષના સંભોગ વખતે મનોવૃત્તિમાં ફરક જોવામાં આવે છે, તો સુખરૂપ ફળમાં શામાટે નહિ—સ્ત્રી અને પુરુષના વ્યાપારને ભિન્ન માનો છો તો સુખરૂપ કાર્યમાં પણ શામાટે ફરક નથી માનતા?

**तच्च न ॥ ५१ ॥**

**એમ નથી—આ આક્ષેપ યથાર્થ નથી. ॥ ૫૧ ॥**

ઉપાયમાં ભેદ છે, પણ કાર્યમાં ભેદ નથી.

**हेतुमदुपायवैलक्षणम् ॥ ५२ ॥**

**ઉપાયમાં વૈલક્ષણ્ય—ભેદ છે તે અકારણ નથી. ॥ ૫૨ ॥**

ઉપાયમાં જે ભેદ છે તે કારણને લઈને છે. 'ઉપાય તો એક નહિ અનેકવિધ હોય, પરંતુ તેમાંથી ઉત્પન્ન થતું કાર્ય ઉપાયની માફક ભિન્ન ભિન્ન હોતું નથી.'

**तत्र कर्ताधारयोर्भिन्नलक्षणत्वाद् ॥ ५३ ॥**

**(ક્રિયામાં,) પુરુષ એ કર્ત્તા અને સ્ત્રી એ અધિષ્ઠાન–આધાર છે. (તેથી,) કર્ત્તાનો અને અધિકરણનો ભેદ તો હોવાનો જ. ॥ ૫૩ ॥**

રતિક્રિયામાં પુરુષ એ કર્ત્તા અને સ્ત્રી એ અધિકરણ છે. આ બન્નેના લક્ષણમાં ભેદ રહેવાનો જ. કર્ત્તા સ્વતંત્ર છે. જ્યારે અધિકરણ એ ક્રિયાનું અધિષ્ઠાન છે. આ પ્રમાણે તેનાં લક્ષણો ભિન્ન ભિન્ન હોવાથી તેનાથી થતી ક્રિયાના ફળમાં પણ ભિન્નત્વ હોવું જોઈએ એમ આક્ષેપ કરનારનો ભાવ છે.

સંભોગવ્યાપાર અને અધિકરણ આ દષ્ટિએ પુરુષ અને સ્ત્રી એ બન્નેમાં ફરક છે. છતાં બન્નેએ સાથે મળીને કરેલાં કામમાં ફરક હોવાને કંઈ કારણ નથી.

**अहेतुमत्कार्यवैलक्षण्यमन्याय्यं स्यात् ॥ ५४ ॥**

**કારણ વગર—કાર્યમાં ભેદ થવો–અયુક્ત છે. ॥ ૫૪ ॥**

સ્ત્રી–પુરુષના સંભોગવ્યાપારથી ઊપજતા સુખસ્વરૂપ ફળમાં ભેદ છે એમ વિના કારણ સમજવું, એ યુક્તિને છોડીને સમજવા બરાબર છે.

**आकृतेरभेदादिति ॥ ५५ ॥**

**એક જાતિનાં છે—સ્ત્રી અને પુરુષ એની મનુષ્ય જાતિ એક જ છે. ॥ ૫૫ ॥**

સ્ત્રી અને પુરુષ એ બન્ને એકજ મનુષ્ય જાતિ છે. એ બન્ને એકજ કાર્યમાં—રતિમાં પ્રવૃત્ત થયેલાં છે. અર્થાત્ કે આ બન્નેને પરસ્પરની સહાયથી કાળ અને સ્વરૂપ અનુસાર એક સરખું જ સુખ પ્રાપ્ત થવું જોઈએ.

**तत्रैतत्स्यात्, संहत्य कारकैरेकोऽर्थोऽभिनिर्वर्त्यते, पृथक्पृथक्स्वार्थसाधकौ पुनरिमौ तदयुक्तमिति ॥ ५६ ॥**

જુદા જુદા કારકો એકઠાં મળી એક કાર્ય નિષ્પન્ન કરે છે, એ તો ઠીક છે પરંતુ સ્ત્રી અને પુરુષ પોતપોતાની જુદી જુદી મતલબ

**સાધવા સંભોગમાં જોડાય છે, ત્યાં તે વ્યાપારથી સુખરૂપ એક જ પ્રકારનું થાય છે, તે યુક્તિ સંગત નથી. ॥ ૫૬ ॥**

"દેવદત્ત નામનો પુરુષ સ્થાલિમાં—હાંડીમાં—ભાત રાંધે છે." આ વાક્યમાં દેવદત્ત કર્ત્તા, લાકડાં એ કરણ અને હાંડી—તપેલી એ અધિકરણ છે. અહીં કર્ત્તા, કરણ અને અધિકરણ ઈત્યાદિ ભિન્ન ભિન્ન કારકો છે. છતાં તે એકઠાં મળી ઓદન ભાત તૈયાર કરવાનું—એક જ કાર્ય નિષ્પન્ન કરે છે, પરંતુ સંભોગવ્યાપારમાં પ્રવૃત્ત થયેલાં સ્ત્રી-પુરુષોનું તેમ નથી. એ બન્ને પોત પોતાની મતલબ સાધવા રતમાં જોડાયેલાં હોય છે. સ્ત્રી સંભોગ-ક્રિયાનો આધાર હોઈ પુરુષની સહાયથી સુખ સ્વાર્થ સાધવા મથે છે. પુરુષ પણ સંભોગવ્યાપારનો કર્ત્તા હોઈ સ્ત્રીની મદદથી પોતાનો સ્વાર્થ સિદ્ધ કરે છે. આથી કરીને ફળરૂપ કાર્યમાં ફરક હોવો સહજિક છે. મથિતાર્થ એ છે કે સ્ત્રી અને પુરુષ એ બન્ને સમાન મનુષ્યજાતિનાં છે. પરંતુ તેમનો સંભોગવ્યાપાર પોતપોતાની સ્વાર્થ દૃષ્ટિને લઈને થયેલો હોય છે. આથી તેમને પ્રાપ્ત થનાર સુખરૂપ ફળ એ કાળ અને સ્વરૂપ એ બન્નેને લઈને ભિન્ન પ્રકારનું હોવું જોઈએ. સ્ત્રી અને પુરુષ બન્ને સમાન મનુષ્યજાતિનાં છે એથી કરીને સંભોગવ્યાપારથી થતું સુખ એક જ પ્રકારનું હોવું જોઈએ એમ કહેવું યુક્તિસંગત નથી.

**तच्च न ॥ ५७ ॥**

**તેમ નથી—તે અયુક્ત નથી. ॥ ૫૭ ॥**

સ્ત્રી-પુરુષના સંભોગવ્યાપારથી થનારું સુખ ભિન્ન ભિન્ન પ્રકારનું હોય છે. તે એક પ્રકારનું હોવું અયુક્ત છે—એમ આક્ષેપ ઉપરના સૂત્રમાં કરવામાં આવ્યો છે, તે બરાબર નથી. સ્ત્રી-પુરુષના સંભોગથી જે સુખ નિષ્પન્ન થાય છે તે એક જ પ્રકારનું છે એમ કહેવું યુક્તિસંગત છે.

**युगपदनेकार्थसिद्धिरपि दृश्यते, यथा [illegible]भिघाते कपित्थयोर्भेदे मल्लयोर्युद्ध इति ॥ ५८ ॥**

**એકસાથે અનેક સદૃશ કાર્ય સિદ્ધ થાય છે, એમ જોવામાં આવે છે. જેમ કે બે બકરાની ટક્કરમાં કિંવા એક કાઠ પર બીજું કાઠ મારે છે ત્યારે બન્નેના આઘાતમાં, કિંવા બે મલ્લની કુસ્તીમાં સમાન ફળ જોવામાં આવે છે. ॥ ૫૮ ॥**

બે માણસો સ્વકાર્યની સિદ્ધિ માટે એકજ વ્યાપારમાં પ્રવૃત્ત થયા હોય, ત્યાં તે વ્યાપારનું ફળ ભિન્ન ભિન્ન હોય તે વ્યક્તિને પ્રાપ્ત થાય છતાં એક સરખું હોય છે, એમ આપણે વ્યવહારમાં જોઈએ છીએ. બે બકરા જ્યારે ટક્કર લે છે, ત્યારે બન્નેને એક સરખી ચોટ લાગે છે. બે કાઠાંને લડાવીએ છીએ, ત્યારે બન્ને સરખી ચોટ લાગી ફૂટી જાય છે. બે મલ્લોની કુસ્તી થાય છે, ત્યારે કુસ્તીનું કાર્ય એક સરખું હોય છે. આ પ્રમાણે સ્ત્રી અને પુરુષ એમનો સંભોગવ્યવહાર મનઃ પ્રવૃત્યનુસાર ભિન્ન ઉદ્દેશથી હોય છતાં સુખરૂપ ફળ બન્નેને એક સરખું પ્રાપ્ત થાય છે. બકરો, કાઠ અને મલ્લ એવાં જે ત્રણ ઉદાહરણો અહીં લીધાં, તેનો ઉદ્દેશ પશ્વાદિ અજ્ઞસૃષ્ટિમાં જડસૃષ્ટિ અને મનુષ્યાદિ સજીવ સૃષ્ટિમાં આ ઘટના જોવામાં આવે છે તે બતાવવાનો છે.

## न तत्र कारकभेद इति चेद् ? ॥ ५९ ॥

**જો કહો કે—મેષાદિના ઉદાહરણમાં—કારકભેદ ન હોવાથી એકસરખું ફળ પ્રાપ્ત થાય છે તો. ॥ ૫૯ ॥**

ત્રણ ઉદાહરણો આપ્યાં. બકરાનું, કાઠનું અને મલ્લનું. એમાં બન્ને વિરૂદ્ધ પક્ષમાં કર્તૃત્વ છે. બકરાંની સામે બકરો–તે કારક થઈ શકતાં નથી. સંભોગક્રિયામાં સ્ત્રી અને પુરુષ એમની સ્થિતિ એવી નથી. આમાં પુરુષ એ કર્તા અને સ્ત્રી એ અધિકરણ છે. આ પ્રમાણે સ્ત્રી અને પુરુષ એમાં કારક ભિન્ન હોવાથી તેના ફળમાં પણ ભિન્ન–પણું ઇષ્ટ છે, એમ જો કોઈ શંકા કરે તો.

**इहापि न वस्तुभेद इति ॥ ६० ॥**

તે શંકા બરોબર નથી, કારણ.

**અહીં પણ વસ્તુતઃ કારણભેદ નથી. ॥ ૬૦ ॥**

સ્ત્રી અને પુરુષના સંભોગવ્યાપારમાં વસ્તુતઃ કારકભેદ હોતો નથી. સંભોગવ્યાપારમાં બન્ને કર્તૃત્વ છે—બન્ને કર્તા છે. બન્ને એકઠાં મળીને રમણ રૂપ ક્રિયાને પૂરી કરે છે. રતિક્રિયામાં પુરુષ એ કર્તા અને સ્ત્રી એ અધિકરણ. આદિ જે ભેદ છે તે બુદ્ધિકલ્પિત વ્યવહારને માટે છે.

**उपायवैलक्षण्यं तु सर्गादिति तदभिहितं पुरस्तात् ॥ ६१ ॥**

**ઉપાયભેદ—લિંગભેદ—તો સ્વાભાવિક છે. એમ કહેવામાં આવ્યું છે તો તેનો પણ ઉત્તર અપાઇ ચૂક્યો છે. ॥ ૬૧ ॥**

સ્ત્રી અને પુરુષમાં જણાતો કારક ભેદ વાસ્તવિક નથી. વાર એ સૂત્રકારે ૪૯ માં સૂત્રમાં કહ્યું છે.*

**तेनोभयोरपि सदृशी सुखप्रतिपत्तिरिति ॥ ६२ ॥**

**આથી સિદ્ધ થયું કે બન્નેને (સ્ત્રી અને પુરુષને) એકસરખા સુખની પ્રાપ્તિ થાય છે. ॥ ૬૨ ॥**

સ્ત્રી અને પુરુષમાં કારકભેદ વાસ્તવિક નથી, કાલ્પનિક છે. તેથી એ સિદ્ધ થયું કે બન્નેને કાળ અને રૂપથી એક સરખું સુખ મળે છે. જો આમ ન હોય તો સ્ત્રી અને પુરુષને કામજ્વરનો ઉપશમ થાય છે તે ન થાય, પરંતુ કામજ્વર શાંત થઈ બન્નેને એક પ્રકારનું સુખ થાય છે. આ સુખ વા આનંદને અનુલક્ષી ગુહ્યેન્દ્રિયને 'આનંદેન્દ્રિય ' એનું એવું નામ આપ્યું છે.

**जातेरभेदाद्दम्पत्योः सदृशं सुखमिष्यते ।**
**तस्मात्तथोपचर्या स्त्री यथाऽग्रे प्राप्नुयाद्रतिम् ॥ ६३ ॥**

---

* જો કોઈ એમ આશંકા કરે કે ૩૬ મા સૂત્રમાં સૂત્રકારે પ્રત્યક્ષ કારક ભેદ કહ્યો છે તો તેના જવાબરૂપે ૪૯ મું સૂત્ર છે.

સંગ્રહ શ્લોકથી શાસ્ત્રકાર આજ અભિપ્રાય વ્યક્ત કરે છે.

**જાતિમાં ભેદ ન હોવાથી—સ્ત્રી અને પુરુષ એક જ મનુષ્ય-જાતિનાં હોવાથી—સ્ત્રી અને પુરુષને સમાન સુખ મળે છે. * આથી × (પુરુષે) એવા ઉપચાર—ચુંબન—આલિંગન ઇત્યાદિ કરવા કે તેને રતિલાભ પહેલો મળે—પહેલી ખલાશ થાય. ॥ ૬૩ ॥**

સ્ત્રી અને પુરુષ બન્ને એક જ સંભોગવ્યાપારમાં પ્રવૃત્ત થાય, તો તેથી એક જ પ્રકારનું સુખ પ્રાપ્ત થાય છે. એ ખરી વાત છે કે સ્ત્રી અને પુરુષની જાતિ એક જ છે, પરંતુ તેમાં અવાંતર ભેદ છે, આથી સ્ત્રીને કંડુનું ઉપશમન—ખાજ મટવાનું સુખ અને પુરુષના મદનદંડના ઘર્ષણથી રજના ઝરવાથી થતું સુખ આ પ્રમાણે તેને (સ્ત્રીને) અધિક સુખ પ્રાપ્ત થાય છે. પરંતુ ક્ષરણ સુખ તો પુરુષની માફક સુરતા તે થાય છે. કોઈએ કહ્યું છે કેઃ—"સ્ત્રીઓને સંભોગથી ખાજનું મટવું અને રજનું ઝરવું એ પ્રમાણે બે પ્રકારનાં સુખ મળે છે. રજના ઝરવાથી સ્ત્રીનું ગુહ્યાંગ ભીંજાઈ જાય છે અને મદનદંડના મથનથી સ્ખલિત થાય છે, ત્યારે તેને તેનું સુખ પણ પ્રાપ્ત થાય છે. સુરતાં તે વેગવાન આક્ષેપથી (વેગને ઉત્તેજિત વા ઉછાળો આવી) પુરુષની માફક સ્ખલિત થાય છે."

સંભોગમાં—સંભોગવ્યાપારના અંતમાં એકી સાથે જો સ્ખલિત થાય તો તેને 'સમરત'+ કહે છે અને તેની ગણના ઉત્તમ પક્ષમાં થાય છે. એકીવખતે બન્ને સ્ખલન—આગળ પાછળ સ્ખલન થાય તો વિષમ

---

* સમરતમાં આમ બનવું શક્ય છે. × વિષમરતમાં.

+ સાધન પ્રમાણને લઈ સુરતના નવ ભેદ છે. ઉચ્ચરત, સમાનરત, નીચરત, ઓતિનીચરત વગેરે.

हरिणी शंशयोर्योगे वडवावृषयोस्तथाऽश्वहस्तिन्योः ।
उभयो समरत मुदितं तित्रयं रतिशास्त्रतत्वतैः ॥          ना. स.

રતિશાસ્ત્રકોવિદો આ ત્રણને સમરત કહે છે. હરિણી અને શશ, વડવા અને વૃષભ, હસ્તિની અને અશ્વ.

રત કહે છે. વિષમ રતમાં પુરુષનું જો વહેલું વીર્યપતન થાય તો તેનો મદનાંકુશ ઢીલો પડી જાય છે. આને લઈને સ્ત્રીની ખાજ બરોબર મટતી નથી, અને તેથી તેને બરોબર વાસનાતૃપ્તિ થતી નથી. સ્ત્રીની કામવાસનાની તૃપ્તિ થાય અને સંભોગસુખનો પૂરેપૂરો આનંદ મળે એટલા માટે સંભોગના આરંભમાં–ચુંબન–આલિંગન–આદિ ઉપચારથી સ્ત્રીનાં કામને ઉદ્દીપન કરવો કે તે તેનાથી વહેલી વહેલી સ્ખલિત થાય. જો સ્ત્રી પહેલી સ્ખલિત થાય તો પુરુષે વેગથી વ્યાવાર કરી આનંદપ્રાપ્તિ કરી લેવી.

**सदृशत्वस्य सिद्धत्यात्, कालयोगीन्यपि भावतोऽपि कालतः प्रमाणवदे नव रतानि ॥ ६४ ॥**

**સ્ત્રી–પુરુષોનું સંભોગજન્ય સુખ એકસરખું છે, એ સિદ્ધ થયા પછી પ્રમાણાનુસાર, કાળઅનુસાર અને ભાવઅનુસાર, એમ પ્રત્યેકના નવ પ્રકારના રતિભેદ થાય છે.**

સ્ત્રીઓને ખાજ મટવાથી થતું સુખ અને વીર્યક્ષરણથી થતું સુખ; જો પુરુષ કરતાં ભિન્ન પ્રકારનું હોય, તો ભાવાનુસાર એટલે સંભોગ-વ્યાપારથી થતા આનંદ પ્રમાણે સુરતના જે નવ પ્રકાર કરવામાં આવે છે, તે શી રીતે સંભવિત છે? તાત્પર્ય એ છે કે સ્ત્રી પુરુષના સંભોગસુખમાં સામ્ય હોવાથી જ આ ભેદ શક્ય બને છે.

**रसो रतिः प्रीतिर्भावो रागो वेगः समाप्तिरिति रतिपर्ययाः, संप्रयोगो रतं रहः शयनं मोहनं सुरतपर्यायाः ॥ ६५ ॥**

**રતિ અને રતના પ્રકાર—**

રતિ અને રત એના સમાનાર્થ શબ્દો વ્યવહાર માટે સૂત્રકાર કહે છે—

**રસ, રતિ, પ્રીતિ, ભાવ, રાગ, વેગ અને સમાપ્તિ આ રતિ શબ્દના પર્યાય છે અને સંપ્રયોગ, રત, રહ, શયન, મોહન એ સુરત શબ્દના પર્યાય છે. ॥ ૬૫ ॥**

સંભોગની ફલાવસ્થાને રતિ. અને સાધનાવસ્થાને રત કહે છે. રતિ અને રત ના પર્યાય શબ્દ અનેક છે અને જો કે તાત્પર્યાર્થ એક છે, છતાં જે કારણથી તે રૂઢ બન્યા છે તેનું નિમિત્ત જુદું છે, અને તેમાં ભેદ છે. એક જ શક્ર દેવરાજ ઐશ્વર્યશાલી હોવાથી ઈંદ્ર કહેવાય છે, અને શક્તિશાલી હોવાથી શક્ર કહેવાય છે. એ પ્રમાણે રતિના પર્યાયનું પણ છે. તેનું રૂઢ થવાનું કારણ જુદું જુદું છે. ગુહ્યેન્દ્રિયથી રસન એટલે અનુભવ લેવાય છે. માટે 'રસ' કહેવાય છે. ફલાવસ્થામાં ચિત્તનું સુખરૂપ સ્પંદન થતાં મન ગુંગ થાય છે, માટે તેને 'રતિ' કહે છે. ચિત્તનું પ્રણયન થાય છે—ખેંચે છે—માટે તેને 'પ્રીતિ' કહે છે. કામિતાખ્ય--ભાવથી--ચિત્તનો અભિલાષ નામનો ભાવ છે તેનાથી--તે ફળે છે, માટે તેને 'ભાવ' કહે છે. ચિત્તનું રંજન કરવાને કારણે તેને 'રાગ' સંજ્ઞા પ્રાપ્ત થાય છે. સુખવ્યાપ્ત શુક્ર ધાતુનું નાડીથી વિભક્તિકરણ કરે છે માટે તેને 'વેગ' કહે છે. સંભોગક્રિયા સમાપ્ત ત્યાં થાય છે, માટે 'સમાપ્તિ' કહે છે. એકત્ર થયેલા સ્ત્રી-પુરુષનો જે ઉત્કટયોગ--નિકટનો સંબંધ તેને 'સંપ્રયોગ' કહે છે. સાધના-વસ્થામાં વાણી, ચિત્ત અને શરીર એનો વ્યાપાર થતાં આનંદમય સ્થિતિ પ્રાપ્ત થવાથી તેને 'રત' કહે છે. દંપતિ સિવાય બીજાનું વર્જન આમાં થતું હોવાથી તેને 'રહ' કહે છે. પલંગ અને સહવાસની પલંગડી પર સૂઈને સંભોગવ્યાપાર કરવામાં આવે છે તેથી તેને 'શયન' કહે છે. બીજા કાર્યોમાં મન લાગવા દેતો નથી તેથી તેને 'મોહન' સંજ્ઞા પ્રાપ્ત થાય છે.

**प्रमाणकालभावजानां संप्रयोगाणामेकैकस्य नवविधत्वात्तेषं-व्यतिकरे सुरतसंख्या न शक्यते कर्तुमातबहुत्वात् ॥ ६६ ॥**

**પ્રમાણ, કાળ તથા ભાવ—આ પ્રત્યેકથી ઉત્પન્ન થતા નવ નવ પ્રકાર રતના છે. એના પરસ્પર મિશ્રણથી રતના અનેક પ્રકાર થાય છે. જેની સંખ્યાની ગણતરી શકય નથી. ॥ ૬૬ ॥**

(ગુહેન્દ્રિયનું) પ્રમાણ, (સંભોગ માટે લાગતો) કાળ અને ભાવને લઈને થનાર ત્રણ પ્રકારની રતના પ્રત્યેકના નવ પ્રકાર થઈ એકંદર તેના સત્તાવીશ પ્રકાર થાય છે. પ્રથમ શુદ્ધ અને સંકીર્ણ એવા રતના બે ભેદ છે. આ બે ભેદ પૈકી શુદ્ધ સુરત તેનો અસંભવ હોવાથી સંકીર્ણ સુરતનાં જ વિચાર કરવો તેજ ઠીક છે એમ માની તેજ ભેદ શાસ્ત્રકાર કહે છે. સુરતના જે સત્તાવીશ ભેદ કહ્યા તેના મિશ્રણથી સુરતની એટલી સંખ્યા થાય છે, કે તે પ્રત્યેકનો નિર્દેશ કરવો અશક્ય છે. એ પ્રત્યેક પ્રકારનો નિર્દેશ કરીએ તો ગ્રંથ ગૌરવ થાય અને સંક્ષેપથી વર્ણન કરીએ તો તેનો કંઈ ઉપયોગ નથી, માટે હમણાં જે સંખ્યા કહી તે સંખ્યા પૂરતો વિચાર કરવો ઠીક છે. આ આનો ભાવાર્થ છે. ઉપર સુરતનો સંકીર્ણ ભેદ કહેવામાં આવ્યો છે, તેના સમ અને વિષમ એવા બે ભેદ થાય છે. એ બેમાંથી પહેલાં સમનું નિરૂપણ કરીએ છીએ. સમ સંકીર્ણના આ પ્રમાણે નવ પ્રકાર થઈ શકે છે: (૧) મંદશીઘ્રવેગ એવો શશ જાતિનો પુરુષ અને મંદ-શીઘ્રવેગ-મૃગી જાતિની સ્ત્રી; (૨) મધ્યવેગ-શશ જાતિનો પુરુષ અને મધ્યવેગ-મૃગી જાતિની સ્ત્રી; (૩) ચંડાચિરવેગ-શશ અને ચંડચિરવેગ-મૃગી; (૪) મંદમધ્યવેગ-શશ જાતિનો પુરુષ અને મંદમધ્યવેગ-મૃગી જાતિની સ્ત્રી: (૫) મંદચિરવેગ-શશ જાતિનો પુરુષ અને મંદચિરવેગ જાતિની સ્ત્રી; (૬) મધ્યશીઘ્રવેગ-શશ જાતિનો પુરુષ અને મધ્યશીઘ્રવેગ મૃગી જાતિની સ્ત્રી; (૭) મધ્યચિરવેગ-શશ અને મધ્યચિરવેગ-મૃગી; (૮) ચંડશીઘ્રવેગ-શશ અને ચંડશીઘ્રવેગ-મૃગી, અને (૯) ચંડચિરવેગ શશ જાતિનો પુરુષ અને ચંડચિરવેગ-મૃગી જાતિની સ્ત્રી. આ પ્રમાણે સદૃશ (બરાબર) સંપ્રયોગના સમસંકીર્ણ રતના પ્રકાર છે. આ નવ પ્રકારમાંથી એક એક શશની બરાબર એકએક મૃગીને છોડી દઈએ તો બાકી અસમાન આઠ મૃગીઓ રહી. તેની સાથે સંપ્રયોગ થતાં (૮×૯=૭૨) ૭૨ વિષમ સંકીર્ણરત થાય. આ પ્રમાણે નવ પ્રકારના શશોનો વડવા સ્ત્રીઓ સાથે સંપ્રયોગ થાય તો પાછા નવ વિષમ સંકીર્ણરત થાય. આમાં પણ બરાબર વેગવાળી વડવાઓને છોડી દઈએ તો બાકીની આઠ સાથે

પ્રયોગ બોતેર વિષમ સંકીર્ણરત થાય. આ પ્રમાણે હસ્તિનીની સાથે ણ વિષમ અને અતિવિષમ ભેદ થાય છે. આ પ્રમાણે શશની રતના ભેદ ૪૩ થઈ શકે છે. ત્રણ જાતિના મળીને કુલ ૭૨૯ એકંદર ભેદ થાય છે.

**तेषु तर्कादुपचारान्प्रयोजयेदिति वात्स्यायनः ॥ ६७ ॥**

**આ સંકીર્ણ રતોમાં વિચારપૂર્વક આલિંગનાદિ ઉપચારનો યોગ કરવો એવો વાત્સ્યાયન મુનિનો મત છે. ॥ ૬૭ ॥**

સંકીર્ણ રતોના ભેદ બુદ્ધિપૂર્વક સમજી તદનુસાર વિચારપૂર્વક પ્રમાણ, ળ અને ભાવને અનુલક્ષી આલિંગનાદિ ઉપચાર કરવા. યત્નપૂર્વક આ પચાર એવી રીતે કરવા કે સંકીર્ણ રત પણ પ્રયત્નપૂર્વક સમરત જેવી ાય. તાત્પર્ય એ છે કે પ્રયત્નસાધ્ય સમતા આણવી. આ વિષયમાં બાભ્ર- ાયના કેઈક શ્લોકો છે.

જે સંપ્રયોગમાં પુરુષનું મેહન (ગુહ્યેન્દ્રિય) સ્ત્રીના ગુહ્યાંગને પૂરી રીતે ર્ષણ કરે છે. અને તેના યોગે બંને એકી વખતે સાથે જ સ્ખલિત થાય અને સંભોગજન્ય સુખ સરખું મળે છે તો તેને શ્રેષ્ઠરત કહે છે. જ્યાં ી અને પુરુષનાં ગુહ્યાંગમાં ફરક હોય—નાનાં—મોટાં હોય—સ્ત્રીના ગુહ્યાંગનું રાબર ઘર્ષણ ન થાય, વીર્યસ્ખલનના સમયમાં અને સંભોગજન્ય સુખમાં ષમતા હોય, તો તેને કનિષ્ઠ રત કહે છે. પ્રમાણ, કાળ અને ભાવમાં ર્વતોપરિ સામ્ય—મળતાપણું—હોય તો તે સંપ્રયોગને ‘સુરત’ કહે છે. ને બધી બાબતમાં વૈષમ્ય હોય તો તેને ‘કુરત’ કહે છે. બાકીના ંપ્રયોગ મધ્યમ છે. એમાં બળ કે અબળ ઓછા—વધતા પ્રમાણમાં હોય છે. ા સર્વમાં કાળ બળવાન છે. સંભોગમાં દીર્ઘકાળ ટકી રહેનાર શશ ાતિના પુરુષનું મેહન (ગુહ્યાંગ) હસ્તિની જાતિની સ્ત્રીના ગુહ્યાંગને અંદરથી ામેર ઘર્ષણ કરે છે. આ પ્રમાણે સંભોગમાં જો વધારે કાળને જ મહત્વ ાય તો અશ્વજાતિનો પુરુષ અને મૃગીજાતિની સ્ત્રીના સંભોગવ્યાપારને રુદ્ધ સુરત કહેવી પડશે. આથી કેટલાક પ્રમાણને બળવાન માને છે. કોઈ

વેગને જ બળવાન કહે છે. અશ્વ(જાતિનો પુરુષ) જો વેગવાન ન હોય તો સ્ત્રીને સિદ્ધ કરી શકતો નથી. આથી સુરતવ્યાપારમાં કાળ કરતાં વેગ અધિક બળવાન છે. જો સુરતક્રિયામાં વેગજ બળવાન હોય તો મંદવેગ નાયકની સાથે સંભોગવ્યાપારથી ખિન્ન થતી નથી. તાત્પર્ય એ છે કે ઇંદ્રિયપ્રમાણ બળવાન, કાળ બળવાન, કે વેગ બળવાન એનો નિર્ણય વિષય-વિભાગાનુસાર કરવો જોઇએ. કહેવાનું તાત્પર્ય એ છે કે સંભોગ સમયે પુરુષ કિંવા સ્ત્રીમાં ભાવ, પ્રમાણ, કાળ વા વેગ વગેરેમાં કંઈ ન્યૂનતા હોય તો તે ઉપચારથી પૂરવી અને બને ત્યાં સુધી સમસુરત સાધવી.

**प्रथमरते चण्डवेगता शीघ्रकालता च पुरुषस्य तद्विपरीतमुत्तरेषु, योषितः पुनरेतदेव विपरीतमाधातुक्षयात् ॥ ६८ ॥**

સ્વભાવતઃ જે જેનો ભાવ કે કાળ હોય તે જ્યારે પોતાના ભાવ અને કાળમાં વધારો કરે કે ન્યૂનતા કરે, અને બીજા ભાવ કે કાળને પ્રાપ્ત કરે, ત્યારે તેને ભાવાંતરસંક્રાંતિ કહે છે.

**પ્રથમ, સંભોગમાં વીર્યક્ષરણ થાય ત્યાં સુધી પુરુષનો વેગ અધિક હોય છે, પરંતુ કામેચ્છા તેની શીઘ્ર પૂરી થાય છે; પરંતુ પછી આગળના સંભોગમાં તેથી વિપરીત બને છે. આ બાબતમાં સ્ત્રીઓનો સ્વભાવ પુરુષથી ઊલટો હોય છે. ॥ ૬૮ ॥**

### નાયક-નાયિકાના પ્રકાર અને રતિસુખ

શીઘ્ર, મધ્ય અને ચિરકાળવાળા અને મંદ, મધ્ય અને ચંડવેગવાળાં સ્ત્રી-પુરુષો હોય છે. તેમની પ્રકૃતિ જો નીરોગી હોય તો તેમની સ્વાભાવિક સ્થિતિ કરતાં પ્રથમ સંભોગના સમયે શીઘ્રવેગતા કિંવા ચંડવેગતા ઉત્પન્ન થાય છે. કારણ કે તે સમયે કામવાસના અત્યંત વધેલી હોવાથી તેનો વેગ અત્યંત પ્રચંડ હોય છે. અને તે તેટલો જલદીથી જ સમી પણ જાય છે. એનો ક્રમ નીચે આપેલાં દૃષ્ટાંતથી વાંચકના લક્ષ્યમાં તે આવશે.

પ્રથમ રતમાં ચિરકાળ અને ચંડવેગ નાયક મધ્યકાળતા—સાધારણ સમય ટકવાપણાને અને ચંડતરવેગને પ્રાપ્ત થાય છે. મધ્યકાળ અને મધ્યવેગ નાયક શીઘ્રકાળતા અને ચંડવેગતાને પ્રાપ્ત થાય છે; શીઘ્રકાળ અને મંદવેગ પુરુષ શીઘ્રતરકાળતા અને મધ્યવેગતાને પ્રાપ્ત થાય છે. શીઘ્રકાળ—થોડો સમય ટકનાર—અને મધ્યવેગ નાયક શીઘ્રતરકાળતા—(જલદીથી ખલાસ થવાપણાને) અને ચંડવેગતાને પ્રાપ્ત થાય છે. શીઘ્રકાળ અને ચંડવેગ નાયક શીઘ્રતરકાળતા અને ચંડતરવેગતાને પ્રાપ્ત થાય છે. મધ્યકાળ અને મધ્યવેગ નાયક જલદીથી ઠંડો થઈ જાય છે. મધ્યકાળ અને મંદવેગ નાયકને શીઘ્રકાળતા અને મધ્યવેગતા પ્રાપ્ત થાય છે. મધ્યકાળ અને ચંડવેગ નાયક શીઘ્રકાળતા અને ચંડતરવેગતાને પ્રાપ્ત થાય છે. ચિરકાળ અને મંદવેગ નાયકમાં મધ્યકાળતા અને મધ્યવેગતા આવે છે. ચિરકાળ અને મધ્યવેગ નાયકમાં મધ્યકાળતા અને ચંડવેગતા આવે છે. આ પ્રમાણે સંક્રાંતિરતના નવ ભેદ થાય છે.

પ્રથમ રતમાં જે કહ્યું તે બીજી અને ત્રીજી રતમાં ઊલટું થાય છે. આનું કારણ એ છે કે પુરુષોમાં આઠ અંશનો એક અંશ કામવાશના હોય છે. આથી તેની વૃત્તિ જલદીથી શાંત થઈ જાય છે. પછી બીજા અને ત્રીજા સંભોગ વખતે સ્વાભાવિક સંભોગ વિષેની ઈચ્છા અને કાળ મર્યાદાને પ્રાપ્ત થાય છે.

આ બાબતમાં સ્ત્રીઓની વૃત્તિ પુરુષથી ઊલટી હોય છે. જો સ્ત્રીની સ્વાભાવિક પ્રકૃત્તિ ચિરકાળ અને મંદવેગ હોય, તો પ્રથમ સંભોગના સમયે તેથી ઊલટી સ્થિતિ તેને પ્રાપ્ત થાય છે. આનું કારણ એ છે કે પુરુષ કરતાં સ્ત્રીઓની કામવાસના આઠ ગણી હોય છે. આથી પ્રથમ સંભોગને સમયે સ્વાભાવિક રીતે તે જલદીથી પ્રદીપ્ત થાય છે, અને સંભોગવ્યાપાર શરૂ થયા પછી ધીમે ધીમે મંદ પડતાં ચિરકાળમાં શાંત થાય છે. નાયિકા જો સ્વભાવતઃ ચિરકાળ અને ચંડવેગ હોય તો પ્રથમ સંભોગના સમયે ચિરતરકાળતા (બહુ વખત સુધી ટકશે) અને મધ્યવેગતા (રાગ ચંડવેગમાંથી મધ્યવેગમાં આવશે.) ને પ્રાપ્ત થશે. મધ્યકાળ અને મધ્યવેગ

નાયિકામાં ચિરકાળતા અને મંદવેગતા જોવામાં આવશે. શીઘ્રકાળ અને મંદવેગ નાયિકામાં મધ્યકાળતા અને મંદતર વેગતા જણાશે. આ પ્રમાણે બાકીના છ પ્રકારની રતની યોજના સમજી લેવી. આથી વિપરીત સ્થિતિ સ્ત્રીઓને બીજા અને ત્રીજા સંભોગવ્યાપાર વખતે થાય છે—સ્ત્રીઓનો પ્રથમ સંભોગ વધારે વાર ટકે છે, ને રાગ કમી થાય છે. આથી ઊલટો પ્રકાર પછીના સંભોગોમાં થાય છે—તે બીજા અને ત્રીજામાં સ્વાભાવિક ભાવ પર આવી જાય છે. ત્રીજા અને ચોથા સંભોગ વખતે કામવાસના પ્રદીપ્ત થતાં બન્ને જણ શીઘ્રતરકાળતા કિંવા શીઘ્રતમકાળતા અને ચંડતર-વેગતા કિંવા ચંડતમ વેગતાને પ્રાપ્ત થાય છે. (તાત્પર્ય એ છે કે પ્રથમ સંભોગ વખતે અત્યંત ચિર ટકનાર નાયિકા બીજામાં ચિર એથી ઓછો વખત ટકનારી, ત્રીજામાં સાધારણ સમયમાં ખલાસ થનારી અને ચોથામાં શીઘ્ર ખલાસ થાય છે. પણ રાગ તે પ્રમાણમાં વધતો જાય છે. ચંડ ચડતર અને ચંડતમ થાય છે. જ્યાં સુધી વીર્યક્ષરણ થતું નથી, ત્યાં સુધી આ સર્વ સંભવે છે. સ્ત્રી અને પુરુષનું વીર્યપતન એકી વખતે થાય તો વિશેષ પ્રકારની સંભાવના છે.

**प्राक् च स्त्रीधातुक्षयात्पुरुषधातुक्षय इति प्रायोवादः ॥ ६९ ॥**

**પ્રાયઃ એમ કહેવાય છે કે પુરુષનું વીર્યક્ષરણ સ્ત્રીના વીર્ય-ક્ષરણ પહેલાં થાય છે. ॥ ૬૯ ॥**

"અનેક પુરુષોથી સંભોગ કરે તો પણ સ્ત્રીઓની કામવાસના તૃપ્ત થતી નથી." વગેરે બાબતો પરથી ઘણાકનું એમ કહેવું છે કે, પુરુષનું વીર્યપતન સ્ત્રીના વીર્યક્ષરણ પહેલાં થાય છે. અર્થાત્ કે પુરુષની કામવાસના સ્ત્રીના પૂર્વે પૂર્ણ થાય છે. જઘન-કમર-જાંઘ-પ્રસરણ આદિથી સ્ત્રીઓ પોતાના મદનમંદિરને નાનું મોટું કરી શકે છે, તેજ પ્રમાણે પુરુષ પણ વાજીકરણ વગેરે ઉપચારથી સંભોગ સમયની મર્યાદાને વધારી શકે છે.

**मृदुत्वादुपमृद्यत्वान्निसर्गाच्चैव योषितः ।**

**प्राप्नुवन्त्याशु ताः प्रीतिमित्याचार्या व्यवस्यताः ॥ ७० ॥**

શીઘ્રવેગ, મધ્યવેગ અને ચિરવેગ એમ નાયિકાના ત્રણ ભેદ આગળ જણાવ્યા, પણ તે નાયિકા કઈ તે જણાવે છે:—

**જે સ્ત્રીઓ સ્વભાવતઃ નાજુક શરીરની હોય છે—કિંવા ઉપમર્દનને યોગ્ય શરીરની હોય છે, તે સ્ત્રીઓ સંભોગથી સત્વર સંતુષ્ટ થાય છે; એવો સર્વ આચાર્યોનો મત છે. ॥ ૭૦ ॥**

સ્વાભાવતઃ જે સ્ત્રીઓ મૃદુ અંગની હોય છે—કિંવા જો અંગ નાજુક ન હોય પણ ચુંબનાદિ બાહ્ય ઉપાયથી કિંવા–અંગુલિકર્મ જેવા આંતર ઉપાયથી મર્દન કર્યા પછી સંભોગથી સત્વર સંતોષ પામે છે; અર્થાત્ કે શીઘ્રવેગને પ્રાપ્ત થાય છે. મધ્યવેગ અને ચિરવેગ નાયિકા—આથી ઊલટી રીતે સંતોષ પામે છે. નાયકની પણ આવી જ સ્થિતિ હોય છે. મૃદુપણું એ નાયકનું સ્વાભાવિક લક્ષણ છે. બાકી ઇતર લક્ષણો કૃત્રિમ સમજવાં. આમાં કંઈ દોષ નથી. અને સર્વ આચાર્યો આ વિષયમાં એકમત છે

**एतावदेत्र युक्तानां व्याख्यातं सांप्रयोगिकम् ।**
**मन्दानामवबोधार्थं विस्तरोतऽतः प्रवक्ष्यते ॥ ७१ ॥**

**કુશળ નાયકો માટે સંક્ષેપમાં કહ્યું તે સાંપ્રયોગિક પ્રકરણ તે (પુરતું છે). સાધારણ પુરુષો માટે હવે વિસ્તારથી કહીશું. ॥ ૭૧ ॥**

પ્રમાણ, કાળ અને ભાવને અનુસાર રતિસ્થાપના કરવા કાજે સાંપ્રયોગિક પ્રકરણ સંક્ષેપમાં કહ્યું. કારણકે ચતુર પુરુષો શાસ્ત્રાધ્યનથી આલિંગનાદિ પ્રેમ ઉત્પન્ન કરનાર ઉપાયો સમજી લઈ તેની યોજના કરી શકશે, પરંતુ મંદબુદ્ધિના પુરુષોને આ ઉપાય યોજતાં નહિ આવડે, માટે તેમને એ ઉપાયોનું જ્ઞાન થાય તે માટે વિસ્તારથી વિવેચન કરવામાં આવે છે.

**પ્રમાણ, કાળ અને ભાવના યોગે રતાવસ્થાપન નામનું છઠ્ઠું પ્રકરણ સમાપ્ત.**



**अभ्यासादभिमानाच्च तथा संप्रत्ययादपि ।**
**विषयेभ्यश्च तन्त्रज्ञाः प्रीतिमाहुश्चतुर्विधाम् ॥ १ ॥**

**પ્રીતિના સ્થૂળ અને સૂક્ષ્મ ભેદ.**

જે પ્રમાણે સંભોગના ત્રણ ભેદ કહેવામાં આવ્યા, તે પ્રમાણે પ્રીતિના સ્થૂળ અને સૂક્ષ્મભેદ કહેવામાં આવ્યા. આ સિવાય પ્રીતિના બીજા પ્રકાર શાસ્ત્રમાં સંભવે છે; તે પ્રીતિના પ્રકાર શાસ્ત્રકાર નીચે દર્શાવે છે.

**કામશાસ્ત્રજ્ઞ પ્રીતિના ચાર પ્રકાર કહે છે. (૧) અભ્યાસ—અભ્યાસથી થતી; (૨) અભિમાન—વિચારથી થતી; (૩) સંપ્રત્યય—સ્મરણ કરવાથી ઉત્પન્ન થતી; (૪) વિષય—વિષયને લઈને થતી. ॥૧॥**

**शब्दादिभ्यो बहिर्भूता या कर्माभ्यासलक्षणा ।**
**प्रीतिः साऽऽभ्यासिकी ज्ञेया मृगयाऽऽदिषु कर्मसु ॥ २ ॥**

આ પ્રીતિના ચાર પ્રકારના લક્ષણો કહે છેઃ—

**શબ્દાદિ વિષયોથી ઉત્પન્ન ન થતા, મૃગયા, નૃત્યગીત વગેરે ક્રિયાના અભ્યાસથી—વારંવાર અનુષ્ઠાનથી જે પ્રીતિ ઉત્પન્ન થાય છે તેને આભ્યાસિકી કહે છે. ॥ ૨ ॥**

કોઈ પણ નૃત્યગીતાદિ ક્રિયા ચાલુ હોય તેમાં તેના શબ્દોથી ઉત્પન્ન થનારી પ્રીતિ એ વિષય પ્રીતિ જ છે. પરંતુ નૃત્યગીતાદિ ક્રિયા વારંવાર કરવાથી તેના અભ્યાસ એટલે વારંવાર અનુષ્ઠાનથી જે પ્રીતિ ઉત્પન્ન થાય તેને 'આભ્યાસિકી' પ્રીતિ કહે છે. આ પ્રીતિ નૃત્ય, ગીત, વાદ્ય, ચિત્ર, પત્રચ્છેદ વગેરે કળા અને મૃગયા શિકાર વગેરે વ્યાયામ કરનારને અભ્યાસથી તે ઉત્પન્ન થાય છે. આદિ શબ્દથી નૃત્ય, ગીત, વાદ્ય પત્રચ્છેદ આદિ ગ્રહણ કરવું.

**अनभ्यस्तेष्वपि पुरा कर्मस्वविषयात्मिका ।**
**संकल्पाज्जायते प्रीतिर्या सा स्यादाभिमानिकी ॥ ३ ॥**

**જે પ્રીતિ કોઈ કાર્ય કરવાની અભિલાષા કે સંકલ્પથી ઉત્પન્ન થાય છે, પછી તે કાર્યનો પહેલો અભ્યાસ ન કર્યો હોય, તેને 'આભાનિકી' કહે છે. આ પ્રીતિ વિષયોથી ઉત્પન્ન થાય છે તેનાથી ભિન્ન છે. ॥ ૩ ॥**

મૃગયા–નૃત્ય–આદિના અભ્યાસ વગર તે કાર્યમાં કેવળ સંકલ્પ કે અભિમાનથી જે પ્રીતિ ઉત્પન્ન થાય છે, તેને 'અભિમાનિકી' કહે છે. આભ્યાસિકી પ્રીતિમાં અભ્યાસ એટલે વારંવાર તે કાર્ય કરવાથી પ્રીતિ ઉત્પન્ન થાય છે. જ્યારે આભિમાનિકીમાં તે કાર્યોના અભ્યાસ સાથે લેશ પણ સંબંધ હોતો નથી. શબ્દાદિ વિષયમાંથી પણ તે ઉત્પન્ન થતી નથી. આનો ઉદ્દગમ કેવળ સંકલ્પમાંથી થાય છે. અભિમાન એટલે અમુક વિષયમાં અહંકાર હોવો તે. એજ આ આભિમાનિકી પ્રીતિનું મૂળ છે.

**प्रकृतेर्या तृतीयस्याः स्त्रियाश्चैवोपरिष्टिके ।**
**तेषु तेषु च विज्ञेया चुम्बनादिषु कर्मसु ॥ ४ ॥**

આ આભિમાનિકી પ્રીતિ એનો કામશાસ્ત્રમાં શો સંભવ છે તે સૂત્રકાર જણાવે છેઃ—

**તૃતીયા પ્રકૃતિ પુરુષ કિંવા સ્ત્રીને ઔપરિષ્ટક વિધિમાં—ચુંબન આદિ કર્મમાં—જે સુખ થાય છે તે 'આભિમાનિક' (માની લીધેલું) સુખ કે પ્રીતિ છે. ॥ ૪ ॥**

તૃતીયા પ્રકૃતિ એટલે નપુંસક. નપુંસક–મનુષ્યને જે પ્રીતિ ઉત્પન્ન થાય છે તે આભિમાનિક જ હોય છે. તેજ પ્રમાણે મુખ–ચપલ–સ્ત્રીને જે ઔપરિષ્ટક કર્મમાં (નવમાં અધિકરણમાં આ કહેવામાં આવશે.) જે આનંદ ઉત્પન્ન થાય છે તે અભિમાનિક જ છે. તૃતીયા પ્રકૃતિ પુરુષ કિંવા મુખ–ચપલ–સ્ત્રીની સાથે ચુંબન, આલિંગન, નખક્ષત કિંવા દંતક્ષત, સ્તનપીડન આદિ વ્યાપાર કરનાર પુરુષ તેને જે પ્રીતિ આ જાતજાતનાં કર્મોમાં થાય છે, તેને વિષય પ્રીતિ કહેવી પડશે, પણ જે નપુંસક–મનુષ્યમાં

કિંવા સ્ત્રીમાં આ ચુંબનાદિવ્યાપાર કરવામાં આવે, તો તે નપુંસકને કિંવા સ્ત્રીને ચુંબનાદિથી ઉત્પન્ન થનારી પ્રીતિ આભિમાનિકી છે. કારણ એ છે કે આ ચુંબનવ્યાપારથી તેને શરીરપીડા થતી જ નથી. પરંતુ, મનમાં એક પ્રકારનું અભિમાન કિંવા અભિનિવેશ ઉત્પન્ન થયેલો હોય છે. તેથી ઔપરિષ્ટક કર્મોથી સંકલ્પ જન્ય પ્રીતિ ઉત્પન્ન થાય છે.

**नान्योऽयमिति यत्र स्यादन्यस्मिन्प्रीतिकारणे ।**
**तन्त्रज्ञैः कथ्यते साऽपि प्रीतिः सम्प्रत्ययात्मिका ॥ ५ ॥**

**કોઈ અપરિચિત પુરુષ કે સ્ત્રી પર (આ એ જ છે—મારો પ્રિયતમ કે પ્રિયતમા) આ અપરિચિત નથી પણ પૂર્વપરિચિત છે એમ જાણીને જે પ્રીતિ ઉત્પન્ન થાય છે તેને કામશાસ્ત્રજ્ઞ 'સંપ્રત્યયાત્મિક' પ્રીતિ કહે છે. ॥ ૫ ॥**

પરકીય પુરુષ કિંવા પરકીય સ્ત્રીને જોઈ 'આ તેજ જેની સાથે પૂર્વે પ્રીતિ કરી હતી.' આવી સમજણને લઈ જે પ્રીતિ ઉત્પન્ન થાય છે તેને કામશાસ્ત્રજ્ઞો 'સાંપ્રત્યયાત્મિક' પ્રીતિ કહે છે. આ નામ આપવાનું કારણ એ છે કે પૂર્વે થયેલી પ્રીતિનો સંપ્રત્યય—અનુભવ આવે છે.—પહેલાં થયેલી પ્રીતિનું એમાં આરોપણ કરીએ છીએ, અને તેજ પ્રીતિનો નૂતન દૃષ્ટિથી તે પુરુષ કે સ્ત્રીમાં અનુભવ આવે છે.

**प्रत्यक्षा लोकतः सिद्धा या प्रीतिर्विषयात्मिका ।**
**प्रधानफलवत्त्वात्सा तदर्थाश्चेतरा अपि ॥ ६ ॥**

**જે વિષયાત્મિકા છે તે તો પ્રત્યક્ષ સિદ્ધ છે. તે જ પ્રધાન ફળને આપવાવાળી છે. ઉપર કહી તે ત્રણ પ્રકારની પ્રીતિ વિષયાત્મિકા—વિષયને આશ્રય કરી જ્ઞાનેન્દ્રિયથી ઉત્પન્ન થનારી—ની અંગભૂત છે. ॥ ૬ ॥**

અનુકૂળ એવા શબ્દાદિ પાંચ વિષયોનો આશ્રય લઈ શ્રોત્રાદિદ્વારા જે પ્રીતિ ઉત્પન્ન થાય છે, તે પ્રીતિ-વિષયક-વિષયોના સાક્ષાત સંબંધથી

ઉત્પન્ન થાય છે, તેથી તેને પ્રત્યક્ષ કહે છે; એટલું જ નહિ પણ આ લોકપ્રસિદ્ધ છે. આથી આના લક્ષણુ જણાવવાની આવશ્યકતા નથી. આ વિષયાત્મિકા પ્રીતિનું વિશેષ વિવેચન નિત્ય, નૈમિત્તિક નાગરગ વૃત્તમાં જોવું. સાક્ષાત્ વિષયોના ઉપભોગથી આ પ્રીતિ ઉત્પન્ન થતી હોવાથી આ વિષયાત્મિકા પ્રીતિ ઇતર ત્રણુ પ્રકારની પ્રીતિ કરતાં પ્રધાન સ્વરૂપની છે. બાકીની ત્રણુ પ્રીતિ કહી તે આ વિષયાત્મિકા પ્રીતિની અંગભૂત છે.

**प्रीतिरेताः परामृश्य शास्त्रतः शास्त्रलक्षणाः ।**
**यो यथा वर्तते भावस्तं तथैव प्रयोजयेत् ॥ ७ ॥**

**શાસ્ત્રમાં દર્શાવેલી આ પ્રીતિની માહિતી શાસ્ત્ર વડે મેળવી. જેવા પ્રકારની પ્રીતિ હોય, તદ્દનૂસાર પ્રયોગ–કરવો. (વર્તવું). ॥ ૭ ॥**

આ ચાર પ્રકારની પ્રીતિનાં લક્ષણો કામશાસ્ત્રમાંથી સમજી લઈ જે જે પ્રકારની પ્રીતિ જ્યાં જ્યાં જોવામાં આવે ત્યાં તે પ્રમાણે પ્રીતિવર્ધન માટે વર્તન કરવું. જો એનાથી ઊલટા પ્રકારે વર્તન થાય તો પૂર્વની જામેલી પ્રીતિ પણ કદાચ અપ્રીતિમાં પલટાઈ જવાનો સંભવ છે.

કામસૂત્રના પહેલા અધ્યાયની અમૃતલાલતનુજ રમણિકલાલ પ્રણીત
જયમંગલા આધાર ટીકા સમાપ્ત.

---

# द्वितीयोऽध्यायः ।

## उपगूहनविचारः प्रकरणम्

## ઉપગૂહનવિચાર

સાંપ્રયોગિક અધિકરણના પહેલા અધ્યાયમાં પ્રમાણ, કાળ અને ભાન આ પ્રમાણે રતની વ્યવસ્થાનો વિચાર કર્યો. તેની અંગભૂત ચતુઃષષ્ઠિ—ચોચકી–નો અધ્યાયમાં સૂત્રકાર વિચાર જણાવે છે.

**संप्रयोगाङ्गं चतुःषष्टिरित्याचक्षते चतुःषष्टिप्रकरणत्वात् ॥१॥**

**પૂર્વ આચાર્યોએ સંપ્રયોગના ચોસઠ અંગ માન્યાં છેઃ—સંપ્રયોગમાં ચોસઠ પ્રકરણ છે—તેથી આ સંપ્રયોગના અંગને ચતુઃષષ્ઠિ કહે છે. ॥ ૧ ॥**

સંપ્રયોગમાં ચોસઠ કળાસ્વરૂપ હોવાને લીધે સંપ્રયોગના અંગને પણ ચતુઃષષ્ઠિ—ચોસઠ પૂર્વેના આચાર્યો કહે છે. આ ચતુઃષષ્ઠિનું અહીં નિરૂપણ કરીશું.

**शास्त्रमेवेदं चतुःषष्टिरित्याचार्यवादः ॥ २ ॥**

ચતુઃષષ્ઠિ એ શબ્દ કામશાસ્ત્રને માટે તેમજ તેના એક અંગ (સાંપ્રદાયિક અધિકરણ)ને લગાડી શકાય છે. ગમે તેમ હોય પણ વ્યવહારમાં બન્નેને ઉપયોગી થઈ પડે છે તે દાખવવા સૂત્રકાર જણાવે છે.

**આ શાસ્ત્ર ચતુઃષષ્ઠિ સંજ્ઞક છે—શાસ્ત્રનું નામ 'ચતુઃષષ્ઠિ' છે એમ આચાર્યોનો મત છે. ॥ ૨ ॥**

આ શાસ્ત્રને ચતુઃષષ્ઠિ કહેવું. કારણ કામશાસ્ત્રનો જે મુખ્ય ભાગ સંપ્રયોગ—સંભોગ, તેના ઉપાય તંત્ર* અને આવાપ એનું સ્પષ્ટીકરણ વિશદ રીતે આ પ્રકરણમાં ઘણી વાર કર્યું છે. વૈયાકરણાચાર્ય—શબ્દ

---

* આનો અર્થ આગળ જણાવી ગયા છીએ. જુઓ પૃ. ૧૫૯

શાસ્ત્રવેત્તા આચાર્ય કહે છે કે 'ચતુઃષષ્ઠિ' એ શબ્દનો પ્રયોગ કરવા માટે કંઈ નિમિત્ત જોઈએ. આવા પ્રકારનું નિમિત્ત કામશાસ્ત્રને માટે છે કે જેથી આ શાસ્ત્રને ચતુઃષષ્ઠિ કહી શકાય.

**कलानं चतुःषष्टित्वात्तासां च संमयोगाङ्गभूतत्वात्कलास[illegible]हो वा चतुःषष्टिरिति ॥ ३ ॥**

ચતુઃષષ્ઠિ આ શબ્દ જેમ શાસ્ત્રને લગાડી શકાય છે તેમ તે શાસ્ત્રના એક ભાગ વા વિદ્યાસમુદ્દેશને પણ લગાડી શકાય છે, તે આ સૂત્રથી દર્શાવે છે—

**કળા ચોસઠ છે અને તે સંપ્રયોગની અંગભૂત હોવાથી આ કળાસમૂહને 'ચતુઃષષ્ઠિ' કહેવું. ॥ ૩ ॥**

ગીતાદિક ચોસઠ કળા જે કામશાસ્ત્રની છે તે આગળ ઉપર કહેવામાં આવી છે. આ કળા સંપ્રયોગ—સ્ત્રી પુરુષના સંભોગમાં મહત્ત્વની છે, તેથી આ કળાના સમૂહને ચતુઃષષ્ઠિ કહી શકાય.

**ऋचां दशतयीनां च संज्ञितत्वादिहापि तदर्थसंबन्धात् पञ्चाल-संबन्धाच्च [illegible] पूजाऽर्थं संज्ञा मवर्तितेत्येके ॥ ४ ॥**

**દશમંડલાત્મક ઋગ્વેદ ( તેના સંપ્રયોગના દશ અવયવને લઈ. ) ને ચતુઃષષ્ઠિ કહે છે. ઋગ્વેદના જેવો જ પ્રકાર આ કામશાસ્ત્રમાં જણાય છે. ઉપરાંત પંચાલ ઋષિનો સંબંધ આ કામશાસ્ત્ર સાથે હોવાથી ઋગ્વેદી લોકોએ કામશાસ્ત્રના સન્માન માટે ચતુઃષષ્ઠિ સંજ્ઞા તેને આપી છે. એમ કેટલાકનું કહેવું છે. ॥ ૪ ॥**

આ કામશાસ્ત્ર વા તેના એક ભાગનું ચતુઃષષ્ઠિ એવું નામ પ્રસિદ્ધ છે. પંચાલ ઋષિએ આ નામ શી રીતે પ્રચલિત કર્યું, તે દર્શાવે છે. જેમાં દશ અવયવ વા મંડળ છે, એવા ગ્રંથને દશતયી કહે છે. દશતયી એ ઋગ્વેદનું બીજું નામ છે. એમાં પણ ચોસઠ અધ્યાય છે. તેથી એનું બીજું

નામ ચતુઃષષ્ઠિ પણ છે. દશમંડલાત્મક ઋગ્વેદની માફક આમાં દશ અવયવ એટલે દશ સંપ્રયોગના પ્રકાર છે. તેથી પણ આને ચતુઃષષ્ઠિ કહે છે. સંપ્રયોગનાં દશ અંગ નીચે પ્રમાણે છે. (૧) આલિંગન, (૨) ચુંબન, (૩) દંતક્ષત, (૪) નખક્ષત, (૫) સીત્કાર, (૬) પાણિઘાત, (૭) સંવેશન; (૮) ઉપસૃત; (૯) ઔપરિષ્ટ; (૧૦) પુરુષાયિત. આ પંચાલ નામના મહર્ષિએ, ઋગ્વેદમાં ચોસઠ અધ્યાય હોવાથી તેને ચતુઃષષ્ઠિ એવું નામ આપ્યું હતું. આ સાંપ્રયોગિક અધિકરણમાં આલિંગનાદિ દશ પ્રકાર હોવા ઉપરાંત ચોસઠ કળા હોવાથી પંચાલ ગોત્રોત્પન્ન બાભ્રવ્યે પણ આ સાંપ્રયોગિક અધિકરણને ચતુઃષષ્ઠિ એવું નામ આપ્યું છે. આ ગ્રંથનું સન્માન થવા માટે ઋગ્વેદીઓએ આમ કર્યું હોવું જોઈએ એમ કેટલાક કહે છે. આ વિષે કોઈએ કહ્યું છે કે, " આ કામશાસ્ત્રને ચતુઃષષ્ઠિ એવું નામ આપ્યું છે. આ નામથી વિદ્વાન લોકો જેવો તેનો ગૌરવ કરે છે તે પ્રમાણે અજ્ઞાન લોક પણ તે નામથી ગૌરવ કરે છે. વેશ્યા સમૂહને પણ આ નામ માટે આદર છે તો પછી આવા આનંદદાયક ચતુઃષષ્ઠિ નામનો આદર બીજા કેમ નહિ કરે?

**આલિંગનાદિના ભેદ**

**आलिङ्गनचुम्बननखच्छेद्यदशनच्छेद्यसंवेशनसीत्कृतपुरुषायितौपरिष्टिकानामष्टानामष्टधा विकल्पभेदादष्टावष्टकाश्चतुःषष्टिरिति बाभ्रवीयाः ॥ ५ ॥**

**(૧) આલિંગન, (૨) ચુંબન, (૩) નખચ્છેદ, (૪) દંતચ્છેદ, (૫) સંવેશન, (૬) પુરુષાયિત અને (૮) ઔપરિષ્ટક. આ આઠ પ્રકારમાં પ્રત્યેકના આઠ ભેદ થતા હોવાથી એકંદર ચોસઠ ભેદ થાય છે એમ બાભ્રવીયનો મત છે. ॥ ૫ ॥**

કામશાસ્ત્રને ચતુઃષષ્ઠિ એવું નામ આપ્યું છે, તે કામશાસ્ત્રના આલિંગનાદિ જે આઠ ભેદ છે. તે પ્રત્યેકના પાછા આઠ ભેદ થાય છે. ૮×૮=૬૪ આ પ્રમાણે કુલ ચોસઠ પ્રકાર થાય છે. આથી કરીને ચતુઃષષ્ઠિ એ નામ અન્વર્થક—યોગ્ય છે, એમ બાભ્રવીયના શિષ્ય કહે છે.

**विफलपवर्गाणामष्टानां न्यूनाधिकत्वदर्शनात्प्रहणनविरुतपुरुषापसृप्तचित्ररतादीनामन्येषामपि वर्गाणामिह प्रवेशनात्प्रायोवादोऽयं यथा सप्तपर्णो वृक्षः पञ्चवर्णो बलिरिति वात्स्यायनः ॥ ६ ॥**

**આલિંગનાદિ પ્રત્યેકના આઠ ભેદ કહ્યા. આ પ્રાયોવાદ છે—સ્થૂળ દૃષ્ટિએ કરેલી ગણના છે—કારણ કે કોઈ જગ્યાએ ઓછા તો કોઇ જગ્યાએ વધારે (ભેદ) છે. આ સિવાય પ્રહરણ, વિરૂત, પુરુષોપસૃપ્ત અને ચિત્રરત વગેરે પ્રકારનો આમાં સમાવેશ કરવાનો છે. મતલબ એ છે કે, જેમ સપ્તપર્ણવૃક્ષ—કિંવા પાંચરંગનું બલિ જેમ સ્થૂળ દૃષ્ટિથી કહીએ છીએ તે પ્રમાણે ચતુઃષષ્ટિ એ સંજ્ઞા સ્થૂળ દૃષ્ટિએ ઠીક છે એમ વાત્સ્યાયનનો મત છે. ॥ ૬ ॥**

આલિંગનાદિના જે આઠ ભેદ આગળ કહેવામાં આવશે; તેમાં પુરુષાયિત જેવા ભેદમાં આઠ થતા નથી, પણ આઠથી ઓછા થાય છે. તે પ્રમાણે કેટલાકમાં આઠથી વધારે જોવામાં આવે છે. આથી આલિંગનાદિ પ્રત્યેકના આઠ ભેદ થાય છે એમ નિશ્ચિતપણે સમજવાનું કારણ નથી. આ સંખ્યા (ચોસઠની) સાધારણ સ્થૂળ દૃષ્ટિથી કહેવામાં આવી છે આથી કરીને પ્રહણન, વિરૂત, પુરુષોપસૃપ્ત, ચિત્રરત ઇત્યાદિનો આલિંગનાદિ પ્રકારમાં સમાવેશ કરી શકાય છે. સપ્તપર્ણ એ નામનું એક ઝાડ છે. આ ઝાડને સપ્તપર્ણ એટલા માટે કહે છે કે તેને સાત–સાત પાંદડાં હોય છે, પરંતુ બારીકાઈથી ઝાડનું નિરીક્ષણ કરીએ તો કોઈ કોઈ વખત સાત કરતાં ઓછાં પાંદડાં પણ હોય છે. પણ સાધારણ રીતે સાત પાંદડાં હોય છે એથી કરીને એને સપ્તપર્ણ કહે છે. એ જ પ્રમાણે પંચવર્ણ એટલે પાંચરંગની બલિનું ઉદાહરણ લઈ શકાય છે. તાત્પર્ય એ છે કે, આલિંગનના આઠ પ્રકારના પ્રત્યેકના આઠ આઠ ભેદ કહ્યા તે સ્થૂળ દૃષ્ટિથી કહ્યા છે. એક પ્રકારની એ રૂઢી પડી ગઈ છે. એથી.

**तत्रासमागतयोः प्रीतिलिङ्गद्योतनार्थमालिङ्गनचतुष्टयं स्पृष्टकं, विद्धकम्, उद्घृष्टकम्, पीडितकमिति ॥ ७ ॥**

**અસમાગત—સમાગમરહિત નાયક—નાયિકામાં પ્રીતિનું ચિન્હ દેખાડવા માટે ચાર પ્રકારનાં આલિંગન છેઃ—સ્પૃષ્ટક, વિદ્ધક, ઉદ્‌ઘૃષ્ટક અને પીડિતક. ॥ ૭ ॥**

અસમાગત એટલે જેનો પૂર્વે વિવાહ કે સંબંધ થયો નથી પરંતુ વિવાહ કે સંબંધ સાંધવાની ઇચ્છા છે તેમને માટે પ્રીતિ જણાવવા માટે ચાર પ્રકારનાં આલિંગન કહ્યાં છે. આ આલિંગનથી સ્ત્રી–પુરુષનો પરસ્પર પ્રેમ છે એમ બતાવી શકાય છે. (અહીં અનુરાગ–લિંગી અને ક્રિયા એ એનું લિંગ છે.) સ્પૃષ્ટાદિક આલિંગન રૂપ પ્રેમનું ચિહ્ન પરસ્પર આલિંગન પૂર્વે સ્પર્શ થવાને અનુકૂળ પરિસ્થિતિમાં હોય તોજ વ્યક્ત થઈ શકે છે. પરિસ્થિતિ અનુકૂળ ન હોય તો ઉત્કટ પ્રેમથી થતો સંક્રાતક નામનો એક આલિંગનનો પ્રકાર છે. જેનું વર્ણન પારદારિક અધિકરણના અભિયોગ નામના અધ્યાયમાં આવનાર છે.

**सर्वत्र संज्ञाऽर्थेनैव कर्मातिदेशः ॥ ८ ॥**

**સર્વત્ર પારિભાષિક સંજ્ઞાના અર્થથી જે સ્થળે જે નામ રાખ્યું છે તે પરથી જ—તેના કામનો નિર્દેશ થાય છે. ॥ ૮ ॥**

આલિંગનના સ્પૃષ્ટાદિક પ્રકાર કહ્યા છે તેની વ્યાખ્યા કરવાની જરૂર નથી. કારણકે સ્પૃષ્ટાદિક નામ એવાં છે કે તે નામ પરથીજ તેની ક્રિયા સમજવામાં આવે છે. ભાષાવ્યવહારમાં એ કેવી રીતે વપરાશમાં આવ્યાં એનો વિચાર કરતાં તે શબ્દની વ્યાખ્યાનું કામ સહજ સિદ્ધ થઈ શકે છે. સ્પૃષ્ટાદિક આલિંગનની બાબતમાં જેવો પ્રકાર છે તેવોજ ચુંબનાદિકમાં છે. આ કામશાસ્ત્રમાં ચુંબનને માટે જે સંજ્ઞા વાપરવામાં આવનાર છે, તે પણ એવીજ અન્વર્થક છે, એમ સમજવું.

સ્પૃષ્ટક

**संमुखागतायां प्रयोज्यायामन्यापदेशेन गच्छतो गात्रेण गात्रस्य स्पर्शनं स्पृष्टकम् ॥ ९ ॥**

**જો પોતાની પ્રેમપાત્ર સ્ત્રી સામેથી આવતી હોય તો કોઇ પણ બહાનાથી આપણા શરીરથી તેના શરીરને સ્પર્શ કરવો એને 'સ્પૃષ્ટક'* કહે છે. ॥ ૯ ॥**

નાયિકા સામેથી આવે છે. તેને પ્રેમ વ્યક્ત કરવા આપણા શરીરથી કંઈ નિમિત્ત કે બહાનું કાઢી તેના શરીરને સ્પર્શ કરવો તે આલિંગનને સ્પૃષ્ટક કહે છે. આ આલિંગન કે સ્પર્શ એવી રીતે થવો જોઈએ—કે બીજાને એમ જાણ ન થાય કે આણે ઇરાદા પૂર્વક તેનો સ્પર્શ કર્યો છે. શરીરથી સ્પર્શ કરવો તેને સ્પૃષ્ટક કહે છે. સ્પૃષ્ટક શબ્દ 'સ્પૃશ' ધાતુ પરથી ભાવાર્થી 'ક્ત' પ્રત્યય થતાં તેને સંજ્ઞાર્થય 'ક' પ્રત્યય લાગતાં 'સ્પૃષ્ટક' શબ્દ સિદ્ધ થયો છે. આ વ્યુત્પત્તિ સિદ્ધ શબ્દ આલિંગનમાં થતી ક્રિયાનો બોધ આપોઆપ કરે છે. સ્પૃષ્ટક આલિંગન જેમ પુરુષ કરે છે તેમ નાયિકા પણ પોતાનો પ્રેમ વ્યક્ત કરવા કરી શકે છે.

---

* यद्योषितः संमुखमागताया अन्यापदेशाद् व्रजतो नरस्य ।
गात्रेण गात्रं घटते रतज्ञा आलिंगनं स्पृष्टकमेतराह ॥
'रतिरहस्य.'

અહીં આ શ્લોકમાં સૂત્રનો અર્થ ધોતક છે.

नागरसर्वस्वम् માં:—

संस्पर्शपूर्वमबला परिरम्भणं यत् ।
तत्स्पृष्टकं मुनिजनैः कथितं पुराणैः ॥

'નાગરસર્વસ્વ'માંના આ શ્લોકની ટીકા પર સાક્ષરમણિ શ્રી તનસુખભાઈ કહે છે કે 'संस्पर्शः मिषतः परगात्र घटनं' કંઈ મિષથી બહાનાથી પોતાના ગાત્રને અન્યના—બીજાના ગાત્ર સાથે અડાડવાં તે. આ વિદ્વાને આલિંગનના બીજા ભેદ, બીજા પુસ્તકની ટીકામાં જણાવ્યા છે. જે અન્યત્ર આ અધ્યાયના અંતે દર્શાવ્યા છે.

અપરિણિત સ્ત્રી-પુરુષનાં—આલિંગન

प्रयोज्यं नायिका स्थितःपावेष्टं वा विजने किंचद् गृह्णती पयोधरेण विध्येन्नायकोऽयि तामवपीडय गृह्णीयादिति विद्धकम्* ॥१०॥

**સ્ત્રી જયારે પોતાના પ્રિયકરને નિર્જન સ્થાનમાં એકલો ઊભેલો અથવા બેઠેલો જુએ અને કંઇ વસ્તુ લેવાના બહાનાથી તેની પાસે જઈ પોતાના સ્તનથી તેની છાતીને દબાવે અને નાયક પણ બાહુપાશમાં તેને ભીડી દઈ ઘટ્ટ આલિંગન આપે, એને 'વિદ્ધક' કહે છે. ॥ ૧૦ ॥**

એકાદ સ્ત્રીનો પ્રિયકર પોતાના બે ચાર મિત્રો સાથે બેઠેલો હોય કે ઊભેલો હોય તેનાથી ત્યાં જવું અને પ્રેમ વ્યક્ત કરવો શકય નથી. જો તે સૂતેલો હોય તોપણ આમ કરવું સંભવિત નથી. કારણકે તેની સાથે સંબંધ સંધાયલો નથી. આથી તેને એકાંતમાં ઊભેલો જોઈ તે સ્ત્રી ત્યાં જાય અને સ્તન દાબવે એ શકય છે. એકાંત વગર આમ કરવું શકય નથી, તેને એકાંતમાં જોઈ કંઈ પદાર્થ લેવાના ઇચ્છાથી સ્ત્રી ત્યાં જઈ પોતાના પ્રિયકરને પોતાના સ્તનથી ધક્કો દે. શૃંગારરસના પરિપોષ માટે સ્તનનો ઉલ્લેખ સૂત્રકારે કર્યો છે. પણ કેવળ સ્તનથી જ વિદ્ધક નામનું આલિંગન આપી શકાય છે એમ નથી. અંસકુટ એટલે ખાંધ-કિંવા શરીરનો બીજો ભાગ પ્રિયકરના વક્ષ સ્થળે કિંવા પીઠ પર કિંવા બાજુમાં ધક્કો આપે તો તે એક પ્રકારનું આલિંગન જ છે. એના સ્તનોથી વીંધાયેલો

---

* વિદ્ધક માટે જૂઓ 'રતિરહસ્ય'

यद गृह्णाती किंचन वंचिताक्षं स्थितोपविष्टं पुरुषं स्तनाभ्याम् ।
नितम्बिनी विध्यातितांचगाढं गृज्पात्यसौ विद्धक मुच्यते तत् ॥

વળી જૂઓ 'અનંગરંગ'

स्थितं पतिं मीलित नेत्रयुग्मं, विध्यतुरोजेन तुयत्र कान्ता ।
गृह्णात्यसौ तामपि विद्धकाख्यमालिङ्गनं तन्मुनिभिः प्रणीतम् ॥

નાયક તેની બગલમાં કાંધ મારીને, કિંવા પીડમાં અથવા વક્ષઃસ્થળમાં, કિંવા વક્ષઃસ્થળની પાછળના ભાગમાં ધક્કો મારી તેને છાતી સરસી એવી ભીડે કે, "આ મને પ્રેમથી ગાઢ આલિંગન આપે છે, તો મારે પણ મારો પ્રેમ વ્યક્ત કરવામાં હરકત નથી." આ ભાવથી પ્રેરિત થઈ જે આલિંગન અપાય છે તે 'વિદ્ધક' આને વિદ્ધક કહેવાનું કારણ એ છે કે આલિંગન સમયે પરસ્પરનો સ્તનભાગ શલ્યની માફક શરીરને વીંધે છે. આ સિવાય ક્ષેપણ નામનો એક આલિંગનનો પ્રકાર છે. પણ તે 'અપવિદ્ધક' છે, અને નાયિકા એકલી જ તે કરે છે, તેથી તેનો વિદ્ધકમાં અંતર્ભાવ શકય છે. વિદ્ધક આલિંગન ઉભયકર્તૃક એટલે બન્નેથી થઈ શકે છે. આ વિષયમાં કોઈએ કહ્યું છે કેઃ—"પુષ્ટસ્તની તરુણી નાયિકા 'અપવિદ્ધક' નામનું આલિંગન પુરુષને આપે છે. અને પુરુષ વિદ્ધક નામનું આલિંગન સ્ત્રીના કેશ પકડીને આપે છે."

**तदुभयमनतिप्रवृत्तसंभाषणयोः ॥ ११ ॥**

**જે સ્ત્રી-પુરુષનું સંભાષણ થયું નથી—વાતચીતનો પ્રસંગ મળ્યો નથી—તેમનામાં જ આ બે પ્રકારનાં આલિંગનો સંભવે છે. ॥ ૧૧ ॥**

સ્પૃષ્ટક અને વિદ્ધક એવા જે આલિંગનના બે પ્રકાર કહ્યા, તે જે સ્ત્રી-પુરુષનો સમાગમ થયો નથી અને જેમને વાતચીતનો પ્રસંગ મળ્યો નથી તેમને વિશે જ સંભવે છે. આવી સ્થિતિમાં જ તે શકય છે. કારણકે જ્યાં વાતચીતનો પ્રસંગ હોય ત્યાં આલિંગનની આવશ્યકતા જ નથી. કારણકે અનુરાગ પહેલેથી જ પ્રકટેલો હોય છે, પણ વળી જ્યાં મુદ્દલ વાત-ચીતનો પ્રસંગ નથી, ત્યાં પણ તે સાધ્ય થવું શકય નથી.

**ઉદ્ઘૃષ્ટક અને પીડિતક આલિંગન**

**तमसि जनसंबाधे विजने वाऽथ शनकैर्गच्छतोर्नातिह्रस्वकालमुद्धर्षणं परस्परस्य गात्राणामुद्घृष्टकम् ॥ १२ ॥**

**અંધારામાં, જનસમૂહમાં, વા એકાંતમાં ધીમે ધીમે ચાલતાં ચાલતાં સ્ત્રી-પુરુષના પરસ્પર શરીરનું ઘણી વાર સુધી જે સંઘર્ષણ થાય છે તેને 'ઉદ્ઘૃષ્ટક' કહે છે. ॥ ૧૨ ॥**

જનસમૂહનો અર્થ ભીડ છે. ભીડમાં કે અંધારામાં શરીરનું પરસ્પર સંઘર્ષણ કોઈને શંકા ન આવી શકે એવી રીતે સહજ થઈ શકે છે. તેજ પ્રમાણે ધીમે ધીમે ચાલ ચાલતાં પણ સંઘર્ષણ ઘણા વખત સુધી થઈ શકે છે. સ્ત્રી-પુરુષના શરીરના પરસ્પર સંઘર્ષણની ગણના 'ઉદ્ઘર્ષણ' નામના આલિંગનમાં થતી હોવાથી એક કર્તૃક—એકલાથી થતું આલિંગન ઘૃષ્ટક નામના આલિંગન અંતરભાવ થાય છે—નાયક વા નાયિકા એમાંથી એક કરે તો તે ઘૃષ્ટકમાં ગણાય છે.

**तदेव कुड्यसन्दंशेन स्तम्भसन्दंशेन वा स्फुटकमवपीडयेदिति पीडितकम्× ॥ १३ ॥**

**જો ભીંત કે થાંભલાની સાથે નાયક-નાયિકાને કે નાયિકા-નાયકને ખૂબ જોરથી દબાવી આલિંગન આપે તો ઉદ્ઘૃષ્ટક આલિંગન પીડિતક કહેવાય છે. ॥ ૧૩ ॥**

ઉદ્ઘૃષ્ટક પીડિતક શી રીતે થાય છે? એના ઉત્તરમાં કહે છે કે, ભીંતના સંદંશમાં કે સ્તંભ—થાંભલાના સંદંશમાં અહીં સંદંશનો અર્થ સાણસી કિંવા ચિપિયો. સાણસી અથવા ચિપિયામાં કોઈ વસ્તુને જોરથી દબાવીએ કે પકડીએ તે પ્રમાણે એક તરફ ભીંત અથવા થાંભલો

---

× १ कुडयाश्रयेषु परिपीडनमंगनायाः
कुर्य्यात् पतिर्यदिह पीडितमेहदाहुः
ना. स.

२ तत् पुनरेवकुडये
निपीडनात् पीडितसंज्ञकं स्यात्
र. र.

અને બીજી તરફ નાયક વા નાયિકા ઘટ્ટ રગડીને આલિંગન આપે ત્યારે તેને પીડિતક કહે છે. આ સ્થિતિમાં ઉદ્દ્ઘૃષ્ટકચ પીડિતક થાય છે. આ બે પ્રકારનું હોય છે. સ્ત્રી કર્તૃક અને પુરુષ કર્તૃક.

**तदुभयमवगतपरस्पराकारयोः ॥ १४ ॥**

**ઉદ્દ્ઘૃષ્ટક અને પીડિતક આ બે પ્રકારનાં આલિંગનો એ સ્ત્રી પુરુષો માટે છે કે જેઓ પરસ્પર પ્રેમ કરે છે અને ભાવજ્ઞાન સંબંધ થયેલો છે. ॥ ૧૪ ॥**

ઉદ્દ્ઘૃષ્ટક અને પીડિતક એ આલિંગનો જે સ્ત્રી–પુરુષો એક મેકના દિલને જાણે છે અર્થાત્ કે ભાવજ્ઞાન થયું છે. તેમની વચ્ચે સંભવે છે, જેઓનો પરસ્પર પ્રેમ નથી એવામાં એ શકય નથી.

**लतावेष्टितकं वृक्षाधिरूढकं तिलतण्डुलकं क्षीरनीरकमिति चत्वारि संप्रयोगकाले ॥ १५ ॥**

**સંપ્રયોગ વખતે (૧) લતાવેષ્ટિતક, (૨) વૃક્ષાધિરૂઢક, (૩) તિલ-**

---

આ સિવાય આલિંગનના બીજા ભેદ છે. જે વાત્સ્યાયનમાં મળતા નથી પરંતુ ગૌણિસુતાદિક શાસ્ત્રમાં છે. ચુંબનના બીજા સાત પ્રકાર આ પ્રમાણે છે. (૧) આમોદાલિંગન; (૨) મુદિતાલિંગન: (૩) પ્રેમાલિંગન; (૪) આનંદાલિંગન; (૫) રુચ્યાલિંગન; (૬) મદનાલિંગન; (૭) વિનોદાલિંગન. કુટ્ટની મતમાં

चक्राद्वपरिष्वजनं हंससमाश्लेषन कुल परिरम्भम् ।
पारावताव गूहन माचरति सुमध्यमा यथावसरम् ॥ ५८१ ॥

અહીં ચાર પ્રકારના આલિંગન કથવામાં આવ્યાં છે. (૧) ચક્રાલિંગન; (૨) હંસાલિંગન; (૩) નકુલાલિંગન; અને (૪) પારાવતાલિંગન. પંડિત પ્રવર શ્રી તનસુખભાઈ યોગવાસિષ્ટમાંથી અવતરણ આપે છે કે—

गलदश्रां घनस्नेहं, मुञ्चबाष्पं स्फुरत्स्पृहम् ।
आलिलिंग चिरंकान्तां नकुलोनकुलीमिव ॥ ( ६. १०९ । १३–१४ )

તણ્ડુલક અને (૪) ક્ષીરનીરક. આ ચાર આલિંગનોનો વ્યવહાર થાય છે. ॥ ૧૫ ॥

જે સ્ત્રી–પુરુષોના અંતઃકરણ પ્રેમથી પરસ્પર દ્રવિભૂત થયાં હોય; એવાં સ્ત્રી–પુરુષોનાં સંપ્રયોગ સમયે—સંભોગ સમયે ચાર પ્રકારનાં આલિંગન હોય છે. આ ચારમાંના ચહેલાં બે, લતાવેષ્ટિતક અને વૃક્ષાધિરુઢક એ એક કર્તૃક છે. પરંતુ તેનું કર્તૃત્વ સ્ત્રીને જ હોય છે. આનું કારણ એ છે કે સ્ત્રીઓને અનુરૂપ એ બે પ્રકાર છે. બાકી જે બે રહ્યાં તે તિલતણ્ડુલક અને ક્ષીરનીરક એ બન્ને એ કરવાનાં છે.

**લતાવેષ્ટિક આલિંગન**

**लतेव शालमावेष्टयन्ती चुम्बनार्थं मुखमवनमयेदुद्धृत्य मन्दसीत्कृता तमाश्रिता वा किञ्चिद्रामणीयकं पश्येत् तल्लतावेष्टितकम्॥१६॥***

**જે રીતે શાલ નામની વેલ–લતા વૃક્ષને લપટાઈ જાય છે, તે રીતે નાયિકા નાયકને લપટાઇ જાય અને ચુમ્બન માટે મુખ નીચું**

---

* કામશાસ્ત્રના ઇતર ગ્રંથોમાં પણ આ પ્રકાર આલિંગનનો કહેલો છે. જુવો 'પંચસાયક'

ऊर्ध्वं भुजाभ्याम सरलङ्गयष्टि । (१)
क्षोणीरुहं वल्लिरिवाऽभिरुह्य ॥
नारी प्रियं चुम्बति निस्तरङ्गा ।
भवेल्लता वेष्टित संज्ञकं तत् ॥
प्रियं मृगाक्षी सरलङ्ग यष्टि (२)
निर्वेष्टयन्ति लतिकेव शालम् ।
विचुम्बार्थं नमयेत्तदीयम्
मुखंलतावेष्टितकं तदाहुः ॥ ना. स. (३)

प्रियमनुकृतवल्ली विभ्रमा वेष्टयन्ती, द्रुममिव सरलाङ्गी मन्दसीत्का तदीयम् ।
वदनमुदितखेलाकन्दमाचुम्बनार्थं, नमयति विनमन्ती तल्लता वेष्टितं स्यात् ॥ र. र.

**કરે અને પછી લપટાઇ રહીને મંદ સીત્કાર કરી પુરુષના મુખસૌન્દર્યને પ્રેમભરી દૃષ્ટિથી જુએ. આ પ્રકારના આલિંગનને 'લતાવેષ્ટિતક' કહે છે. ॥ ૧૬ ॥**

લતા જે પ્રમાણે વીંટળાઈ જાય છે તે પ્રમાણે નાયિકા ઊભા રહેલા નાયકને બન્ને બાજુથી કિંવા ગળાને વાટુ લતાથી વીંટળાઈ જાય છે. નાયક ઊભેલો હોય તો બન્ને બાજુથી ભુજલતામાં ભીડે છે વા કંઠમાં લટકાઈ પડે છે: જે આ બે પ્રકાર છે. બેઠેલો હોય તો પણ તેમાં આ બે પ્રકાર સંભવે છે. એકંદર લતાવેષ્ટિતકના ચાર પ્રકાર છે. લતાવેષ્ટિતક આલિંગનમાં નાયક રૂપી વૃક્ષ ઊંચું છે. શરીરને વંકાવ્યા વગર મુખ નીચું થતું નથી, અને નીચા મુખ થયા વગર ચુંબન શકય નથી. આથી નાયિકા નાયકનું મુખ નીચું થાય તે માટે તેના ગળામાં ઝુલાઈ તે નીચું કરે છે. આલિંગનનું મુખ્ય ફળ પ્રેમની ઉત્પત્તિ કરી તેનું પર્યાવસાન સંભોગસુખ છે, છતાં નાયકને ચુંબન મળે છે એ આ આલિગનનું ગૌણ ફળ છે. આલિંગન સમયે સિત્કાર મંદ હોય છે. સિત્કારનો અર્થ આગળ પર જણાવવામાં આવશે. આલિગન વખતે સિત્કાર મંદ હોય છે રાગની વૃદ્ધિ થતાં સિત્કાર પણ જોર પકડે છે. મંદ સિત્કારથી આલિગનની શોભા વધે છે. આલિંગનનું એક ફળ ચુંબન કહ્યું તે પ્રમાણે એક બીજું ફળ પણ છે. તે ફળ એ કે નાયિકા નાયકને આશ્રયે રહી, વીંટળાયેલી રહી, નાયકની છાતીમાં કે અન્ય ચિત્તમાં જે સૌંદર્ય જોવાનું સાંપડતું નથી તે દંતક્ષતથી ઉત્પન્ન થયેલું સૌંદર્ય નાયકના મુખ પર પોતે ઊંચું મોં કરી જોઈ શકે છે. આ આલિંગનને 'લતાવેષ્ટિતક' એટલા માટે કહે છે કે જેમ લતા વૃક્ષને વીંટળાઈ વળે છે તે પ્રમાણે નાયિકા પુરુષ રૂપી વૃક્ષને વીંટળાય છે.

**વૃક્ષાધિરુઢક આલિંગન**

**चरणेन चरणमाक्रम्य द्वितीयेनोरुदेशमाक्रमन्ती वेष्टयन्ती वा तत्पृष्ठसक्तैकबाहुर्द्वितीयेनांसमवनमयन्तीषन्मन्दसीत्कृतकूजिता चुम्बनार्थमेवाधिरोढुमिच्छेदिति वृक्षाधिरूढकम् ॥ १७ ॥**

**નાયિકા પોતાના એક પગથી નાયકના પગને દબાવી રાખે, બીજા પગથી નાયકના ઊરુપ્રદેશ ને વેષ્ટિત કરી, તેની પીઠ પર એક હાથ નાંખી બીજા હાથથી તેની ખાંધ નમાવતી, મંદ સીત્કાર કિંવા કુજન કરી ચુંબન લેવા માટે નાયક અંગ પર ચઢવા ઇચ્છે છે, ત્યારે આ આલિંગનને 'વૃક્ષાધિરૂઢક' કહે છે. ા ૧૭ ા**

નાયિકા પોતાના એક પગથી નાયકનો એક પગ દબાવી રાખી, બીજા પગથી નાયકના ઊરુપ્રદેશ ને એવી રીતે આક્રમણ કરે કે તેનાથી નાયકનો જઘન પ્રદેશ એકમેકની સાથે ચિટકાઈ જાય. ડાબા અથવા જમણા પગથી આ આક્રમણ થઈ શકે છે એથી કરીને આના વામ અને દક્ષિણ એવા બે ભેદ છે. આ પ્રકારના આ ક્રમણની માફક નાયિકા જ્યારે પોતાના એક પગથી નાયક ઊરુપ્રદેશ ને વેષ્ટન કરી તેને નમાવે છે, તે વખતે પણ ઉપર પ્રમાણે વામ અને દક્ષિણ એવા બે પ્રકાર થાય છે. બન્ને પગથી જ્યારે નાયિકા જ્યારે નાયકના ઊરુપ્રદેશ ને આક્રમણ કરે છે કે વેષ્ટન; ત્યારે પણ બે પ્રકારનું વૃક્ષાધિરુઢક નામનું આલિગન થાય છે. આ આલિ-ગનનો વૃક્ષાધિરુઢકમાં અંતર્ભાવ થાય છે ઉપર જે આક્રમણ અને વેષ્ટન એ પ્રમાણે વામ અને દક્ષિણ એવા બે પ્રકાર કહ્યા તેજ પ્રમાણે બે પગથી આક્રમણ કિંવા વેષ્ટન કરવાથી બે પ્રકાર થાય છે તે પણ જણાવ્યા. આ સર્વ પ્રકારોમાં સામાન્ય પ્રકારનું વર્ણન સુત્રકાર આ પ્રમાણે કરે છે. નાયિકા પોતાના ડાબા કિંવા જમણા એક હાથથી વેલ જે પ્રમાણે વૃક્ષને વીંટળાય છે તે પ્રમાણે નાયકના પૃષ્ઠભાગ પર હાથ નાંખી તેની ખાંધને નમાવે છે અને મંદ સીત્કાર વા કુજન કરી નાયકનું ચુંબન લેવા માટે જાણે એક વૃક્ષ પર ચઢતી હોય તેની માફક શરીર પર ચઢે છે. પ્રેમ ઉત્પન્ન થતી વખતે આ આલિંગન થતું હોવાથી આલિંગન વખતે સીત્કાર કિવા કુજનમંદ હોય છે. કુજન અર્થ અગાડી કહેવામાં આવશે. આ આલિંગનમાં નાયિકા નાયકના અંગ પર ચઢે છે તેનું કારણ એ છે કે નાયક ઊંચો હોવાથી ચુંબન લેવા તે (શરીર રૂપી વૃક્ષ પર) ચઢે છે. નાયકના

મુખનું સૌંદર્ય જોવા માટે તે ચઢતી નથી. માત્ર અધરનું ચુંબન નાયક ઊંચો હોવાથી ચઢયા સિવાય લેવું શકય નથી. "વૃક્ષાધિરૂઢક" આ શબ્દ પાછળ કહેલા લતાવેષ્ટિતકની માફક સાદશ્યાર્થી "ક" પ્રત્યય લાગતાં થયું છે.

**तदुभयं स्थित कर्म ॥ १८ ॥**

**આ બન્ને પ્રકારના આલિંગન (નાયક–નાયિકા) ઊભેલાં હોય ત્યારે જ સંભવે છે. ॥ ૧૮ ॥**

ઉપર કહ્યાં તે બે પ્રકારનાં આલિંગન નાયક અને નાયિકા ઊભેલાં હોય ત્યારે જ થઈ શકે છે. એનો હેતુ પરસ્પરના પ્રેમને વૃદ્ધિ કરવાનો છે અને તે સંભોગની પહેલાં જ શકય છે.

### તિલતણ્ડુલક આલિંગન

**शयनगतावेवोरुव्यत्यासं भुजव्यत्यासं च संसघर्षमिव घनंसस्व-जेते तत्तिलतण्डुलकम् ॥ १९ ॥×**

**એક જ શય્યાપર બન્ને જણાં સૂતાં હોય અને પરસ્પર એકમેકના અંગમાં હાથ અને પગ નાંખી સ્પર્દ્ધાથી ગાઢ આલિંગન દેતાં હોય તેને તિલતણ્ડુલક કહે છે. ॥ ૧૯ ॥**

સૂત્રમાં 'ઊરુવ્યત્યાસ' અને 'ભુજવ્યત્યાસ' શબ્દ આવેલા છે. એ

---

× આ આલિંગન પરત્વે 'પંચસાયક' આમ કથે છે.

बाहुरुवक्षो जघनेन गाढ
मन्योन्य संसक्त शरीर यष्टयोः ।
आनंद भावाद्य दुदीर्ण भाव
मालिङ्गनं तत्तिलतण्डुलाख्यम् ॥
तल्पे वितवन्वद गूहन केलि मुच्चै-
र्यन्निस्तरङ्ग मिथुनं घटयेत रागात् ।
रागातिरक्त परिवर्धित गौरवेण
तत्कीर्त्तितं मुनिवरै स्तिलतण्डुलाख्यम्ः नागर सर्वस्वम्

બન્ને (સંસ્વજેત) ના ક્રિયાવિશેષણ છે. વ્યત્સાસ એટલે વિપર્યય કિંવા બદલવું તે. નાયિકા પુરુષની ડાબી તરફ અને પુરુષ નાયિકાની જમણી તરફ સૂતો છે. તો આ સ્થિતિમાં નાયક પોતાની ડાબી જાંઘ સ્ત્રીના જઘનમાં નાંખે અને પોતાના ડાબા હાથને સ્ત્રીની જમણી બગલમાં નાંખે. આ પ્રમાણે સ્ત્રી પણ કરે. સ્ત્રી જો જમણી પડખે સૂતી હોય તો ડાબા પડખે સૂતેલા પુરુષે પોતાની જમણી જાંઘ સ્ત્રીની બન્ને સાથળો વચ્ચે રાખવી અને તેની ડાબી કાખમાં પોતાનો જમણો હાથ નાંખવો. અદલા બદલીથી આ આલિંગનના બે પ્રકાર થઈ શકે છે. સ્ત્રી અને પુરુષ પરસ્પર સ્પર્ધા ઉત્પન્ન કરવા એક મેકને ગાઢ આલિંગન આપે છે. આ આલિંગનમાં જાંઘ અને હાથ એ તલ અને તાંદુલના મિશ્રણ સરખા જણાય છે, તેથી આને તિલતંદુલક નામ આપ્યું છે.

**ક્ષીરજલક આલિંગન**

**रागान्धावनपेक्षितात्ययौ परस्परमनुविशत इवोत्सङ्गगतायामभिमुखोपविष्टायां शयने वेति क्षीरजलकम् ॥ २० ॥**

**કામાંધ થઇ પીડાની પરવા ન કરતાં સ્ત્રી અને પુરુષ એ બન્ને એકમેકના અંગમાં અંગ પ્રવેશ કરવાની ઇચ્છા કરતાં હોય તે પ્રમાણે અતિ જોરથી આલિંગન આપે, ત્યારે તે આલિંગનને ક્ષીરજલક કહે છે. આ આલિંગન ત્યારે જ શકય છે કે જયારે સ્ત્રી નાયકના ખોળામાં બેઠેલી હોય, કિંવા પલંગપર સામસામાં બેઠાં હોય. ॥ ૨૦ ॥**

નાયિકા અને નાયક એટલાં તો પ્રેમાંધ થયાં હોય છે કે—જોરથી એક મેકને આલિંગન આપવાથી એકાદ હાડકું દુઃખશે કે તૂટશે તેનું ભાન તેમને હોતું નથી, તે એકમેકને પોતાના બાહુથી એવા ઘટ્ટ ચીટકાઈ જાય છે કે જાણે બે માટીના ગોળા કિંવા દૂધ અને પાણીનું મિશ્રણ થઈ એકાકાર થઈ જાય—આ પ્રમાણે એકમેકના અંગમાં અંગ ઘૂસેડે છે કે એકજીવ

બની જાય, કોઈએ એક સ્થળે કહ્યું છે કેઃ—"ભાવમાં આસક્ત એવા કામી પુરુષો પાણીમાં ઘૂસે તેમ પોતાને પ્રિય સ્ત્રીના અંગમાં ઘૂસવાની ઇચ્છા કરે છે." નાયકના ખોળામાં ખોળો ઘાલી નાયિકા સામી બેઠી હોય ત્યારે તેની કાખમાં હાથ ઘાલી જોરથી દબાવે ત્યારે આ આલિંગન થઈ શકે છે. આ આલિંગન બેઠાં બેઠાં તેમ જ સૂતાં સૂતાં લઈ શકાય છે. બન્ને પ્રકારની ગણના તિલતણ્ડુકમાં થાય છે.

## तदुभयं रागकाले ॥ २१ ॥

**જ્યારે કામેચ્છા અત્યંત વધી હોય ત્યારે જ આ બે પ્રકારનાં આલિંગન સંભવે છે. ॥ ૨૧ ॥**

કામેચ્છા ખૂબ વધી હોય તે સમયે જ હમણાં કહ્યાં તે પ્રકારના આલિંગન સંભવે છે. સંભોગ પહેલાં કામવાસના અત્યંત પ્રદીપ્ત થતાં પુરુષનું ગુહ્યાંગ ઉત્તેજિત સ્થિતિમાં હોય અને સ્ત્રીનું ગુહ્યાંગ અંદરથી થોડું થોડું દ્રવતું હોય તે વખતે આ આલિંગન થઈ શકે છે. સંભોગ કરવાની ઇચ્છા હોય તો સંવેશનની—આસનની—રીતના અનુરોધ પ્રમાણે આલિંગનની યોજના કરવી.

## इत्युपगूहनयोगा बाभ्रवीयाः ॥ २२ ॥

**બાભ્રવીયોના મત પ્રમાણે આલિંગનના પ્રકાર પૂરા થયા ॥૨૨॥**

## सुवर्णनाभस्य त्वधिकमेकाङ्गोपगूहनचतुष्टयम् ॥ २३ ॥

**સુવર્ણનાભ આચાર્યના મત પ્રમાણે આલિંગનના બીજા ચાર પ્રકાર છે. આમાં સ્ત્રી-પુરુષના કોઇ એક અંગનું પરસ્પર સંશ્લેષ થાય છે—પુરુષનું એક અંગ સ્ત્રીના એજ અંગને આલિંગે છે.—॥ ૨૩ ॥**

બાભ્રવ્યે આલિંગનના જે આઠ પ્રકાર કહ્યા છે તેનાથી જૂદા પ્રકારના ચાર બીજા પ્રકાર સુવર્ણનાભ આચાર્યે કહ્યા છે. આ આલિંગનોમાં સ્ત્રીના

એક અંગને પુરુષના તેજ અંગથી આલિંગન અપાય છે. સંભોગ વખતેજ આ ચાર પ્રકાર સંભવે છે.

**ઊરૂપગૂહન આલિંગન**

**तत्रोरुसंदंशेनैकमूरुमूरुद्वयं वा सर्वमाणं पीडयेदित्यूरूपगूहनम् ॥ २४ ॥**

**એક જાંગથી કિંવા બન્ને જાંગથી સ્ત્રી પુરુષ પરસ્પર એકમેકને દાબી જોરથી આલિંગન આપે છે ત્યારે તેને 'ઊરૂપગૂહન' કહે છે. ॥ ૨૪ ॥**

એક પડખે સૂઈ રહેલી સ્ત્રી કિંવા પુરુષ પોતાની એક જાંઘથી કિંવા બન્ને જાંઘોથી બીજાને જોરથી દાબી આલિંગન આપે છે. આ આલિંગનમાં સ્ત્રી–પુરુષ ભેદ દૃષ્ટિથી કંઈ ભેદ ન હોવાથી આ આલિંગન સ્ત્રી–કર્તૃક કિંવા પુરુષ કર્તૃક એવા બે પ્રકારનું થઈ શકે છે. કોઈનું એમ પણ કહેવું છે કે જેની જાંઘ મોટી અને માંસલ હોય છે તેજ આ આલિંગન કરી શકે છે. ખૂબ જોરથી આલિંગન આપવાથી માંસવાળા ભાગમાં દાબ બેસવાથી મજાક લાગે છે–આનંદ થાય છે. અહીં 'સર્વપ્રાણ' પૂરા જોરથી એનો સંબંધ 'પીડયેત્' સાથે છે.

**જઘનોપગૂહન આલિંગન.**

**घनेन जघनमवपीडय प्रकीर्यमाणकेशहस्ता नखदशनप्रहणनचुम्बनप्रयोजनाय तदुपरि लङ्घयेत्तज्जघनोगूपहनः ॥ २५ ॥**

**વીખરેલા વાળને હાથમાં પકડી, પોતાના (પ્રિયકર) ના જઘનને જઘનથી દબાવી, નખક્ષત અને દંતક્ષત કરતી ચુંબન લેવાને માટે નાયકના અંગ પર ચઢે ત્યારે તેને 'જઘનોપગૂહન' કહે છે. ॥ ૨૫ ॥**

સ્ત્રી એક પડખે સૂઈ રહી પોતાના ગુહ્યાંગ પુરુષના ગુહ્યાંગમાં ભીડી–વાડવા નામક સુરતના પ્રકારથી દાબીને પુરુષને આલિંગન આપે આ એક પ્રકાર, કિંવા જઘનથી જઘન પ્રદેશને દાબી આલિંગન આપે આ બીજો

પ્રકાર. બીજા પ્રકારમાં સાક્ષાત્ સંભોગ થાય કે ન થાય. આ આલિંગન સ્ત્રીકર્તૃક છે. આનું કારણ એ છે કે સ્ત્રીનો જઘન પ્રદેશ વિશાળ હોવાથી તેના દર્શનથી પુરુષના મનમાં તત્કાળ કામવાસના ઉત્પન્ન થાય છે. આ આલિંગનમાં કેશ વીખરાયલા હોય છે એ એક શોભાનો પ્રકાર છે. આ આલિંગનમાં સ્ત્રી પોતાની ઇચ્છાનુસાર નખક્ષત કે દંતક્ષતનો પ્રયોગ કરે છે. આ આલિંગનનો ઉદ્દેશ નખક્ષતાદિ કંઈ કરવું એજ છે.

**स्तनाभ्यामुरःप्रविश्य तत्रैव भारमारोपयेदिति स्तनालिङ्गनम्॥२६॥**

**સ્તનાલિંગન.**

**નાયિકા પોતાના સ્તન નાયકના વક્ષસ્થળમાં પૂરા જોરથી દબાવે—પૂરેપૂરો ભાર દઈ ભચડે—તેને 'સ્તનાલિંગન' કહે છે. ॥૨૬॥**

આસન પર કિંવા શયન પર બેઠેલી સ્ત્રી પોતાની પીઠના ભાગને નમાવી સ્તનોને નાયકની છાતીમાં ભોકી, જોરથી ખોસવાની માફક દબાવી ભારદે. તે વખતે આ આલિંગનને સ્તનાલિંગન કહે છે. મૃદુ એવાં સ્તનો જોરથી નાયકના વક્ષસ્થળને સ્પર્શે છે ત્યારે તેને અત્યાનંદ પ્રાપ્ત થાય છે.

**લલાટિકા આલિંગન.**

**मुखे मुखमासज्याक्षिणी अक्ष्णोर्ललाटे ललाटमाहन्यात्सा ललाटिका ॥ २७ ॥**

**મુખની સામે મુખ, આંખોની સામે આંખો, કપાળની સામે કપાળ મૂકી જે અલિંગન કરાય છે તેને 'લલાટિકા' કહે છે. ॥૨૭॥**

ઉત્તાનસંપુટ કે પાર્શ્વસંપુટ (આ અધિકરણના છઠ્ઠા અધ્યાયમાં આ એનું વર્ણન છે.) સંભોગ કરતી વખતે જ્યારે કપાળને કપાળ લગાડી, દૃષ્ટિ સાથે દૃષ્ટિ ભીડાવી સ્ત્રી–પુરુષ જ્યારે આલિંગનમાં પ્રવૃત્ત થાય છે ત્યારે નાક આપોઆપ એકમેકને અડવાનાં જ. આ પ્રમાણે નાયિકા જ્યારે નાયકના કપાળને બે ત્રણ વખત દબાવી તેના અંગ પર ભાર નાંખે છે

ત્યારે તે આલિંગનને લલાટિકા કહે છે. આ આલિંગનને 'લલાટિકા'* કહેવાનું કારણ એટલુંજ છે કે આ આલિંગનમાં સ્ત્રીના લલાટનો સ્પર્શ થતાં, તેના પરનો ચાંલ્લો નાયકના કપાળને લાગે છે અને તેનાથી એક પ્રકારની શોભા આવે છે.

**સંવાહન આલિંગન**

**संवाहनमप्युपगूहनप्रकारमित्येके मन्यन्ते संस्पर्शत्वात् ॥२८॥**

**સંવાહન—અંગમર્દનમાં શરીર સ્પર્શ થતો હોવાથી કોઈ આચાર્ય તેને આલિંગનનો એક પ્રકાર માને છે. ॥ ૨૮ ॥**

સુખદાયક અંગમર્દન—ત્વચા—ચામડી—માંસ અને હાડકાંને દબાવવાથી થાય છે. આમ ત્રણ પ્રકારે થાય છે. આમાં શરીરનો સ્પર્શ થવો હોવાથી આ પણ એક આલિંગનનો પ્રકાર છે એમ કોઈ આચાર્ય માને છે.

**આલિંગન અને અંગમર્દન.**

**पृथक्कालत्वाद्भिन्नप्रयोजनत्वादसाधारणत्वान्नेति वात्स्यायनः ॥२९॥**

**કાળભેદ, ફળભેદ, અને અસાધારણત્વને લીધે 'અંગમર્દન' એ આલિંગનનો પ્રકાર થઈ શકતો નથી, એમ વાત્સ્યાયનનો મત છે. ॥ ૨૯ ॥**

આલિંગન સંભોગક્રિયા વખતે થાય છે. અંગમર્દનને સંભોગ સાથે કંઈ સંબંધ નથી. અંગમર્દન બીજે સમયે પણ થઈ શકે છે. આલિંગન અને અંગમર્દન (પગ ચંપાવવા, શરીર દબાવવું—ચંપી કરાવવી તે)માં શરીરનો સ્પર્શ થાય છે પણ આથી કરીને તે બન્ને એક થઈ શકતાં નથી.

---

* નાગર સર્વસ્વમાં પણ 'લલાટિકા' નામનું આલિંગન વર્ણવામાં આવ્યું છે. ભેદ માત્ર એટલો છે કે અહીં નાયિકા આલિંગન લેવાને ઉદ્યુક્ત થાય છે. જ્યારે નાગર સર્વસ્વમાં નાયક આ પ્રમાણે આલિંગન લે છે.

રતિરહસ્યમાં આલિંગન ભેદનું અચ્છું નિરૂપણ છે.

ઉપરાંત આલિંગન અને અંગમર્દનના ફળમાં પણ ફેર છે. આલિંગનમાં નાયક તેમજ નાયિકાને બન્નેને આનંદ કે સુખ પ્રાપ્ત થાય છે. અર્થાત્ કે તે ઉભય સાધારણ છે. પણ અંગમર્દનમાં તેમ નથી. સ્ત્રી–પુરુષનું શરીર ચાંપે તો તેથી પુરુષને સુખ થાય અને પુરુષ સ્ત્રીનું શરીર દબાવે તો સ્ત્રીને સુખ થાય. આલિંગનની માફક બન્નેને સુખ આપવાનો ઉભય સાધારણ ધર્મ અંગમર્દનમાં નથી. આથી ગીત–વાદ્ય વગેરે ચોસઠ કળા જે આગળ ઉપર કહેવામાં આવી છે તેમાં उत्साहने केशमर्दने च कौशलम् કહ્યું છે તેમાં આ કળાનો સમાવેશ થઈ શકે છે. શરીરનો સ્પર્શ થાય છે આ એક કારણથી જો અંગમર્દનને આલિંગનનો એક પ્રકાર માનવામાં આવે તો ચુંબનમાં પણ અંગસ્પર્શ થાય છે માટે ચુંબનને પણ આલિંગનનો એક પ્રકાર માનવો પડશે કે ચુંબનનો આલિંગનમાં સમાવેશ કરવો પડશે.

**पृच्छतां शृण्वतां वाऽपि तथा कथयतामपि ।**
**उपगूहविधिं कृत्स्नं रिरंसा जायते नृणाम् ॥ ३० ॥**

**જે લોકો આલિંગન વિધિ માટે સવાલ કરે છે, આલિંગનનું વર્ણન સાંભળે છે; કિંવા વર્ણન કરે છે—સંભળાવે છે તેને સુદ્ધાં કામવાસના ઉત્પન્ન થાય છે. ॥ ૩૦ ॥**

જે લોક એમ પુછે છે કે આલિંગન વિધિ કેવો છે, એનું વર્ણન સાંભળે છે, અને જે સંભળાવે છે, તેને સંભોગની ઇચ્છા ઉત્પન્ન થાય છે. તો પછી જે પોતે આલિંગનનો પ્રયોગ કરે છે તેને સંભોગની ઇચ્છા થાય એ કહેવાની જરૂર નથી. આલિંગન પરત્વે લોકોના મનમાં રુચિ ઉત્પન્ન થાય આ માટે આલિંગનની કિંચિત્ પ્રશંસા કરી છે.

**येऽपि ह्यशास्त्रिताः के चित्संयोगा रागवर्धनाः ।**
**आदरेणैव तेऽप्यत्र प्रयोज्याः सांप्रयोगिकाः ॥ ३१ ॥**

**ઉપર કહ્યા તે સિવાય બીજા આલિંગનના ભેદ છે, જેનું વર્ણન અહીં કર્યું નથી, પરંતુ એ જો કામવાસનાનું ઉદ્દીપન કરનાર હોય તો તેનો આદરથી ઉપયોગ કરવો. ॥ ૩૧ ॥**

જેનો કામશાસ્ત્રમાં ઉલ્લેખ થયો છે તેને શાસ્ત્રીય યોગ કહે છે. જેનો ઉલ્લેખ કર્યો નથી તે અશાસ્ત્રીય છે. કલ્પનાથી નિષ્પન્ન કરી શકાય એવા આલિંગનના પ્રકાર હોય અને જો તે પ્રીતિવર્ધક હોય, અને રતિક્રીડામાં ઉપયોગી હોય તો તેનો આદરથી પ્રયોગ કરવો. તાત્પર્ય કે અશાસ્ત્રીય છે માટે તેનો અનાદર કરવો નહિ.

**शास्त्राणां विषयस्तावद्यावन्मन्दरसा नराः ।**
**रतिचक्रे प्रवृत्ते तु नैव शास्त्रं न च क्रमः ॥ ३२ ॥**

શાસ્ત્રમાં જેનું વર્ણન નથી એવો આલિંગન પ્રયોગ શા માટે કરવો? એવી શંકાનો ઉત્તર સૂત્રકાર આપે છે.

**શાસ્ત્રના ઉપદેશની આવશ્યકતા ત્યાં સુધી છે કે જ્યાં સુધી કામવાસના તીવ્ર થઈ નથી. કામેચ્છા અતિ ઉત્કટ થયા પછી નથી શાસ્ત્ર કે શાસ્ત્રમાં બતાવેલા પ્રયોગનો ક્રમ—સંભોગક્રિયા શરૂ થયા પછી આ સર્વ બાજુએ રહે છે. ॥ ૩૨ ॥**

કામેચ્છા જેનામાં અતિ ઉત્કટ થઈ નથી તેજ શાસ્ત્રોક્ત પ્રયોગની અપેક્ષા રાખે છે. વાસના વૃદ્ધિ પામતાં સંપ્રયોગ શરૂ થયો એટલે અમુક શાસ્ત્રોક્ત છે અને અમુક નથી એવો ભેદ રહેતો નથી. સંયોગના લોપમાં આગળ પાછળનો ક્રમ રહેલો નથી, આથી શાસ્ત્ર અને ક્રમ વ્યર્થ ન સમજવાં આ કારણને લઈને પ્રયોગોનો સંગ્રહ છે. *

વાત્સ્યાયન કામસૂત્રના સાંપ્રયોગિક નામના બીજા અધિકરણનો
આલિંગન વિચાર નામનો દ્વિતીય અધ્યાય સમાપ્ત.

---

* શ્રૃંગારરસિક કવિયોએ સંસ્કૃતભાષના તેમજ પ્રાકૃત ભાષના—આલિંગનનાં રસ ભર્યાં વર્ણન કર્યાં છે. કાવ્યરસિક જનોને તે બહુધા વિદિત હોવાથી અહીં તેને સ્થાન આપ્યું નથી.

# तृतीयोऽध्यायः ।

## चुम्बन विकल्प :करणम्

## ચુંબનના પ્રકારો.

**चुम्बननखदशनच्छेद्यानां न पौर्वापर्यमस्ति रागयोगात् ॥१॥**

બીજા અધ્યાયમાં જણાવ્યા પ્રમાણે આલિંગન કર્યા પછી ચુંબનનો પ્રયોગ કરવો. આમાં ચુંબન પહેલું લેવું કે નખક્ષત પહેલાં કરવા કે દંતક્ષત પ્રથમ કરવા કે આ બધું પછી કરવું એને માટે કંઈ નિયમ નથી. સૂત્રકાર એજ કહે છેઃ—

**ચુંબન, નખચ્છેદ, અને દંતચ્છેદ આ ત્રણમાં એક બીજામાંથી કયું પહેલું કરવું એને માટે ક્રમ નથી; કારણ કે આ સર્વ રાગ-યોગથી—કામોદ્દીપન—થી થાય છે. ॥ ૧ ॥**

રાગથી અંધ થયેલો માણસ એ નથી જોતો કે પહેલાં નખક્ષત કરું કે દંતક્ષત કરું કે ચુંબન લઉં? વૃત્તિ જે જોર પકડે તે ચુમ્બનાદિક વ્યવહાર કરે છે.

**प्राक्संयोगादेषां प्राधान्येन प्रयोगः प्रहणनसीत्कृतयोश्च संप्रयोगे ॥ २ ॥**

**સંભોગ પૂર્વે**

**સંભોગ પહેલાં ચુંબન આદિનો પ્રયોગ કરવો. સંભોગ સમયે સીત્કાર અને પ્રહણનનો પ્રયોગ કરવો. ॥ ૨ ॥**

સંભોગ પહેલાં રાગ—કામવાસનાને પ્રદીપ્ત કરવા ચુંબન, દંતક્ષત કિંવા નખક્ષતનો પ્રયોગ કરવામાં આવે છે. યંત્ર સંયોગ થતાં—સંભોગ ક્રિયા શરૂ થતાં—પ્રહણન—તાડન અને સીત્કારનો પ્રયોગ કરવો. કારણ કે બન્નેની—નાયક અને નાયિકાની કામવાસના પ્રદીપ્ત થયા પછી અરસ-

પરસ થતા તાડન—મારની કિંવા ચિત્કારની પીડા સહન કરી શકાય છે. સંભોગ પહેલાં જે પ્રમાણે ચુંબનાદિકનો પુષ્કળ ઉપયોગ કરવામાં આવે છે તેવો પ્રહણનાદિકમાં કરવામાં આવતો નથી. જો કે સમૂળગોજ કરવામાં આવતો નથી એમ નથી.

**सर्वं सर्वत्र रागस्यानपेक्षितत्वादिति वात्स्यायनः ॥ ३ ॥**

આ એક પક્ષનો મત છે. એનો ઉત્તર આ સૂત્રથી બતાવે છે.

**વાત્સ્યાયનનો મત છે કે ચુમ્બનાદિક પ્રકાર માટે સમયનો નિર્ધાર નથી. ઇચ્છા પ્રમાણે ઉપયોગ કરવો. કારણ કે રાગાંધ મનુષ્ય ક્રમની અપેક્ષા રાખતો નથી. ॥ ૩ ॥**

ચુંબનાદિ પ્રકારનો સર્વત્ર ઉપયોગ કરવો. કારણ કે ચંડવેગ નાયક સંભોગ પહેલાં ચુંબનાદિકનો થોડો પ્રયોગ કરવો કે વિશેષ કરવો વગેરે બાબતનો વિચાર કરતો નથી. તે રાગાંધતાને લઈને પોતાની મરજી પ્રમાણે તેનો ઉપયોગ કરે છે. મંદવેગ નાયક અને નાયિકાએ ( મધ્યવેગ નાયિકા ) પહેલાં એ સૂત્રમાં કથવા પ્રમાણે ચુમ્બનાદિવ્યાપાર કરવો.

**तानि प्रथमरते नातिव्यक्तानि विश्रब्धिकायां विकल्पेन च प्रयुञ्जीत तथाभूतत्वाद्रागस्य ॥ ४ ॥**

હવેનાં સૂત્રોમાં ચુંબન વગેરે માટે જે વિશેષ કહેવાનું છે, તે સંબંધે વાત્સ્યાયન અને ઈતર આચાર્ય એક મત છે.

**ચુમ્બનાદિ પાંચ પ્રકાર. તે પ્રથમ સંભોગના વખતે ઉપયોગમાં આણવા નહિ. વિશેષ પરિચિત થઈ નાયિકાનો વિશ્વાસ બેસે પછી ચુંબનોનો ધીમે ધીમે વૈકલ્પિક પ્રયોગ કરવો. કારણ કે સ્ત્રીની કામવાસના ક્રમથી ધીમે ધીમે વૃદ્ધિંગત થાય છે. ॥ ૪ ॥**

રતના આરંભમાં ચુંબનના જે પાંચ પ્રકાર કહ્યા છે, તેનો સ્પષ્ટ ઉપયોગ એકદમ કરવો નહિ. અહીં કહેવાનું તાત્પર્ય એ છે, કે એકનો

પ્રયોગ કરે, સમુચ્ચયનો પ્રયોગ ન કરે. કારણકે ઉતાવળથી એકદમ પ્રયોગ કરવાથી પુરુષ પર નાયિકા અસંતુષ્ટ થવાનો સંભવ રહે છે. પરિચય થયા પછી, સ્ત્રીનો નાયક ઉપર વિશ્વાસ બેઠા પછી પણ પાંચે પ્રકારનો સામટો પ્રયોગ કરવો નહિ. ધીમે ધીમે એકેક, બબ્બે એ પ્રમાણે વૈકલ્પિક રીતે એનો પ્રયોગ કરવો. વૈકલ્પિક પ્રયોગ નીચે પ્રમાણે સંભવે છે:—

(૧) ચુંબન કિંવા નખક્ષત, (૨) ચુંબન કિંવા દંતક્ષત, (૩) ચુંબન કિંવા પ્રહણન અને (૪) ચુંબન કિંવા સીત્કાર. આ પ્રમાણે નખક્ષતના વિકલ્પથી ત્રણ પ્રકાર થઈ શકે. દંતક્ષતના બે અને પ્રહણનનો એક. આ પ્રમાણે ચુંબનના સીધા દશ પ્રકાર અને પ્રતિલોમથી–ઊલટા ક્રમથી દશ પ્રકાર થઈ શકે છે. એકંદર કુલ વીસ પ્રકાર થાય. ઊલટો ક્રમ:—(૧) સીત્કાર વા પ્રહણન, (૨) સીત્કાર વા દંતચ્છેદ; (૩) સીત્કાર વા નખચ્છેદ; અને (૪) સીત્કાર વા ચુંબન. હવે (૧) પ્રહણન વા નખચ્છેદ, (૨) પ્રહણન વા નખક્ષત; અને (૩) પ્રહણન વા ચુંબન. આ ત્રણ પ્રહણનના વિકલ્પ, (૧) દંત કિંવા નખક્ષત, (૨) દંત વા ચુંબન, એ દંતક્ષતના વિકલ્પ; અને (૧) નખચ્છેદ કિંવા ચુંબન આ નખક્ષતનો વિકલ્પ. આ પ્રમાણે બન્ને ક્રમથી—સીધા ઊલટા, મળીને વીશ થાય છે.

## ચુંબન કેમ અને ક્યારે કરવું

## ततः परमतित्वरया विशेषवत्समुच्चयेन रागसंधुक्षणार्थम् ॥ ५ ॥

પછી અત્યંત ત્વરાથી ચુંબનાદિના વૈકલ્પિક કે સામુદાયિક રીતે રાગ પ્રદીપ્ત કરવા ઉપયોગ કરવો. ॥ ૫ ॥

પ્રથમ સંભોગના આરંભમાં સ્ત્રીઓનો રાગ મંદ હોય છે સંભોગ શરૂ થયા પછી તે એટલો પ્રદીપ્ત થાય છે—વધે છે કે સ્ત્રીને પોતાના શરીરની પરવા રહેતી નથી. આવી સ્થિતિમાં જે ચુંબનાદિકનો પ્રયોગ કરવાનો છે તે અત્યંત ત્વરાથી કિંવા એકદમ સામટા કે વૈકલ્પિ રીતે કરી નાખવા, કારણકે આ વખતે સ્ત્રીને તે સહન કરવાની શક્તિ હોય છે.

આગલા સૂત્રમાં કહ્યા તે પ્રમાણે ચુંબનના જે વીશ પ્રકાર થાય છે, એ ભિન્ન ભિન્ન પ્રયોગ કરવાથી સ્ત્રીની કામવાસના અત્યંત પ્રદીપ્ત થાય છે. આથી કરીને સંભોગમાં વૃદ્ધિ થાય છે. કામવાસના પ્રદીપ્ત થયા વગર સંભોગ કરવામાં એટલી મજાહ—ઉત્પન્ન થતી નથી. બન્નેની કામવાસના એક સરખી પ્રદીપ્ત થઈ પૂર્ણ વિશ્વાસથી જ્યારે તેઓ સંભોગક્રિયામાં મચે છે ત્યારે ચુંબનાદિક પ્રયોગમાં પૂર્વાપરનો ક્રમ રહેતો નથી, પરંતુ જ્યારે સ્ત્રીની કામવાસના પૂરેપૂરી પ્રદીપ્ત ન થાય, ત્યારે પ્રથમ સંભોગને વખતે સ્ત્રીને વિશ્વાસ ઉત્પન્ન થાય માટે ચુંબનાદિનો ક્રમથી ઉપયોગ કરવો, આથી ધીમે ધીમે વાસના પ્રદીપ્ત થતી જશે.

**ચુંબનના પ્રકાર.**

**ललाटालककपोलनयनवक्षःस्तनोष्ठान्तर्मुखेषु चुम्बनम् ॥ ६ ॥**

**આલિંગનના ભેદ કહેવામાં આવ્યા છે. ત્યાર પછી ચુંબનના ભેદ કહેવામાં આવે છે. પણ જ્યાં સુધી તેનાં જુદાં જુદાં સ્થાન કહેવામાં ન આવે ત્યાં સુધી તે સિદ્ધ કરવાં અશકય છે. માટે સૂત્રકાર ચુંબનનાં સ્થાન કહે છે—**

(૧) કપાળ, (૨) કપાળ પર આવેલા કેશ, (૩) ગાલ, (૪) આંખો, (૫) છાતી, (૬) સ્તન, (૭) હોઠ અને (૮) મુખના અંદરનો ભાગ વગેરેમાં ચુંબન થઇ શકે છે. ॥ ૬ ॥

આ આઠ સ્થાનોમાં* છાતી તે પુરુષની સમજવી અને સ્ત્રીઓ માટે

* કામશાસ્ત્રના અન્ય ગ્રંથોમાં ચુંબન સ્થાન પરત્વે શું કહ્યું છે તે જોઈએ. કવિ શેખર જ્યોતિરીશ્વર ‘ પંચસાયક ’માં કહે છે કેઃ—

गण्डस्थलीमस्तकदन्तवासो
ग्रीवाकुचोरः स्तनचूचुकानि ।
आलिंगनानन्तर मे वयूनोः
स्थानानि चुम्वस्य वदन्तितज्ज्ञाः

સ્તન કહ્યાં છે. બાકી રહ્યાં જે ૭ સ્થાન તે નાયક અને નાયિકાને માટે સમાન છે. ઓઠ ઉપલો તેમજ નીચલો. મુખનો અંદરનો ભાગ એટલે તાળવું. અહીં જીભથી ચુંબન લઈ શકાય છે. આ આગળ જતાં સૂત્રકાર જણાવે છે. આ આઠ ઠેકાણે ચુંબન લેવામાં શાસ્ત્ર દષ્ટિયે કંઈ દોષ નથી, એવો પૂર્વાચાર્યોનો મત છે.

**उरुसंधिबाहुनाभिमूलेषु लाटानाम् ॥ ७ ॥**

**લાટ દેશના રહેવાસીઓ—જાંગ, કાખ અને નાભિમૂળનું ચુંબન લે છે. ॥ ૭ ॥**

સાથળના સાંધાનો ભાગ, બાહુમૂળ એટલે કાખ અને નાભિમૂળ એટલે વરાંગ (ગુહ્યાંગ) આગળ કહેલાં આઠ સ્થાનો અને આ બીજાં ત્રણ એમ કુલ અગિયાર સ્થાનોમાં લાટ દેશના રહેવાસીઓ ચુંબન કરે છે. * *

* અર્થાત્ કે ગંડસ્થલ, મસ્તક, મુખનો અંદરનો ભાગ ગ્રીવા, સ્તન, સ્તન ઉપરની ભાગ-ડીંટડીઓ આ આલિંગનનાં સ્થાનો છે.

'અનંગરંગ'માં કહ્યું છે કે—

अधराक्षि कपोलमस्तकं वदनान्तः स्तनयुग्मकन्धरे ।
विहितानि पदानि पण्डितैः परिरम्भादनुचुम्बनस्यहि ।

અધર, આંખો, કપોલ, મસ્તક, મુખની અંદરનો ભાગ, સ્તનકુંભ, ખાંધ આ ચુંબનનાં સ્થાનો છે.

'પંચસાયક'માં ગંડસ્થળ, ગ્રીવા, અને સ્તનો, ડીંટડીઓ એટલું વધારે છે. બીજામાં સ્કંધ વધારે જણાવ્યો છે. જ્યારે બન્ને ગ્રંથોમાં કામસૂત્રકારે કેટલાક ગણાવેલાં સ્થાન જણાવ્યાં પણ નથી.

** कक्षायुगं चापि नितम्बिनां, कन्दर्प गृहंच रति प्रवीणाः ।
चुम्बन्ति कामं तरलायताक्ष्या, देशस्य साम्येन सदैव लाटाः ॥

લાટ દેશના કુશળ કામીજનો સ્ત્રીના મદનમંદિર, કક્ષાયુગનું પણ ચુંબન કરે છે.

**रागवशाद्देशप्रवृत्तेश्च सन्ति तानि तानि स्थानानि, न तु सर्वजनप्रयोज्यानीति वात्स्यायनः ॥ ८ ॥**

**કામેચ્છા ક્રમ અને અધિકને લઇને તથા દેશભેદને લઇને ચુંબનનાં સ્થાનોમાં ભેદ હોય છે. પરંતુ બધાએ તેનો ઉપયોગ કરવો જ જોઇએ એમ નથી. આવો વાત્સ્યાયન મુનિનો મત છે. ॥૮॥**

રાગને વશ થઈને, કિંવા કામાંધતાને લઈને ભિન્નભિન્ન દેશમાં ભિન્નભિન્ન આચાર હોય છે. તે પ્રમાણે વર્તનાર પણ કેટલાક હોય છે. દાખલા તરીકે લાટ દેશના લોક, જાંગ, કાખ કિંવા મદનમંદિરનું ચુંબન લે છે. પરંતુ આ સ્થાન બધાંને ચુંબન લેવા માટે યોગ્ય છે એમ નથી. કારણકે શિષ્ટ લોકો તે સ્થાનોને અપવિત્ર માને છે. સામાન્ય માણસોને આઠ સ્થાન જ ચુંબન લેવાને યોગ્ય છે.

ચુંબન એટલે મુકુલાકાર મુખથી સ્પર્શ કરવો તે. આ બધા જાણે છે જ. આ સ્પર્શ વિશેષ સ્થળે કરવાથી ચુંબનના અનેક પ્રકાર સંભવે છે. ચુંબનનાં જે અનેક સ્થાનો છે, તેમાં હોઠ એ મુખ્ય છે. તેનાથી—હોઠથી સ્ત્રી પુરુષ પરસ્પર સ્પર્શ કરે છે તેને ચુંબન કહે છે. આમાં ઉપરનો હોઠ, નીચલો હોઠ, અને બે હોઠોના પરસ્પર સ્પર્શથી ચુંબનના ત્રણ પ્રકાર થાય છે. નીચેના હોઠના ચુંબનથી પુષ્કળ કાર્ય સધાય છે, આથી તેનું વિવેચન સૂત્રકાર કરે છે.

**કન્યાચુંબન**

**निमितकं स्फुरितकं घट्टितकमिति त्रीणि कन्याचुम्बनानि ॥९॥**

**(૧) નિમિત્તક, (૨) સ્ફુરિતક, અને (૩) ઘટ્ટિતક આ ત્રણ કન્યાચુંબનના પ્રકાર છે. ॥ ૯ ॥**

અહીં કન્યા શબ્દ અવિવાહિત સ્ત્રીનો વાચક નથી. અહીં કન્યાનો અર્થ અપ્રાપ્ત સંગમ છે. લજ્જાશીલ નવવધૂ છે. જ્યાં સુધી સંભોગ થયો

નથી ત્યાં સુધી કન્યા છે. નિમિત્તકાદિ ચુંબનના જે ત્રણ પ્રકાર કહ્યા તે કન્યા દ્વારા સંભવિત છે. માટે તેને કન્યાચુંબન કહે છે.

નીમિત્તકચુંબન

बलात्कारेण नियुक्ता मुखे मुखमाधत्ते न तु विचेष्टत इति निमितकम् ॥ १० ॥

બળાત્કારથી નાયક ચુંબન લેવાને પ્રવૃત્ત થાય અને સ્ત્રી પોતાનું મુખ નાયકના મુખ આગળ મૂકે, પરંતુ, ચુંબન લેવાને તે પ્રવૃત્ત થતી નથી. તેને 'નિમિત્તક' કહે છે. ॥ ૧૦ ॥

પ્રથમ સંભોગ વખતે જોરથી ચુંબન લેવાને નાયક પ્રવૃત્ત થાય, અને નાયિકા અનભ્યસ્ત વા લજ્જાશીલ હોવાથી નાયકના મુખ નજીક મુખ લઈ જાય અને પોતે ચુંબન લેવા પ્રવૃત્ત ન થાય તો આ ચુંબનને નિમિત્તક કહે છે. અહીં ચુંબનની પરિમિત ક્રિયા હોવાથી સંજ્ઞાર્થી 'કન્' પ્રત્યય લાગવાથી નિમિત્તક શબ્દ બન્યો છે.

સ્ફુરિતકચુંબન

वदने प्रवेशितं चौष्ठं मनागपत्रपाऽनुग्रहीतुमिच्छन्ती स्पन्दयति स्वमोष्ठं नोत्तरमुत्सहत इति स्फुरितकम् ॥ ११ ॥

નાયકે મોમાં મૂકેલા હોઠનું ચુંબન લેવાની ઇચ્છાથી થોડી લજ્જાને લીધે નાયિકા પોતાનો અધરોષ્ઠ હલાવે છે. પરંતુ ઉપરના હોઠને હલાવવાનું ધૈર્ય તેને થતું નથી. આવા ચુંબનને 'સ્ફુરિતક' કહે છે. ॥ ૧૧ ॥

નાયકે પોતાના મુખમાં અધરપલ્લવને ચુંબન લેવાની ઇચ્છાથી કંઈક લજ્જા બાજુએ સારી નાયિકા જે વખતે પોતાનો નીચલો હોઠ હલાવે છે—પણ બન્ને હોઠથી દાબતી નથી, ઉપરના હોઠને હલાવવાની ઇચ્છા કરતી નથી—ત્યારે તે ચુંબનને સ્ફુરિતક કહે છે. ચુંબનમાં માત્ર

નાયિકાનો અધર હાલે છે. ઉપલા હોઠનું સ્ફુરણ નાયિકા કરતી નથી. અધરોષ્ઠના સ્ફુરણને લઈને આ ચુંબનને ‘સ્ફુરિતક’ કહે છે.

**ઘટ્ટિતકચુંબન**

**ईषत्परिगृह्य विनिमीलितनयना कारेण च तस्य नयने अवच्छादयन्ती जिह्वाऽग्रेण घट्टयतीति घट्टितकम् ॥ १२ ॥**

**(જરા અનુભવ થયા પછી) નાયિકા પોતાના હોઠથી નાયકનો અધરોષ્ઠ સારી રીતે પકડી આંખો બંધ કરી દે છે અને પછી નાયકની આંખો ઢાંકી દઈ પોતાના જીભના અગ્રભાગથી નાયકના હોઠને દાબે છે, એ પ્રકારના ચુંબનને ‘ઘટ્ટિતક’ કહે છે. ॥ ૧૨ ॥**

કંઈક વધારે અનુભવ મેળવ્યા પછી, જે સ્ત્રીની લજ્જા કમી થઈ હોય છે તે સ્ત્રી નાયકનો અધર પોતાના બે હોઠોથી ઘટ્ટ પકડી શરમથી આંખો મીંચી દે છે, અને ચુંબન લેતી વખતે નાયક પણ ન જુએ તે માટે તેની આંખો પણ બંધ કરી દે છે, અને પછી પોતાની જીભના અગ્ર ભાગથી નાયકના અધરોષ્ટને ચોમેરથી સ્પર્શ કરી દાબે છે. આ ચુંબનમાં અધરનું ઘટ્ટન એટલે જોરથી દાબવું થતું હોવાથી એને ઘટ્ટિતક એવી સંજ્ઞા આપી છે. ચુંબનના આ પ્રકારમાં નાયિકા નાયકની આંખો દાબી દઈ પછી ચુંબન લે છે. નાયક જોઈ લે એવી રીતે ચુંબન લેતી નથી. જો તે ખુલ્લી રીતે ચુંબન લે તો એ પ્રકારના ચુંબનની ગણના સમગ્રહણક નામના ચુંબનમાં થાય. સમગ્રહણક ચુંબનની વ્યાખ્યા આગળ ઉપર આપવામાં આવનાર છે. નિમિત્તક વગેરે કન્યા—ચુંબનના ત્રણ પ્રકાર તે અન્વર્થક હોવાથી તેની ક્રિયા તેના નામથીજ સમજાય છે. આ ચુંબનના પ્રકાર નવોઢા જેમ નાયકથી પરિચિત થાય તેમ તેમ ક્રમથી કરવાના છે.

**ચુંબનના બીજા વધુ પ્રકારો**

**समं तिर्यगुद्भ्रान्तमवपीडितकमिति चतुर्विधमपरे ॥ १३ ॥**

**બીજા કહે છે કે—ચુંબનના આ ચાર પ્રકાર છે: (૧) સમ, (૨) તિર્યક, (૩) ઉદ્‌ભ્રાંત અને (૪) અવપીડિતક. ॥ ૧૩ ॥**

ઉપરના ત્રણ પ્રકાર તો પ્રાથમિક સહવાસ માટે છે, હવે નાયક પ્રયુક્ત અધર ચુંબન અને તે ક્રિયાથી થતા ભેદ સૂત્રકાર આ પ્રમાણે દર્શાવે છે:—બન્ને હોઠથી અધરોષ્ટના પાંચ પ્રકારનાં ચુંબન થઈ શકે છે. (૧) નાયક અને નાયિકા સામસામા પરસ્પરનું ચુંબન લે છે તેને સમનામક ચુંબન કહે છે. (૨) હોઠ તીરછા કરીને નાયક નાયિકા જો પરસ્પરનું ચુંબન વર્તુળાકાર ફરીને લે તો તેને તિર્યક ચુંબન કહે છે (૩) હડપચી અથવા માથું પકડીને મોં ફેરવી જે ચુંબન લેવાય છે તેને ઉદ્‌ભ્રાંતક કહે છે. આ ચુંબનમાં નાયક નાયિકા એકમેકના અધરને ઉપર કહ્યું તેમ ગ્રહણ કરે છે. આ ઉદ્‌ભ્રાંતક ચુંબનના બીજા ત્રણ પ્રકાર થઈ શકે છે. તે ત્રણે પ્રકારને સાધારણ અવપીડિત એવું નામ છે. ચુંબનના આ પ્રકારમાં નાયક અને નાયિકાને સામાન્ય કિંચિત્ પીડા થાય છે. આગળ જે ચુંબનના પ્રકાર વર્ણવ્યા તેમાં કોઈને પણ પીડા થતી નથી. જે સમયે હોઠથી પરસ્પરને પીડા થઈ શકાય છે તે વખતે તે પ્રકારના ચુંબનને 'શુદ્ધ પિડીતક' કહેવામાં આવે તે અને જ્યારે જીભના અગ્ર ભાગથી પીડા દેવામાં આવે ત્યારે તેને 'અવલીઢ પિડીતક' કહે છે આ અવલીઢ પિડીતકમાં પણ 'ચુત્રણ' અને 'અધરપાન' એવા બે ભેદ છે.

**અવપીડિતકચુંબન**

**अङ्गुलिसंपुटेन पिण्डीकृत्य निर्दशनमोष्ठपुटेनावपीडयेदित्यवपीडितकं पञ्चममपि करणम् ॥ १४ ॥**

**હાથની બે આંગળીઓના સંપુટથી હોઠ પકડી—નાયિકાના અધરને પકડી—તેને દાંત ન લગાડતાં પોતાના હોઠથી જોરથી દબાવવું તેને 'અવપિડીતક' ચુંબન કહે છે. ચુંબનનો આ પાંચમો પ્રકાર છે. ॥ ૧૪ ॥**

તર્જની અને અંગૂઠો, એ બે આંગળીઓ વડે હોઠને પકડી પછી તેને દાંત ન લગાડતાં પોતાના હોઠ વડે જોરથી દાબવાને બે હોઠ એકત્ર કરી અધરને પકડી બહાર ખેંચવા જેવી ક્રિયા કરવી તેને અવપિડીતક કહે છે. આ ચુંબનને આકૃષ્ટ ચુંબન પણ કહે છે.

આ પ્રમાણે ક્રિયાભેદથી આઠ પ્રકારના ચુંબનનું વર્ણન કર્યું. આ આઠ પ્રકારના ચુંબનમાં ત્રણ પ્રકાર કન્યાચુંબનના છે, અને ગ્રહણ ચુંબનના પાંચ પ્રકાર છે. ગ્રહણ ચુંબન એટલે પરસ્પર સ્ત્રી–પુરુષ એકમેકને આકર્ષણ કરીને લેવાતું ચુંબન. ગ્રહણ ચુંબનના પ્રકાર કહ્યા પછી પ્રસંગ પ્રાપ્ત અધર ચુંબનના દ્યૂત પ્રકારનું વર્ણન સૂત્રકાર કરે છે.

**અધરચુંબન અને પરાજય**

**द्यूतं चात्र प्रवर्तयेत् ॥ १५ ॥**

**અધર ચુંબનમાં દ્યૂતનો પ્રયોગ કરવો. ॥ ૧૫ ॥**

સ્ત્રી–પુરુષમાં પરસ્પર પ્રેમની વૃદ્ધિ થાય તે માટે અધર ચુંબનમાં દ્યૂતક્રીડાનો પણ પ્રયોગ કરવો. દ્યૂતક્રીડાનો ઉપયોગ અધર ચુંબનમાં કરવાથી એક જાતની શોભા ઉત્પન્ન થાય છે. અધરસ્થાન સિવાય બીજા પ્રસંગે જ્યાં ચુંબન સંભવે છે ત્યાં સૂતક્રીડાનો ઉપયોગ કરવો નહિ, કારણકે તેથી શોભાની હાનિ થાય છે.

**पूर्वमधरसंपादनेन जितमिदं स्यात् ॥ १६ ॥**

દ્યૂતક્રીડામાં હારજીત તો થવાની જ. માટે આ હારજીતનું સ્વરૂપ કેવું હોય છે તે સમજાવે છે.

**સ્ત્રી અને પુરુષ એ બન્નેમાંથી જે કોઈ એક બીજાનો અધર પકડે તેની જીત સમજવી. ॥ ૧૬ ॥**

અહીં શરત આ પ્રકારની છે. આપણે બન્નેએ એકમેકનું ચુંબન

લેવાનું છે. તેમાં જે કોઈ પહેલું અધરનું વિધિપૂર્વક ચુંબન લે તે જીતે. આ સંકેતથી દ્યૂતક્રીડા ચાલે છે. આ ક્રીડા—રમત બે રીતે થઈ શકે છે. એક કપટ પૂર્વક અને બીજી અકપટ પૂર્વક. જ્યારે બન્ને જણુ ખાસ લક્ષણુ વગરનું સામાન્ય ચુંબન બે અધરનું લે ત્યારે તેને અકપટ ચુંબન કહે છે. આ ચુંબનનું વિશેષ વિવેચન આગળ ઉપર કરવામાં આવશે. અકપટ દ્યૂતમાં નાયકે નાયિકાના અધરનું પ્રથમ ચુંબન કરી તેને જીતવી. કારણુકે સ્ત્રી સ્વાભાવિક રીતે અબળા હોવાથી—નિર્બળ હોવાથી તેની હાર થવાથી તેને વિશેષ શોભા પ્રાપ્ત થાય છે. કપટદ્યૂતમાં—જો કપટદ્યૂત હોય તો નાયિકાનો વિજય શોભાસ્પદ છે. તે તેના સ્વાભાનુસાર છે. આનો પ્રકાર આગળ કહેવામાં આવશે. કપટદ્યૂતમાં પુરુષે સ્ત્રી પર જીત મેળવવી નહિ. કારણુકે તે યોગ્ય નથી.

**સ્ત્રી પરાજય પામે તો—**

**तत्र जिता सार्धरुदितं करं विधुनुयात्मणुदेद्दशेत्परिवर्तयेतद्बला-दाहृता विवदेत पुनरप्यस्तु पण इति ब्रूयात, तत्रापि जिता द्विगुण-मायस्येत् ॥ १७ ॥**

દ્યૂતક્રીડામાં સ્ત્રી અને પુરુષ એ બન્નેમાંથી એકની જીત તો થવાની જ. હારનાર વ્યક્તિ કલહ તો કરવાની જ. કારણુકે દ્યૂત એ કલહનું મુખ્ય સ્થાન છે. છતાં તેમાં અનિષ્ટ એવું કંઈ નથી. એટલા માટે કે દ્યૂતક્રીડામાં જે કલહ થાય છે તે સ્ત્રી-પુરુષનો પરસ્પર પ્રેમ ઉદ્દીપન કરવાના કામમાં ઉપયોગી થઈ પડે છે. શી રીતે?—

**જો આ દ્યૂતમાં સ્ત્રીની હાર થાય, તો કૃત્રિમ રડવાનો ઢોંગ કરી તે પુરુષનો હાથ ઝટકાવી નાંખશે, તેને દૂર હડસેલશે, દાંતોથી બચકું ભરશે, મોં ફેરવી બેસશે, બળાત્કારથી તેનું મોં ( પતિ ) પોતાની તરફ ફેરવતાં કજિયો કરશે અને કદાચ કહેશે કે 'ચાલો**

**ફરીથી શરત બકીએ ' ફરીવારના તેવા જ પ્રસંગમાં જો તેની હાર થઈ તો પહેલાં કરતાં બમણું તોફાન કરશે. ॥ ૧૭ ॥**

આ દ્યૂતમાં—શરતમાં જો તેની હાર થઈ તો તે હોઠને ઈજા થઈ એવું બહાનું કરી રડવા માંડશે, પુરુષનો હાથ ઝટકાવી કાઢશે, તેને દૂર હડસેલશે, દાંતથી તેનો હોઠ પકડી દાંતથી તેને ખંડિત કરશે. પુરુષે જો તેનો હોઠ પકડયો હશે તો જો અશક્ત હશે તો મોં ફેરવી લેશે. અને શક્તિશાળી હશે તો સારા અંગને ફેરવી લેવા પ્રયત્ન કરશે, તમે મને જીતી નથી, હું જ જીતી છું, કહી કજિયો કરશે. અથવા ફરીથી શરત બકીએ—ફરીથી ક્રીડા કરીએ ' પહેલાંની શરત તેવી જ રહેવા દો પણ આમાં—બીજું પણ મૂકો, એમ કહેશે. જો બીજી વખતે પણ તેની હાર થઈ. તો પહેલાં કરતાં વધારે ખિજાઈ બમણું પાખંડ કરશે.

**કપટદ્યૂત એટલે શું**

**विश्रब्धस्य प्रमत्तस्य वाऽधरमवगृह्य दशनान्तर्गततमनिर्गमं कृत्वा हसेदुत्क्रोशेत्तर्जयेद्वल्गेदाह्वयेन्नृत्येत्प्रनर्तितभ्रुणा च विचलनयनेन मुखेन विहसन्ती तानि तानि च ब्रूयादिति चूम्बनद्यूतकलहः ॥ १८ ॥**

કપટદ્યૂત એટલે શું તે સૂત્રકાર જણાવે છે.

**વિશ્વાસમાં બંધાઈ ગયેલા કે ગાફેલ નાયકના અધરોષ્ટને એવી રીતે પકડશે કે દાંતોની વચ્ચે આવવાથી તે છોડાવી શકાય નહિ. પછી તે હસશે, બોરડશે, ધમકી આપશે, ગર્જન—તર્જન કરશે, આહ્વાન આપશે, અંગ મચકાવશે, ભવાં ચઢાવશે, હસતાં હસતાં નાયકને તાના મારશે ને કંઈ કંઈ સંભળાવશે. ॥ ૧૮ ॥**

આ મુખ ચુંબનના દ્યૂતમાં નાયિકા પોતાના નાયકનો વિશ્વાસ, વાતોથી કે ગપ્પાંથી કે કંઈ મિષથી મેળવી લે છે. વિશ્વાસ ઉત્પન્ન થવા

બાદ નાયક અસાવધાન પણે વર્તવા લાગ્યો કે કિંવા સાવધ હોય છતાં નાયિકા એકાએક તેની પાસે જઈ પોતાના બન્ને હોઠથી તેનો હોઠ તેને એવી રીતે પકડે છે અને દાંતની અંદર એવો તો ખોસી દે છે કે ગાફેલ-પણામાં પણ બ્હાર કાઢી શકાય નહિ. આ પ્રમાણે નાયકે કંઈ અપરાધ કર્યો હોય કિંવા ગાફેલ રહ્યો હોય, તો તેનો અવરોધ પકડીને કિંવા મરજીમાં આવે તો છોડી દઈને જેવો સંભવ હોય તે પ્રકારે નાયિકા નાયકનું ચુંબન લેવા માટે કિંવા તેની મજાક ઉડાવવા નીચે પ્રમાણે ક્રિયા કરે છે. બીજા કપટ દ્યૂતની માફક ચુંબનના આ કપટદ્યૂતમાં નાયકના અપરાધને લઈને કિંવા અસાવધાનપણાને લઈને નાયિકાને જય પ્રાપ્ત થતો જોવામાં આવે છે આ રીતે નાયિકા નાયકને કપટથી જીતે છે. અને આનંદના જુસ્સામાં એટલે મોઢેથી હસે છે, કદાચિત્ સ્મિત હાસ્ય પણ કરે છે. "હું જીતી છું" એમ એવા મોટા સાદે બોલે છે કે નાયકના મિત્ર અથવા નાયિકાની સખીઓ સાંભળી શકે. "આ વખતે ઠીક સપાટામાં આવ્યા છો, હોઠ ચાવીને ટુકડા કરું." આમ બોલી નાયકને ડરાવવા માટે તે ભાવ વ્યકત થાય તેવી રીતે શરીરના અવયવો હલાવે છે. "જોકેં પરાક્રમ હોય તો દેખાડો" એમ કહી તે નાયકને આહ્વાન આપે છે. એમ તે આનંદમાં નાચે છે, ભવાં ચઢાવે છે, અને આંખો ફેરવી હવે પૂરું થયું એમ બતાવવા મંદ હાસ્ય કરે છે. તે પ્રેમની વૃદ્ધિ જે પ્રકારે થાય તેવો અર્થપૂર્ણ પ્રસંગોચિત વાકયો બોલે છે. દ્યૂત કપટવાળું હો કે કપટશૂન્ય હો, પણ તેમાં કલહ તો થવાનો. આ દ્યૂતમાં નાયકનો જય થયો હોય તો પણ તે કલહ કરવાનો અને હાર થઈ હોય તો પણ કલહ કરવાનો, નાયિકા જો જોરથી તેનો હોઠ પકડી દબાવે તો, નાયક પોતાનો હોઠ છોડાવવા તેને દાબી સીત્કાર કરતો માથાને ઝટકા મારે છે. ધક્કો મારી નાયિકા દૂર જાય તો તેની પાસે જાય છે. તે બચકું ભરે તો તે તેને બચકું ભરે છે. તે પરાવૃત્ત થઇ જવા માંડે તો પાછો ધસડી આણે છે. તે ભાંડવા માંડે તો સામો ભાંડવા લાગે છે. 'આ પ્રથમનું પણ રહેવા દે આપણે બીજું પણ લગાડીએ,' એમ ઈશારો કરી, "મને પ્રથમ ચુંબન આપ જોઈએ" એમ

નાયિકાને કહે છે. બીજી શરતમાં નાયકની જીત થઈ હોય તો પહેલી પણમાં મૂકેલી અને નવા પણમાં મૂકેલી વસ્તુ કાઢી લેવા કસીને પ્રયત્ન કરે છે. જો પરાભવ થયો હોય તો, હોંશિયારી કરી હોય એમ હસે છે. દ્યૂતમાં જો નાયિકા એમ કહે કે, "મારી જીત થઈ" અને મોટેથી ઘાંટા પાડા ગરબડ કરવા લાગી, તો "તારી જીત થઈ જ નથી, ખોટી વાત" એમ તે નાયિકા કરતાં બમણા જોરથી બોલે છે. નાયિકા ધમકી આપે તો સામી ધમકી આપે છે. જો તે શરીર ચટકાવે તો પોતાના શરીરને સંભાળીને ચટકાવે છે. જો તે આવ્હાહન આપે તો તે સામો આવ્હાહન આપે છે. જો તે તાળી વગાડી નાચે તો તે પણ તે પ્રમાણે નાચે છે, જો તે હસે અને કંઈ કહે તો તેના બોલવાનું ખંડન કરવા હસતો જ જવાબ આપે છે. આ સંબંધમાં એક ઠેકાણે કોઈએ કહ્યું છે કેઃ ચુંબનના દ્યૂત કર્મમાં નાયકનો જય થાય કે પરાજય થાય, પણ તેણે નાયિકા જે કંઈ કહે તેનો સામો જવાબ વાળવા તેમ કરવું.

**एतेन नखदशनच्छेद्यप्रहणनद्यूतकलहा व्याख्याताः ॥ १९ ॥**

**આજ પ્રમાણે નખચ્છેદ, દંતચ્છેદ અને પ્રહણનમાં દ્યૂતકલહ છે એમ સમજવુ. ॥ ૧૯ ॥**

ચુંબનમાં જે પ્રમાણે કપટદ્યૂત અને અકપટદ્યૂત એમ બે પ્રકાર છે તે પ્રમાણે નખચ્છેદ વગેરેમાં સમજવા. જેણે પ્રથમ નખક્ષત કર્યાં હોય તે પુરુષની કે સ્ત્રીની જીત સમજવી. નખક્ષતાદિની આ દ્યૂતક્રીડા, નખ, દાંત અને હસ્ત આ સાધનો વડે અને તે પણ તે વિશિષ્ટ સ્થળોએ સંભોગ સંભવે છે. સીત્કાર દ્યૂતમાં કલહનું વર્ણન પ્રહણન કલહમાં અંતર્ભૂત થતું હોવાથી તેને ત્યાં જોઈ લેવું. આ સીત્કાર દ્યૂતમાં જેનો જય—જીત થાય તેણે સીત્કારયુકત પ્રહાર સહન કરવો.

**चण्डवेगयोरेव त्वेषां मयोगः तत्साम्यात् ॥ २० ॥**

ચંડવેગ સ્ત્રી-પુરુષો જે લાંબા વખત સુધી ટકી રહેવા અને વેગથી સંભોગ કરવા સમર્થ છે, તેમણે જ આ પ્રેમકલહ કરવા યોગ્ય છે. ॥ ૨૦ ॥

**ઉત્તરચુંબન**

**तस्यांन्चुम्बन्त्यामियमप्युत्तरं गृह्णीयादित्युत्तरचुम्बितम् ॥ २१ ॥**

ઉપરના હોઠના ચુંબનના પ્રકાર સૂત્રકાર દર્શાવે છેઃ—

**જો સ્ત્રી-પુરુષના અધરોષ્ઠને ચૂમી રહી હોય તો પુરુષે પણ તેના ઉપરના હોઠનું ચુંબન લેવું. આ ચુંબનને ઉત્તરચુંબન કહે છે. ॥ ૨૧ ॥**

સમગ્રહણ ચુંબનની વિધિથી નાયિકા જો નાયકનું ચુંબન લેતી હોય તો સહજ પ્રસંગ પ્રાપ્ત થતાં નાયિકાના ઉત્તર એટલે ઉપરના હોઠનું ચુંબન લેવું. આ ચુંબનના પ્રકારમાં ઉત્તર હોઠને ગ્રહણ કરવામાં આવ્યો હોવાથી ચુંબનના આ વિધિને ઉત્તરચુંબિત કહે છે. પ્રસંગપર જ આનો યોગ પ્રાપ્ત થતો હોવાથી આને પ્રાસંગિક પણ કહે છે. નાસિકા પરના ચુંબનની માફક આ ચુંબન ગ્રામ્ય છે. માટે આ ચુંબનનો પ્રયોગ જો સ્ત્રી-અભિમુખ થઈ અધરોષ્ઠનું ચુંબન લેતી હોય તે પ્રસંગે જ કરવો. આ ચુંબન સ્ત્રી-પુરુષ સામ સામા હોય ત્યારે જ સંભવે છે. તિર્યક રીતે આનો પ્રયોગ કરી શકાતો નથી, એટલા માટે ઉતરચુંબિતનો જ આ પણ એક પ્રકાર છે.

**સંપુટક ચુંબન**

**ओष्ठसंदंशेनावगृह्यौष्ठद्वयमपि चुम्बेदिति संपुटकं स्त्रियाः, पुंसो वाऽजातव्यञ्जनस्य ॥ २२ ॥**

સ્ત્રી-પુરુષ સામસામા હોય તોજ આ ચુંબન શક્ય છે, તેથી કરીને આ ચુંબનનો આરંભ સ્ત્રી તરફથી જ થવો શક્ય છે. પુરુષને જો મૂછો આવી ન હોય તો સ્ત્રી પુરુષ બન્ને ચુંબનની શરૂઆત એકદમ કરે. એ વાત સૂત્રકાર જણાવે છેઃ—

**પુરુષે પોતાના બન્ને હોઠથી સ્ત્રીના બન્ને હોઠનું ચુંબન લેવું. નાયકને જો મુછો ન આવી હોય તો સ્ત્રીએ પણ આ પ્રમાણે નાયકનું ચુંબન લેવું. ચુંબનના આ પ્રકારને 'સંપુટક' કહે છે. ॥૨૨॥**

નાયક કિંવા નાયિકાએ પોતાના બન્ને હોઠથી સામાના બન્ને હોઠને પોતાના મુખની અંદર ખેંચી લઈ ફુત્કાર કરીને બન્ને હોઠને સંકુચિત કરવા. ચુંબનના આ વિધિમાં શબ્દોચ્ચાર કરવો. આ ચુંબનમાં બે હોઠોનો સંપુટ યોગ હોવાથી આ નામ સંપુટક એ યથાર્થ છે. આ સંપુટક ચુંબનના (૧) સમ, (૨) તિર્યક (૩) ઉદ્ભ્રાંત અને (૪) અવપિડીત એમ ચાર પ્રકાર છે. આ દષ્ટક નામે ચુંબનનો એક પ્રકાર છે. તે આ સંપુટક ચુંબનમાં ગણવો ઠીક નથી, તેથી તેને અહીં ગણ્યો નથી. આનો પ્રયોગ પુરુષ જ કરી શકે છે. કારણકે સ્ત્રીના હોઠ પર વાળ હોતા નથી, પણ પુરુષને જો મૂછો ન આવી હોય તો સ્ત્રીને આનો પ્રયોગ કરવાને વાંધો નથી. મૂછોવાળા મુખનું ચુંબન લેવામાં ત્રાસ છે કારણકે કેશથી મોં ભરાઈ જાય છે.

**જિહ્વાયુદ્ધ અને તેના ચુંબનના પ્રકાર**

**तस्मिन्नितरोऽपि जिह्वायाऽस्या दशनानि घट्टयेत्तालु जिह्वांचेति जिह्वायुद्धम् ॥ २३ ॥**

આ પ્રમાણે હોઠના ચુંબનના પ્રકાર કહ્યા. સંપુટક ચુંબનમાં અંતર્ભૂત થઈ શકે તેવા મુખની અંદરના ચુંબનના પ્રકાર કહે છે.

**આ સંપુટક ચુંબનમાં સ્ત્રી કિંવા પુરુષ પોતાની જીભથી સામાના દાંત, તાળવાં અને જીભને રગડે—જોરથી સ્પર્શ કરે—એને 'જિહ્વા યુદ્ધ' કહે છે. ॥ ૨૩ ॥**

સંપુટક ચુંબનમાં સ્ત્રી કિંવા પુરુષ જે આ પ્રકારનું ચુંબન લેવા ઇચ્છે છે તેનું મુખ ખુલ્લું રહે છે. તેથી તેના દાંત તાળવા અને જીભને જીભથી જોરથી રગડવું. જીભ ઊંચી કરી તાળવાને સ્પર્શ કરવો, અને

જીભ સરળ મુખમાં નાંખી જીભને સ્પર્શ કરવો. જીભથી જીભને સ્પર્શ કરવો એ જિહ્વાયુદ્ધ કરવા બરાબર છે. આ જીહ્વાયુદ્ધ ચુંબન વા (૧) અંતર્મુખ ચુંબન (૨) દશન ચુંબન, (૩) જિહ્વા ચુંબન અને (૪) તાલુ ચુંબન એવા ચાર પ્રકાર છે.

**एतेन बलाद्वदनरदनग्रहणं दानं च व्याख्यातम् ॥ २४ ॥**

**આ જિહ્વા યુદ્ધના કથનથી મુખ વડે મુખનું, દાંતો વડે દાંતોનું ગ્રહણ કરવું કિંવા દાન કરવું. અર્થાત્ કે મુખયુદ્ધ અને દંતયુદ્ધ પણ દર્શાવી દીધું. ॥ ૨૪ ॥**

ઉપર જિહ્વાયુદ્ધના વર્ણન પરથી વદનયુદ્ધ અને રદનયુદ્ધની કલ્પના કરી શકાશે. આ બન્ને પ્રકારના યુદ્ધમાં પરસ્પર સ્ત્રી-પુરુષ એ મુખનું કિંવા રદન ( દાંતનું ) ગ્રહણ કરે કિંવા દાન કરી શકે છે. અર્થાત્ કે, વદનયુદ્ધ અને રદનયુદ્ધ કરી શકે છે.

**समं पीडितमञ्चितं मृदु शेषाङ्गेषु चुम्बनं स्थानविशेषयोगादिति चुम्बनविशेषाः ॥ २५ ॥**

**હોઠ, મુખ, આ સિવાય શરીરના બીજા ભાગોમાં ચુંબન કરવાથી તે તે સ્થાનોને લીધે, (૧) સમ, (૨) પિડીત, (૩) અંચિત અને (૪) મૃદુ એવા ચુંબનના ચાર પ્રકાર થાય છે. ॥ ૨૫ ॥**

હોઠ અને મુખની અંદરના ભાગ સિવાય શરીરના બીજા ભાગ લલાટ વગેરે સ્થાનોમાં ચુંબન થઇ શકે છે. ચુંબન ક્રિયાના આ નિર નિરાળા ભેદને લઈને (૧) સમ ચુંબન, (૨) પીડિત ચુંબન, (૩) અંચિત ચુંબન અને (૪) મૃદુ ચુંબન. એવા વિશિષ્ટ સ્થાનોને લઈને ચાર પ્રકાર થઈ શકે છે. સ્થાન વિશેષને લઇને જ્યાં તેનો પ્રયોગ કરવામાં આવે તે તેનું સ્થાન એમ સમજવું. (૧) જાંગ, બાહુમુળ—કાળ—અને છાતી આ સ્થળોએ સમનામક ચુંબનનો પ્રકાર થાય છે. કારણ એ છે કે આ ઠેકાણે દાબીને

ચુંબન લઈ શકાતું નથી. તે જ પ્રમાણે અત્યંત મૃદુતાથી પણ લઈ શકાતું નથી. આથી આને 'સમચુંબન' કહે છે. (૨) સ્તન, ગાલ અને ડુંટીનો નીચલો ભાગ. આ માંસાળું હોવાથી દાબીને ચુંબન લઈ શકાય છે, તેથી આ પ્રકારના ચુંબનને 'પીડિત' કહે છે. (૩) સ્તનથી કાળ સુધીના પ્રદેશ પર કિંચિત્ હલકો સ્પર્શ કરી ચુંબન લેવામાં આવે તેને 'અંચિત' કહે છે. (૪) લલાટ અને આંખો એને નાજુક સ્પર્શ કરી જે ચુંબન લેવામાં આવે છે તેને 'મૃદુ' ચુંબન કહે છે. ચુંબનની ભિન્ન ભિન્ન ક્રિયાને લઈને આ ભેદ થયા છે.

### વિશેષ ચુંબનભેદ સમાપ્ત.

**રાગદીપનચુંબન**

**सुप्तस्य मुखमवलोकयन्त्याः स्वाभिप्रायेण चुम्बनं रागदीपनम् ॥ २६ ॥**

અત્યાર સુધી ચુંબનના ભિન્ન ભિન્ન પ્રકાર કહ્યા તેને જ અવસ્થા ભિન્નત્વને લઈને જુદાં જુદાં નામ પ્રાપ્ત થાય છે.

**નાયક સૂઈ ગયો હોય તેના મુખને નીરખી તેનું ચુંબન લે તો તેને રાગદીપન કહે છે. ॥ ૨૬ ॥**

નાયિકા સુઈ ગયેલા નાયકનું મુખ હસી હસીને જુવે છે, આ પરથી નાયક પ્રત્યે તેનો ભાવ જણાય છે. પોતાના મનની લહેર પ્રમાણે તે તેના મુખનું ચુંબન લે છે. ચુંબનમાં આનંદ આવતાં તે તે લીધા જ કરે છે. આ ચુંબનમાં નાયક પર નાયિકાની પ્રીતિ વૃદ્ધિ પામતી જણાય છે. માટે આને 'રાગદીપન' કહે છે. આ પ્રમાણે ચુંબન લેતાં નાયક જાગૃત થાય છે. છતાં નાયિકા તેના મુખનું ચુંબન લીધા જ કરે છે. આ સ્થિતિમાં તેને (ચુંબનને) 'સાંપ્રયોગિક' સંજ્ઞા પ્રાપ્ત થાય છે.

**ચલિતકચુંબન**

**प्रमत्तस्य विवदमानस्य वाऽन्यतोऽभिमुखस्य सुप्ताभिमुखस्य वा निद्राव्याघातार्थं चलितकम् ॥ २७ ॥**

**કામમાં ગુંથાયેલા, કલહ કરનાર, બીજી તરફ જ ધ્યાન હોય, કિંવા ઊંઘી જવાની તૈયારીનાં હોય એવા નાયકની નિદ્રા ઉડાડવા માટે જે ચુંબન નાયિકા લે છે તેને 'ચલિતક' કહે છે. ॥ ૨૭ ॥**

ગીત—ગાવામાં કે ચિત્ર કાઢવામાં નાયક ગૂંથાયેલો હોય તો તેની તે આસક્તિ દૂર કરવા કજિયો કરતો હોય તો કજિયામાંથી તેને પરાવૃત્ત કરવા. કિંવા બીજામાં તેનું લક્ષ્ય ગયું હોય તો તેનું લક્ષ્ય પોતાની તરફ વાળવા તેજ પ્રમાણે તે ઊંઘવાની તૈયારીમાં હોય તો તેની ઊંઘ ઉડાડવા —દૂર કરવા નાયિકા નાયકનું જે ચુંબન લે છે તેને ચલિતક કહે છે. બીજી બાબતોમાં નાયકનું મન હોય તેમાંથી તેને ચલિત કરે છે, માટે એને 'ચલિતક' કહેવાય છે. સંજ્ઞાથી 'કન્' પ્રત્યય લાગવાથી ચલિતક 'શબ્દ બન્યો છે. આ ચુંબનનો આરંભ નાયિકા તરફથી થાય તોજ તેને વિશેષ શોભા પ્રાપ્ત થાય છે.

**પ્રતિબોધિકચુંબન**

**चिररात्रावागतस्य शयनसुप्तायाः स्वाभिप्रायचुम्बनं प्रातिबोधिकम् ॥ २८ ॥**

**મોડા રાતે આવતાં પલંગ પર સૂઈ રહેલી નાયિકાને નાયક પ્રેમથી ચુંબન લે તો તે ચુંબનને 'પ્રતિબોધિક' કહે છે. ॥ ૨૮ ॥**

નાયકની ઘણી વાર સુધી રાહ જોયા પછી 'આવ્યા નહિ, ધૂર્ત ક્યાંનાઃ નહીં આવે એ' એમ મનમાં સમજી નાયકની શય્યા પર નાયિકા ઊંઘી ગઈ. નાયક મોડી રાત વીત્યા પછી આવે અને સૂઈ રહેલી નાયિકાનું પ્રેમથી ચુંબન લે, તો તેને પ્રતિબોધક કહે છે. રાગદીપન નામના ચુંબનની માફક પ્રેમવૃદ્ધિની આવશ્યકતા ન હોવાથી નાયક નાયિકાને મુખને વિલોકી રહેતો નથી, પરંતુ જો નાયક પર નાયિકાનો પૂર્ણ વિશ્વાસ હોય તો આ ચુંબનને રાગદીપન કહેવામાં વાંધો નથી.

**साऽपि तु भावजिज्ञासार्थिनो नायकस्यागमनकालं संलक्ष्य व्याजेन सुप्ता स्यात् ॥ २९ ॥**

**નાયિકા પણ (રાતને વખતે) નાયકનો પ્રેમ મારા પર છે કે નહિં તેની પરક્ષા માટે તે બહારથી પાછા ફરવાની વેળા થાય ત્યારે ઊંઘી જવાનો ઢોંગ કરે. ॥ ૨૯ ॥**

"લાવ્ય, જોઉં મારા પર ખરો પ્રેમ છે કે નહિ?" મનમાં એવો વિચાર કરી અથવા નાયકના સદ્‌ભાવની ઇચ્છાથી નાયિકા ઊંઘનો ઢોંગ કરી સૂઈ રહે છે. તે સમજે છે કે જો નાયકનો મારા પર પ્રેમ હશે તો 'પ્રતિબોધ' નામનું ચુંબન લઈ મ્હને ઊંઘમાંથી જગાડશે. કિંવા મારી રાહ જોઈ જોઈને કંટાળી જઈ તે ઊંઘી ગઈ છે, એમ સમજી આદરપૂર્વક આર્જવથી પગે પડીને મને ઊંઘમાંથી જગાડશે. રાગદીપનાદિ ત્રણ ચુંબનો અવસ્થા ભેદથી ઉત્પન્ન થતા હોવાથી તેને 'આવસ્થિક' કહે છે.

**કૃત્રિમ ચુંબન**

**आदर्शे कुड्ये सलिले वा प्रयोज्यायाश्छायाचुम्बनमाकारप्रदर्शनार्थमेव कार्यम् ॥ ३० ॥**

**દર્પણ, ભિંત કિંવા પાણીમાં પડેલી છાયા—પ્રતિબિંબનું ચુંબન, પોતાનો પ્રેમ વ્યકત કરવા કરવું જોઇએ. ॥ ૩૦ ॥**

ભીંત પર દીપકની રોશનીમાં પડછાયો પડે છે તેવી ભીંત. અહીં સૂત્રમાં માત્ર નાયિકાનો ઉલ્લેખ છે, પણ, પણ લક્ષણાથી 'નાયક' પણ સમજી લેવો. દર્પણ વગેરેમાં પ્રતિબિંબનું પ્રત્યક્ષ ચુંબન પ્રમાણે કૃત્રિમ ચુંબન લેવું. આથી પ્રેમભાવ વ્યક્ત થાય છે. તથા પ્રતિબિંબનું ચુંબન લેતાં જોઈ જેની છાયાનું ચુંબન લઈએ છીએ, તે વ્યક્તિના મનમાં એવો ભાવ ઉત્પન્ન થાય છે કે ચુંબન લેનારનો મારા પર પ્રેમ છે. ભીંત પર પડેલા પ્રતિબિંબનું ચુંબન લેવું એનો અર્થ એ છે કે પ્રતિબિંબમાં પડેલા મુખ પર મુખ મૂકવું. આનું જ નામ કૃત્રિમ ચુંબન.

**સંક્રાંતક ચુંબન**

**ाळस्य चित्रकर्मणः प्रतिमायाश्च चुम्बनं संक्रान्तकमालिङ्गनं च ॥३१॥**

**બાળકનું, ચિત્રનું અને મૂર્તિનું ચુંબન કરવાથી તેને સંક્રાંતક ચુંબન કહે છે. એજ પ્રમાણે કરવામાં આવતા આલિંગનને પણ સંક્રાંતક કહે છે. ॥ ૩૧ ॥**

ખોળામાં બેસાડેલા લાડ કરવા યોગ્ય બાળકનું, ચિત્રનું, માટીની, લાકડાની કે શિલાની બનાવેલી પ્રતિમાનું ચુંબન લેવું તેને 'સંક્રાતક' કહે છે. એ જ પ્રમાણે 'સંક્રાતક' નામનું આલિંગન પણ થાય છે. આ ચુંબનાધિકારમાં આલિંગનનો પ્રકાર પ્રસંગને લઇને જ કહ્યો છે. છાયા ચુંબન અને સંક્રાતક આ બે ચુંબનના પ્રકાર અવસ્થાજન્ય હોવાથી આવશ્યક જ લેખવા જોઈએ. જે નાયક નાયિકાને સંભાષણનો પ્રસંગ પ્રાપ્ત થયો નથી, પરસ્પર સ્પર્શ સુદ્ધાં થયો નથી એવા સ્ત્રી-પુરુષ વચ્ચે આ બે પ્રકારનાં ચુંબનો શક્ય છે.

**પાદાંગુલિ ચુંબન**

**तथा निशि प्रेक्षणके स्वजनसमाजे वा समीपगतस्य प्रयोज्याया हस्ताङ्गुलिचुम्बनं संविष्टस्य वा पादाङ्गुलिचुम्बनम् ॥ ३२ ॥**

**આ રીતે રાતની વખતે નાટક કે તમાશામાં જ્યાં સ્વજનો એકઠા થયા હોય, ત્યાં પાસે બેઠેલા નાયક નાયિકાએ પરસ્પરના હાથનું કે આંગળીનું અથવા પગની આંગળીના ચુંબન લેવાના કૃત્યને હસ્તાંગુલિ ચુંબન કિંવા પાદાંગુલિ ચુંબન કહે છે. ॥ ૩૨ ॥**

રાત્રીની વખતે જાત્રા-મેળો-ઉત્સવમાં અથવા જ્યાં સંબંધી જનો એકઠા મળ્યા હોય ત્યાં પાસે બેઠેલાં નાયક નાયિકાએ એકમેકના હાથની આંગળીનું ચુંબન કરવું તેને હસ્તાંગુલિ ચુંબન કહે છે. આમાં પ્રસંગને લઇને નાયક અને નાયિકા પાસે પાસે બેઠેલાં હોય છે, આથી કરીને કંઈ પણ મિષને લઈને હાથ ખેંચી આંગળીનું ચુંબન લેવું સહેલ છે. આ

હસ્તાંગુલિ ચુંબન પ્રમાણે પાસે સૂઈ રહેલા નાયકના પગની આંગળીનું ચુંબન જ્યારે નાયિકા લે છે ત્યારે તેને પાદાંગુલિ ચુંબન કહે છે. આ ચુંબન નાયિકા વડે થવું એજ શોભાજનક છે. નાયક જો તે કરે તો નિંદાસ્પદ લેખાય છે. સૂત્રમાં 'પ્રયોજ્યા' પર 'પ્રયોક્તા'ને પ્રયોગ કર્યો છે પણ પ્રયોજ્યા શબ્દ પ્રયોજ્યને અને પ્રયોક્તા પ્રયોક્તીનો ઉપલક્ષક છે.

**અભિયોગિક ચુંબન**

**संवाहिकायास्तु नायकमाकारयन्त्या निद्रावशादकामायाइव तस्योर्वोर्वदनस्य निधानमूरुचुम्बनं पादाङ्गुष्ठचुम्बनं चेत्याभियोगिकानि ॥ ३३ ॥**

**જો સંવાહન કરનારી—ચંપી કરનારી—પગ દબાવનારી—સ્ત્રી જો નાયક પર પ્રેમ કરતી હોય, તો જાણે ચુંબન ઇચ્છા ન હોય તેમ ભાવ જણાવવાને માટે ઊંઘનો ઢોંગ કરી નાયકની સાથળ પર પોતાનું મુખ રાખે, અથવા પગના અંગૂઠાનું ચુંબન કરે આને આભિયોગિક ચુંબન કહે છે. ॥ ૩૩ ॥**

નાયકના અંગનું સંવાહન કરવાના નિમિત્તથી—પગ દાબવાના નિમિત્તથી—જે નાયિકા નાયકની પાસે આવે છે અને તેના પર પ્રેમ કરે છે, પરંતુ નાયકનો પોતાના પર પ્રેમ છે કે નહિ તે ન જાણતી હોવાથી પોતાને ચુંબનની ઇચ્છા નથી એમ દાખવી, ઊંઘ આવતી હોય તેવો ઢોંગ કરી નાયકની સાથળ પર ચુંબન લેવા માટે મુખ રાખે છે અને આ પ્રમાણે પગ દાબવાના મિષથી પગ ખેંચી લે તો સ્વાભાવિક રીતે નાયકનો પગ તેના પગ આગળ આવતાં તેની આંગળીનું ચુંબન કરી લે. તો પણ જાણી જોઈને કર્યું છે એવો શક ન જાય અને જો જાણી જાય કે જાણી જોઈને કર્યું છે તો તેમાં હાનિ નથી. આ સર્વ આલિંગનો ચુંબનો, સ્પૃષ્ટક જેવા આલિંગનોથી શરીર સ્પર્શ પરસ્પરનો સહન થાય છે. પરંતુ જેને સંભાષણનો પ્રસંગ આવ્યો નથી, સમાગમ પણ થયો નથી એવા સ્ત્રી–પુરુષોમાં સંભવે છે. આ પ્રેમની વૃદ્ધિ કરી સંપ્રયોગ—સંભોગ–ને ઉપકારક છે. એથી

એને 'આભિયોગિક' કહે છે. અભિયોગ એટલે પ્રેમનું ઉદ્દીપન એ જ જેનું પ્રયોજન છે એમાં છાયાચુંબન આદિને યોજવાં. આનું પર્યવસાન જો કે સંપ્રયોગમાં થાય છે, આથી કરીને સામાન્ય ચુંબન અને વિશિષ્ટ ચુંબન એની ક્રિયામાં ફરક નથી, આથી આ ચુંબનો લૌકિક એટલે સામાન્ય ચુંબન પ્રમાણે પ્રયોગમાં લેવા.

રાગોદ્દીપન માટે

**कृते प्रतिकृतं कुर्यात्ताडिते प्रतिताडितम् ।**
**करणेन च तेनैव चुम्बिते प्रतिचुम्बितम् ॥ ३४ ॥**

સંભોગકાળ અને રાગોદ્દીપન કાળને માટે સમાનવિધિ સૂત્રકાર કહે છેઃ—

**બન્નેમાંથી એક જે ક્રિયા કરે તેવી સામાએ પ્રતિક્રિયા કરવી. એક મારે તો સામું બીજાએ મારવું. મારવાનું સાધન પણ તેજ પ્રકારનું હોવું જોઇએ. એક જો ચુંબન લે તો બીજાએ પણ તેવું જ ચુંબન લેવું. ॥ ૩૪ ॥**

સંભોગ સમયે કે રાગની વૃદ્ધિ વખતે એટલે અભિયોગ વખતે સ્ત્રી-પુરુષોએ સમાન વર્તન કરવું. એક જે પ્રમાણે કરે તેમ બીજું ન કરે તો તેને જડ માનીને વિરક્ત થશે. માટે તાડનનો જવાબ તાડનથી ને ચુંબનનો ચુંબનથી કરવો. રાગોદ્દીપન વખતે ઉદ્દીપનનો પ્રયત્ન કરવા છતાં નાયક જો તે પ્રત્યે લક્ષ ન આપે તો નાયિકા તેને પશુ સમાન અરસિક સમજશે, અને તેનો તિરસ્કાર કરશે. એટલું જ નહિ પણ નાયિકાના સમાગમની જો નાયકની ઇચ્છા હશે તો નિષ્ફળ જશે. નાયક અને નાયિકા, એ બન્ને જણા સમાન સાધનો ક્રિયાનો પ્રતિક્રિયા કરે તોજ સંભોગમાં પરસ્પર પ્રેમથીજ પુષ્કળ સ્વારસ્ય ઉત્પન્ન થાય.

ચુંબનભેદનું નવમું પ્રકરણ પૂરું થયું.

વાત્સ્યાયન કામસૂત્રના સાંપ્રયોગિક નામના બીજા અધિકરણના
ચુંબનવિકલ્પ નામનો તૃતિય અધ્યાય સમાપ્ત.

રાગોત્પત્તિનાં (૧) સ્પર્શ, (૨) ગંધ, (૩) સ્વર અને (૪) દૃષ્ટિ—એ ચાર કરણ છે. કોઈ રસિક રમણીનો સ્પર્શ શરીરમાં વિદ્યુતની ઝણઝણાટી પેદા કરી આનંદમાં મગ્ન કરે છે. કોઈ પ્રમત્ત અંગનાની કાતિલ દૃષ્ટિ પડતાંની વાર હૃદયની આરપાર થઈ જાય છે. રાજા દુષ્યન્ત વનમાં વસતી શકુંતલાને જોતાંની વારજ મુગ્ધ બન્યો હતો. એજ પ્રમાણે ગંધ પણ રાગોત્પત્તિનું કરણ છે. નાયિકાના ચાર ભેદોમાં, પતિનિ આદિ ગંધ વિશેષને લઈને પ્રાચીન ગ્રંથકારોએ માન્યા છે. આ વિષયના ઊંડા અભ્યાસી, વિદ્દવર સ્વ. તનસુખરામ નાગર સર્વસ્વની ટીકામાં કહે છે કેઃ— **अत्रेदपि बोद्धव्यं यत् पद्मिन्यादि जाति विभागस्तत्तच्छरीरवरांङ्गगन्ध गुणमूलकः** " મીનનાથ તેની 'સ્મર દીપિકા'માં આવા ભેદ સ્વીકારે છે. અને અન્ય ગ્રંન્થકારોએ તે માન્ય પણ કરેલ છે. હેન્રી સ્ટીવન્સ કહે છે કેઃ–

Smell is the principal sense of the higher animals. It represents for them their own inner world; it envelopes their existance.

અત્રે અપ્રસ્તુત છે. થોડી પ્રજાઓને અપવાદ રૂપે બાદ કરતાં ચુંબન લગભગ દરેક પ્રજામાં જોવામાં આવે છે. દરેક પ્રજાના સાહિત્યમાં ચુંબનનો ઉલ્લેખ મળે છે. ઇંગ્લંડના રસિક કવિ બાયરને એનું અચ્છું વર્ણન કર્યું છે. એક સ્થળે તે કહે છે કેઃ–

A long, long kiss, a kiss of youth and love.
And beauty all concentrating like rays
Into one focus kindbd from above
Such kisses as belong to early days.

આગળ જતાં એજ કવિ કહે છે કેઃ—

Each kiss is a heart quake for a kiss is strength.
I think it must be reckoned by its length.

એજ કવિ આગળ જતાં કહે છે કેઃ—

"Once she drew
with one long kiss my whole soul thro'
my lips as sunlight drinketh dew."

એક અલ્પ સંતોષી કહે છે કેઃ—

If you will kiss, then kiss the mouth,
All other sorts are half blisses.

જ્યારે બીજો કહે છે કેઃ—

Friends, it only were myfate !
If fate would will it so,
I'd kiss her beauties small and great
From bosom down to toe.

ઉર્દૂ કવિ એજ ભાવ વ્યક્ત કરે છે કેઃ—

સો ન દો બસ દો હી દો
બોસે વતેહ ઇસ ઢબકે દો
કૌલ હય મશહૂર,
બિનમત લબકે સો મતલબકે દો
તુમ દોહી દો પર દો અજી
દોભી સિતાબી દો કહીં
ખાલકે દો ખતકે દો
રૂખસારે કે દો, લબકે દો—

વગેરે. ઉર્દૂ કાવ્યસાહિત્યમાં ચોચલાપના અનેક મીઠાં દૃષ્ટાંત આપી શકાય તેમ છે. ગુજરાતના રસિક કવિ દયારામે ચુંબન ઉલ્લેખ અનુપમ રીતે કરેલ છે. પ્રસંગ એ છે કે શ્રી કૃષ્ણ રાધા પાસે ચુંબન માગે છે. શ્રી રાધા ગૌર વર્ણની છે, અને શ્રી કૃષ્ણના શરીરનો રંગ નવઘનશ્યામ તમાલ છે. શ્રી રાધા કહે છે કેઃ—

અંક ભર્યાના સમ ખાઓ તો અધર તણો રસ પાઉંજી,
કહાન કુંવર તમે કપટી કાળા હું કાળી થઈ જાઉં;
અડશો માં, અળગા રહો વહાલા.

શ્રી કૃષ્ણ ધૂર્તશિરોમણિ છે. રાધાને જવાબ આપે છે કેઃ—

મજ અડતાં તો તું થઈશ કાળી તો હું કેમ નવ થાઉં ગોરોજી.
ફરી મળતાં રંગ અદલા બદલી મુજ મોરો તુજ તોરો–
અડશોમાં અળગા રહો વહાલા.

ચુંબન એક લેવું, બે લેવાં કે વધારે? મશહૂર મુસ્લિમ કહે છે કે એક બસ્સ છે. ગ્રીક લોકોનું માનવું છે કે બે બસ છે. એક નાયક જ્યારે ચુંબનો પર ચુંબન લે છે ત્યારે નાયિકા કહે છે.

યહ કયસા સુમાર કયસા હિસાબ હૈ.

એક કવિ કહે છે કેઃ—

જો હુસ્નકી ખયર ચોટાવો હમેં બોસા દે દો.
જકાતસે નહિં નુકશાને માલ હોતા હૈ.

અર્થાત્ કે ચુંબન એ જકાત છે.

અવસ્થા ભેદ ચુંબનમાં ઓર મજા પ્રેરે છે. આ પરત્વે સ્વ શ્રી રમણભાઈ મ. નીલકંઠ કહે છે કે—

'તે કાળે તત્કાળ ચુંબન ના લીધું તો ના લીધું.'

પ્રેયસી કંઈ કથવા આવી છે. આ સમયે અજાણ પણે ચુંબન લીધું તો જ ખરું એવો ભાવ છે. આ પરથી જ ઈંગ્રેજીમાં સુક્તિ છે કે,

"Stolen kisses are sweet."

સંસ્કૃત કવિયોએ કામસૂત્રમાં વર્ણવેલાં ચુંબનોનો ઉલ્લેખ કર્યો છે, તે આપીએ છીએ પરંતુ, તેમ કરતાં પૂર્વે શ્રી વ્યાસ ચુંબન પરત્વે શું કહે છે, તે જોઈએ.

**सुरतवर्धनं शोकनाशनं स्वरित वेणुना सुष्ठु चुंबितम् ।**
**इतररागविस्मारणं नृणां वितर वीर नस्तेऽधरामृतम् ॥**

અર્થ: હે શ્રી કૃષ્ણ! તમારું અધરામૃત સુરતને વધારનાર, શોકનો નાશ કરનાર અને સુસ્વારિત વાંસળીએ જેનું સારી રીતે ચુંબન કર્યું છે, બીજા સર્વ પદાર્થો પરથી મનુષ્યની પ્રીતિને ઊઠાવનાર છે, એવું આપના અધરામૃતનું અમને દાન કરો. અસ્તુ:

'શ્રૃંગાર તિલક'માંથી એક દષ્ટાંત આપીએ છીએઃ—નાયિકાનું કથન છે:—

આવી આવી બળે ચુમે મુખ: ન શું નિર્લજ્જ લજ્જા તને* ?
રે! રે! પાલવ છોડ! ધૂર્ત શપથે શાને મને તું ઠગે ?
જાગી, જાગી હું થાકી છેક, તુજની, જા તેજ પ્યારી કને,
કયાંથી દીધેલ શુષ્ક આગમાં હોયે પ્રીતિ ભૃંગને ?

વાંચક જોઈ શકશે કે 'પ્રાતિબોધક' નું ઉદાહરણ છે.

'અમરુશતક'માંથી બીજું ઉદાહરણ જુવો:—

જોઈ મંડી સુની ઊઠી અંદુકડી શય્યાથી ધીમે મિષે +
સૂતેલા પિયુનું નિહાળી મુખડું એકી ટશે તે ટેશે
મુગ્ધા ચૂમી કરી સુખે, નિરખતાં રોમાંચ ગંડસ્થળે
નામે મ્હો શરમે નીચું: ચશચશી, વ્હાલો હશી તે ચૂમે.

બીજું એવુંજ રસિક દષ્ટાંત એમાંથીજ મળે છે:—

'માં, માં, મૂક' કહી ભવાં મરડતાં ભાવે ભુજે ભીડીને +
હસ્તાગ્રે તરછોડતાં ય અધરે દંતે પીડી પીડીને,
વામા ચશ ચશ ચૂમીને ન મીચતી સીત્કાર સાથે બળે
પામ્યા તેજ સુધા, મથ્યો અવરથા, દુગ્ધોદધિ દેવલે.

'ચૌરપંચાશિકા'માંથી એક બીજું ઉદાહરણ લઈએ.

અન્યોન્ય ચુંબન થતાં ઢળી પક્ષ્મ જાતાં
સૌંદર્ય જેહ નયનો નવલું ધરંતાં*

---

* શ્રીયુત તનમનીશંકર કૃત. અનુવાદ "શ્રૃંગાર ત્રિવેણી"માંથી ઉદ્ધૃત.
+ સાક્ષરમણિ કેશવ હર્ષદ ધ્રુવ. 'અમરુશતક'

'પુષ્પબાણ વિલાસ'માં લલાટ ચુંબનનું દૃષ્ટાંત જુઓ.

અંગાશ્લેષ, લલાટચુંબન, સ્તન સ્પર્શોની ક્રીડા છુપી*
એકેએક ગયાં ભુલાઈ હમણાં, ઇર્ષાળુની બ્હીકથી.

વલ્લભદેવની 'સુભાષિતાવલિ'માંથી એક દૃષ્ટાંત

**निःशेषच्युतचन्दनं स्तनतटं निर्मृष्ट रागोधरो**
**नेत्रदूर मनञ्जनं पुलकिता तन्वी तवेयं तनुः**
**मिथ्यावादिनि दूति बान्धवजनस्याज्ञातपीडागमे**
**वापीं स्नातुमितो गतासि न पुनस्तस्याधमस्यान्तिकम् ॥**

**सु. पृ. २३९. श्लो. १९२३**

હિંદી કવિયોએ પણ ચુમ્બનના વિષયને છેડ્યો છે. માર્ગદર્શક આટલાં દૃષ્ટાંત બસ છે.* એક અમેરિકન સ્ત્રી કવિ ચુંબનના સામાન્ય ભેદ પરત્વે કહે છે:—

The kiss of friendship kind and calm,
May fall upon the brow like balm;

A deeper tenderness may speak,
In precious pledges on the cheek.

Thrice dear may be, when young lips meet,
Loves Lewy pressure close and sweet;

But more than all the rest I prize,
The faithfull that kiss my eyes.

અધરપલ્લવમાં અમૃતની કલ્પના ઘણા કવિયોએ કરી છે. કવિમોણુ કાલીદાસે પણ અધરમાં અમૃત જણાવ્યું છે. કોઈ ભક્ત કવિએ જવાબ આપ્યો છે કે તો શા માટે સ્ત્રી પતિને મરવા દે છે. આતો ઠીક પણ એક કવિનું—સંસ્કૃત કવિનું કથન છે કે 'સ્વર્ગના આભૂષણ રૂપ સુધા કરતાં, દ્રાક્ષની સર્વ સંમત મધુરતો કરતાં, મધુની અનુપમેય માધુર્ય અને સુરસતા કરતાં

**यः कान्ताधर पल्लवे मधुरिमा नान्यत्र कुत्रापि सः**

અર્થાત્ કે કાંતાના અધર પલ્લવમાં જે મીઠાશ—માધુર્ય અને સુસ્વાદુતા છે તે અન્યત્ર નથી.

---

* 'કાવ્યમાં ચુંબન' નામનો સ્વતંત્ર નિબંધ છપાવાનો છે તે જ જોઇ લેવો.

# चतुर्थोऽध्यायः ।

## नखच्छेद्यप्रकरणम्

## નખચ્છેદ્ય

**નખક્ષત અને દંતક્ષતના પ્રકાર**

ગયા અધ્યાયમાં વર્ણવેલા ચુંબનનો ઉપક્રમ કરી–ત્યારબાદ તેનાથી પણ વધારે પ્રેમની વૃદ્ધિ કરવામાં સહાયભૂત એવા નખક્ષતના વર્ણનનું આરંભ કરતાં પહેલાં નખક્ષત અને દંતક્ષતના પ્રકાર કથવામાં આવે છેઃ—

**रागवृद्धौ संघर्षात्मकं नखविलेखनम् ॥ १ ॥**

**જે સ્ત્રી પુરુષોમાં કામ બહુ જ પ્રબળ થયો હોય તે પરસ્પરના શરીરમાં નખથી જે સંઘર્ષણ વ્યાપાર શરૂ કરે છે તેને નખક્ષત કહે છે. ॥ ૧ ॥**

શરીરના ભાગપર નખથી જે ચિહ્ન કરવામાં આવે છે, તેને 'નખ-વિલેખન' કહે છે. નખવિલેખન જે સમયે સ્ત્રી–પુરુષની કામવાસના પ્રબળ થઈ હોય ત્યારે જ સંભવે છે. જ્યારે તે મંદ હોય છે ત્યારે સ્ત્રી–પુરુષ પરસ્પર નખના અગ્રભાગથી ટોંચે છે. ટોંચવામાં માંસનો ટુકડો પડે એટલું જોર કરવામાં આવતું નથી.

**तस्य प्रथमसमागमे प्रवासप्रत्यागमने प्रवासगमने क्रुद्धप्रसन्नायां मत्तायां च प्रयोगो न नित्यमचण्डवेगयोः ॥ २ ॥**

નખવિલેખન ક્યાં—કિયા સ્થળે અને ક્યારે કરવું એ સૂત્રકાર જણાવે છેઃ—

**પ્રથમ સમાગમ સમયે, પ્રવાસથી પાછા આવ્યા પછી, પ્રવાસે જતી સમયે, સ્ત્રી ક્રોધમાં આવી ગઈ હોય તો તે પ્રસન્ન થયા પછી, મદ્યપાનથી ઉન્મત્ત થયેલી હોય તે સમયે નખવિલેખનનો**

પ્રયોગ કરવો, પરંતુ જેની કામવાસના પ્રબળ ન હોય તેવાં સ્ત્રી પુરુષોએ તેનો નિત્ય પ્રયોગ કરવો નહિ. ॥ ૨ ॥

મંદ અને મધ્ય વેગવાળા સ્ત્રી-પુરુષોએ નખવિલેખનનો પ્રયોગ નિત્ય કરવો નહિ. તેમણે માત્ર પ્રથમ સમાગમને વખતે કે પ્રવાસથી ઘેર પાછા ફર્યા પછી પ્રથમ મેળાપ થતાં નખવિલેખનનો પ્રયોગ કરવો, કારણ કે, તે સમયે બન્ને ઉત્કંઠિત હોવાથી બન્નેનો રાગ પ્રબળ હોય છે. આ જ પ્રમાણે પ્રવાસે જતી વખતે જો કેટલોક સમય વિયોગમાં જવાનો હોય તો વિયોગ કાળમાં પરસ્પરનું એકમેકને સ્મરણ રહે તે માટે પણ નખવિલેખનનો પ્રયોગ કરવો. નાયિકા કોઈ કારણસર નારાજ થઈ હોય અને નાયકે તેને મનાવી લીધી હોય તે સમયે ખુશીને લઈને નાયિકાનો રાગ પ્રબળ થયો હોય છે આ વખતે પણ નખવિલેખનનો પ્રયોગ કરવો. મદ્યપાનથી રાગ પ્રબળ થાય છે તે વખતે પણ પ્રયોગ કરવો. તે જ પ્રમાણે ક્રુદ્ધ, પ્રસન્ન કિંવા મત્ત નાયક પર પણ નાયિકા એનો પ્રયોગ કરી શકે છે. ચંડવેગવાળા નાયક નાયિકામાં પણ નખક્ષતનો પ્રયોગ થઇ શકે છે.

**तथा दशनच्छेद्यस्य सात्म्यवशाद्वा ॥ ३ ॥**

**આ પ્રમાણે—નખવિલેખન પ્રમાણે—દંતચ્છેદ્યનો પણ પ્રયોગ કરવો. ॥ ૩ ॥**

રાગ પ્રબળ હોય તો સંઘર્ષાત્મક દશનચ્છેદ્યનો પણ પ્રયોગ કરવો. રાગ મંદ હોય તો કેવળ દાંતથી સાદો સ્પર્શ કરવો. અથવા તો જે પ્રકારની અનુકૂળતા હોય તે પ્રમાણે દંતચ્છેદ્યનો પ્રયોગ કરવો. જો બન્ને ચંડવેગ દંતચ્છેદ્યનો પ્રયોગ ન કરવો. કારણ કે તે સહન નહિં થઈ શકે.

**નખક્ષતના આઠ પ્રકારો**

**तदाच्छुरितकर्मर्धचन्द्रो मण्डलं रेखा व्याघ्रनखं मयूरपदकं-शशप्लुतकमुत्पलपत्रकमिति रूपतोऽष्टविकल्पाम् ॥ ४ ॥**

**આકૃતિ ભેદાનુસાર નખક્ષતના આઠ પ્રકાર છે. (૧) આચ્છુરિતક,**

**(૨) અર્ધચંદ્ર, (૩) મંડળ, (૪) રેખા, (૫) વ્યાઘ્રનખ, (૬) મયૂરપદક, (૭) શશપ્લુતક અને (૮) ઉત્પલ પત્રક. ॥ ૪ ॥**

નખવિલેખન—નખક્ષતના રૂપવત્ અને અરૂપવત્ એવા બે પ્રકાર છે. જો કોઈ પણ આકૃતિનું અનુકરણ નખવિલેખનમાં હોય તો તેને રૂપવત્ કહે છે. તેના આચ્છુરિતક વગેરે આઠ ભેદ છે. તેનાં લક્ષણો આગળ ઉપર જણાવવામાં આવશે. જે નખવિલેખનમાં આકૃતિનું અનુકરણ નથી તેને અરૂપવત્ નખવિલેખન કહે છે. તેના મૃદુ, મધ્ય અને અતિમાત્ર એવા ત્રણ પ્રકાર છે.

**નખક્ષતનાં સ્થાન**

**कक्षौ स्तनौ गलः पृष्ठं जघनमूरु च स्थानानि ॥ ५ ॥**

**કાખ, સ્તન, ગરદન, પીઠ, જઘન અને ઊરુ. આ નખવિલેખનનાં સ્થાન છે. ॥ ૫ ॥**

કાખ, સ્તન, કંઠ, પીઠ, જઘન અને ઊરુ. આ છ ઠેકાણાં નખક્ષતનાં છે, અને તે સ્થાને નખક્ષત કરવાથી એકમેકને અત્યંત સુખ થાય છે,—એમ આચાર્યનો મત છે. કંઠથી ગળું અને તેની પાસેનો પ્રદેશ સમજવો. જઘન શબ્દનો અર્થ કમર અને પેટનો ભાગ એમ સામુદાયિક અર્થ છે. આ પ્રમાણે અનેકાર્થસૂચક જઘન શબ્દમાં નિતંબનો પણ સમાવેશ થાય છે. એક સ્થળે કહ્યું છે કે: “ સ્ત્રીઓની ગ્રીવા, પીઠ, ઊરુ, કાખ, કમરનો ભાગ અને સ્તન આ સ્ત્રી અંગોમાં સંભોગ સમયે નખક્ષતનો પ્રયોગ કરવો.*

---

* કામશાસ્ત્રના આચાર્યો નખક્ષતના સ્થાનોમાં મતભેદ ધરાવે છે. કેટલાક વધારે સ્થાન બતાવે છે. ‘ નાગર સર્વસ્વ ’માં કપોલને પણ નખક્ષતનું સ્થાન માન્યું છે. જુવો ‘ પંચસાયક ’

कक्षा, कुचोरः स्थल कुक्षिनाभि, श्रोणी ललाटाङ्घ्रिकरेषुसद्यः ।
सांगुष्ठ सर्वांगुलिकैश्चसर्वैः, सुव्यक्त एषः स्तनकन्धरादै ॥

કાખ, કુચ, વક્ષસ્થળ, પેટ, નાભિ, કમર, લલાટ, અને ચરણમાં પાંચે અંગુલિથી નખક્ષત કરવો. ‘ રતિરહસ્ય ’માં હાથ, અને હૃદય એ બે વધારે છે.

**प्रवृत्तरतिचक्राणां न स्थानमस्थानं वा विद्यत इति सुवर्णनाभः ॥६॥**

**રતિયુદ્ધનો આરંભ થયા પછી નખક્ષતનું યોગ્ય સ્થાન છે કે અયોગ્ય સ્થાન એનો નિયમ રહેતો નથી. એવો સુવર્ણનાભ આચાર્યનો મત છે. ॥ ૬ ॥**

રાગની વૃદ્ધિ થતાં રતિયુદ્ધમાં પ્રવૃત્ત થયા પછી નખક્ષતને માટે આ યોગ્ય સ્થાન છે અને આ અયોગ્ય સ્થાન છે એવો નિયમ રહેતો નથી. જ્યાં નખ બેસાડે તે સ્થાન. શરીરના સર્વભાગ નખક્ષતના સ્થાન જ છે. આ ઘટના એકંદરે ઠીક છે, તથાપિ આકારયુક્ત નખક્ષતને માટે તો નિશ્ચિત સ્થાન કહ્યાં છે, તે સ્થાને તે કરવાથી પરમ આનંદ પ્રાપ્ત થાય છે.

**तत्र सव्यहस्तानि प्रत्यग्रशिखराणि द्वित्रिशिखराणि चण्डवेगयोर्नखानि स्युः ॥ ७ ॥**

ક્ષત કરવાનું કામ નખથી જ થઈ શકે છે માટે નખના પ્રકાર, આશ્રય, કલ્પના, ગુણ અને પ્રમાણ સૂત્રકાર સમજાવે છે.

**ચંડવેગ સ્ત્રી–પુરુષો, નખક્ષત કરવા માટે ડાબા હાથની આંગળીઓના નખ અણીદાર કરે છે અથવા બે ત્રણ અણીઓ કાઢી રાખે છે. ॥ ૭ ॥**

જમણા હાથથી ઘણાં કામ કરવાં પડે છે, એથી જમણા હાથના નખ ભાંગેલા પણ હોય છે. આ કારણથી ડાબા હાથનો પ્રયોગ કહ્યો છે. ડાબા હાથની આંગળીના નખ–કરવતની અણીની માફક. ક્રિકચ પક્ષીના મુખ જેવી બે કે ત્રણ અણીવાળી હોય છે. જો ત્રણ અણી હોય તો આકાર પહોળો ન હોવાથી જલદી ભાગી જાય છે. મંદ અને મધ્ય વેગ નાયક નાયિકાના નખ આથી ઊલટા પ્રકારના હોય છે. મધ્ય વેગ જો હોય તો તેના નખની શુકાકૃતિ હોય છે અને અગ્રભાગ કિંચિત્ ઘસાયેલો હોય છે. મંદ વેગ સ્ત્રી–પુરુષોના નખનો અગ્રભાગ અર્ધચંદ્ર જેવો હોય છે. નખના આ પ્રમાણે ત્રણ પ્રકાર છે.

**નખના ગુણ નીચે પ્રમાણે છે**

**अनुगतराजि सममुज्ज्वलमलिनमविपाटितं विवर्धिष्णु मृदु स्निग्धदर्शनमिति नखगुणाः ॥ ८ ॥**

**(૧) અનુગતરાજિ, (૨) સમ, (૩) ઉજ્જવલ, (૪) નિર્મળ, (૫) અવિપાટિત, (૬) વર્ધનશીલ, (૭) મૃદુ અને (૮) સ્નિગ્ધદર્શન. નખના આવા આઠ ગુણ છે. ॥ ૮ ॥**

(૧) નખની મધ્ય રેખાઓ રંગવાળી ન હોય તેને અનુગતરાજિ કહે છે. (૨) નખનો ઉપરનો ભાગ ઉંચો કે નીચો ન હોય તે સમ. (૩) ઉજ્જવલ. (૪) જેના પર કે જેમાં મેલ ન ભરાયો હોય તેવો અમત્તિ તે નિર્મળ. (૫) તૂટેલો કે ચિરાયલો ન હોય તે અવિપાટિત. (૬) સરખો એક સરખો વધનાર તે વર્ધનશીલ. (૭) મૃદુ લાકડાની માફક કઠિન નહિ તે. (૮) જેનું રૂપ ચકચકિત હોય તે સ્નિગ્ધ દર્શન–દેખાય છે, જોવામાં આવે છે તે રૂપ. દર્શન રૂપને જ કહે છે. **कृत्यल्युटोबहुलम्** ' આ પાણિની સૂત્રથી લ્યુટ્ પ્રત્યય થઈ દર્શન શબ્દ બને છે.

**અન્ય દેશના નખક્ષતના પ્રયોગ**

**दीर्घाणि हस्तशोभीन्यालोके च योषितां चित्तग्राहीणि गौडानां नखानि स्युः ॥ ९ ॥**

**ગૌડ દેશવાસીઓના નખ લાંબા, હાથને આભૂષણરૂપ શોભા આપનાર, હોઇ જોતાંની વાર સ્ત્રીઓના મનને હરણ કરી લે તેવા હોય છે. ॥ ૯ ॥**

ગુણ પ્રમાણે નખના આઠ પ્રકાર ઉપરના સૂત્રમાં જણાવ્યા. અહીં નખના પ્રકારનું વર્ણન કહે છે. પ્રમાણથી નખના પ્રકાર કહે છે. તે ત્રણ છે. હ્રસ્વ, મધ્ય અને દીર્ઘ. ગૌડ દેશવાસીઓના નખ લાંબા હોય છે, તે હાથની શોભામાં વધારો કરે છે. લાંબા હોવાથી ક્ષત કરી શકાતું નથી, છતાં સુંદર હોવાને લીધે સ્ત્રીઓના ચિત્તને મોહ પમાડે છે—ચિત્તનું હરણ

કરી લે છે. બે ગુણુવાળા ગૌડ દેશવાસીઓના નખ માત્ર સ્પર્શને માટે ઉપયોગી થઈ પડે છે.

**ह्रस्वानि कर्मसहिष्णुनि विकल्पयोजनासु च स्वेच्छाऽत्रपातीनि दाक्षिणात्यानाम् ॥ १० ॥**

**દક્ષિણ દેશવાસીઓના નખ હ્રસ્વ-ટૂંકા હોવાથી, નખક્ષતના જે ભેદ જણાવ્યા તે સર્વ કરવાને ઇચ્છાનુસાર ઉપયોગી થઇ પડે તેવા હોય છે. ॥ ૧૦ ॥**

દાક્ષિણાત્યો. દક્ષિણ દેશવાસીઓના નખ હ્રસ્વ હોય છે. તેથી ક્ષતાદિ કાર્ય સહજ થઈ શકે છે. લાંબા નખ તૂટી જવાનો સંભવ છે. અર્ધચંદ્રાદિ વગેરે જે નખક્ષતના પ્રકાર કહ્યા તે ઇચ્છાનુસાર આવા નખથી કરી શકાય છે. દીર્ઘ નખથી તેમ થઈ શકતું નથી. દક્ષિણ દેશવાસીઓમાં રાગ પ્રખર હોવાથી એનો મરજી પ્રમાણે ઉપયોગ કરી શકે છે.

**मध्यमान्युभयभाञ्जि माहाराष्ट्रकाणामिति ॥ ११ ॥**

**મહારાષ્ટ્રીઓના નખ મધ્ય એટલે નહિ હ્રસ્વ કે નહિ દીર્ઘ-ઉભયગુણયુક્ત હોય છે. ॥૧૧॥**

નહિ બહુ લાંબા કે નહિ બહુ ટૂંકા એવા મહારાષ્ટ્રીઓના હોવાથી હ્રસ્વ અને દીર્ઘ બન્ને ગુણવાળા હોય છે.

**तैः सुनियमितैर्हनुदेशे स्तनयोरधरे वा लघुकरणमनुद्गतलेखं स्पर्शमात्रजननाद्रोमाञ्चकरमन्ते संनिपातवर्धमानशब्दमाच्छुरितकम् ॥ ॥ १२ ॥**

**આચ્છુરિત નખક્ષતના લક્ષણો**

આચ્છુરિત આદિક નખક્ષતના આઠ પ્રકાર પૂર્વે કહ્યા છે તેનાં લક્ષણો અને પ્રયોજનો સૂત્રકાર કહે છે:—

**પાંચે આંગળીઓને એકત્ર કરી મધ્યમ નખથી હડપચી, સ્તન કિંવા અધરોષ્ઠ પર હલકા હાથથી—નહોર પડે તેમ—માત્ર સ્પર્શ-**

**બીજે રોમાંચ ઉત્પન્ન થાય એવી રીતે નખક્ષત કરવા તેને 'આચ્છુરિતક' કહે છે. આમાં નખોના પરસ્પર આઘાતથી એક જાતનો શબ્દ ઉત્પન્ન થાય છે. ॥ ૧૨ ॥**

તૈઃ એટલે તે, તે એટલે આગલા સૂત્રમાં જણાવેલ મધ્યમ નખ. પાંચ આંગળીઓ એકઠી કરી મધ્યમ નખથી હડપચી પર, સ્તન પર કે અધર પર નહોર ન પડે તેમ, કેવળ સ્પર્શથી જ રોમાંચ થાય એવી રીતે ક્ષત કરવાને આચ્છુરિતક કહે છે. આ ક્ષત ક્રિયાના અંતે અંગૂઠાના નખનો બીજા નખો સાથે આઘાત થઈ જે ચટચટ અવાજ ઉત્પન્ન થાય છે તેને આચ્છુરિતક કહે છે. આમાં નખોનું આસ્ફાલન થાય છે. આ પરથી એ બીના સર્વના જોવામાં આવે છે કે નખક્ષતમાં તે સ્થાનોને ચોમેરથી આચ્છુરણ એટલે સ્પર્શ જ કરવામાં આવે છે, તેથી આને આચ્છુરિતક પણ કહે છે. સ્ત્રીઓની હડપચી અને અધર પર આચ્છુરિતક નખક્ષત કરવું. બીજા પ્રકારનો નખક્ષત કરવો નહિ આ વાતને વિશેષ રીતે જણાવવા માટે હડપચી અને અધર એ સ્થાનનો નિર્દેશ છે. સ્તન પર જરા વધારે જોરથી પ્રયોગ કરવો.

**प्रयोज्यायां च तस्याङ्गसंवाहने शिरसः कण्डूयने पिटकभेदने व्याकुलीकरणे भीषणे च प्रयोगः ॥ १३ ॥**

હડપચી વગેરે ત્રણ સ્થાન આગલા સૂત્રમાં જણાવ્યાં. તે સિવાય બીજા સ્થાનો પર પણ આચ્છુરિતકનો પ્રયોગ પ્રસંગાનુસાર થઈ શકે છે. યથાઃ—

**નાયિકા અંગમર્દન કે માલીશ કરતી હોય, માથાને ખજવાળતી હોય, (મોં પર જુવાનીમાં થતા) ખીલ ફોડતી હોય, કે ભય બતાવતી હોય ત્યારે નાયિકાના શરીર પર આ આચ્છુરિતકનો પ્રયોગ કરવો ॥ ૧૩ ॥***

* કામશાસ્ત્રના બીજા ગ્રંથોમાં આનો ઉલ્લેખ છે. 'પંચસાયક'માં આનો પ્રયોગ, સ્તન, ગુહ્ય ગુફા–મદનમંદિર–અને અધર પર કરવા કહ્યો છે. 'નાગર સર્વસ્વ'માં

કુમારીનાયિકાનો વિશ્વાસ મેળવવા માટે વા કેવળ સ્પર્શ માટે આચ્છુરિતનો પ્રયોગ કરવો—બીજા નખક્ષતનો પ્રયોગ કરવો નહિ. તેમ કરવાથી નાયિકા ગભરાઈ જવાની સંભવ છે. નાયિકા જે અવ મર્દન કે માલીસ કરતી હોય, માથું ખજવાળતી હોય, કિંવા ફોલ્લી ખીલ—ફોડતી હોય, તે તે સ્થાને નાયકે આચ્છુરિતકનો પ્રયોગ નાયિકાને ગભરાવવા માટે કિંવા ભય દેખાડવા માટે પણ આનો પ્રયોગ સંવાહન આદિ—અંગદ બાવવું. મસળાવવું આદિ ક્રિયા—વખતે આચ્છુરિ પ્રયોગ કરવાનો હોવાથી આ સર્વપ્રકારની નાયિકા પર અજમાવવામાં નથી. પ્રસંગોપાત્ત નાયિકાએ પણ આનો પ્રયોગ નાયક પર કરવો.

**અર્ધચંદ્ર નખક્ષત**

**ग्रीवायां स्तनपृष्ठे च वक्रो नखपदनिवेशोऽर्धचन्द्रकः ॥१**

**ગ્રીવા અને સ્તન પ્રદેશ પર અર્ધચંદ્ર જેવો જે ન કરવામાં આવે છે તેને અર્ધચંદ્રક કહે છે. ॥ ૧૪ ॥**

ગ્રીવા પર અને ગ્રીવાની બહાર સ્તનના ઉપરના ભાગમાં મુખ એવો જે અર્ધચંદ્રાકાર નખક્ષત કરવામાં આવે છે તેને અર્ધચ કહે છે. આ પ્રકારનો નખક્ષત સોઈની અણી જેવા હાથની નાની આં નખથી કરવો કિંવા મધ્યમાના નખથી કરવો.

**મંડળ નખક્ષત**

**तावेव द्वौ परस्पराभिमुखौ मण्डलम् ॥ १५ ॥**

**જો બે અર્ધચંદ્રાકાર નખક્ષત સામસામા એકમેકને મ તેને મંડળ કહે છે. ॥ ૧૫ ॥**

---

હડપચી, સ્તન અને કપોલ એ સ્થાન જણાવ્યાં છે. 'રતિરહસ્ય'માં ગ સ્તન અને અધર, આચ્છુરિતકને માટે સ્થાન ગણાવ્યાં છે. 'કંદર્પચૂડામ હનુપ્રદેશ—હડપચી—સ્તન અને અધર એ સ્થાન જણાવ્યાં છેઃ—

सुष्ठुनियमितैरेतैर्हनुदेशे वा कुचाम्बुजद्वितये ।
अधरे वा स्फुटरेखं लघुकरणं संगमात्रेण ॥

બે અર્ધચંદ્રાકાર નખક્ષત એકમેકની પાસે પાસે ને સામસામા આવે ત્યારે વર્તુળનો આકાર થાય છે આને મંડળ કહે છે.

**नाभिमूलककुद्मवङ्क्षणेषु तस्य मयोगः ॥ १६ ॥**

**નાભિમૂળમાં, નિતંબકુપમાં, અને ઊરુસંધિ, આ સ્થાનો પર 'મંડળ' નામના નખક્ષતનો ઉપયોગ કરવો. ॥ ૧૬ ॥**

નાભિમૂળ પર નખક્ષત કરવાથી રશના રત્નજડિત કમરબંધ કમર-પટોના મધ્યભાગ જેવી શોભા તે સ્થાનને આવે છે. નિતંબના ખાડામાં એને કરવાથી કુપના જેવો સુંદર તે દેખાય છે. અને ઊરુસંધિ સાથળની ફાટ—સાથળનો ભાગ ઉપલા શરીરને મળી સંધાય છે તે સ્થાન—પણ કરવાથી કર્ણભૂષણ જેવી શોભા દેખાય છે.

**सर्वस्थानेषु नातिदीर्घा लेखा ॥ १७ ॥**

**નખક્ષતની આ રેખા સર્વ ઠેકાણે કરી શકાય છે પણ તે મોટી ન હોવી જોઇએ. ॥ ૧૭ ॥**

આને માટે કંઈ સ્થાન વિશેષ તો છે નહિ. એથી એને બીજે સ્થાને કરતાં તેમાં ફેર ન કરવો જોઈએ. કારણકે ગ્રીવા-ડોક, કમરની ઉપરનો ભાગ, ઊરુ અને બાહુ મૂળમાં જગા વધારે જોઈ લાંબી ન કરતાં બે કિંવાં ત્રણ આંગળને સુમારે કોમળ રેખા નખાગ્રથી કરવી.

**વ્યાઘ્ર નખક**

**सैव वक्रा व्याघ्रनखकमास्तनमुखम ॥ १८ ॥**

**તેજ રેખા જો વાંકી થઇને સ્તનના અગ્રભાગ પરથી ગઈ હોય તો તેને 'વ્યાઘ્રનખક' કહે છે. ॥ ૧૮ ॥**

નખક્ષતની રેખા સ્તનના અગ્રભાગથી નીકળી આગળ વક્રાકાર થતી ગઈ હોય તો તે વાઘનખ નામનું ભૂષણ જેમ કંઠની શોભા વધારે છે તેમ આ સ્તનાગ્રની શોભા વધારે છે.

મયૂર પદક

**पञ्चभिरपि नखैर्लेख   चूचुकाभिमुखी मयूरपदकम् ॥१९॥**

**પાંચે નખથી કાઢેલી રેષા સ્તનાગ્ર—ડીંટી—તરફ જતી હોય તો તેને 'મયૂરપદક' કહે છે. ॥ ૧૯ ॥**

સોયની જેવા અણીદાર પાંચ નખો એકઠા કરીને સ્તનના અગ્ર ભાગ ડીંટડીના કાળા ભાગ પર અંગૂઠાનો નખ રાખી બાકીની આંગળિયોને સ્તન તરફ ખેંચવાથી મોરના પગ જેવી આકૃત્તિ થાય છે તેને મયૂરપદક કહે છે.

શશપ્લુતક

**तत्संप्रयोगश्लाघायाः स्तनचूचुके संनिकृष्टानि पञ्चनखपदानि शशप्लुतकम् ॥ २० ॥**

**જે નાયિકા નાયકના સંપ્રયોગને સ્તુતિનો વિષય સમજે છે તેવી નાયિકાના સ્તનની ડીંટડીની આગળ પાંચ નખથી પાસે પાસે કરેલી આકૃતિને 'શશપ્લુતક' કહે છે. ॥ ૨૦ ॥**

નાયકના સહવાસની સ્તુતિ કરતી હોય તેવી નાયિકાના સ્તનની ડીંટડીના ભાગ પર શશપ્લુતક કરવું. કારણકે નાયક નખથી સ્તનને ઘેરી લે એ સર્વ સ્ત્રીઓને પસંદ છે—તેથી આનંદિત થાય છે. પાંચે નખાગ્રને એકત્ર કરી, જોરથી દબાવી, તેનું ચિન્હ ઊંડી નીકળતાં જે આકાર જણાય છે તેને શિશપ્લુતક કહે છે. કારણકે તે સસલાના પંઝાને મળતી આવે છે.

ઉત્પલપત્રક

**स्तनपृष्ठे मेखलापथे चोत्पलपत्राकृतीत्युत्पलपत्रकम् ॥ २१ ॥**

**સ્તનપર અને કમરપર જ્યાં મેખલા બાંધવામાં આવે છે ત્યાં કમળના પાંદડાંની માફક જે નખક્ષત કરવામાં આવે છે તેને 'ઉત્પલપત્રક' કહે છે. ॥ ૨૧ ॥**

કમળપત્રની આકૃતિના જેવું આ નખક્ષત હોય છે સ્તન પર એકજ

કરવું, પણ મેખલા જ્યાં બાંધવામાં કે પહેરવાના ભાગમાં વાંકા રાખેલા કમળપત્રની માળાની શોભા આવે માટે ત્યાં વધારે કરવા. સૂત્રમાં 'મેખલાપથ' લખ્યું છે. સ્થળ નિર્દેશથી અનેક નખક્ષત હોવા જોઈએ એમ સૂત્રકાર સૂચિત કરે છે. નાભિસ્થાન આગળ પૂર્વે કહ્યું તે મંડળ નખક્ષત માળામાના મધ્યમણિની માફક શોભે છે જ્યારે ઉત્પલપત્રક કમળની વાંકી માળાની માફક શોભે છે. આટલો ફરક એ બન્ને નખક્ષત વચ્ચે છે.

સ્મરણીયક

ऊर्वोः स्तनपृष्ठे च प्रवासं गच्छतः स्मरणीयकं संहताश्चतस्रस्तिस्रो वा लेखा इति नखकर्माणि ॥ २२ ॥

**પરદેશ જનાર પુરુષ સ્ત્રીના ઊરુ વા સ્તનપર સ્મારક—યાદગારી માટે જે નખક્ષત કરે છે તેને 'સ્મરણીયક' કહે છે. આ નખક્ષતમાં ત્રણ કે ચાર રેખાઓ પાસે પાસે હોય છે. ॥ ૨૨ ॥**

પરદેશ ગયેલાનું સ્મરણ કરાવે તેવા પ્રકારના નખક્ષતને 'સ્મરણીયક' કહે છે. 'સ્મરણીયક' શબ્દ "कृत्यल्युटोबहुलम्" । ३ । ३ । ११३ ॥ પાણિની સૂત્ર પ્રમાણે થાય છે. પ્રચ્છન્ન નાયક (જારપુરુષ) વિદેશ જતી વખતે, નાયિકાના જઘન પર ચિહ્ન કરે છે. ખુલ્લંખુલ્લા જનાર પુરુષ સ્તન પર નખક્ષત કરે છે. આ નખક્ષતમાં રેખાઓ વચ્ચે અંતર ન રહેતાં બહુ પાસે પાસે હોવી જોઈએ. આ નખક્ષતનું મુખ્ય પ્રયોજન મંગળ એ જ છે. આમ કરવાથી વિયોગ વિધારે દિવસ નહિ:સહન કરવો પડે એવી નાયકની માન્યતા હોય છે. જો પ્રવાસ લાંબો હોય તો ચાર રેખા કરવી અને ટૂંકો હોય તો ત્રણ કરવી. અર્ધચંદ્રાદિ વગેરે નખક્ષત ઉપર કહ્યું તેમ નાયકો કરે છે તે પ્રમાણે દેશકાલાનું સાર નાયિકા તરફથી પણ થઈ શકે છે.

**નખચ્છેદના ભેદ સમાપ્ત.**

અરૂપી નખક્ષતમાં કોઈ પણ જાતનો આકાર ન હોવાથી તેના સ્થાન માટે કંઈ ખાસ નિયમ નથી. અરૂપી નખક્ષતનો ઉપયોગ આગળ કહેલા કોઈ પણ સ્થાન પર કરી શકાય છે.

કામસૂત્રમાં નખક્ષતનું વર્ણન કરવામાં આવ્યું, તે વર્ણન પ્રમાણે બીજા આકૃતિ નખક્ષત સંભવે છે તેથી સૂત્રકાર તે જણાવે છેઃ—

**आकृतिविकारयुक्तानि चान्यान्यपि कुर्वीत ॥ २३ ॥**

**આકૃતિ વિશેષયુક્ત બીજાં નખક્ષત કરવાં. ॥ ૨૩ ॥**

ફૂલ, પાન, કળશ, પક્ષી વગેરે પદાર્થના આકારના ભિન્નભિન્ન નખક્ષત કરવા. આ પરથી આઠ કરતાં વધારે નખક્ષતના પ્રકાર થઈ શકે છે. તે સૂત્રકારે સૂચવ્યું.

**विकल्पानामनन्तत्वादानन्त्याच्च कौशलविधेरभ्यासस्य च सर्वगामित्वाद्रागात्मकत्वाच्छेद्यस्य प्रकाशन् कोऽभिसमीक्षितुमर्हतीत्याचार्याः ॥ २४ ॥**

**આચાર્ય કહે છે કે, નખક્ષતના ભેદ અનંત છે. તેમાં તેનું કૌશલ્ય—તે કરવાની ચતુરાઈ—અનંત પ્રકારનું છે. આ કુશળતા માટે અભ્યાસની જરૂર છે. ઘણીવાર નખક્ષત કામાંધતાને લઇને કરવામાં આવે છે. આ કારણથી એના ભેદનું નિરીક્ષણ કરવા કોણ સમર્થ છે? ॥ ૨૪ ॥**

ભેદોના સંબંધમાં આચાર્યોનો મત છે કે આઠભેદ ઠીક છે. વધારે ન માનવા પણ અગાડી સૂત્રમાં બતાવ્યા પ્રમાણે તેના ભેદ અનંત છે અને તેનું પૂરેપૂરું નિરીક્ષણ કોઇ કરી શકે નહિ. આ પ્રકારનું નિરીક્ષણ કરનારે પ્રથમ કુશળતા મેળવવી જોઈએ. તે કુશળતા પણ નખક્ષતના પ્રકાર પ્રમાણે

અનંત પ્રકારની હોવી જોઈએ. આ કુશળતા મેળવવા માટે અભ્યાસની જરૂર છે. આમાં એકાંગી અભ્યાસ ચાલે નહિ—તે સર્વાંગી જોઈએ. આ સર્વ કરવા માટે સમય અને શ્રમની પણ પુષ્કળ જરૂર છે. આ સર્વ કરવાને ઉત્સાહથી કોણ પ્રવૃત્ત થાય! કોઈનામાં એવી ઉત્સાહની પ્રવૃત્તિ જોવામાં આવતી નથી, આથી કરીને નખક્ષતના પ્રકારનું સવિસ્તાર નિરીક્ષણ કરવું અને તે પ્રમાણે તેનું વર્ણન કરવું શી રીતે શક્ય છે? બીજી એ વાત પણ છે કે કામમાં અંધ થઈ કેટલાક નખક્ષત કરે છે. કામાંધ પુરુષો નખક્ષતની જે આકૃતિ કરે છે તે લક્ષણ પ્રમાણે વિશિષ્ટ આકૃતિ શી રીતે હોઈ શકે, માટે "નખક્ષતના આઠ પ્રકાર હોવા જોઈએ. વધારે નહિ." એમ કોણ કહી શકે?

**भवति हि रागेऽपि चित्रापेक्षा वैचित्र्याच्च परस्परं रागो जनयितव्यो, वैचक्षण्ययुक्ताश्च गणिकास्तत्कामिनश्च परस्परं प्रार्थनीया भवन्ति, धनुर्वेदादिष्वपि हि शस्त्रकर्मशास्त्रेषु वैचित्र्यमेवापेक्ष्यते किं पुनरिहेति वात्स्यायनः ॥ २५ ॥**

**( પૂર્વ સૂત્રના ઉત્તરમાં ) મહર્ષિ વાત્સ્યાયન કહે છે કે સામાન્ય વ્યવહારમાં વિચિત્રતાની ઇચ્છા રહે છે તો પ્રેમવિષયમાં પણ તેવી અપેક્ષા રહે. વિચિત્રતા લઇને સ્ત્રી–પુરુષમાં પરસ્પર રાગની ઉત્પત્તિ કરવી પડે છે. ક્રિયાભેદોમાં વિચિત્રતાનું જ્ઞાન ધરાવનાર પુરુષની વેશ્યા પણ કામના કરે છે. ધનુર્વેદ જેવી શસ્ત્રવિદ્યામાં પણ શસ્ત્ર ચલાવવાની વિચિત્રતાની આવશ્યકતા છે, તો કામશાસ્ત્રમાં વિચિત્રતાની આવશ્યકતા શા માટે ન હોય? ॥ ૨૫ ॥**

'હી' જે સૂત્રમાં છે તે નિશ્ચતા જણાવવા માટે છે, પ્રેમ વ્યક્ત કરવામાં તેજ પ્રમાણે નખક્ષત કરવામાં વિચિત્રતાની જરૂર છે. 'રાગકાળમાં પણ' એમ કહ્યું છે એનો અર્થ એ છે કે અરાગ કાળમાં પણ રાગ કૃત્રિમ

હો કે સ્વાભાવિક હો, તે રાગ પછી, સુરતક્રિયા શરૂ થયા પછી, જેમ જેમ તે વધે છે તેમ તેમ તે વધતા જતા રાગમાં નખક્ષતમાં વિચિત્રતાની જરૂર છે. નખક્ષતમાં વિચિત્રતા જણાવનાર જનો ચતુર હોય છે. વૈચિત્ર્ય નિપુણ દેવદત્તા સરખી વેશ્યા અને તેના પર પ્રેમ કરનાર વૈચિત્ર્યકુશળ મૂળદેવ જેવા કામી જનો વિશિષ્ટ પ્રકારના સંભોગ સુખની અભિલાષા રાખતા હોવાથી પરસ્પરને પ્રાર્થનીય હોય છે. ખરેખર રસિક સિવાય બીજા પાસેથી ઇષ્ટ સંભોગની પ્રાપ્તિ થનાર નથી, માટે એવો સંબંધ નહિ જોઈએ, એમ તેમને ભાસે છે. સ્ત્રી અને પુરુષ બન્ને ચતુર હોય તો સુરતમાં વૈચિત્ર્ય હોય છે અને તેને લઈને પરસ્પર પ્રેમ ઉત્પન્ન થાય છે બીજાં શાસ્ત્રોની સમાનતા બતાવી સૂત્રકાર ઉદાહરણ પૂર્વક જણાવે છે વિદ્યા બે પ્રકારની છે—એક કર્મવિદ્યા અને બીજી જ્ઞાનવિદ્યા. ધનુષ્ય ખડ્ગ વગેરે શસ્ત્રવિદ્યા એ કર્મવિદ્યા છે. માનસ વ્યાપારજન્ય કામશાસ્ત્ર એ જ્ઞાનવિદ્યા છે. શસ્ત્રકર્મના ધનુર્વેદ આદિમાં વિચિત્રતાની આવશ્યકત હોય છે. ધનુર્વિદ્યામાં શત્રુએ ફેંકેલા બાણને મધ્યે જ તોડી પાડવું, કિંવ શત્રુ પર એક સામટાં અનેક બાણનો વર્ષાવ કરવો, વગેરે વૈચિત્ર્ય દાખવવુ પડે છે. જો ધનુર્વિદ્યામાં વૈચિત્ર્યની આવશ્યકતા છે તો માનસ વ્યાપાર જન્ય કામશાસ્ત્રમાં વૈચિત્ર્યની કેટલી આવશ્યકતા છે તે કથવાની જરૂર નથી કામશાસ્ત્રમાં—(કામકળામાં) ભિન્નભિન્ન પ્રકારનું વૈચિત્ર્ય ન હોય તે અનાગરિક વચ્ચે ભેદ જેવું કંઈ રહેશે નહિ.

**પરસ્ત્રીને નખક્ષત ક્યાં કરવું**

**न तु परपरिगृहीतास्वेवं कुर्यात्, प्रच्छन्नेषु प्रदेशेषु तासामनुस्मरणार्थं रागवर्धनाच्च विशेषान्दर्शयेत् ॥ २६ ॥**

ચિહ્નોમાં સર્વત્ર વિચિત્રતા છે તેમ તેનો નિષેધ પણ છે તે સૂત્રકાર સ્પષ્ટ કરે છે:—

**પરસ્ત્રીમાં નખક્ષતનું ચિન્હ કરવું નહિ. પોતાના સ્મારણ**

**માટે—યાદગીરી માટે-કિંવા પ્રેમની વૃદ્ધિ માટે નખચ્છેદનું વૈચિત્ર્ય દાખવવું હોય તો ગુપ્ત ભાગ પર કરવું. ॥ ૨૬ ॥**

કામકળામાં પ્રવીણ હોય છતાં પરસ્ત્રીનો ઉપભોગ ચોરી છૂપીથી કરવાનો હોય છે, આથી તેના અંગપર નખક્ષત કરવા નહિ. જો કરવા જ હોય તો ઊરુ, નિતંબ સરખા ગુપ્ત ભાગ પર કરવા, એમ કરવાથી તે ચિહ્નના દર્શનથી સ્ત્રીને પોતાના પ્રિયકરનું સ્મરણ થતાં મનમાં પ્રીતિ ઉત્પન્ન થાય છે. પરપુરુષ સાથે સમાગમ રોજ ને રોજ શકય ન હોવાથી નખચ્છેદથી પુરુષનું સ્મરણ થાય છે. આ સ્મરણ પણ વિશેષ આનંદ આપનારું થઈ પડે છે. સંભોગ વખતે વીર્યપતનનો આનંદ મળતી વખતે પ્રિયકરે કરેલા નખક્ષતનું સ્મરણ પણ આનંદ આપે છે.

**नखक्षतानि पश्यन्त्या गूढस्थानेषु योषितः ।**
**चिरोत्सृष्टाऽप्यभिनवा प्रीतिर्भवति पेशला ॥ २७ ॥**

પ્રિયકરનું સ્મરણ આનંદદાયક હોવાને લીધે સૂત્રકાર તે સ્મરણની સ્તુતિ અન્વયવ્યતિરેકથી કહે છેઃ—

**ગુપ્ત સ્થાનોમાં નખક્ષત જોઇને ઘણા દિવસની વિછૂટી ગયેલી પ્રીતિ પણ નવી—સતેજ—થાય છે. ॥ ૨૭ ॥**

પ્રથમ સમાગમ વખતે જેવી પ્રીતિ હોય છે તેવી પ્રીતિ નખક્ષતને જોઈ સ્ત્રીના મનમાં પુનઃ સતેજ થાય છે.

**चिरोत्सृष्टेषु रागेषु प्रीतिर्गच्छेत्पराभवम् ।**
**रागायतन संस्मारि यदि न स्यान्नखक्षतम् ॥ २८ ॥**

**રાગ સ્થાન—પ્રીતિ સ્થાનનું સ્મરણ આપનાર નખક્ષત જો ન હોત, તો, લાંબા કાળથી છૂટી ગયેલ પ્રીતિ નષ્ટ થઇ જાત. ॥૨૮॥**

સૌંદર્ય, તારુણ્ય, ગુણ એ સર્વનું આશ્રયસ્થાન એવું પ્રિયકરનું સ્મરણ આપનાર નખક્ષત જો ન હોત તો સમાગમ થયા પછી છૂટી ગયેલી પ્રીતિ નષ્ટ થઈ જાય.

**पश्यतो युवतिं दूरान्नखोच्छिष्टपयोधराम् ।**
**बहुमानः परस्यापि रागयोगश्च जायते ॥ २९ ॥**

આ પ્રમાણે અન્વયવ્યતીરેકથી કર્યા પછી સૂત્રકાર સામાન્યતઃ તેની સ્તુતિ કરે છે.

**નખચ્છેદથી ભરેલાં સ્તનોવાળી યુવતિ દૂરથી દૃષ્ટિએ પડતાં પર પુરુષના મનમાં તેને માટે આદર અને પ્રેમ ઉત્પન્ન થાય છે. ॥૨૯॥**

જે સ્રીનાં સ્તનો પર નખક્ષતનાં ચિહ્ન જણાય છે, તે સ્રીનો ઉપભોગ પોતાને ન મળ્યા છતાં તેને વિષે જોનારને મનમાં આદર અને પ્રેમ ઉત્પન્ન થાય છે.

**पुरुषश्च प्रदेशेषु नखचिह्नैर्विचिह्नितः ।**
**चित्तं स्थिरमपि प्रायश्चलयत्येव योषितः ॥ ३० ॥**

**પુરુષનાં ભિન્ન ભિન્ન અંગોમાં અંકિત થયેલાં નખચિહ્ન સ્રીઓના મનને ચંચલ કરે છે—હુલાવી મૂકે છે. ॥ ૩૦ ॥**

જે પ્રમાણે સ્રીને જોઈ પુરુષના મનમાં રાગ ઉત્પન્ન થાય છે તેજ પ્રમાણે નખચિહ્નથી અંકિત પુરુષનું શરીર દષ્ટિયે પડતાંની વાર તપશ્ચર્યાથી સ્થિર થયેલું સ્રીનું અંતઃકરણ પણ ચંચળ થઈ જાય છે.

**नान्यत्पटुतरं किञ्चिदस्ति रागविवर्धनम् ।**
**नखदन्तसमुत्थानां कर्मणां गतयो यथा ॥ ३१ ॥**

**નખક્ષત અને દંતક્ષત એના જેવું પ્રેમની વૃદ્ધિ કરનારું બીજું કુશળ સાધન નથી. ॥ ૩૧ ॥**

પ્રેમવૃદ્ધિના જે અનેક ઉપાય છે, તેમાં પ્રેમવૃદ્ધિને અતિશય યોગ્ય તો નખક્ષત અને દંતક્ષત છે. એના જેવો બીજો ઉપાય નથી. નખક્ષત પ્રમાણે રાગવૃદ્ધિનું કામ દંતક્ષત પણ કરે છે. એ સૂચવવા માટે દંતક્ષતનું અહીં ગ્રહણ કરવામાં આવ્યું છે. નખક્ષત કિંવા દંતક્ષત પરસ્પરના શરીર પર દૃષ્ટિએ પડતાં જે રીતે પ્રેમની વૃદ્ધિ કરે છે તે રીતે સંભોગ પ્રસંગે પ્રેમની વૃદ્ધિ કરનાર બીજું સાધન નથી.

**इति श्रीवात्स्यायनीये कामसूत्रे सांप्रयोगिके
द्वितीयमधिकरणं चतुर्थोऽध्यायः ।**

શ્રી વાત્સ્યાયન કામસૂત્રના સાંપ્રયોગિક નામના દ્વિતીય અધિકરણનો
નખચ્છેદ નામનો ચોથો અધ્યાય સમાપ્ત.

# पञ्चमोऽध्यायः

## दशनच्छेद्य प्रकरणम्

## દશનચ્છેદ્ય

### દંતક્ષતનાં સ્થાન

ગયા પ્રકરણમાં નખચ્છેદ્યની હકીકત આપી ગયા પછી તે નખક્ષત કરતાં પણ અધિક મહત્ત્વના દંતક્ષતની માહિતી આપવાની છે. આ માહિતી આપતાં એટલું જરૂરનું છે કે દંતક્ષતથી માંડી આલિંગન આદિ જે પ્રકાર છે. તેનો પ્રયોગ–દેશ–ચાલ અને રુચિ પ્રમાણે કરવાનો છે. તેમ થાય તો જ પ્રેમની વૃદ્ધિ થાય, નહિ તો નહિ. આથી ભિન્નભિન્ન દેશમાં રીતરિવાજ શા છે તેની પણ હકીકત જાણવાની જરૂર છે. આથી ભિન્નભિન્ન દેશના આચારની માહિતી અને દંતક્ષતના ભિન્નભિન્ન પ્રકાર એવાં બે પ્રકરણ આ અધ્યાયમાં છે.

દંતક્ષતનો વિષય શો, તેનું સ્વરૂપ કેવું છે, કયે સમયે દંતક્ષત કરવા, આ બાબતનો પૂર્વે ઉલ્લેખ ન થયેલો હોવાથી પ્રથમ દંતક્ષતનાં સ્થાન સૂત્રકાર જણાવે છે.

**उत्तरोष्ठमन्तर्मुखं नयनमिति मुक्त्वा चुम्बनवद्दशनरदनस्थानानि ॥ १ ॥**

**ઉપરનો ઓઠ, જીભ અને આંખોને છોડી દેતાં ચુંબનની માફક બીજાં સર્વ દંતક્ષતનાં સ્થાનો છે. ॥ ૧ ॥**

ઉપરના હોઠનું ચુંબન લેવામાં ત્રાસ પડે છે, તે જ પ્રમાણે તેના પર દંતક્ષત કરતાં પણ ત્રાસ થાય છે. આજ કારણથી ઉપરના હોઠનો સમાવેશ કર્યો નથી. આજ પ્રમાણે મુખની અંદરની જીભ અને અન્ય ભાગને પણ દાંતથી સ્પર્શ કરવો અશક્ય છે. આજ પ્રમાણે આંખોમાં દંતક્ષત કરવાનું અશક્ય જ છે. આજુબાજુના ભાગ પર કરવાથી મુખ કદરૂપું

થવાનો સંભવ છે, ઉપરાંત ત્રાસદાયક છે. ઉપરનો હોઠ, મુખની અંદરની જીભ વગેરે ભાગ તેમજ આંખો. આ ત્રણ સ્થાન છોડી, કપાળ, અધરોષ્ઠ, ગાલ, વક્ષઃસ્થળ, અને સ્તન એ દંતક્ષતનાં સ્થાન છે. લાટદેશના લોકો ઊરુસંધિ, બાહુસંધિ અને નાભિમૂળ એ જગ્યાએ દંતક્ષતનો પ્રયોગ કરે છે, પણ અન્ય દેશના લોકો આ સ્થળે દંતક્ષતનો પ્રયોગ કરતા નથી. ચુંબન અને દંતક્ષતનો વિષય એક હોવાથી ચુંબનની માફક તેના સર્વ પ્રયોગ કરવા. ચુંબન પ્રકરણ પછી તરત જ દંતક્ષતનો વિચાર કરવાની જરૂર હતી. પરંતુ, ઉત્તરોત્તર અધિક વૈચિત્ર્ય નિર્માણ થતું જાય છે, તે બતાવવા માટે ચુંબન પછી નખક્ષત અને નખક્ષત પછી દંતક્ષતનું વર્ણન કર્યું છે. મૂળ સૂત્રમાં 'દશનરદન સ્થાનાનિ' એમ શબ્દ છે એનો અર્થ દંતક્ષતના સ્થાનો એમ થાય છે.

**સારા દાંત કેવા હોય ?**

**समाः स्निग्धच्छाया रागग्राहिणो युक्तप्रमाणा निश्छिद्रास्तीक्ष्णाग्रा इति दशनगुणाः ॥ २ ॥**

સૂત્રકાર દાંતના ગુણ નીચે પ્રમાણે જણાવે છેઃ—

**સરખા—બરાબર પરિમાણના—ચમકદાર, તાંબૂલ ભક્ષણથી સુંદર રંગવાળા, બહુ મોટા તેમ બહુ નાના નહિ, વચમાં ફાટ વગરના, અને અણીદાર એવા દાંત હોવા જોઈએ.* ॥ ૨ ॥**

દાંતની ઊંચાઈ જો સરખી ન હોય તો તેનાથી દંતક્ષત બરાબર નહિ થઈ શકે. દાંતની કાંતિ પણ ચમકદાર હોવી જોઈએ. પાન ખાધા પછી દાંત પર લાલ રંગ બેસવો જોઈએ—કાં ફૂલની કળીની માફક સફેદ ન રહેવા જોઈએ. આ બે ગુણ દાંતની શોભાને વધારનાર છે. યોગ્ય

---

× 'કંદર્પ ચૂડામણિ'માં પણ દાંતના ગુણ જણાવતાં કહ્યું છે કે,

समता स्निग्धाच्छाया रागग्रहण च भूरिसामर्थ्यम् ।
युक्तप्रमाणता च छिद्राभावोऽग्रतस्तैक्ष्ण्यम् ॥

પ્રમાણસર જોઈએ. અર્થાત્ કે બહુ મોટા નહિ, તેમ બહુ નાના નહિ કે ઊંચા નીચા નહિ હોવા જોઈએ. દાંતની વચ્ચે ફાટ ન હોવી જોઈએ. અર્થાત્ કે બંધબેસ્તા જોઈએ. તેનો અગ્ર ભાગ અણીદાર હોવો જોઈએ. છેવટના આ ત્રણ ગુણ દંતક્ષતને માટે તેમજ સૌંદર્ય માટે ઉપયોગી છે.

**कुण्ठा राज्युद्गताः परुषा विषमाः श्लक्ष्णाः पृथवो विरला इति च दोषाः ॥ ३ ॥**

**બુઠ્ઠા, બીજા દાંત કરતાં બહાર નીકળેલા, ખડબચડા, નાના-મોટા અને છૂટા છૂટા હોવા ન જોઈએ. ॥ ૩ ॥**

બુઠ્ઠા હોવા એ એક જાતનો દોષ છે. આવા દોષયુક્ત દાંત સારા નથી લેખાતા. કોઈ કોઈ દાંતમાં રેષા હોય છે તે દાંત પણ સારા નથી ગણાતા. આગળના સૂત્રમાં દાંતના ગુણ જણાવ્યા. ગુણથી જે વિરૂદ્ધ હોય તે દોષ સમજવા. છતાં અહીં દોષ શા માટે જણાવ્યા એમ જો કહેવામાં આવે, તો એનો ખુલાસો એ છે કે મહત્ત્વના દોષ ક્યા વિશેષ રીતે જણાવવા માટે દોષોનો અહીં સ્વતંત્ર ઉલ્લેખ છે. 'રાગ ગ્રાહિત્વ'—દાંતો પર પાનની લાલી ચઢવી જોઈએ—એ ગુણ છે. પરંતુ એનાથી ઊલટું રાગાગ્રાહિ—લાલી ન ચઢવી—એ કંઈ દોષ નથી. કારણ કે દાંત સ્વચ્છ, શુદ્ધ હોવા એ ગુણ જ છે. દાંત જો રેષાયુક્ત હોય, ખડબચડા હોય અને ઊંચા-નીચા હોય તો તેથી મોંની શોભા ઓછી થાય છે. આ દોષને લઈને દંતક્ષત પણ થઈ શકતા નથી.

**દંતક્ષતના આઠ પ્રકાર**

**गूढकमुच्छूनकं बिन्दुर्बिन्दुमाला प्रवालमणिर्मणिमाला खण्डाभ्रकं वराहचर्वितकमिति दशनच्छेदन विकल्पाः ॥ ४ ॥**

**(૧) ગૂઢક, (૨) ઉચ્છુનક, (૩) બિંદુ, (૪) બિંદુમાલા, (૫) પ્રવાલમણિ, (૬) મણિમાલા, (૭) ખંડાભ્રક, (૮) વરાહચર્વિતક આ દંતક્ષતના આઠ પ્રકાર છે. ॥ ૪ ॥**

આકાર પ્રમાણે દંતક્ષતના આઠ ભેદ થાય છે.

**ગૂઢક દંતક્ષત**

## नातिलोहितेन रागमात्रेण विभावनीयं गूढकम् ॥ ५ ॥

આ આઠ ભેદનાં લક્ષણો અને તેના પ્રયોગસ્થાન સૂત્રકાર ક્રમથી દર્શાવે છે:—

**અધિક લાલ ન હોય પણ સાધારણ રક્તવર્ણથી (દંતક્ષતનું) અનુમાન કરી શકાય તેને 'ગૂઢક' કહે છે. ॥ ૫ ॥**

ક્ષત ન હોય, કેવળ રંગ માત્ર હોય, અને તે પણ અધિક લાલ ન હોય કે જેથી દાંત લાગ્યો છે એમ સહેજ કળી શકાય નહિ. આવા દંત-ક્ષતને ગૂઢક કહે છે. આ પ્રકારનો દંતક્ષત આગળના એક મોટા દાંતથી કરવામાં આવે છે. આનું ચિહ્ન સ્પષ્ટ દેખાતું નથી તેથી એને ગૂઢક કહે છે.

**ઉચ્છુનક દંતક્ષત**

## तदेव पीडनादुच्छूनकः ॥ ६ ॥

**અધરોષ્ઠને દાબીને દંતક્ષત કરવામાં આવે તો એજ ગૂઢકને 'ઉચ્છુનક' કહે છે. ॥ ૬ ॥**

ઉપરના સૂત્રમાં જણાવેલો ગૂઢક નામનો દંતક્ષત અધરોષ્ઠ દાબીને કરે તો હોઠ સુઝી જાય છે. આને ઉચ્છુનક કહે છે.

**બિન્દુ દંતક્ષત**

## तदुभयं बिन्दुरधरमध्य इति ॥ ७ ॥

**(તે ઉભય એટલે) ગૂઢક, ઉચ્છુનક અને બિંદુ એ અધરોષ્ઠના મધ્ય ભાગમાં કરવામાં આવે છે. ॥ ૭ ॥**

બિંદુનું લક્ષણ આગળ ઉપર કહેવામાં આવશે. ગૂઢક, ઉચ્છુનક અને બિંદુ એ ત્રણ દંતક્ષત નાનાં હોવાથી અધરના મધ્ય ભાગમાં કરવામાં આવે છે.

उच्छूनकं प्रवालमणिश्च कपोले ॥ ८ ॥

ઉચ્છુકનનું ખાસ સ્થાન કહે છે.

**ઉચ્છુનક અને પ્રવાલમણિ ગાલ પર કરવા. ॥ ૮ ॥**

પ્રવાલમણિનું લક્ષણ આ અધ્યાયના ૧૦ માં સૂત્રમાં કહેવામાં આવશે. ઉચ્છુનક અને પ્રવાલમણિ એ બન્નેને કપોલ પર પણ કરી શકાય છે.

कर्णपूरचुम्बनं नखदशनच्छेद्यमिति सव्यकपोलमण्डनानि ॥९॥

કપોલ પર આ દંતક્ષત કરી શકાય છે, પરંતુ તે ડાબા કે જમણા કયા કપોલ પર? આ પ્રશ્નનો ઉત્તર સૂત્રકાર આપે છેઃ—

**કર્ણભૂષણ, ચુંબન, નખક્ષત અને દંતક્ષત એ ડાબા કપોલનાં ભૂષણ છે. ॥ ૯ ॥**

ડાબા કાન પર ધારણ કરેલું કર્ણપૂર નામનું ઘરેણું જેમ ડાબા કપોલને શોભા આપે છે તે પ્રમાણે અને તાંબૂલભક્ષણ કરીને લીધેલું ચુંબન ડાબા ગાલની શોભા છે.

**પ્રવાલમણિ દંતક્ષત**

दन्तौष्ठसंयोगाभ्यासनिष्पादनात् प्रवालमणिसिद्धिः ॥ १० ॥

**દાંત અને હોઠ એના સંયોગથી વારંવાર દાબ આપવાથી કપોલ પર જે ચિહ્ન થાય છે તે 'પ્રવાલમણિ' કહેવાય છે. ॥૧૦॥**

ઉપરનાં દાંત અને નીચેનો હોઠ કિંવા ઉપરનો હોઠ અને નીચેનો દાંત એના સંયોગથી વારંવાર દાબ આપવાથી ક્ષતના સ્થળે દાંત અને હોઠનું ચિહ્ન ગાલ પર બેસે છે, તેને પ્રવાલમણિ કહે છે.

**મણિમાલા દંતક્ષત**

सर्वस्येयं मणिमाला चेति ॥ ११ ॥

**સઘળા દાંત અને હોઠના દાબથી કપોલ પર જે અનેક ચિન્હ પડે છે ત્યારે તે 'મણિમાલા' કહેવાય છે. ॥ ૧૧ ॥**

બધા દાંત અને હોઠ એનો સંયોગ થઈ વારંવાર દાબ દેવાથી જ્યારે અનેક ચિહ્ન ગાલ પર પડી માળા જેવો આકાર ધારણ કરે છે, ત્યારે તેને ' મણિમાલા ' કહે છે.

अल्पदेशायाश्च त्वचो दशनद्वयसंदंशजा बिन्दुसिद्धिः ॥१२॥

**શરીરના થોડા ભાગની ચામડીને ખેંચી ઉપર અને નીચેના દાંતથી ક્ષત કરવામાં આવે તો તેને ' બિંદુ ' કહે છે. ॥ ૧૨ ॥**

ઉપરના બે અને નીચેના બે એમ બે દાંતના અગ્રભાગથી ગળા પર મગના આકાર જેવડો અને દાંત પર તલના આકાર જેવડો જે ક્ષત કરવામાં આવે છે તેને બિંદુ કહે છે. આનું વિલેખન શરીરના થોડા ભાગમાં થતું હોવાથી એને બિંદુ એવી સંજ્ઞા આપવામાં આવી છે. આ બિંદુમાં ઉપરના બે અને નીચેના બે એમ ચાર દાંતથી એકદમ ક્ષત થાય છે.

**બિંદુમાલા દંતક્ષત**

सर्वैर्बिन्दुमालाश्च ॥ १३ ॥

**( એક જ જગાએ ) સઘળા દાંતથી ક્ષત કરવાથી ' બિંદુમાળા ' કહેવાય છે. ॥ ૧૩ ॥**

ઉપરના તથા નીચેના દાંતોથી જો એકદમ ક્ષત કરવામાં આવે તો બિંદુઓની માળાનો આકાર થતો હોવાથી આ ક્ષતને ' બિંદુમાળા ' નામ પ્રાપ્ત થાય છે.

**બિંદુમાલા દંતક્ષતનો ઉપયોગ ક્યાં કરવો :**

तस्मान्मालाद्वयमपि गलकक्षवङ्क्षणप्रदेशेषु ॥ १४ ॥

**આ બંને માળા—મણિમાલા અને બિંદુમાલા—ગળું, કાંખ, અને જઘન પર કરવામાં આવે છે. ॥ ૧૪ ॥**

અલ્પ ત્વચા પર વિલેખન કરવા હોય તો મણિમાલા અને બિંદુમાલા એ બન્ને દંતક્ષત ગળું, કાંખ, અને જાંઘ આ ઠેકાણે કરવા કારણ કે આ સ્થાનની ચામડી ઢીલી હોય છે.

**ललाटे चोर्वोर्बिन्दुमाला ॥ १५ ॥**

**લલાટ અને ઊરુભાગપર—જાંઘ પર બિંદુમાલાનો પ્રયોગ કરવો. ॥ ૧૫ ॥**

આમાં લક્ષમાં લેવાની બાબત એ છે કે ઊરુ પર તલની પંક્તિ ઓળની માફક હોવી જોઈએ—તીરકસ કે વર્તુળ આકારની ન હોવી જોઈએ. હોઠનું ચિહ્ન આ ક્ષતમાં બેઠું ન હોય છતાં આ બિંદુમાલાનો આકાર વર્તુળ જેવો દેખાય છે.

**ખંડાભ્રક દંતક્ષત**

**मण्डलमिव विषमकूटकयुक्तं खण्डाभ्रकं स्तनपृष्ठ एव ॥१६॥**

**સ્તનના પૃષ્ઠ ભાગ પર, સૂક્ષ્મ, મધ્યમ અને મોટા દાંતથી વર્તુળના આકાર જેવો દંતક્ષત કરવામાં આવે છે તેને 'ખંડાભ્રક' કહે છે. ॥ ૧૬ ॥**

નાના, મધ્યમ, અને મોટા દાંતથી સ્તનના પૃષ્ઠ ભાગ પર ચોમેર મેઘના નાના નાના ટુકડાના આકારના જે દંતક્ષત કરવામાં આવે છે, તેને ખંડાભ્રક કહે છે. જો પુરુષે આ ક્ષત કરવો હોય તો સ્તન પર કરવો સુલભ છે, અને તે ત્યાં શોભા પણ પામે છે. જો સ્ત્રીએ કરવો હોય તો પુરુષને કંઠાલિંગન આપી તેના વક્ષઃસ્થળ પર કરવો.

**વરાહચર્વિત દંતક્ષત**

**संहताः प्रदीर्घा बह्वयो दशनपदराजयस्ताम्रान्तराला वराहचर्वितकं स्तनपृष्ठ एव ॥ १७ ॥**

**પાસે પાસે અને લાંબા લાંબા દાંતોના ચિન્હની પંક્તિઓ,**

**જેનો મધ્યભાગ દાંતોથી ચાવવાને લીધે લાલ થયો હોય, તો તેને 'વરાહચર્વિત' કહે છે. આનો પ્રયોગ સ્તન પર જ થાય છે. ॥૧૭॥**

સ્તનભાગની ત્વચાને દાંતથી ચાવીને એવી ક્ષતવાળી કરવી જેના વડે તે સ્તનપર ક્રમવાર પાસે પાસે—અંતરરહિત લાંબી લાંબી દંતક્ષતની ઓળ થાય. આ ઓળના મધ્ય ભાગમાં લોહીની તસ ભરાઈ આવી અધિક-લાલ તાંબાના રંગ જેવી દેખાય. વરાહના ચર્વણ જેવા આ દંતક્ષત જણાય છે તેથી તેને વરાહચર્વિતક કહે છે. સ્તનના ભાગ પર માંસ વધારે હોવાથી તેનો પ્રયોગ ત્યાં સહેલાઈથી થઈ શકે છે.

**तदुभयमपि च चण्डवेगयोः ॥ १८ ॥**

**ખંડાભ્રક અને વરાહચર્વિતક આ બે પ્રકારના દંતક્ષત ચંડ-વેગ સ્ત્રી–પુરુષો કરે છે. ॥ ૧૮ ॥**

**દંતક્ષત વિધિ સમાપ્ત.**

ખંડાભ્રક અને વરાહચર્વિતક આ બે જાતના દંતક્ષત પ્રબળ કામ વાસનાવાળા સ્ત્રી–પુરુષોને અનુકૂળ થઇ પડે છે. દંતક્ષતનો પ્રયોગ નાયિકા પણ કરી શકે છે, કારણ કે આ શાસ્ત્રનો અધિકાર બન્નેને છે. દંતક્ષતના અનેક પ્રકાર કહ્યા તેનો પ્રયોગ દેશકાળાનુસાર કદી કદી વિશેષ પ્રકારે કરી શકાય છે. સંપ્રયોગમાં—સ્ત્રી–પુરુષના સમાગમમાં ઉપયોગી થઈ શકે એ પ્રકારના દંતક્ષત વર્ણવી ગયા તેટલા જ છે. બળાત્કારથી કિંવા અત્યંત અભિનિવેશ થતા સ્ત્રીસંભોગમાં કે સંભોગનો યોગ મેળવવા માટે, સ્ત્રીના અંતઃકરણમાં પ્રેમ ઉત્પન્ન કરાવનાર પ્રયત્નોમાં દંતક્ષતનો ઉપયોગ નથી.

**विशेषके कर्णपूरे पुष्पापीडे ताम्बूलपलाशे तमालपत्रे चेति प्रयोज्यागामिषु नखदशनच्छेद्यादीन्याभियोगिकानि ॥ १९ ॥**

પોતાના અંતઃકરણમાં પ્રેમ ઉત્પન્ન થયો છે તે સૂચવવા માટે અને નાયિકાના મનમાં પ્રેમ ઉત્પન્ન થાય તે માટે શા પ્રયત્ન નાયકે કરવા તે સૂત્રકાર જણાવે છે.

**જેના પર પ્રેમાશક્તિ ઉત્પન્ન થઈ હોય તે નાયિકાને જતા (તેના ઉપયોગ માટે જતાં) ભોજપત્ર (જે માથા પર પહેરવામાં આવે છે.) કર્ણપુર; પુષ્પાપીડ; તામ્બુલપત્ર અને તમાલપત્ર પર નખક્ષત વા દંતક્ષત કરવાથી પોતાનો અભિપ્રાય જણાવી શકાય છે. ॥ ૧૯ ॥**

ભોજપત્ર—જેનાથી તિલકરચના કરવામાં આવે છે, તેના પર, કાન પર આભૂષણ તરીકે પહેરાતાં નીલકમલ સરખાં ફૂલ પર, ફુલોના હાર કે શેખર માથે ધારણ કરવામાં આવે છે, તેના પર તાંબૂલપત્ર પર અને તમાલ-પત્રથી બનતી અનંત લેખા પર નખક્ષત કે દંતક્ષત કરવામાં આવે તો તે વસ્તુ જેના પર પ્રીતિ છે તેની પાસે પહોંચતાં પ્રેમસંક્રમણ અને સમાગમની પ્રીતિ ઉત્પન્ન કરવામાં ઉપયોગી થઈ પડે છે. આ નખક્ષત આગલા પ્રક-કરણમાં કહેવા જોઈતા હતા, પરંતુ, દંતક્ષતથી પ્રેમોત્પત્તિ કરવામાં એનું સામ્ય હોવાથી અહીં એકત્ર નિર્દેશ કર્યો છે. "प्रयोज्यागामिषु" આ સૂત્રમાંના શબ્દ प्रयोज्या गामिष्यंति ते प्रयोज्यगामिनः तेषुः એવી રીતે વિગ્રહ કરી भविष्यति गमयादयः ૩ । ૩ । ૩ આ પાણિની સૂત્રને આધારે બનેલ છે.

દંતક્ષતનું ૧૧ મું પ્રકરણ સમાપ્ત.

देशसात्म्याच्च योषित उपचरेत् ॥ २० ॥

**દેશ્યોપચાર**

ભિન્નભિન્ન દેશની ભિન્નભિન્ન પ્રવૃતિને દેશ્ય કહે છે. દેશ્ય પ્રવૃત્તિ પ્રમાણે પ્રીતિ મેળવવાના ઉપચાર કે વિધિને દેશ્યોપચાર કહે છે આ પ્રકરણમાં દેશ્યોપચાર જણાવે છે.

**દેશ સાત્મ્યથી—ભિન્નભિન્ન દેશમાં જે આચાર તે દેશવાસીઓને ગમતા હોય, તે વડે સ્ત્રીઓને અનુકૂળ કરી લેવી. ॥ ૨૦ ॥**

મૂળ સંસ્કૃત સૂત્રમાં 'देशसात्म्यात्' શબ્દ છે વ્યાકરણ પ્રમાણે ल्यब्लन्त' પંચમી છે. મતલબ એ છે કે અનુકૂળતા બે પ્રકારની છે. સ્ત્રીના કામનું ઉદ્દીપન કરવું કે તેની પ્રીતિ પ્રાપ્ત કરવી, તેને માટે ચુંબન, નખક્ષત,

દંતચ્છેદનો એનો જે ઉપયોગ કરવાનો તે પ્રકૃતિ અનુસાર કે દેશભેદાનુસાર—સ્વભાવ પ્રમાણે—કરવો. સ્ત્રીઓની પ્રીતિ સંપાદન કરવા માટે ચુંબન વગેરેનો પ્રયોગ પુરુષે કરવો. તેજ પ્રમાણે સ્ત્રીઓએ પણ પુરુષની પ્રીતિ મેળવવા ચુંબન આદિનો પ્રયોગ સ્વભાવભેદ પ્રમાણે કરવો.

**मध्यदेश्या आर्यप्रायाः शुचुपचाराश्चुम्बननखदन्तपदद्वेषिण्यः ॥२१॥**

સર્વ દેશોમાં મધ્યદેશ પ્રધાન છે. તે દેશમાં શા ઉપચાર તેમને અનુકૂળ છે તે સૂત્રકાર પહેલાં કહે છે.

**મધ્યદેશમાં પ્રાયઃ આર્ય લોક જ રહે છે. તે પવિત્ર આચારના હોવાથી ચુંબન, નખક્ષત, દંતચ્છેદનો દ્વેષ કરે છે—તેમને પસંદ નથી ॥ ૨૧ ॥***

ઉત્તરમાં હિમાલય અને દક્ષિણમાં વિંધ્યાચળ, પશ્ચિમમાં કુરુક્ષેત્ર અને પૂર્વમાં પ્રયાગતીર્થ છે. એ પ્રદેશને મધ્યદેશ કહે છે એમ ભૃગુનો મત છે. ગંગા અને યમુનાની વચ્ચેનો પ્રદેશ તે મધ્ય દેશ, એમ વસિષ્ઠનો મત છે. આ વાત પ્રધાન રૂપથી શાસ્ત્રકારોને પણ માન્ય છે. મધ્યદેશમાં રહેનારને 'મધ્યદેસ્ત' કહેવાય છે તેમાં મોટે ભાગે આર્યો જ રહે છે. પવિત્ર આચારના સાત્વિક હોવાથી સમાગમ વખતે ચુંબન વગેરેનો તેમને તિરસ્કાર છે. કેવળ આલિંગન જ ચહાય છે. પ્રહણન માટે પણ સાધારણ પ્રવૃત્તિ હોય છે.

**वाह्लीकदेश्या आवन्तिक्यश्च ॥ २२ ॥**

**બાહ્લીક અને ઉજ્જયિની સ્ત્રીઓ પણ ચુંબનનો તિરસ્કાર કરે છે ॥ ૨૨ ॥**

---

* કંદર્પ ચૂડામણિમાં કહ્યું છે કેઃ—

उपचारो नारीणां रुचिरो देशानुसारतो भवति ।

शुचिरार्य प्रायाणां कथितोऽसौ मध्यदेश्यानाम् ॥ कं. चू. पृ. ३३

शुचिप्रचारा नखदन्त चुम्ब द्विपः स्त्रियो मध्यम देशजाताः ।

र. र.

સૂત્રને મળતો જ અર્થ છે.

ઉત્તરાપથમાં વિપાશા અને શતદ્રુ એ બે નદીના વચ્ચેના પ્રદેશને બાલ્હીક કહે છે. બાલ્હીકની તેમજ ઉજ્જયિનીની સ્ત્રીઓને પણ મધ્યદેશની સ્ત્રીઓની માફક ચુંબનનો તિરસ્કાર હોય છે.

**મધ્યદેશની સ્ત્રીઓની વિશેષતા–**

**चित्ररतेषु त्वासामभिनिवेशः ॥ २३ ॥**

**પરંતુ ચિત્રરતમાં તો તેમની રુચિ હોય છે. ॥ ૨૩ ॥**

આ અધિકરણના છઠ્ઠા અધ્યાયમાં ચિત્રરતનું વર્ણન આવે છે. ઉત્તરાખંડની અને--અવંતિ--માળવાની સ્ત્રીઓને ચિત્રરત બહુ જ ગમે છે. આ તેમને બહુ પ્રસન્ન છે.

**परिष्वङ्गचुम्बननखदन्तचूषणप्रधानाः क्षतवर्जिताः प्रहणनसाध्या मालव्य आभीर्यश्च ॥ २४ ॥**

**પૂર્વ માળવાની અને આભીરદેશની સ્ત્રીઓને આલિંગન, ચુંબન, નખક્ષત, દંતક્ષત અને સીત્કારયુક્ત સ્પર્શ—ચૂષણ ગમે છે, પણ ક્ષતમાં ઘા સહન કરતી નથી. પ્રહણનથી તે વશ થાય છે. ॥ ૨૪ ॥**

પૂર્વ માળવાની અને આભીર દેશની સ્ત્રીઓને આલિંગન ચુંબનની ઇચ્છા હોય છે. નખક્ષત અને દંતક્ષત તેમને ગમતાં નથી. ચૂષણ અને કુચમર્દનમાં રુચિ હોય છે. અને તેનાથી તે વશ થાય છે. શ્રીકંઠ અને કુરુક્ષેત્રના પ્રદેશને આભીર કહે છે.

**सिन्धुषष्ठानां च नदीनामन्तरालीया औपरिष्टिकसात्म्याः ॥२५॥**

**જેમાં સિંધુ નદ છઠ્ઠો છે—સિંધુ નદી અને પંજાબની પાંચ નદીઓના વચ્ચમાંના પ્રદેશમાંની સ્ત્રીઓને ઔપરિષ્ટક પ્રિય હોય છે. ॥ ૨૫ ॥**

વિપાટ્, શતદ્રુ, ઇરાવતી, ચંદ્રભાગા અને વિતસ્તા પંજાબની આ પાંચ નદીઓ અને છટ્ઠી સિંધુનદી, આની વચ્ચમાંના પ્રદેશમાં રહેનારી

સ્ત્રીઓ ખરવેગ હોવાથી તેમને આલિંગન અને ચુંબન કરતાં મુખ-મૈથુન અધિક પ્રિય હોય છે.

## चण्डवेगा मन्दसीत्कृता आपरान्तिक्या लाटयश्च* ॥२६॥

* વિદ્દ્દર્ય શ્રી તનસુખરામ. લાટદેશનો અર્થ આ પ્રમાણે કરે છે: लाटदेशः—भरुकच्छ, दक्षिण गुर्जरदेशः, साप्रतं 'भरुच' इति प्रसिद्धः ॥ અર્થાત્ કે લાટપ્રદેશ એટલે દક્ષિણ ગુર્જરદેશ. અપરાંત=એટલે પશ્ચિમ સમુદ્રનો પ્રદેશ. એમ ટીકાકારો કહે છે. આમાં ગુજરાત કાઠિયાવાડનો સમાવેશ થઈ જાય છે. જ્યારે વિદ્વાન શિરોમણિ શ્રી તનસુખભાઇ पश्चिम देशः—अपरान्तः कुंकुण इति ख्यातः, सह्याद्रि समुद्रयोर्मध्ये स्थितः, कोलाबा—कनारा—थाणा, रत्नागिर्याख्य प्रदेशमयः એમ જણાવે છે. આ બન્નેમાં ગુજરાતનો સમાવેશ થઈ જાય છે.

કામશાસ્ત્રના ગ્રંથોમાં દેશદેશની નાયિકાના વર્ણન છે. તેમાં ગુર્જરીના વર્ણન નીચે આપીએ છીએ:

कुवलयदलवर्णा चारुताटङ्क कर्णा
चकित हरिणनेत्रा फुल्लराज व वक्त्रा ।
लघुनिधुवन रक्ताऽकष्ट संभोग सक्ता
सुललित गतिरेषा गुर्जरी चारुवेषा ॥

प. सा.

ગુજરાતની સ્ત્રીનો વર્ણ કમળના દળના જેવો શ્યામ કે ગૌર હોય છે. સુંદર કર્ણ ફૂલોને પસંદ કરે છે. ચંચળ મૃગિના સમાન નેત્રોવાળી પ્રફુલ્લ કમળ સમાન પ્રસન્ન મુખવાળી, અલ્પ સમય મૈથુનથી સંતુષ્ટ થવાવાળી, સંભોગમાં સહજ આસક્ત થવાવાળી, સુંદર ગતિ—ચાલવાળી સુંદરવેશભૂષા કરનારી હોય છે.

उपभोगरता सुलोचना लघुसंभोगविधि प्रतोषिणी ।
शुभवेषधरा विचक्षणा कथिता सा खलु गुर्जरी बुधैः ॥ अ. रं.

ઉપભોગને વાંછનારી, સુંદર લોચનવાળી, થોડા સંભોગમાં સંતોષ પામનારી સુંદરવેષભૂષા કરવાવાળી અને વિચક્ષણ એવી ગુજરાતની સ્ત્રીઓ છે એમ ડાહ્યા વિદ્વાન કહે છે.

**અપરાંત—પશ્ચિમ સમુદ્રને કિનારે રહેવાળી તથા લાટદેશની સ્ત્રીઓ ચંડવેગ અને મંદ સીત્કાર યુક્ત હોય છે. ॥ ૨૬ ॥**

પશ્ચિમ સમુદ્રના પ્રદેશને અપરાંત કહે છે. અપરાંત દેશવાસીઓ એ જ અર્જુન પાસેથી કૃષ્ણના અંતઃપુરની સ્ત્રીઓ લૂંટી લીધી હતી. ઉજ્જયિની માળવાના પશ્ચિમ પ્રદેશને લાટ કહે છે. અપરાંત અને લાટદેશની સ્ત્રીઓ ચંડવેગવાળી હોય છે, પરંતુ દંતક્ષત, નખક્ષત, કુચમર્દન વગેરે મંદમધુર તેમને ગમે છે, દંતક્ષતથી થતા સીત્કાર પણ તેમના મંદ હોય છે.

**दृढमहणनयोगिन्यः खरवेगा एवापद्रव्यप्रधानाः स्त्रीराज्ये कोशलायां च ॥ २७ ॥**

**કોશલદેશ અને સ્ત્રીયારાજ્યની સ્ત્રીઓ ખરવેગ હોવાથી દૃઢમર્દન-પ્રહારની ઇચ્છા રાખે છે અને કામની શાંતિ માટે અપદ્રવ્ય (બનાવટી લાકડાના દંડ)નો ઉપયોગ કરે છે. ॥ ૨૭ ॥**

કોશલદેશની સ્ત્રીઓ તથા સ્ત્રીયારાજ્યની—કામરૂ પ્રદેશની સ્ત્રીઓની કામવાસના અત્યંત પ્રબળ હોવાથી આલિંગન ઉપરાંત દૃઢમર્દન પ્રહારથી સંતુષ્ટ થઈ સંભોગમાં પ્રવૃત્ત થાય છે. જે સ્ત્રીઓના ગુહ્યાંગમાં ખાજ વધારે

---

'નાગરસર્વસ્વ'માં કહ્યું છે કે લાટ—ગુજરાતની સ્ત્રીઓ નખક્ષત કે દંતક્ષતને નથી ઈચ્છતી, મૃદુ રતને ઇચ્છે છે. જ્યારે રતિરહસ્યકાર ગુર્જરીના જુદા જ ગુણ જણાવે છે.

फुल्लाति धम्मिलभरा कृशांगी पीनस्तनी चारु विलोचनाच ।
प्रियोक्तिराभ્यन्तर बाह्य भोगसक्ता विरक्ताऽपि च गुर्जरीस्यात् ॥

ર. ર.

મોટાં, મોટાં ફૂલની માફક કેશને સજીને ઓળનારી કૃશાંગી, કઠણ સ્તનોવાળી, સુંદર નયનવાળી, મીઠું બોલનારી, બાહ્ય અને અભ્યન્તર રતમાં આસક્ત, પણ કોઈ કોઈ વિરક્ત એવી ગુર્જર સ્ત્રીઓ હોય છે. આ વર્ણન કોઈ અન્ય દેશની સ્ત્રીઓનું લાગે છે કારણ કે ગ્રંથકારોના મતથી વિપરીત છે.

આવે છે. તેને ખરવેગ કહે છે. જેને ખાજ એટલી વધારે ન હોય ને રાગની અધિકતા હોય તેને ચંડવેગ કહે છે. સ્ત્રીઓમાં આ પ્રમાણે ખરવેગ અને ચંડવેગ એ પ્રમાણે બે ભેદ છે. ખરવેગ સ્ત્રીઓની પ્રબળ કામવાસના કુચમર્દન વગેરે પ્રયોગ જોરથી કરે તો પણ શાંત થતી નથી માટે કંડુ-વિવારણ કરવા—ખાજ મટાડવા તેઓ કૃત્રિમ સાધનોનો ઉપયોગ કરે છે.

**प्रकृत्या मृद्व्यो रतिप्रिया अशुचिरुचयो निराचाराश्चान्ध्य्रः ॥२८॥**

**આંધ્રદેશની સ્ત્રીઓ સ્વભાવતઃ—સ્વભાવથી જ કોમળ, સંભોગપ્રિય અપવિત્ર રુચિવાળી અને આચાર ભ્રષ્ટ હોય છે. ॥ ૨૮ ॥**

નર્મદાના દક્ષિણ તરફના દેશને દક્ષિણાપથ કહે છે. તે દક્ષિણાપથ કર્ણાટક દેશના પૂર્વ તરફના પ્રદેશને આંધ્ર કહે છે. આંધ્ર દેશની સ્ત્રીઓ સ્વભાવતઃ મૃદુ શરીરની હોય છે આથી પ્રહણન વગેરે સહન કરી શકતી નથી, પરંતુ પુરુષોના સમાગમને ચાહનારી હોય છે ( તે ટીકામાં 'પુરુષોપસૃપ્ત છે' એનો અર્થ એ થાય છે કે નિત્ય નવા નવા પુરુષને વાંછનારી ) આ ચાર વિચાર સારા નથી હોતા. લોકમર્યાદાનું ઉલ્લંઘન કરનાર હોય છે.

**सकलचतुः षष्टिप्रयोगरागिण्योऽश्लीलपरुषवाक्यप्रियाः शयने च सरभसोपक्रमा महाराष्ट्रिक्यः* ॥ २९ ॥**

**મહારાષ્ટ્રની સ્ત્રીઓ ૬૪ કળામાં આનંદ માનનારી હોય છે. અશ્લિલ અને કઠોર વાકયનો પ્રયોગ તેમને પ્રિય હોય છે, અને સંભોગક્રિયા પોતે જ જોરથી આરંભ કરે છે. ॥ ૨૯ ॥**

નર્મદા અને કર્ણાટકની વચ્ચેના પ્રદેશને મહારાષ્ટ્ર કહે છે. મહારાષ્ટ્ર દેશની સ્ત્રીઓ ચોસઠ પાંચાલી કળા અને ગીતવાદ્યમાં તેમને પ્રેમ હોય છે.

---

* નાગર સર્વસ્કાર કહે છે કે, મહારાષ્ટ કુરંગ નયના "सदा चतुःषष्टि कला प्रसक्ता" ચોસઠ કળામાં, ગાવા વગાડવામાં પ્રવીણ પરંતુ સંભોગ પહેલાં હાથની આંગળીથી દ્રવિત થવા ઈચ્છે છે.

અશ્લિલ અને કઠોર વચન બોલે છે, અને સહન કરે છે, તે તેમને પ્રિય પણ હોય છે. ધૃષ્ટતાથી પોતે સંભોગ સમયે પુરુષ પ્રત્યે જવાને ઉત્સાહથી પ્રવૃત્ત થાય છે.

**तथाविधा एव रहसि प्रकाशन्ते नागरिक्यः ॥३०॥**

**પાટલીપુત્રની સ્ત્રીઓ રુચિ અને સ્વભાવમાં મહારાષ્ટ્રના જેવી જ હોય છે, પણ તેમનો સર્વ વ્યવહાર એકાંતમાં હોય છે. ॥ ૩૦ ॥**

પાટલીપુત્રની સ્ત્રીઓ મહારાષ્ટ્રની માફક ચોસઠ કળા અને ગીત વાદ્યમાં આનંદ માને છે તે કઠોર અને અશ્લિલ વચનો બોલે છે, અને તેમની માફક વર્તે છે, પરંતુ પાટલીપુત્રની સ્ત્રીઓ લજ્જાળુ હોવાથી તેમનો વ્યવહાર એકાંતમાં જ હોય છે. મહારાષ્ટ્રીય તો એકાંતની પરવા કરતી નથી. ધૃષ્ટતા અને સાહસ તો બન્નેનું લક્ષણ છે.

**मृद्यमानाश्चाभियोगान्मन्दं मन्दं प्रसिञ्चन्ते द्राविड्यः ॥३१॥**

**દ્રવિડદેશની સ્ત્રીઓ આલિંગનથી શરૂઆત કરી ધીમે ધીમે સ્તનમર્દન કરતાં મંદ મંદ ઝરવા માંડે છે. ॥ ૩૧ ॥**

કર્ણાટકની દક્ષિણ તરફ છે તે દ્રવિડ દેશની સ્ત્રીઓ સુરતક્રિડાનો આરંભ કર્યા પહેલાં આલિંગન વગેરે પ્રયોગથી સ્તનમર્દન કરી અંતરબાહ્ય સર્વ અવયવો શિથિલ કરતાં ધીમે ધીમે ગાઢ સુખના અનુભવ વગરજ દ્રવવા માંડે છે. અને અંતે કામવેગ ઓછો થતાં તેઓ સુરતસુખનો અનુભવ લે છે. તાત્પર્ય એ છે કે એક વારના સંભોગથી ઠંડી થઈ જાય છે. એક જ સંભોગક્રિયાથી તૃપ્તિ થાય છે.

**मध्यवेगाः सर्वसहाः स्वाङ्गप्रच्छादिन्यः पराङ्गहासिन्यः कुत्सिताश्लीलपरुषपरिहारिण्यो वानवासिक्यः ॥ ३२ ॥**

**વનવાસદેશની સ્ત્રીઓ મધ્ય વેગવાળી, આલિંગનાદિ સર્વ**

**સહન કરવાવાળી, પોતાના શરીરના દોષને છુપાવનારી, બીજાના શરીરના દોષની મજાક કરનારી હોય છે, અને કુત્સિત અને અશ્લિલ પુરુષનો ત્યાગ કરનારી હોય છે. ॥ ૩૨ ॥**

કોંકણની પૂર્વ તરફના પ્રદેશને વનવાસ કહે છે. આ વનવાસ પ્રદેશની સ્ત્રીઓ ભાવ અને કાળથી મધ્યમ વેગની હોય છે. આથી નખક્ષત, દંતક્ષત, આલિંગન આદિ સર્વ સહન કરે છે. તે સ્ત્રીઓના શરીર પર કંઈ દોષ હોય તો તે છુપાવવાનો પ્રયત્ન કરે છે, પરંતુ બીજાનો જો દોષ હોય તો તેની ચેષ્ટા કરે છે, તેજ પ્રમાણે કુરૂપ અને જેનો વ્યવહાર ગ્રામ્ય હોય એવા પુરુષનો તે ત્યાગ કરે છે, અને તેની સાથે સંભોગમાં પ્રવૃત્ત થતી નથી.

**मृदुभाषिण्योऽनुरागवत्यो मृद्धङ्ग्यश्च गौड्यः ॥ ३३ ॥**

**ગૌડદેશની સ્ત્રીઓ કોમળાંગી, મૃદુભાષણ કરનારી અને પ્રેમાળ હોય છે.* ॥ ૩૩ ॥**

પૂર્વ તરફના દેશને ગૌડદેશ કહે છે. તે ગૌડદેશની સ્ત્રીઓ મૃદુભાષણ કરનારી હોય છે, પ્રેમાળ હોય છે, મૃદુ અંગવાળી હોય છે. ઉદાહરણ રૂપે આ ગુણોનો ઉલ્લેખ કર્યો છે. આ ગુણો પરથી ઈતર ગુણોની કલ્પના કરી લેવી.

**देशसात्म्यात्प्रकृतिसात्म्यं बलीय इति सुवर्णनाभो, न तत्र-देश्या उपचाराः ॥ ३४ ॥**

**દેશસાત્મ્ય (દેશને અનુકૂળ) ઉપચારો કરતાં પ્રકૃતિ સાત્મ્ય ઉપચારો વધારે બળવાન—મહત્ત્વના છે. કેવળ દેશસાત્મ્ય ઉપચાર કરવા એવો આચાર્ય સુવર્ણનાભનો મત છે. ॥ ૩૪ ॥**

---

* કામશાસ્ત્રના આચાર્યોએ દેશ પરત્વે સ્ત્રીઓના જે ભેદ અને ગુણ કહ્યા છે તેમાં થોડો થોડો મતભેદ જોવામાં આવે છે. કોઈ કોઈ અધિક ગુણ કહે છે તો કોઇ બીજા દોષ પણ જુએ છે. ગૌડદેશની સ્ત્રીઓને ચુંબનની લોભી સહુએ માની છે.

સાત્મ્ય એટલે અનુકૂળ આવનાર દેશસાત્મ્ય ઉપચાર એટલે દેશમાં પ્રચલિત રિવાજ પ્રમાણે થતા રિવાજો. પ્રકૃતિ સાત્મ્ય એટલે પ્રકૃતિને અનુસરી થતા ઉપચારો. સ્ત્રીઓને પ્રસન્ન કરવા માટે જે ઉપચાર યોજવાના હોય, તે દેશની સ્ત્રીઓને સ્વભાવને અનુલક્ષી કરવા. દેશના રિવાજ અને પ્રકૃતિમાં ફરક હોય તો દેશના રિવાજ કરતાં પ્રકૃતિને વધારે બળવાન લેખવી, અને તે પ્રમાણે ઉપાય યોજવા. દેશાનુકૂળ કરતાં સ્વભાવાનુકૂળ ઉપચાર યોજવા. બીજા આચાર્યોનો મત એવો છે કે "સ્વભાવાનુસાર ઉપચાર કરતાં દેશભેદ પ્રમાણે ઉપચાર કરવા" છતાં સુવર્ણનાભ આચાર્યનો મતનો નિષેધ કામસૂત્રકાર વાત્સ્યાયન ઋષિએ કર્યો નથી, માટે તેમને સુવર્ણનાભનો મત માન્ય છે એમ જણાય છે.

**कालयोगाच्च देशाद्देशान्तरमुपचारवेषलीलाश्चानुगच्छन्ति, तच्च विद्यात् ॥ ३५ ॥**

**કાલવશાત્ એક દેશના ઉપચાર, વેષ અને લીલા બીજા દેશમાં જાય છે તેનું પણ જ્ઞાન મેળવી લેવું. ॥ ૩૫ ॥**

સ્વદેશને છોડી પરદેશમાં જનાર સ્ત્રી–પુરુષો પોતાની સાથે પોતાની જન્મભૂમિના ઉપચાર, વેષ અને શૃંગારિક ચેષ્ટા પણ પોતાની પાછળ લેતા જાય છે. આ સર્વનું જ્ઞાન પુરુષે મેળવી લેવું જોઈએ કે સ્ત્રીના ચિત્તનું અનુરંજન કરી શકે. જો એમ ન કરે તો સ્ત્રીની જન્મભૂમિ કે સ્વભાવ વિરુદ્ધ ઉપચાર થઈ જતાં તે સ્ત્રીના ચિત્તને પ્રસન્ન કરવાને બદલે વૈગુણ્ય ઉત્પન્ન કરશે. તાત્પર્ય એ છે કે અસ્થિર ગુણો પ્રત્યે દુર્લક્ષ કરી સ્થિર ગુણો પ્રત્યે વિશેષ ધ્યાન આપવું અને સ્વાભાવિક પ્રવૃત્તિને વિરોધ ન આવે એવી રીતે તેનો ઉપયોગ કરવો.

**उपगूहनादिषु च रागवर्धनं पूर्वं पूर्वं विचित्रमुत्तरमुत्तरं च ॥३६॥**

**આલિંગનાદિ પૂર્વ–પૂર્વક્રિયા–કામવાસના ને વૃદ્ધિ કરનાર છે અને ઉત્તર–ઉત્તરક્રિયા વિચિત્ર હોય છે. ॥ ૩૬ ॥**

આલિંગન, ચુમ્બન, નખક્ષત, દંતક્ષત, પ્રહણન એ રાગને વધારનાર બાહ્યકર્મ છે. આમાં પૂર્વ–પૂર્વક્રિયા ઉત્તરકર્મની દષ્ટિએ અધિક રાગવર્ધક છે એમ સમજવું. કર્ણમધુર સીત્કાર શ્રવણ કરતાં પ્રહણન સાક્ષાત્ સ્પર્શ કરનાર હોવાથી તેનાથી અધિક રાગની વૃદ્ધિ થાય છે. પ્રહણન કરતાં દંતક્ષતમાં સ્પર્શ વધારે થાય છે. અને નખક્ષતમાં તો તેનાથી વધારે થાય છે અને નખક્ષત કરતાં ચુંબનમાં અધિક સ્પર્શ થાય છે. ઉપરાંત ચુંબન નખક્ષત જેટલું કઠોર નથી પણ મૃદુ છે. ચુંબનમાં જેટલો સ્ત્રી–પુરુષનો સ્પર્શ પરસ્પર થાય છે. તેના કરતાં આલિંગનમાં સર્વાંગ સ્પર્શ છે. આથી તે સીત્કાર વગેરે સર્વ ક્રિયા કરતાં કામવૃદ્ધિને માટે અધિક ઉપયોગી છે. આ છ કર્મ પૂર્વ–પૂર્વકામવાસનાને પ્રદીપ્ત કરનારા છે. તેમ ઉત્તરોત્તર વિચિત્ર છે. આલિંગન કરતાં ચુંબન જરા વિચિત્ર ચુંબન છે. એટલે કુટિલકર્મ ચુંબન કરતાં નખક્ષત વધારે કુટિલ છે. નખક્ષત કરતાં દંતક્ષત વધારે કુટિલ છે. અને દંતક્ષત કરતાં પ્રહણન, તે એથી વધારે કુટિલ છે. પ્રહણન કરનારે–પ્રહાર કરનારને હસ્ત લાઘવ–હાથની સફાઈ–બતાવવું પડે છે. અને તે પ્રહારકર્મ માર્દવનો પરિહાર કરી કામવાસનાને પ્રદીપ્ત કરે છે. આ પ્રહણન કરતાં સીત્કારમાં કુટિલતા અધિક હોવાથી તેનો ઉપદેશ કરવાથી પણ તેનું જ્ઞાન થવું કઠિન છે.

**वार्यमाणश्च पुरुषो यत्कुर्यात्तदनु क्षतम् ।**
**अमृष्यमाणा द्विगुणं तदेव प्रतियोजयेत् ॥ ३७ ॥**

ઉપચારોને માટે એમ કહેવામાં આવ્યું છે કે એનો ઉપયોગ દેશ અને પ્રકૃત્તિની અનુકૂળતા જોઈ કરવો. આમ કરતાં નખક્ષત કિંવા દંતક્ષતથી તેમની વચ્ચે કલહ થવાનો સંભવ છે. પણ આ પ્રણયકલહ હોવાથી કલહને લઈને પ્રેમ સ્થિર શી રીતે કરવો આ વિવેચન કરે છે. પ્રેમ કલહ કે પ્રણયકલહ બે પ્રકારનો હોય છે, એક એકાંત સેવનમાં થાય છે અને બીજો ખુલ્લો પ્રકટ રીતે થાય છે. આમાંથી પહેલો પ્રકાર સૂત્રકાર વર્ણવે છે.

**સ્ત્રીની ઇચ્છા વિરુદ્ધ—તેના રોકવા છતાં જો પુરુષ ક્ષતાદિ કંઈ કરે તો તે બદલ સ્ત્રીએ તેના જેવા બમણા ક્ષત કરવા. ॥ ૩૭ ॥**

હાથની ચેષ્ટાથી કે વાણીથી સ્ત્રી નિષેધ કરે છતાં જો બળાત્કારથી નાયક નખક્ષતાદિ વ્યાપાર કરે તો સ્ત્રીએ તેની ક્ષમા ન કરતાં નાયકના શરીરપર બમણા નખક્ષતાદિ કરવા. પરંતુ સ્વભાવને—પ્રકૃતિને અનુકૂળ લાગવાથી જો ક્ષતાદિનો નિષેધ ન કરવામાં આવે તો '**कृते प्रतिकृतं कुर्यात्**' એ સામાન્ય ન્યાયથી સ્ત્રીએ પુરુષના શરીર પર ક્ષત કરવા, પણ તે બમણા કરવા નહિ અથવા નાયક સાથે કલહ પણ કરવો નહિ.

**बिन्दोः प्रतिक्रिया माला मालायाश्चाभ्रखण्डकम् ।**
**इति क्रोधादिवाविष्टा कलहान्प्रतियोजयेत् ॥ ३८ ॥**

દંતક્ષતમાં બિંદુમાળા આદિ પ્રકાર જે પહેલાં કહ્યા છે તેમાંથી ક્યા ક્યા પ્રકાર બમણા થઈ શકે તે સૂત્રકાર કહે છે.

**બિંદુના બદલામાં માળા, માળાના જવાબમાં અભ્રખંડક આ પ્રમાણે ક્રોધાવિષ્ટ થઈ હોય એમ દેખાડી નાયક સાથે પ્રેમ કલહ કરવો. ॥ ૩૮ ॥**

નાયકે જો બિંદુ નામનો નખક્ષત કર્યો હોય તો તેના બદલામાં નાયિકાએ બિંદુમાળા નામનો નખક્ષત કરવો. જો તે બિંદુમાળા કરે તો તેના પ્રતિકારમાં અભ્રખંડક કરવો. જો તે અભ્રખંડક કરે તો તેના જવાબમાં વરાહચર્વિતક કરવો. આ પ્રમાણે ગૂઢના જવાબમાં ઉચ્છૂનક, ઉચ્છૂનકના બદલામાં પ્રવાળમણિ, પ્રવાળના પ્રતિકારમાં મણિમાળા, મણિમાળાને માટે બિંદુ કરવો. આમાં પહેલા ચાર ક્ષત ત્વચા પર કરવા જેવા છે, બાકીના ત્વચા છોડીને બીજે કરવા યોગ્ય છે. ક્રોધાવિષ્ટ થઈ હોય અર્થાત્ કે ક્રોધનો ખોટો ડોળ કરી પ્રેમની વૃદ્ધિ માટે નાયિકાએ નાયક સાથે કલહ કરવો.

**सकचग्रहमुन्नम्य मुखं तस्य ततः पिबेत् ।**
**निलीयेत दशेच्चैव तत्र तत्र मदेरिता ॥ ३९ ॥**

**નાયકના કેશ પકડી, તેનું મોં ઊંચું કરી નાયિકાએ તેના અધરનું પાન કરવું. નાયકને ગાઢ આલિંગન આપવું, અને મદથી છકીને નાયકના શરીર પર ઠેકાણે ઠેકાણે દંતક્ષત કરવા. ॥ ૩૯ ॥**

નાયિકાએ નાયકના કેશ એક હાથથી ચતુરાઈથી પકડવા બીજા હાથથી હડપચી ઊંચું કરી અધરપાન નામના ચુંબનના પ્રકારથી નાયકના મૂખનું પાન કરવું. શરીર નાયકના શરીરમાં ચોટી જાય એવું ગાઢ આલિંગન કરવું, અને તેણે પોતાના શરીર પર ક્ષત કર્યા હોય તે સ્થાને મદથી છકીને દંતક્ષત કરવા. આવી ક્રિયાની સામે ક્રિયા—પ્રતિક્રિયા કરવાથી ઉભયને સુખ થાય છે.

**उन्नम्य कण्ठे कान्तस्य संश्रिता वक्षसः स्थलीम् ।**
**मणिमालां प्रयुञ्जीत यच्चान्यदपि लक्षितम् ॥ ४० ॥**

હવે બીજી વિધિ બતાવે છે:—

**નાયકના વક્ષઃસ્થળ પર સંશ્રિત થઇને, તેના મુખને ઊંચું કરી મણિમાળા નામનો દંતક્ષત કિંવા બીજો કોઇ ઇષ્ટ જણાય તે દંતક્ષત નાયકની ગરદન પર કરવો. ॥ ૪૦ ॥**

નાયકના વક્ષઃસ્થળનો આશ્રય લઈ—ઉપર પડી. એક હાથથી કંઠમાં વેષ્ટિત કરી, બીજા હાથથી ચિબુક—હડપચીને ઊંચી કરી, પ્રિયકરના ગળામાં મણિમાળા નામનો દંતક્ષત કરવો અથવા બીજો કોઈ ઇષ્ટ જણાય તેવો દંતક્ષત કરવો. તાત્પર્ય એ છે કે આ ક્ષત કરવામાં કંઈ વિલક્ષણતા—વિચિત્રતા જણાવવી જરૂરની છે.

**दिवाऽपि जनसंबाधे नायकेन प्रदर्शितम् ।**
**उद्दिश्य स्वकृतं चिह्नं हसेदन्यैरलक्षिता ॥ ४१ ॥**

એકાંત દંતક્ષતાદિ કહી બતાવ્યા. હવે પ્રકટપણે—છડેચોક જે જે કહી શકાય તેવો તેનો વિચાર સૂત્રકાર કરે છેઃ—

**દિવસમાં જનસમૂહની વચમાં નાયક પોતાના શરીર પર થયેલા દંતક્ષત વગેરે ચિન્હો બતાવે તો તે મેં કરેલા જ ક્ષત છે એમ સમજી જઈ, બીજા કોઈ ન કળી જાય તેમ હસવું. ॥ ૪૧ ॥**

રાત્રે નાયિકાએ નાયકના શરીર પર દંતક્ષત કર્યા હોય, તો તે ઇશારાથી સમજાવે કે તે ક્ષત કોઈની નજરે ન પડે, માટે સંતાડો. આવો ભાવ નાયિકાએ જણાવવો. કિંવા જે ક્ષત કર્યો હોય તેને ઉદ્દેશી "લ્યો, ભોગવો એનાં ફળ, આજ સજાને પાત્ર છો" એવો ભાવ દર્શાવી બીજા કોઇનાથી કળાય નહિ તેમ હાસ્ય કરવું. જો નાયકને જોઇ નાયિકા હસે છે. એમ કોઈના સમજવામાં આવે તો નાયિકા પોતે ગ્રામ્ય-ગામડિયણ ઠરશે, એટલું જ નહિ પણ પોતાની સાથે નાયકને પણ તેવો ગમાર ઠેરવશે.

**निकूणयन्तीव मुखं कुत्सयन्तीव नायकम् ।**
**स्वगात्रस्थानि चिह्नानि सासूयेव प्रदर्शयेत् ॥ ४२ ॥**

જે પ્રમાણે નાયક નાયિકાએ કરેલા ક્ષત બતાવે છે તે પ્રમાણે નાયિકાએ પણ એવાં ચિહ્ન બતાવવાં.

**નાયકની જાણે નિંદા કરતી હોય તેવી રીતે મુખને સંકુચિત કરી, નાયિકાએ પોતાના શરીર પર કરેલા ક્ષત મત્સરથી બતાવવા. ૪૨**

વ્યર્થ ચુંબનની માફક મુખ સંકુચિત કરી, ચાતુરાઈથી ભ્રૂકુટી મરડી, જાણે નિંદા કરતી હોય તેવો ભાવ કરી પોતાના શરીરપરનાં ચિહ્ન બતાવે કિંવા 'તર્જયંતિ' એમ પાઠાંતર લઈએ તો "મારા શરીર પર દંતક્ષત કર્યા છે તો તેનું ફળ ચખાડ્યા સિવાય રહેવાની નથી." એમ નાયકને રોફથી કહેતી હોય એવો ભાવ નાયકને બતાવવો. નાયકે કરેલા દંતક્ષત સહન ન થવાથી નાયિકા આ સર્વે કહે છે એમ ભાવ છે.

परस्परा- कूलयन तदेवं लज्जमानयोः ।
संवत्सरशतेनापि प्रीतिर्न परिहीयते ॥ ४३ ॥

પરસ્પર અનુકૂળતાથી વર્તતાં, એકમેકના દર્શનથી લજ્જા કરતાં સ્ત્રી-પુરુષોની પ્રીતિ સો વર્ષ થાય તો પણ ઓછી થતી નથી. ॥ ૪૩ ॥

પુરુષની આયુ સો વર્ષની કહી છે. સો વર્ષ થતાં પણ સ્ત્રી નહિ થાય એનું તાત્પર્ય એ છે કે જિંદગીભર નહિ ઓછી થાય. શરીરને પોષણ આપતું ભોજન રોજ એક જ પ્રકારનું હોય તો તેનો કંટાળો આવે છે તો પણ સ્ત્રી-પુરુષોએ, પ્રેમવૃદ્ધિ માટે નિત્ય નવા ઉપચાર યોજવા. પરસ્પર પ્રેમવર્ધક ભિન્નભિન્ન ઉપચારોથી અને લજ્જાયુક્ત દર્શનથી સ્ત્રી-પુરુષની પ્રીતિ કદી કમી થતી નથી.

देश्या उपचाराद्वादशं प्रकरणम् ।

શ્રી વાત્સ્યાયન કામસૂત્રના સાંપ્રયોગિક નામના બીજા અધ્યાયની
જયમંગલાની તાત્પર્યવ્યંજની ટીકા સમાપ્ત.

# षष्ठोऽध्यायः ।

## संवेशन प्रकरणम्

## સંવેશન પ્રકાર

### આસન અને તેના પ્રકાર

ગયા અધ્યાયમાં વર્ણવ્યા પ્રમાણે દેશભેદથી અને સ્વભાવભેદથી આલિંગન વગેરે રાગવર્ધક ઉપચારોનો પ્રયોગ કરવાથી કામવાસના પ્રદીપ્ત થાય છે. કામવાસના પ્રદીપ્ત થયા પછી જ સ્ત્રી-પુરુષો રતિસુખ લેવાને યોગ્ય થાય છે. રતિસુખ લેવા માટે ઉત્કંઠિત થયેલાં સ્ત્રી-પુરુષોના સંવેશન પ્રકાર (આસન) અને ચિત્રરત એમ બે પ્રકરણ આ અધ્યાયમાં કથવાના છે.

**…गकाले विसालयन्त्येव जघनं मृगी संविशेदुच्चरते ॥ १ ॥**

**સંભોગ સમયે ઉચ્ચરતમાં મૃગી પોતાના જઘન ભાગને પહોળો કરી સુરતમાં પ્રવૃત્ત થાય. ॥ ૧ ॥**

સંવેશન એટલે આસન સ્ત્રી-પુરુષોના ગુહ્યાંગનો સંયોગપ્રકાર એવા પ્રકારનો થાય કે જેથી પૂર્ણ રતિસુખ સાંપડે. સંવેશન બંધ અને કરણ પણ કહેવામાં આવે છે. આસનક્રિયા પાંચ પ્રકારથી થઈ શકે છે (૧) ચત્તાં સૂઈને (૨) પડખે સૂઇને, (૩) બેસીને, (૪) ઊભાં ઊભાં, અને (૫) પશુઓનું અનુકરણ કરીને. પાંચમો પ્રકાર અહીં ચિત્રરતમાં કહેવામાં આવશે. કામશાસ્ત્રના જૂદાજૂદા આચાર્યોએ એના ભેદ અને નામ કહ્યાં છે.

### મૃગી સ્ત્રી અને અશ્વ પુરુષનો સંયોગ

કામવાસના પ્રદીપ્ત થાય એટલે પુરુષનો મદનદંડ તાટ થાય તે સમયે. આ પ્રસંગે પુરુષના મદનદંડનો અને સ્ત્રીના મદનમંદિરનો સંયોગ બરાબર થાય તે માટે સંવેશન એટલે વિશિષ્ટ પ્રકારના આસનની આવશ્યક્તા છે. આસનની ઉપયોગિતા પણ આ વખતે જ સંભવે છે. આસનના અનેક પ્રકાર

થાય છે અને યોગ્ય આસનના ઉપયોગથી ઇંદ્રિયના પ્રમાણમાં વૈષમ્ય હોય છતાં–સંભોગસુખમાં અડચણ આવતી નથી. મૃગી જાતિની સ્ત્રી અને અશ્વ જાતિના પુરુષ જો સંભોગ કરવા ઇચ્છતાં હોય તો સ્ત્રીએ પોતાના જઘન ભાગને પહોળો કરવો. એથી મદનમંદિર પુરુષલિંગના પ્રવેશ માટે અનુકૂળ થશે. ઉચ્ચતરરતમાં એટલે અશ્વ જાતિના પુરુષ સાથે મૃગી જાતિની સ્રીને સંભોગ કરવો હોય તો જઘન ભાગને વિસ્તૃત કરી સંભોગ કરવો. આ આસનનો પ્રકાર ઉપલક્ષણ સમજી ઉચ્ચ અથવા તો નીચ એ બેમાંથી જે પ્રકાર હોય તે પ્રમાણે જઘનને પહોળા કરવા અથવા સંકુચિત કરવા.

## હસ્તિની સ્ત્રી અને વૃષ પુરુષનો સંભોગ

**अवहासयन्तीव हस्तिनी नीचरते ॥ २ ॥**

**નીચ રતમાં હસ્તિની પોતાની જાંઘને સંકુચિત કરી—પાસે પાસે લઇ—સંભોગમાં પ્રવૃત્ત થાય. ॥ ૨ ॥**

હસ્તિની—મોટા અંગવાળી નાયિકા—જો વૃષ જાતિના—નાના અંગવાળા—પુરુષની સાથે સંભોગક્રીડામાં પ્રવૃત્ત થાય, તો તેણે પોતાની જાંઘો પાસે પાસે લાવી તે ભાગનો સંકોચ કરવો. જો નીચતરરતમાં શશ જાતિના પુરુષ સાથે સંભોગક્રીડા કરવી હોય તો તે તેથી પણ વધારે સંકોચ જઘન—ભાગનો કરી રતિક્રિયા કરે.

**न्याय्यो यत्र योगस्तत्र समपृष्ठम् ॥ ३ ॥**

**જ્યાં જોડી બરાબર હોય, સ્ત્રી અને પુરુષનું ગુહ્યાંગ સમ હોય ત્યાં જંઘાનો સંકોચ કે વિકાસ કરવાની કંઇ જરૂર નથી. ॥ ૩ ॥**

જે સુરતમાં સ્વાભાવતઃ સ્ત્રી–પુરુષનો યોગ પરસ્પર અનુકૂળ હોય એટલે સમસુરત હોય, તો જઘનનો સંકોચ કે વિકાસ ન કરતાં સમ-સ્થિતિમાં જ સુરતક્રીડા કરવી.

### વડવા સ્ત્રી સાથે સમાગમ

**आभ्यां वडवा व्याख्याता ॥ ४ ॥**

**મૃગી અને હસ્તિની પ્રમાણે વડવા જાતિની સ્ત્રીની વ્યવસ્થા સમજવી. ॥ ૪ ॥**

વડવા જો ઉચ્ચરતમાં અશ્વજાતિના પુરુષ સાથે સંભોગક્રિયામાં પ્રવૃત્ત થાય તો તેણે જઘન ભાગને પહોળો કરવો. નીચરતમાં શશ જાતિના પુરુષ સાથે રતિક્રિયા કરવી હોય તો જઘન ભાગને સંકુચિત કરવો. વૃષ-જાતિના પુરુષ સાથે થનાર સંભોગક્રિયામાં, એટલે સમરતમાં, વડવાએ પોતાની જાંઘોનો વિકાસ કે સંકોચ કંઈ પણ કરવું નહિં. આ વિષયમાં એક સ્થળે કહ્યું છે કે, "જે સુરતક્રીડામાં જાંઘોને પહોળી કરવી પડે છે તે ઉચ્ચરત જેમાં પાસે પાસે લઈ સંકોચ કરવો પડે તે નીચરત અને જે સુરતમાં જાંઘો સમ—બરાબર સરખી રાખવામાં આવે છે તેને સમપૃષ્ટ કહે છે."

### પ્રતિગ્રહ કેમ કરવો ?

**तत्र जघनेन नायकं प्रतिगृह्णीयात् ॥ ५ ॥**

સ્ત્રીને સુરતક્રિયાનું પ્રતિગ્રહ ફળ મળે છે. તો તે પ્રતિગ્રહ કેમ કરવો તે સૂત્રકાર કહે છે:—

**સ્ત્રી ઉક્ત પ્રકારથી જઘન ભાગ વડે નાયકને ગ્રહણ કરે. (પુરુષના ગુહ્ય ભાગને પોતાના ગુહ્ય ભાગમાં ગ્રહણ કરે) ॥ ૫ ॥**

જઘનનો સંકોચ, વિકાસ અને સમસ્થિતિ પ્રમાણે સુરતના ત્રણ પ્રકાર સંભવે છે. આ ત્રણ પ્રકારના સુરતમાં નાયિકાએ પોતાના જઘન ભાગથી નાયકના સ્થિર જનનેંદ્રિયનો સ્વીકાર કરવો.

**अपद्रव्याणि च सविशेषं नीचरते ॥ ६ ॥**

**નીચ રતમાં વિશેષ કરીને અપદ્રવ્યનો ઉપયોગ કરીને નાયિકા નાયકના સ્થિર લિંગને ગ્રહણ કરે. ॥ ૬ ॥**

નાના ગુહ્યાંગને લીધે જો તૃપ્તિ થાય તેમ ન હોય, તો વડવા કિંવા હસ્તિની જાતિની સ્ત્રી વૃષ કિંવા શશ જાતિના પુરુષ સાથે સુરતક્રિયામાં પ્રવૃત્ત થાય ત્યારે કૃત્રિમ સાધન (દંડ કે લાકડી) નો ઉપયોગ કરી સંભોગ કરવો. આ કૃત્રિમ સાધન જો સમરતમાં પરસ્પર અનુકૂળ સ્ત્રી-પુરુષની ઈંદ્રિય સરખું સમાન સ્થિતિની માફક હોય, તો સ્ત્રીએ પોતાના જઘન ભાગનો સંકોચ કિંવા વિકાસ કરવાનું કારણ નથી, પરંતુ તે કૃત્રિમ સાધન જો મોટું હોય, તો સ્ત્રીએ પોતાના જઘન ભાગનો વિકાસ કરી સંભોગક્રિયા કરવી જોઈએ. ઉચ્ચરતમાં એવા અપદ્રવ્યનો પ્રયોગ કરવાની આવશ્યકતા નથી.

**યોનિ વિકસિત અથવા સંકુચિત કેમ કરવી ?**

**उत्फुल्लकं विजृम्भितकमिन्द्राणिकं चेति त्रितयं मृग्याःप्रायेण ॥७॥**

સ્ત્રીના જે ઉપાયથી યોનિ વિકસિત કિંવા સંકુચિત થાય તે ઉપાયો ક્રમવાર સૂત્રકાર અહીંથી આરંભે છે.

**ઉત્ફુલ્લક, વિજૃમ્ભિતક અને ઈંદ્રાણિક એ ત્રણ પ્રકાર મૃગીને ઉપયોગી પડે છે. ॥ ૭ ॥***

સમરતમાં શાસ્ત્રીય યુક્તિનો ઉપયોગ ન કરતાં લૌકિક યુક્તિનો

---

* 'નાગરસર્વસ્વ'કાર લખે છે કે, "જો સ્ત્રીની જાંઘોની વચ્ચે પોતાના બન્ને પાદવડે પોતાના ઊરુને આરોપિત કરે, તો તે પ્રશસ્ત યાને ઉત્તમ નાગરિક છે. જો બન્ને ઊરુઓથી મધ્યમાં પીડિત કરે તો ગ્રામ્ય છે.

आरोपितं पादयुगेन चोर्वोः नार्य्या यदा नागरकं प्रशस्तम् ।
निपीडये दूरुयुगेन मध्ये कान्तस्तदा ग्राम्य मुदीरितं हि ॥

ना. स.

થોડા ભેદ સાથે 'નાગર-બંધ-નાં લક્ષણો અનંગરંગ, રતિરહસ્ય અને પંચ-સાયક'માં છે. રસિક પુરુષે ત્યાં તેનાં લક્ષણ જોઈ લેવાં.

ઉપયોગ કરવા કહ્યું છે. લોક વ્યવહારમાં સ્ત્રી ચત્તી સૂતેલી હોય તે સ્થિતિમાં ગ્રામ્ય અને નાગર એવી બે પ્રકારની સુરતક્રિયા થાય છે. સ્ત્રી બાજુએ એટલે પડખાભર સૂતી હોય, તે સ્થિતિમાં જે સુરતક્રિયા થઈ શકે છે તેને સંપુટક સંજ્ઞક કહે છે. આ ત્રણે પ્રકારમાં સ્ત્રીનો પૃષ્ટ ભાગ સમસ્થિતિમાં જ રહે છે. ગ્રામ્ય અને નાગર એવા સુરતના જે બે પ્રકાર કહ્યા, તે વિષે એક સ્થળે કહ્યું છે કે, "નાયક બેટેલો હોય અને નાયિકા જો તેની જાંઘ પર પોતાના બે પગ જાંઘ—રાખી બેસે તો તેને 'નાગર' કહે છે." ઉત્ફુલ્લક આદિ આ ત્રણ આસનના પ્રકાર છે.

**ઉત્ફુલ્લક આસન**

## शिरो विनिपात्योर्ध्वं जघनमुत्फुल्लकम् ॥८॥

**માથું નીચું કરી જઘન ભાગને ઊંચો કરવાથી—જઘનની ઉપરના ભાગને નીચો કરી, નીચેના ભાગને ઊંચો કરવાથી જે આસન થાય છે તેને ઉત્ફુલ્લક કહે છે. ॥ ૮ ॥**

શિરો ભાગ નીચો કરી, શય્યા પર જઘન ભાગને ઊંચો કરવો એ આસનનો એક પ્રકાર છે. એ જ પ્રમાણે નિતંબ ભાગને ઉન્નત કરવાથી આ જ આસનનો બીજો પ્રકાર થાય છે. સ્ત્રી પોતાના જઘન ભાગને કિંવા નિતંબ ભાગને ઉન્નત કરી શકે છે. પરંતુ યોનિ વિસ્તૃત કરવા જઘનની નીચે કે નિતંબની નીચે ઉશીકું કે તકિયો રાખવો પડે છે. પાનીનો ભાગ અંદર ન રાખતાં બે કુલા પર બહાર રાખવા. આથી પેઢની બાજુનો ભાગ ઊંચો થઈ યોનિછિદ્ર ઉત્ફુલ્લ એટલે વિકસિત થશે. આ આસનને ઉત્ફુલ્લક કહેવાનું આજ કારણ છે.

## तत्रापसारं दद्यात् ॥ ९ ॥

**આ ઉત્ફુલ્લક આસનમાં સ્ત્રી કિંવા પુરુષે જરૂર પ્રમાણે પાછાં સરકવું. ॥ ૯ ॥**

ઉત્ફુલ્લક નામની સંભોગક્રિયામાં નાયક આરંભ કરે, એટલે નાયિકાએ પોતાનો કટિભાગ કિંચિત્ પાછળ સરકાવવો. કિંવા નાયકે સ્ત્રીનું ગુહ્યાંગ આર્દ્ર થાય ત્યાં, ત્યાં સુધી સંભોગક્રિયા ધીમે ધીમે કરવી. જો એકદમ જોરથી સંભોગક્રિયાની શરૂઆત કરે, તો તેના મદનદંડની ઉપરની ચામડી ઊલટી થતાં વૈદ્યો જેને " અવપાટિકા " નામનો રોગ કહે છે તે થવાનો સંભવ છે.

**વિજૃંભિતક આસન**

**अनीचे सक्थिनी तिर्यगवसज्य प्रतीच्छेदिति विजृम्भितकम् ॥ १० ॥**

**જાંઘોને ઊંચી કરી, તીરકશ કરીને, નાયકની સાથે સંભોગ કરે તે આસનને ' વિજૃંભિતક ' કહે છે. ॥ ૧૦ ॥**

શય્યા પર પગ વાંકાં રાખી શકાય છે, પરંતુ શય્યા પર પગ ન રાખતાં તેને ઉંચા અને વાંકા કર્યા પછી નાયકની સાથે સંભોગ કરવો. આ આસનમાં યોનિછિદ્ર, બગાસું ખાતી વખતે મોં જેમ પહોળું થાય છે તેમ થાય છે, આથી કરીને આ આસનને વિજૃંભિતક કહે છે.

**ઇંદ્રાણી આસન**

**पार्श्वयोः सममूरु विन्यस्य पार्श्वयोर्जानुनी निदध्यादित्यभ्यासयोगादिन्द्राणी ॥ ११ ॥**

**નાયિકા પોતાની જાંઘોને સરખી પહોળી કરી ઘૂંટણોને નાયકની કાંખમાં સ્થાપિત કરે, તો તે આસનને ' ઇંદ્રાણી ' કહે છે. આ અભ્યાસ કર્યાથી સાધી શકાય છે. ॥ ૧૧ ॥**

પુરુષે પોતાના બન્ને હાથથી સ્ત્રીની એકત્ર કરેલી જાંઘોને પહોળી કરી, તેના ઢીંચણ બગલની બાજુમાં આણવા, અને પોતાના ઢીંચણ તેણીની કાંખની બહાર શય્યા પર રાખવા. આમ કરવાથી સ્ત્રીનું યોનિછિદ્ર પહેલાં કરતાં વધારે પહોળું થાય છે. ઇંદ્રાણીએ આ આસન પ્રથમ કર્યું હોવાથી

એને 'ઇંદ્રાણી' નામ પ્રાપ્ત થયું છે. આ આસનનો પ્રયોગ એકદમ કરવો અશકય હોવાથી ધીમે ધીમે પ્રયત્ન પૂર્વક તેને સાધ્ય કરવું. ઉત્ફુલ્લકની માફક આ આસનમાં વચ્ચે વચ્ચે જરા પાછળ સરકવું પડે છે.

**एतयोच्चतररतस्यापि परिग्रहः ॥ १२ ॥**

**(આ) ઇંદ્રાણી આસનના ઉચ્ચરતનો પ્રકાર પણ થઇ શકે છે. ॥ ૧૨ ॥**

ઇંદ્રાણી આસન વડે મૃગી જાતિની સ્ત્રી કેવળ વૃષ જાતિના પુરુષ સાથે સંભોગ સુખનો અનુભવ લઇ શકે છે, એટલું જ નહિ પણ અશ્વ-જાતિના પુરુષ સાથે પણ સંભોગસુખ બરાબર લઇ શકે છે. ઇંદ્રાણી આસનમાં સ્ત્રીનું કામોદ્દીપન અત્યંત ઉત્કટ હોય છે. આમાં લક્ષમાં રાખવાની બીના એ છે કે સ્ત્રીએ પોતાનું યોનિછિદ્ર વિસ્તૃત—પહોળું—કરવું જોઇએ. ઉત્ફુલ્લક અને જૃંભિતક આ બે આસન વડે મૃગી જાતિની સ્ત્રી વૃષ-જાતિના પુરુષ સાથે સંભોગસુખ લઇ શકે છે, અને વડવા અશ્વ જાતિના પુરુષ સાથે સંભોગસુખ અનુભવી શકે છે.

**સંપુટક આસન**

**संपुटेन प्रतिग्रहो निचरते ॥ १३ ॥**

**નીચરતમાં સંપુટક નામના આસનથી—પરિગ્રહ કરવો—સ્ત્રી પુરુષની સાથે સંભોગ કરી શકે છે. ॥ ૧૩ ॥**

હસ્તિની જાતિની સ્ત્રી, સંપુટક નામના આસનથી વૃષ જાતિના પુરુષ સાથે સંભોગસુખ મેળવી શકે છે.

**एतेन नीचतररतेऽपि संपुटकं पीडितकं वेष्टितकं वाडवकमिति ास्तन्याः ॥ १४ ॥**

**હસ્તિનીનો પતિ શશ હોય તો-(નીચરતની માફક નીચતર**

રતમાં ) ત્રણ પ્રકારથી—હસ્તિની—પુરુષના ગુહ્યને ગ્રહણ કરી શકે છેઃ (૧) સંપુટક, (૨) પિડીતક, અને (૩) વેષ્ટિતક. ॥ ૧૪ ॥

હસ્તિની જાતિની સ્ત્રી સંપુટક આદિ આસનના યોગથી શશ જાતિના પુરુષ સાથે સંભોગસુખ લૂંટી શકે છે. કારણકે સંપુટક વગેરે જે આસન છે તેનાથી સ્ત્રીના ગુહ્યાંગનો સંકોચ થઈ શકે છે અને તેથી સંભોગસુખને માટે સુલભતા મળે છે. હસ્તિની પ્રમાણે વડવા જાતિની સ્ત્રી પણ આ જ આસનના યોગથી શશ જાતિના પુરુષની સાથે સંભોગસુખ અનુભવી શકે છે.

**સંપુટક આસન કેમ કરવું ?**

**ऋजुप्रसारितावु मावप्युभयोश्चरणाविति संपुट ॥ १५ ॥**

સંપુટક આસન શી રીતે થઈ શકે છે તે સૂત્રકાર કહે છેઃ—

**સ્ત્રી અને પુરુષ બન્ને પોતાના પગ સીધા ફેલાવી એકઠા કરે ત્યારે તેને 'સંપુટ' કહે છે. ॥ ૧૫ ॥**

બન્ને પોતાના પગ એવા સીધા ફેલાવે કે સુરતક્રિડા સહેલાઈથી, કોઈ પણ જાતની હરકત વગર થઈ શકે. આ સુરતક્રિયા ચાલુ હોય ત્યારે બન્ને એકમેકને સંપુટ (હાથની આંગળીઓ જોડી દઈને એક હાથની હથેળી પર બીજો હાથ મુકવો, કે બે કોડિયાં ઉપર નીચે મુકી જોડવાં તે સંપુટ) ની માફક જોડાઈ જાય છે તેથી આ આસનને સંપુટક કહે છે.

**સંપુટક આસનના બે ભેદ**

**स द्विविधः पार्श्वसंपुट उत्तानसंपुटश्च तथा कर्मयोगात् ॥१६॥**

**(સુરત) ક્રિયા ભેદને લઈ આ સંપુટકના પાર્શ્વસંપુટક અને ઉત્તાનસંપુટક એવા બે ભેદ થાય છે.* ॥ ૧૬ ॥**

---

× કામશાસ્ત્રકોવિદ સ્વ. સાક્ષરમણિ તનસુખરામભાઈ 'નાગરસર્વસ્વ'માં મીનનાથ રચિત 'સ્મરદીપિકા'માંથી શ્લોક ઉદ્ધૃત કરી ઉત્તાન સંપુટનું લક્ષણ આપે છેઃ—

સુરતક્રિયાના અનુરોધ આ સંપુટક આસનના બે પ્રકાર થાય છે. (૧) પાર્શ્વસંપુટક અને (૨) ઉત્તાનસંપુટક. સ્ત્રી સીધી સૂતી હોય તેની સાથે પુરુષ સીધો બીડાઈ જાય તે સંપુટક, પરંતુ સ્ત્રી અને પુરુષ પડખે સૂઈ જ્યારે સંભોગક્રિયામાં પ્રવૃત્ત થાય છે ત્યારે તેને પાર્શ્વસંપુટક કહે છે. ઉત્તાનસંપુટમાં સ્ત્રી કિંવા પુરુષ ચત્તો સૂઈ જવાથી જે આસન થાય છે તે જો સ્ત્રી ચત્તી સૂઈ જાય તો પુરુષ તેના પર ઊંધો સૂઈ જાય છે, અને જો પુરુષ ચત્તો સૂતો હોય તો સ્ત્રી તેના પર સંભોગક્રિયા માટે ઊંધી સૂઈ જાય છે. વાસ્તવિક સ્થિતિ ઉત્તાનસંપુટકની જો કે આ પ્રમાણે છે, પરંતુ પાર્શ્વ—એક પડખાનો વિચાર કરી આને ઉત્તાનસંપુટક નામ આપ્યું હોય એમ જણાય છે. પાર્શ્વસંપુટમાં સ્ત્રી અને પુરુષ બન્ને એક જ ઉશિકા કે તકિયા પર સૂતાં હોય તો સંભોગક્રિયા શી રીતે થઈ શકે, આવી શંકા ઉત્પન્ન થઈ શકે છે. એનું સમાધાન એ છે કે પુરુષના કટિ ભાગની નીચે

---

स्त्री पादौ सरली कृत्य भूमौ निक्षिप्तजानुकः ।
स्तनलग्नौ रमेत्कामी बंध संपुटको मतः ॥

પુરુષે—સ્ત્રીના બન્ને પગને સીધા કરી જાનુ ને જમીન પર લગાડી, વક્ષઃસ્થળ સાથે વક્ષસ્થળ સંલગ્ન કરી જે રતિક્રિયા કરે તેને ઉત્તાનસંપુટક કહે છે.

પંચસાયકમાં સંપુટકનું લક્ષણ આ પ્રમાણે છે.

ऊर्वो पतिमध्य गतो युवत्याः
पार्श्वस्थितायाः परिरभ्य देहम् ।
यूनोस्त्रि कालोलनतो रसज्ञै
रत्यादत सम्पुटनामधेयः ॥

"પાર્શ્વ અર્થાત્ બગલ એટલે પડખે સૂઈ રહેલી યુવતીની જંઘા જો પતિની મધ્યગત રહે અને પરસ્પર પરિરંભણની સાથે યુવક–યુવતી તીરકશ ચલાયમાન થતાં હોય તો રસિકોનું પરમપ્રિય સંપુટ બંધ થાય છે." શરીરનું તીરકશ—વાંકું થવું એ લક્ષણ "નાગરસર્વસ્વ' અને 'અનંગરંગ'ને માન્ય છે.

તકિયો કે ઉશિકું રાખવામાં આવે તો પથારી પર સૂતેલી સ્ત્રીના કરતાં તે ઉંચો થાય, અને એ પ્રમાણે કરવાથી સંભોગસુખ બન્નેને સરલ થઈ પડે. જો આમ ન કરવામાં આવે અને સ્ત્રી અને પુરુષ બન્ને એક જ પથારી પર સૂઈ રહે, તો બન્નેનો કટિ ભાગ એકમેકથી અલગ થાય અને સુરતક્રિયા કરવી બને નહિ. વાત્સ્યાયન આ સંપુટક માટે જુદાજ પ્રકારનું લક્ષણ આપે છેઃ—"સ્ત્રી ચત્તી સૂતી હોય, સ્તન પ્રદેશનો સંકોચ કર્યો હોય અને પુરુષ ઊરુઓ પર બેસી જઘનમાં પ્રવેશ કરી સંભોગક્રિયા કરે તો તેને સંપુટ કહે છે." આ આસનમાં સ્ત્રીનો જઘન એકત્ર મળતો ન હોવાથી યોની સંકુચિત થતી નથી, આથી કરીને હસ્તિનીને માટે નીચરતમાં આ આસનનો પ્રયોગ અશક્ય છે. સમરતમાંજ આનો ઉપયોગ ઉત્તમ થઈ શકે છે, કારણકે સમરતમાં જઘન ભાગ સ્વાભાવિક સ્થિતિમાં આ આસન સુલભ છે.

## સ્ત્રી સાથે કેમ સૂવું ?

**पार्श्वेण तु शयानो दक्षिणेन नारी मधि[illegible]तेति सार्वत्रिक-मेतत् ॥ १७ ॥**

**શયન કરતી વખતે નાયકે સ્ત્રીની જમણી તરફ—પોતાના ડાબે પડખે સૂવું. આ પ્રકાર સર્વત્ર જોવામાં આવે છે. ॥ ૧૭ ॥**

જો ઊંઘવાની ઇચ્છા હોય તો સ્ત્રીની જમણી તરફ એટલે સ્ત્રી નાયકના ડાબે પડખે હોય એમ સૂવું. મૃગી આદિ નાયિકા સાથે સૂવાનો આજ પ્રકાર છે. અને તે સર્વત્ર જોવામાં આવે છે. રતિકાળમાં માત્ર વિપરીત પ્રકાર છે, કારણકે એથી હસ્તિનીને એક પ્રકારનો સંકોચ થવાનો સંભવ છે. ઉપરાંત રતિક્રીડા વખતે ભિન્ન પ્રકારના આસનનો ઉપયોગ કરવામાં ડાબા હાથથી ગુહ્યાંગને સ્પર્શ કરવો એવું શિષ્ટ પુરુષોનું કહેવું છે. મૂળ સૂત્રમાં '**नारी**' શબ્દ આવ્યો છે તે '**पनपा द्वितीया**' એ

પાણિનીના સૂત્ર અનુસાર સિદ્ધ થઈ નારીના દક્ષિણ ભાગ—જમણી તરફ એવો એનો અર્થ થાય છે.

**પીડિતક આસન**

**संपुटक प्रयुक्तयन्त्रेव दृढमूरू पीडयेदिति पिडितकम् ॥१८॥**

**સંપુટક આસનથી સંભોગમાં પ્રવૃત્ત થયેલી નાયિકા જો પોતાના જઘનથી નાયકના ઊરુને જોરથી દબાવી પકડે તો તે 'પીડિતક' આસન કહેવાય છે. ॥ ૧૮ ॥**

ઉત્તાનસંપુટક કે પાર્શ્વસંપુટક આ બે આસનો પૈકી કોઈ પણ આસનથી સંભોગક્રિયા કરતી નાયિકા પોતાના જઘનથી પરસ્પર આ પીડન કરે તો—દબાવે તો—તેનું પીડિતક નામ સાથે છે. આ આસનમાં ગુહ્યેંદ્રિયતો ઢંકાઈ જાય છે.

**વેષ્ટિતક આસન**

**उरू व्यत्यस्येदिति वेष्टितकम् ॥ १९ ॥**

**સંપુટકમાં નાયિકા જો પોતાની જાંઘને એકમેકની ઉપર ચઢાવે તો તેને વેષ્ટિતક કહે છે. ॥ ૧૯ ॥**

ગયા સૂત્રમાં વર્ણવ્યા પ્રમાણે સંપુટક આસનથી સંભોગમાં પ્રવૃત્ત થયેલી સ્ત્રી પોતાની ડાબી જાંઘ જમણી જાંઘ પર ચઢાવી જાંઘોને વેષ્ટન કરે તો તેને વેષ્ટિતક કહે છે. આને યોગે સ્ત્રીનું મદનમંદિર વધારે સંકુચિત થાય છે.

**વાડવક આસન**

**वडवेव निष्ठुरमवगृह्णीयादिति वाडवकमाभ्यासिकम् ॥२०॥**

**નાયિકા પુરુષના મદનદંડને ઘોડીની માફક પોતાની યોનિમાં જોરથી જકડી રાખે તો તેને વાડવક કહે છે. આ અભ્યાસથી જ સાધ્ય થાય છે. ॥ ૨૦ ॥**

નાયિકા પોતાની યોનિના મૂળ ભાગથી પુરુષના મદનદંડને જોરથી જકડી રાખે તો તેને વાડવક કહે છે. એકદમ આ સાધ્ય નથી. આને માટે અભ્યાસની જરૂર છે.

**तद्रान्ध्रोषु प्रायेणेति संवेशन प्रकारा बाभ्रवीया ॥२१॥**

**પ્રાયઃ આન્ધ્રદેશની સ્ત્રીઓમાં આ આસન જોવામાં આવે છે. બાભ્રવ્ય મુનિએ કહેલા આસનના આટલા જ પ્રકાર છે. ॥૨૧॥**

આંધ્રદેશની સ્ત્રીઓ આ આસનને માટે પ્રયત્ન કરતી હોવાથી આ આસનનો પ્રચાર તેમનામાં વધારે જોવામાં આવે છે. આ આસન અભ્યાસ-સાધ્ય હોવાથી એનું જ્ઞાન પરંપરાએ પ્રાપ્ત કરવું જોઈએ. બાભ્રવ્ય મુનિએ કથેલા આસનના આ સાત પ્રકાર છે.

**ભુગ્નક આસન**

**सौवर्णनाभास्तुभावप्यूरु ऊर्ध्वाविति तद्रुग्नकम् ॥ २२ ॥**

**સુવર્ણનાભ મુનિના મતને માનનાર કહે છે કે બે જાંઘ જો ઉપરની તરફ રહે તો તે આસનને ‘ભુગ્નક’ કહે છે. ॥ ૨૨ ॥**

આ આસન હસ્તિનીનું છે. નાયિકા જો ચતી સુઈ પોતાની જાંઘોને એકત્ર કરી ઉપર કરે તો તે આસનને ભુગ્નક કહે છે. એને બીજો પણ પ્રકાર છે. આમાં નાયક નાયિકાના જઘન પ્રદેશના મધ્ય ભાગમાં પ્રવેશી, નાયિકાને બન્ને હાથથી આલિંગન આપી સંભોગક્રિયાનો આરંભ કરે છે. આ આસનોમાં જાંઘ ઉપર કરવામાં આવે છે એથી એને ભુગ્નક નામ યથાર્થ આપવામાં આવ્યું છે.

**જૃંભિતક આસન**

**चरणवूर्ध्वं नायकोऽस्याधारयेदिति जृम्भितकम् ॥ २३ ॥**

**નાયક નાયિકાના બન્ને પગને ઉપર કરી પકડી રાખે તો (કાંધ પર રાખે તો) ‘જૃંભિતક’ આસન કહેવાય છે. ॥ ૨૩ ॥**

નાયક નાયિકાના ઢીંચણને ખભા પર રાખી પગ ઉંચા પકડી રાખે તો જૃંભિતક નામનું આસન થાય છે.

### ઉત્પીડિતક આસન

**तत्कुञ्चितावुत्पीडितकम्* ॥ २४ ॥**

**નાયિકાના બન્ને પગને એકત્ર કરી, નાયક તેને ઉપર કરી પકડી રાખે તો તે આસનને 'ઉત્પીડિતક' કહે છે. ॥ ૨૪ ॥**

ઉપરના આસનની માફક નાયિકા પોતાના બન્ને પગોને એકઠા કરી નાયકના વક્ષસ્થળ પર રાખે અને નાયક પણ પોતાના બાહુ તેની ડોકમાં આટોપી સંભોગક્રિયામાં પ્રવૃત્ત થાય તો તેને ઉત્પીડિતક કહે છે. આ આસન પગ ઉપર ઊંચકીને છાતીના આધારથી સંભાળી શકાય છે. આ છાતી પર દાબ બેસે છે તેથી તેને ઉત્પીડિતક એવું નામ આપવામાં આવ્યું છે.

### અર્ધપીડિતક આસન

**एकस्मिन्प्रसारितेऽर्धपीडितकम्× ॥ २५ ॥**

**આ જ આસનમાં એક પગને પ્રસારવામાં આવે તો તેને 'અર્ધપીડિતક' કહે છે. ॥ ૨૫ ॥**

એ નાયિકા પૂર્વના આસનમાં પોતાના એક પગને ફેલાવે તો આ બીજા પ્રકારનું આસન થાય છે, તેને અર્ધપીડિતક કહે છે. કારણ એક પગ સરકવાથી વક્ષસ્થળનું પૂરેપૂરું પીડન થતું નથી. અર્ધ ભાગથી જ પીડન થાય છે માટે આ આસને અર્ધપીડિતક કહે છે.

---

* 'નાગરસર્વસ્વ'માં આ આસનને 'પિહ્રિડત' કહ્યું છે. 'અનંગરંગ'માં એને જ 'સ્ફુટન' કહેવામાં આવ્યું છે.

× આને 'નાગરસર્વસ્વ'માં 'અશ્વેપિહ્રિડત' કહ્યું છે.

વેણુદારિતક આસન

**नायकस्यांस एको द्वितीयकःप्रसारित इति पुनः पुनर्व्यत्यासेन वेणुदारितकम् ॥ २६ ॥**

**નાયકની ખાંધ પર એક પગ અને બીજો પગ પસારેલો હોય. આ પ્રમાણે વારંવાર ઊલટાપાલટા કરવામાં આવે—એક વખત ડાબો પ્રસારે તો બીજી વખત જમણો—તો તે આસનને 'વેણુદારિતક' કહે છે. ॥ ૨૬ ॥**

નાયકની ખાંધ પર નાયિકા ડાબો પગ રાખી ત્યાં તે થોડીવાર રહેવા દઈ તેને પ્રસારે તે એક પ્રકાર. પછી જમણી ખાંધ પર ડાબો પગ રાખી તેને ફેલાવે એ બીજો પ્રકાર. વાંસને ચીરવાની માફક આમાં ક્રિયા થતી હોવાથી એને વેણુદારિતક કહે છે.

શૂલાચિતક આસન

**एकः शिरस उपरि गच्छोद्वितीयः प्रसारित इति शूलाचितकमाभ्यासिकम् ॥ २७ ॥**

**નાયિકાનો એક પગ નાયકના શિર પર હોય, અને બીજો નીચે પ્રસારેલો હોય, તો તે આસનને 'શૂલાચિતક' કહે છે. આ આસન અભ્યાસથી જ સાધ્ય છે. ॥ ૨૭ ॥**

નાયિકનો જમણો અથવા ડાબો પગ નાયકના મસ્તક અને તેમાંથી એક નીચે પ્રસરેલો હોય, તે બે પ્રકારનું શૂલાચિતક નામનું આસન થાય છે. શૂળી ઉપર ચઢાવેલા માણસની માફક આ આસનમાં શરીર છિન્નભિન્ન દેખાતું હોવાથી આને શૂલાચિતક કહે છે. ઉત્તમ પ્રકારના અભ્યાસથી આ સાધ્ય છે. નહિ તો નાયકના માથા પર મૂકેલો પગ ત્યાં સ્થિર રહેવો શક્ય નથી.

કાર્કટક આસન

**संकुचितौ स्ववास्तिदेशे निदध्यादिति कार्कटकम् ॥२८॥**

**નાયક જો નાયિકાના પગને સંકુચિત કરી પોતાની નાભિ આગળ રાખે તો તેને 'કાર્કટક' એમ કહે છે. ॥ ૨૮ ॥**

જો રતિક્રીડા વખતે નાયિકાના પગને ઘૂંટણથી વાળી નાયક પોતાના નાભિ સ્થાન પર રાખે તો તે વખતે થનારી ક્રિયા કરચલાના જેવી થતી હોવાથી તેને કાર્કટક કહે છે. પોતાના આગલા પગોને વાળી નાભિ પ્રદેશમાં લે છે તે પ્રમાણે, મતલબ કે આ આસન કરચલાને મળતું આવે છે.

પીડિતક આસન

**ऊर्ध्वावूरु व्यत्यस्येदिति पीडितकम् ॥ २९ ॥**

**નાયિકા જો પોતાની એક જાંઘને બીજી જાંઘ પર દબાવી રાખે તો તેને પીડિતક કહે છે. ॥ ૨૯ ॥**

નાયિકા પોતાની જાંઘો ઊંચી કરીને જમણીને ડાબી સાથે એમ એક-મેકની સાથે દબાવે તો દબાણ થાય તે આસનને પીડિતક કહે છે.

પદ્માસન

**जङ्घाव्यत्यासेन पद्मासनवत् ॥ ३० ॥**

**નાયિકા પોતાના ડાબા પગની જાંઘ જમણા પગની સાંધમાં અને જમણાની ડાબા પગની સાંધમાં રાખે, તો તે પદ્માસન થાય છે. ॥ 30 ॥**

નાયિકા ચતી સૂઈને જમણો પગ ડાબા પગના સંધિ ભાગ પર રાખે, અને ડાબો પગ જમણા પગના સંધિ ભાગ પર રાખે તો તેનાથી પદ્-માસન થાય છે.

પરાવૃત્તક આસન

**पृष्ठं परिष्वजमानायाः पराङ्मुखेणपरावृत्तकमाभ्यासिकम् ॥३१॥**

**નાયકના પૃષ્ઠભાગને આલિંગન આપતી નાયિકા સાથે નાયક પરાઙ્મુખ થઈ સંભોગ કરે તો તે આસનને 'પરાવૃત્તક' કહે છે. ॥ ૩૧ ॥**

સમાગમ કરતી વખતે યંત્રનો સંબંધ શિથિલ ન કરતાં શરીરના પૂર્વ ભાગથી પરાવૃદ્ધ થયેલી નાયકના પૃષ્ઠભાગને આલિંગન આપનાર નાયક સ્ત્રીની સાથે બદલાયેલી સ્થિતિમાં સંભોગ કરે તો તે આસનને પરાવૃત્તક કહે છે. આ આસનનું નામ પરાવૃત્તક એટલા માટે છે કે પરાઙ્મુખ થયેલા નાયક સાથે સંપ્રયોગ થાય છે. વળી પરાંગમુખીના પૃષ્ઠમાં આલિંગયેલો નાયક પણ પરાવૃત્તક થાય છે. બન્ને તરેહના પરાવૃતો ઉપલક્ષણાથી સમજાય છે. અભ્યાસ વગર આ આસનનો પ્રયોગ કરવો શકય નથી.

**જળક્રીડા**

**जले च संविष्टोपविष्ट स्थितात्मकांश्चिमान्योगानुपलक्षयेत् तथा सुकरत्वाद्विति सुवर्णनाभः ॥ ३२ ॥**

અત્યાર સુધી જે સંવેશનના પ્રકાર કહ્યા, એમાં કંઈ ચમત્કાર નથી. બધે જ સંસારમાં ઉપરથી, પડખેથી કે પાછળથી સહવાસ થઇ શકે છે, એ સહુ કોઈ જાણે છે. સ્થળસંભોગ કરવો કંઇ જૂદો જ પ્રકાર હોય તો ચમત્કૃતિજનક થાય. ઉપરના આસનો પરથી ઉપલક્ષણાથી જળમાંના આસનની કલ્પના કરી શકાય છે. એ આગળના સૂત્રથી સૂત્રકાર જણાવે છે.

**જળમાં સૂઇને, બેસીને, કિંવા ઊભા રહીને ભિન્નભિન્ન પ્રકારના આસનનો પ્રયોગ થઈ શકે છે. એ ઉપલક્ષણાથી સમજવું. સ્થળ પર (જમીન પર)નાં આસનો કરતાં જળમાંનાં આસનો સુલભ છે એમ સુવર્ણનાભનો મત છે. ॥ ૩૨ ॥**

સુઇને, બેસીને અથવા ઊભા રહીને જે આસનો સ્થળ પર કરી શકાય છે. તે સર્વ પાણીમાં પણ થઈ શકે છે. જળમાં જો ક્રીડા કરવી હોય તો નાયક નાયિકાએ પોતાનો મસ્તક ભાગ તીર પર રાખી શયન

કરતાં સ્થળના અભાવે થતી સુરતક્રિયા ચમત્કારિક છે. આ સુરતક્રીડામાં સંપુટ કિંવા પરાવૃતક આસનોનો ઉપયોગ ઉપલક્ષણાથી થાય છે. નાયક બેઠેલી સ્થિતિમાં હોય તો તે સ્થિતિમાં થનારાં સર્વ આસનોનો ઉપયોગ કરવો. નાયિકા ઊભેલી હોય તો તે સ્થિતિને અનુકૂળ સર્વ આસનોનો પ્રયોગ કરવો. જમીનની માફક પાણીમાં સૂઈ રહેવાતું નહિ હોવાથી તેમાં થઈ શકતાં આસનોથી એક પ્રકારનો ચમત્કાર ઉત્પન્ન થાય છે. ઊભા રહીને થતાં આસનોનાં શૂળાચિતક આસન સુલભ છે. તે જ પ્રમાણે નિરનિરાળાં આસનોથી જળમાં સુરતક્રીડા કરવી એ સુલભ છે.

**જળક્રીડા અયોગ્ય છે!**

## वार्तं तु तत् शिष्टैरपस्मृतत्वादिति वात्स्यायनः ॥ ३३ ॥

**જળમાં સુરતક્રિડા કરવી એ શિષ્ટ જનોએ અને સ્મૃતિઓએ નિષિદ્ધ માનેલું હોવાથી તેમ કરવું અયોગ્ય છે, એમ આચાર્ય વાત્સ્યાયનનો મત છે. ॥ ૩૩ ॥**

સંભોગક્રિયા જળમાં કરવી સુલભ છે, પરંતુ તેમ કરવું કોઈ પણ પ્રકારે યોગ્ય નથી. શિષ્ટ જનોએ તેમજ સ્મૃતિકારોએ તેનો નિષેદ્ધ કર્યો છે. આ બાબતમાં ગૌતમનું વચન છે કેઃ "પાણીમાં મૈથુન કરવાથી મનુષ્ય નરકમાં પડે છે." પ્રાયશ્ચિત્ત વિધિમાં ભાર્ગવનું વચન છે કે, "પાણીમાં જો વીર્યક્ષેપ થાય તો ચાંદ્રાયણ વ્રત કરવું" તાત્પર્ય એવો કે જળમાં સુરતક્રીડા ન કરવી, પણ તે સ્થળ પર જ કરવી.

સંવેશન પ્રકાર નામનું ૧૩ મું પ્રકરણ સમાપ્ત.

**ચિત્રરત આસનોના પ્રકાર**

## अथ चित्ररतानि ॥ ३४ ॥

હવે ચિત્રરત પ્રકરણનો આરંભ થાય છે.

**હવે ચિત્રરતનો-અદ્‌ભુત સંભોગના પ્રકારનો-આરંભ થાય છે. ॥ ૩૪ ॥**

આ પ્રકરણ આસનીનું હોવાથી વિશેષ વિશેષ સ્થળે થતાં આસનોનો પ્રકાર સૂત્રકાર કહે છે.

## ઊભાં આસન

**ऊर्ध्वस्थितयोर्यूनोः परस्परापाश्रययोः कुड्यस्तम्भापाश्रितयोर्वा स्थितरतम् ॥ ३५ ॥**

સ્ત્રી અને પુરૂષ બન્ને ઊભેલાં હોય તો તે સ્થિતિમાં સંભવતાં આસનો કહે છે.

**સ્ત્રી અને પુરુષ બન્ને પરસ્પરના આશ્રયથી અથવા તો દીવાલ, થાંભલો વગેરેના આશ્રયથી ઊભા રહીને સુરતકેલી કરે તો તે સુરતને સ્થિતરત કહે છે ॥ ૩૫ ॥**

સ્ત્રી અને પુરુષ જો એકમેકને બાહુપાશથી આલિંગન આપી ઉભાં રહ્યાં હોય અને શરૂ થનાર સૂરત ક્રિયા માટે ભીંત, કિંવા થાંભલાનો આશ્રય લઇ નાયિકા ઊભી હોય, તો, તેવી સ્થિતિમાં થતી સૂરત ક્રીડાને 'સ્થિતરત' કહે છે. આ ક્રીડામાં સ્ત્રી અને પુરુષ બન્ને ઊભેલાં હોવાથી એને સ્થિતરત સંજ્ઞા અન્વર્થક છે. આ સ્થિતરત સુરતમાં ત્રણ આસનોનો સંતર્ભાવ છે. આ પરત્વે એક સ્થળે કોઇએ કહ્યું છે કેઃ—ભીંતની આશ્રયે ઊભેલી સ્ત્રીના એક પગને પુરુષ પોતાના એક હાથથી સામે વિશેષ પ્રસાર કરે તો તેને વ્યાયત* કહે છે. પુરુષના કંઠને સ્ત્રી સંલગ્ન થઇ બન્ને પગોને પુરુષના હાથ પર રાખે અને પોતાના ઘૂટણને તો તેને દ્વિતલ આસન કહે છે. પુરુષ સ્ત્રીના કંઠને લપટાઇ પોતાના બન્ને પગ તેની હથેલિયો પર રાખી, તેની કોણી પર ઘૂંટણ વાળીને રાખે તો તેને 'જાનુકૂર્પર'× કહે છે.

---

* 'નાગર સર્વસ્વ'માં 'હરિવિક્રમ' અને 'વાયત' એમ પ્રકારાન્તરે બે ભેદ કહેલા છે.

× 'નાગર સર્વસ્વ'માં આજ આસનને 'કૂર્પુરજાનુ' કહ્યું છે. પ્રાસને

**कुड्यापाश्रितस्य कण्ठावसक्तबाहुपाशायास्तद्धस्तपञ्जरोपविष्टाया ऊरुपाशेन जघनमभिवेष्टयन्त्या कुड्ये चरणक्रमेण वलन्त्याअवलम्बितकं रतम् ॥ ३६ ॥**

**ભીંતના આશ્રયે ઊભેલા નાયકના ગળામાં બાહુપાશ ભીડી તેના જ ભુજપિંજરમાં બેઠેલ હોય અને નાયકના કમરે લપટાઈ પગથી જોરથી ભીંતને ધક્કો દઇ કટિપ્રદેશને હલાવતી નાયિકાના વ્યાપારને અવલંબિત+ કહે છે. ॥ ૩૬ ॥**

જો કે સૂત્રમાં ભીંતના આશ્રયે કહ્યું છે પણ તેથી કેવળ ભીંત સમજવાની નથી. ભીંતના કે થાંભલાના આશ્રયે નાયક ઊભેલો હોય કે બેઠેલો હોય એવા નાયકના કંઠમાં બાહુપાશ ભીડી તેના હાથમાં હાથ ઘાલી એ પ્રમાણે તૈયાર થએલા પિંજરમાં બેઠેલા નાયકના કમર ભાગને પોતાની જાંઘો લપટાવી, ભીંતને અથવા તો થાંભલાને ધક્કો દેતી પોતાના જઘન ભાગને હલાવતી રહે તો તે પ્રકારથી જે સુરત ક્રીડા નિષ્પન્ન થાય તેને અવલંબિતક કહે છે. સ્થિરતા અને અવલંબિતક એ બે પ્રકારમાં નાયકના કંઠનું અવલંબન થતું હોવાથી ચિત્રરતમાં તેનો સમાવેશ કર્યો છે.

**भूमौ वा चतुष्पद वदास्थिताया वृषलीलयाऽवस्कन्दनं धैनुकम ॥ ३७ ॥**

**નાયિકા જમીન પર બે હાથ અને બે પગ રાખી, ચોપગા જાનવરની માફક ઉભી રહે અને પુરુષ સાંઢની માફક સુરત ક્રીડા કરે તો તેને 'ધેનુક' કહે છે. ॥ ૩૭ ॥**

---

માટે હશે. બાકી લક્ષણ એજ છે. 'રતિરહસ્ય' અને 'અનંગરંગ' પણ આજ નામ આપે છે.

+ 'અવલંબિતક'ને 'અનંગરંગ' 'કીર્તિબંધ' સંજ્ઞાથી જણાવે છે. પ્રકારાન્તરથી પંચસાયક પણ 'રીતિબંધ' કહે છે.

સૂત્રમાં 'ગાય'ની માફક ન કહેતાં 'ચોપગાં'ની માફક કહ્યું છે તેનો ઉપયોગ આગળનાં સૂત્રોમાં આવે છે તેને લઈને કર્યો છે. ધૈનુક ચિત્રરતમાં ગાયની માફક બે હાથ અને બે પગથી મ્હોં નીચું રાખી ઊભી હોય અને પાછળથી નાયક સાંઢની માફક તેના પર ચઢી સૂરત ક્રિયા કરે છે. આથીજ આને ધૈનુક કહે છે. '**धेनुकायां इदं धैनुकम्**' એ પ્રમાણે આ શબ્દની વ્યુત્પત્તિ છે. આ સુરતમાં પશુધર્મનું આચરણ થતું હોવાથી આનો 'ચિત્રરત'માં સમાવેશ કર્યો છે.

**तत्र पृष्ठमुरःकर्माणि लभते ॥ ३८ ॥**

**ધૈનુક ચિત્રરતમાં નાયિકાની પીઠ પર વક્ષઃસ્થળ પર થતો વ્યાપાર કરવો. ॥ ૩૮ ॥**

**પશુ આસન**

**एतेनैव योगेन शौनमैणेयं छागलं गर्दभाक्रान्तं मार्जार-ललितकं व्याघ्रावस्कन्दनं गजोपमर्दितं वराहघृष्टकं तुरगाधि-रूढकमिति यत्र यत्र विशेषो योगोऽपूर्वस्तत्तदुपलक्षयेत् ॥३९॥**

**આ ધૈનુક ચિત્રરત પ્રમાણે કુતરો, હરણ, બકરો, ગર્દભ, બિલાડી, વાઘ, હાથી, વરાહ-સૂવર, ઘોડો આદિ પશુઓનું અનુકરણ કરે અને અન્યત્ર ન જણાતા વિશેષ પ્રકાર લક્ષમાં લે. ॥ ૩૯ ॥**

ધૈનુક ચિત્રરતનાં જે લક્ષણ કહ્યાં છે, તે કૂતરા આદિ બીજાં પ્રાણીઓ સૂત્રોમાં કહ્યાં છે તે સમજી લેવાં. શૌનાદિ ( શ્વાન વગેરે ) ચિત્રરતમાં ચતુષ્પાદ જાનવરો પ્રમાણે સૂરત ક્રિયા કરવાની હોવાથી તે ધૈનુક પ્રમાણે થઇ શકે છે એમ તાત્પર્ય છે. આ પ્રમાણે શૌનાદિ ચિત્રરતની કલ્પના થઇ શકે છે પરંતુ આ સૂરત ક્રીડામાં તે પશુઓના અવાજ અને શરીર રચનાનો ખાસ ભાગ લક્ષમાં લેવો જોઇએ. નાયિકા કૂતરી, બકરી અને મેંઢીની માફક ઊભી હોય તો નાયક

કૂતરા, બકરા, કે મેંઢાની માફક સંભોગ કરવો. શ્વાનાદિક સંભોગ પ્રકાર એક જાતનો વિકાર જ છે. ગર્દભ, બિલાડી, વાઘ, હાથી અને ઘોડા એ જનાવરોની માફક સૂરત ક્રિયા થાય તેને ગર્દભાક્રાંત ઇત્યાદિ સંજ્ઞા મળે છે. આ ચિત્રરતમાં પશુઓના અવાજ અને શરીરની હિલચાલ પ્રયોગ કરનારે પ્રત્યક્ષ જોયેલી હોવી જોઇએ. સંઘાટક આસન એમ ન હોય તો સંભોગ ક્રિયા કરવી શક્ય નથી.×

## દ્વિવિધ આસન

**मिश्रीकृतसद्भावाभ्यां द्वाभ्यां सह संघाटकं रतम ॥ ४० ॥**

**પરસ્પર સદ્ભાવ રાખતી બે સ્ત્રીઓ સાથે એક નાયક સંભોગ ક્રીડા કરે તેને સંઘાટક કહે છે. ॥ ૪૦ ॥**

એકજ પુરુષ અને એકજ સ્ત્રીની સંભોગ ક્રીડાને ‘ રત ’ કહે છે. પરસ્પર વિશ્વાસવાળી બે સ્ત્રીઓની સાથે જ્યારે એકજ પુરુષ સંભોગ ક્રિયા કરે ત્યારે તેને સંઘાટક કહે છે. એકજ પલંગ પર સૂતેલી બે સ્ત્રીઓની સાથે સંભોગ ક્રિયા થતી હોવાથી આની સંઘાટક એ સંજ્ઞા અન્વર્થક છે. આ સંઘાટક નામની સૂરત ક્રીડામાં પુરુષ સંભોગ ક્રિયાથી એક નાયિકાની વાસનાની તૃપ્તિ કરતાં બીજી નાયિકાની વાસના ચુંબન આદિથી પ્રદીપ્ત કરે છે. કામવાસના પ્રદીપ્ત થાય એટલે તેને તૃપ્ત કરતાં પ્રથમ નાયિકાની કામવાસના ઉદીપ્ત કરે છે. આ પ્રમાણે બન્ને નાયિકાને નાયક સંતુષ્ટ રાખતો હોવાથી ગૌયૂથિક આસને ‘ સંઘાટક ’ એ નામ યથાર્થ છે એમ પ્રતીત થાય છે.

**बह्वीभिश्च सह गौयूथिकम ॥ ४१ ॥**

---

× અહીં ચિત્રરતમાં ‘ ગર્દભાક્રાંત, માર્જારલલિત, વ્યાઘ્રાસ્કંદન, ગજોપમર્દિત, વરાહઘૃષ્ટક, તુરંગાધિરૂઢક શબ્દો છે. ગધેડાની માફક આક્રાંત, વાઘની માફક સ્કંદન, બિલ્લીની માફક શબ્દોચ્ચાર, વરાહની માફક શરીરનું આસ્ફાલન કે ટક્કર તથા હાથીની માફક ઉપમર્દન સમજી લેવું.

**એકજ પુરુષ પુષ્કળ સ્ત્રીઓની સાથે સુરતક્રીડા કરે તો તેને રતને ગૌયૂથિક કહે છે. ॥ ૪૧ ॥**

પાછળના સૂત્રમાં વર્ણવ્યા પ્રમાણે એકમેકની સાથે સદ્દભાવ રાખનારી અનેક સ્ત્રીઓ સાથે નાયક રમમાણ થાય, તો તેને ગૌયૂથિક કહે છે. ગાયના ઝુંડમાં જેમ એકલો સાંઢ મહાલે છે, તેજ પ્રમાણે સ્ત્રીઓના સમૂહમાં પુરુષ યથેચ્છ સંભોગ કરતો હોવાથી આને ગૌયૂથિક સંજ્ઞા ઉચિત છે.

**રત આસન**

**वारीक्रीडितकं छागलमैणेयमिति तत्कर्मानुकृतियोगात् ॥ ४२ ॥**

**ભિન્નભિન્ન પશુઓની સુરતક્રિયાનુસાર વારીક્રીડિતક (હાથી) છાગલ (બકરો) અને ઐણેય (હરણ) એ નામના રતના પ્રકાર થાય છે. ॥ ૪૨ ॥**

એક હાથી જે પ્રમાણે અનેક હાથીણીઓ સાથે ક્રીડા કરે છે તે પ્રમાણે એક નાયક અનેક સ્ત્રીઓ સાથે રમમાણ થાય તો તે સુરત ક્રિયાને 'વારી ક્રિડીતક' કહે છે. એક બકરો જેમ અનેક બકરીઓ સાથે રમમાણ થાય છે, તેમ નાયકની ક્રીડાને 'છાગલ' કહે છે. એ જ રીતે એક હરિણનર અનેક હરિણીઓ સાથે ક્રીડા કરે છે, તેવા પ્રકારની એક નાયકની અનેક નાયિકાની સાથેની સુરતક્રીડાને 'ઐણેય' કહે છે. ગૌયૂથિકથી તે ઐણેય સુધાની સુરત ક્રીડાનાં તે તે જનાવરો પોતાની માદા સાથે સંભોગ ક્રિયા કરતાં શરીરનો સંબંધ અને સ્વરના અનુકરણને લઇને આ પ્રકાર થાય છે.

પુરુષ એક અને બે અથવા વધારે સ્ત્રીની માફક પુરુષ બે અથવા વધારેની સાથે પણ રમણ સંભવે છે. આમાં બે પુરુષની સાથે એકલી સ્ત્રીની રત હોય તો પહેલાંની માફક એને સંઘાટક કહે છે. આજ પ્રમાણે હસ્તિની સ્ત્રી બે વૃષ જાતિના પુરુષો સાથે સંભોગ કરે તો

જો કે પુરુષાયિત આસન પ્રયોગથી તે સંભોગ ક્રિયામાં પ્રવૃત્ત થાય તો તે પણ ‘ સંઘાટક ’ સંભોગકૃત કહેવાય છે. એક સ્થળે કહ્યું છે કેઃ–

“ હસ્તિની પુરુષાયિત આસનમાં પ્રવૃત્ત થઈ સૂરત ક્રિયા કરે તો બે પુરુષોની જાંઘ ઊલટી સૂલટી થઈ શરીર પણ ઉલટું સૂલટું થાય છે. આના યોગે પુરુષની ઉપસ્થેન્દ્રિય ઉન્નત થાય છે—આજ રીતે એ મદનાંકુશને ગ્રહણ કરી શકે છે. સંઘાટકની માફક નાયક પુષ્કળ હોય તો ગૌયૂથિક સંભવે છે. એક ગાયની પાછળ એક સાંઢ લાગે તે પ્રમાણે એક સ્રીની પાછળ અનેક નાયક સંભોગ ક્રિયા માટે પ્રવૃત્ત થાય એ સંભવિત છે. આજ પ્રમાણે વારિક્રીડિતક પણ થઈ શકે એમ સમજી લેવું.

**ग्रामनारीविषये स्त्रीराज्ये च बाह्लीके बहवो युवानोऽन्तःपुरसधर्माण एकैकस्याः परिग्रहभूताः, तेषामेकैकशो युगपच्च यथासात्म्यं यथायोगं च रञ्जयेयुः ॥ ४३ ॥**

**દેશ દેશના ભિન્ન પ્રકાર**

ભિન્નભિન્ન દેશમાંની સૂરત પ્રવૃત્તિના પ્રકાર સૂત્રકાર જણાવે છે.

**ગ્રામનારી દેશમાં, સ્રીયા રાજ્યમાં અને બાહ્લીક દેશમાં અનેક યુવક એક સ્રીની સેવામાં અંતઃપુરમાં રક્ષિત રહે છે. તેઓ પૃથક પૃથક કિંવા સાથે મળીને સ્રીને પસંદ આવે તેવા ઉપાયોથી તેને રંજન કરવા પ્રયત્ન કરે છે. ॥ ૪૩ ॥**

સ્રીયા રાજ્યની પાસે પેલી તરફ ગ્રામનારી દેશ છે. અહીં તરુણ એટલે સંભોગ ક્રિયા પાર પાડવામાં સમર્થ એવા પુરુષો જે પ્રમાણે સ્રીઓનું અંતઃપુરમાં રક્ષણ કરવામાં આવે છે, તે પ્રમાણે આ તરુણ પુરુષોનું રક્ષણ કરવામાં આવે છે. આથી તેઓ હંમેશ પરતંત્ર હોય છે. સૂત્રમાં જણાવેલા બાહ્લીક-બલ્ખની પાસે-દેશમાંની સ્રીઓ પ્રબળ કામવાસનાવાળી હોય છે. તેથી એક પુરુષથી તૃપ્તિ તેમને થતી નથી.

આ કારણસર અનેક તરુણને તેમની સેવામાં તત્પર રહેવું પડે છે, આ તરુણો એકજ વ્યાપારથી કિંવા એકદમ અનેક વ્યાપારથી સ્ત્રીઓના મનને ગમે તેવા ઉપાયથી તેમને સંતુષ્ટ કરે છે.

**एको धारयेदेनामन्यो निषेवेतान्यो जघनं मुखमन्यो मध्यमन्य इति वारं वारेण व्यतिकरेण चानुतिष्ठेयुः ॥ ४४ ॥**

જે તરુણના ખોળામાં તે બેઠી હોય તે તેને ખોળામાં બેસાડી રાખે. બીજો તેના મુખનું ચુંબન લે, દંતક્ષત કિંવા નખક્ષત કરી તે આનંદ આપે. બીજો તેના જઘનના ભાગમાં યંત્ર સંયોગ કરે: બીજો જઘન અને મૂળ વચ્ચેના ભાગને ચુંબન આદિથી સેવતો રહે, આ પ્રમાણે એક એક કામ એકી સાથે કરતાં સહવાસ કરે. આમાં પણ વિધાનનો બીજો પ્રકાર છે. યંત્ર સંયોગ ક્રમવાર પણ કરે. જેણે સેવન કર્યું હોય તેનો રાગ નિવૃત્ત થાય એટલે બીજા ક્રમમાં તે જોડાય. અર્થાત્ કે સંભોગ કરનાર નિવૃત્ત થાય એટલે ખોળામાં માથું લઇ બેઠેલો પુરુષ મુળ પરના કામમાં લાગે. મુળવાળો વક્ષઃસ્થળ આગળ સરે, અને વક્ષઃસ્થળ જઘન પ્રદેશ પર પહોંચે અથવા તો એક એક જણ બબ્બે કામ કરે. જઘન સેવનાર સાથે સાથે સ્તનને પણ સેવે. મધ્યનું સેવન કરનાર સ્તન અને મુખનું સેવન કરે, કિંવા મુખનું સેવન કરનાર મુખ અને મધ્યનું સેવન કરે, જે તેને ખોળામાં લઇને બેઠો હોય, તે બેઠો રહે અને જોઇએ તો મુખને પણ ચુમતો રહે. આ પ્રમાણે શાંત થાય ત્યાં સુધી કરે.

**एतया गोष्ठीपरिग्रहा वेश्या राजयोषापरिग्रहाश्च व्याख्याता॥४५॥**

**પૂર્વોક્ત પ્રકારથી વેશ્યાઓ અને રાજસ્ત્રીઓનું વર્ણન પણ આમાં જણાય છે–સમજી લેવું. ॥ ૪૫ ॥**

સ્ત્રીઆરાજ્ય સરખા દેશમાં સ્ત્રીઓના પ્રીતિ સંપાદન કરનાર પુરુષો જેમ હોય છે, તેમ અન્ય દેશમાં પણ ક્વચિત્ સંભવે છે.

એ સ્પષ્ટ કરવા સૂત્રકાર આ સૂત્રનો આરંભ કરે છે. દુર્વૃતવિટ જેવા માણસો એકત્ર થઈ જેનો સ્વીકાર કરે, તે વેશ્યા. તેનું રંજન કરવા માટે અનેક પુરુષોની પ્રવૃત્તિ આવશ્યક છે. સૂત્રમાં 'રાજ્યોષા-પરિગ્રહ' એવો જે શબ્દ છે તેમાં યોષા શબ્દ 'યોષિત્' એટલે સ્ત્રીના અર્થમાં સમજવો. એનો અર્થ એ છે કે રાજાના અંતઃપુરમાં ઘણી સ્ત્રીઓ મળીને જે પરપુરુષને સેવવા માટે રાખે તો તેજ રાજ સ્ત્રીઓનો પરિગ્રહ. આગળ ઉપર સૂત્રમાં નવ દશ સ્ત્રીઓ મળીને એક પુરુષને ઘેરી લે છે તે વાત જણાવી છે.

વિટ સરખા દુર્વૃત્ત લોક વેશ્યાનું રંજન કરે અને તરુણ લોક રંજન કરે. '**बह्वीभिश्च गो यूथिक**' આ સૂત્રમાં વર્ણવેલો પ્રકાર પતિને માટે સ્વપત્નીને ઉદ્દેશી વર્ણવ્યો છે.

**અધોરતાસન**

**अधोरतं पायावपि दाक्षिणात्यानाम् ॥ ४६ ॥**

**દાક્ષિણ્યાતોમાં ગુદાદ્વારથી સંભોગ કરવાનો પ્રઘાત છે-આને અધોરત કહે છે. ॥ ૪૬ ॥**

ગુદાદ્વાર જઘનની નીચે હોવાથી આ રતને અધોરત કહે છે. સ્ત્રી પુરુષ ભેદથી આના બે પ્રકાર સંભવે છે. જો કે અનુચિત માર્ગથી સંભોગ ક્રિયા થાય છે છતાં સ્ત્રી અને પુરુષ એ બંનેનો આમાં સંબંધ હોવાથી આ રતની ગણના ચિત્રરતમાં કરવાને હરકત નથી. ઔપરિષ્ટક તો કેવળ તૃતીયા પ્રવૃત્તિ એજ એકલો સુરત ક્રિયા કરનાર હોવાથી તેનો ચિત્રરતમાં અંતર્ભાવ થતો નથી. કયા દેશમાં આ વ્યવહાર થાય છે એ દક્ષિણાત્ય શબ્દથી દર્શાવ્યું છે.

**पुरुषोपसृप्तकानि पुरुषायिते वक्ष्यामः ॥ ४७ ॥**

**પુરુષોપસૃપ્તક-પુરુષ સ્ત્રીની સમીપ શી રીતે પહોંચે-એનો પ્રેમ શી રીતે આકર્ષણ કરે-એ પુરુષાયિત પ્રકરણમાં કહીશું. ॥ ૪૭ ॥**

પુરુષોપસૃપ્ત—પુરુષ સ્ત્રીની સમીપ શી રીતે પહોંચે—અર્થાત્ કે શી રીતે તેના પ્રેમનું આકર્ષણ કરે એ આસનોના વર્ણન પછી કહેવું આવશ્યક છે. પરંતુ તે સર્વ એમ પુરુષાયિત નામના પ્રકરણમાં કહેનાર છીએ.

ચિત્રરતને પરિપોષક એવા કેટલાક ઉપાય સૂત્રકાર જણાવે છે:- આ વિષયમાં બે શ્લોક પ્રસિદ્ધ છે.

## ચિત્રરતને પોષક

**पशुनां मृगजातीनां पतङ्गानां च विभ्रमैः ।**
**तैस्तैरुपायैश्चित्तज्ञो रतियोगान्विवर्धयेत् ॥ ४८ ॥**

**પશુ, મૃગ અને પક્ષીઓનો વિલાસ જોઈ તે તે ઉપાયથી સ્ત્રીઓના ચિત્તને ઓળખનાર પુરુષે સ્ત્રીના પ્રેમને વૃદ્ધિગત કરવા માટે સાધનોનો ઉપયોગ કરવો. ॥ ૪૮ ॥**

નીચેના દાંતવાળાઓ પશુ અને ઉપર તથા નીચે દાંત હોય તે મૃગ કહેવાય છે. પતંગ એટલે પક્ષી...સુરતક્રિયા વખતે એ સર્વના શરીર વ્યાપાર અને સ્વર વ્યાપારને ઉત્તમ પ્રકારે ધ્યાનમાં રાખી સમજી લઈ સ્ત્રીનો અભિપ્રાય સમજી લઈ રાગવૃદ્ધિ માટે નવીન નવીન સાધનોનો ઉપયોગ કરવો.

## પ્રીતિ, તૃપ્તિ ને આદર

**तत्सात्म्याद्देशसात्म्याच्च तैस्तैर्भावैः प्रयोजितैः ।**
**स्त्रीणां स्नेहश्च रागश्च बहुमानश्च जायते ॥ ४९ ॥**

**સ્ત્રીની મનોકામનાને અનુકૂળ, દેશના રીતરિવાજને અનુકૂળ ભિન્નભિન્ન વ્યાપારથી સ્ત્રીઓને પ્રીતિ, તૃપ્તિ અને આદર ઉત્પન્ન થાય છે. ॥ ૪૯ ॥**

નાયિકાની પ્રકૃતિને અનુકૂળ થઇ પડે તથા દેશના રીત રિવાજને પણ અનુકૂળ હોય, તે પ્રમાણે પશુ આદિના કાયિક અને વાચિક વ્યાપારને લક્ષમાં લઇ, ઉપયોગમાં આણેલા ઉપાય સ્ત્રીઓની પ્રીતિ, તૃપ્તિ અને પુરુષને માટે આદર ઉત્પન્ન કરે છે.

**इति श्रीवात्स्यायनीये कामसूत्रे सांप्रयोगिके द्वितीयेऽधिकरणे संवेशनप्रकाराश्चित्ररतानि च षष्ठोऽध्यायः।**

ઇતિ શ્રી વાત્સાયન કામસૂત્રના સાંપ્રયોગિક નામના બીજા અધિકરણના છઠ્ઠા અધ્યાયનો સંવેશન પ્રકાર અને ચિત્રરત નામનો છઠ્ઠો અધ્યાય સમાપ્ત.

છઠ્ઠા અધ્યાયની તાત્પર્ય વ્યંજકા નામની ગુર્જર ટીકા સમાપ્ત.



## सप्तमोऽध्यायः।

## प्रहणनसीत्कार प्रकरण

## પ્રહણન અને સીત્કાર પ્રકાર

**कलहरूपं सुरतमाचक्षते विवादात्मकत्वाद्वामशीलत्वाच्च कामस्य ॥ १ ॥**

આ પ્રકારે આસનોમાં સહવાસને માટે તૈયાર થયેલી સ્ત્રીમાં યંત્રયોગ પ્રધાનરૂપથી પ્રહણન થાય છે–મુષ્ટિ આદિ સાધનોથી મુખ્ય પ્રહાર શરૂ થાય છે. આ પ્રહાર કર્યા પછી સીત્કાર થાય છે. આથી આ અધ્યાયમાં પ્રહણન અને તે પ્રહારથી યુક્ત સીત્કારના ક્રમ, એનું

એ પ્રમાણે વર્ણન છે. જે પ્રકારનું પ્રહણન તે પ્રકારનો સીત્કાર એ સૂચવવા માટે ક્રમ શબ્દનો ઉપયોગ છે.

## સુરતક્રિયાનું પ્રયોજન

સુરતક્રિયા સુખને માટે છે. અને પ્રહારથી દ્વેષ ઉત્પન્ન થાય છે, છતાં સુરતમાં એનું શું પ્રયોજન છે? આ શંકાનું સમાધાન સૂત્રકાર કહે છે:—

**કામ સ્વભાવતઃ વિવાદાત્મક અને વક્ર હોવાથી સુરત કલહરૂપ કહેવાય છે. ॥ ૧ ॥**

સ્ત્રી અને પુરુષ એ બન્ને સુરતક્રિયાથી પોતપોતાની કામવાસના કરવા તત્પર થયેલાં હોઈ તેમાં એક બીજાનો પરાભવ કરવાની પ્રવૃત્તિને સ્વાભાવિક રીતે વિવાદાત્મકતા પ્રાપ્ત થયેલી હોય છે. કામવાસનાની ઉત્પત્તિ જો કે સુકુમારતામાંથી ઉત્પન્ન થયેલી હોય છે છતાં સુરતક્રિયા શરૂ થયા પછી સર્વ વ્યવહાર કઠોરતાથી કરવાના હોય છે. આ સંબંધી ' કિરાતાર્જુનીય ' કાવ્યના નવમા સર્ગના ૪૯ મા શ્લોકમાં વર્ણન છે કે " મદને સુકૌમાર્ય વગેરે ગુણોને માટે પુષ્કળ કીર્તિ મેળવેલી હોય, છતાં મદનબાધા પીડિત સ્ત્રી પુરુષોની સુરતક્રિયા શરુ થયા પછી સ્ત્રી પુરૂષોએ પરસ્પરને આપેલા આલિંગનથી પુષ્કળ આદર ઉત્પન્ન થયો અને દંતક્ષાતને લઈને ચુંબન પ્રિય લાગવા માંડયું. તાત્પર્ય મદન પ્રવૃત્તિ સ્વભાવતઃ વક્ર છે." હેતુ એટલે કારણ અને ફળ એટલે કાર્ય; આને યોગે કામના પણ બે ભેદ થાય છે. આમાંથી પહેલો કારણરૂપ કામ તે સંગોભેચ્છા સ્વરૂપનો હોય છે, અને બીજો કાર્યરૂપ તે શુક્ર સ્ખલિત થતી વખતે સ્પર્શસુખના સ્વરૂપનો હોય છે.

**तस्य रागवशात्प्रहणनमङ्गं स्कन्धौ शिरः स्तनान्तरं पृष्ठं जघनं पार्श्वे इति स्थानानि ॥ २ ॥**

**પ્રેમને કારણે થતું પ્રહણન એ સુરતનું પરિપોષક અંગ છે. બે ખાંધ, મસ્તક, સ્તનોનો વચલો ભાગ, પીઠ, જઘન અને શરીરનાં બે પડખાં એ પ્રહણનનાં સ્થાન છે. ॥ ૨ ॥**

સુરત સમયે વિશિષ્ટ સ્થળે પ્રહાર કરવાથી કામવાસના પ્રબળ થાય છે અને તેણે કરીને સ્ત્રી પુરુષની પરસ્પર પ્રીતિ વધુ જામે છે. પ્રહાર કરવાનાં સ્થાન સૂત્રમાં જણાવ્યાં છે.

**પ્રહણનના ચાર પ્રકાર**

**तच्चतुर्विधमपहस्तकं प्रसृतकं मुष्टिः समतलकमिति ॥ ३ ॥**

**પ્રહણનના ચાર પ્રકાર છેઃ (૧) અપહસ્તક, (૨) પ્રસૃતક, (૩) મુષ્ટિ અને (૪) સમતલક. ॥ ૩ ॥**

પ્રહણન એટલે પ્રહાર, અપહસ્તાદિ ચાર પ્રકારના હોય છે. હાથની પીઠને અપહસ્તક કહે છે. એમાં આંગળીઓ ફેલાયેલી હોય છે. મુષ્ટિ એટલે મુક્કો પ્રસિદ્ધ જ છે. સમતલક એટલે હાથની તળેલી. જેને મુસ્તક કહે છે તે.

**तदुद्भवं च सीत्कृतं तस्यार्तिरूपत्वात् तदनेकविधम् ॥ ४ ॥**

આ અધ્યાયનું બીજું પ્રકરણ સીત્કારનું છે. તે પ્રહણન પ્રકરણને અંતર્ગત છે એ સૂત્રકાર આ સૂત્રથી જણાવે છે;—

**પ્રહારથી સ્વાભાવિક પીડા થાય છે અને તેને લઇને સીત્કાર ઉત્પન્ન થાય છે એના પુષ્કળ પ્રકાર છે. ॥ ૪ ॥**

પ્રહણનથી સીત્કાર ઉત્પન્ન થાય છે. શી રીતે પ્રહારથી ઉત્પન્ન થાય છે એનો જવાબ આપે છે. પ્રહારથી પીડા થાય છે અને પીડાથી સીત્કાર—અવાજ થાય છે. સીત્કારમાં માત્ર સીત્કરણ હોય છે એમ નથી. પણ હિંકારાદિ પ્રકાર આમાં સંભવે છે. સીત્કાર પ્રહણન પ્રહારની પીડાથી ઉત્પન્ન થતું હોવાથી તે પણ પીડારૂપ છે.

## વિરુતના આઠ પ્રકાર

**विरुतानि चाष्टौ ॥ ५ ॥**

**વિરુતના આઠ પ્રકાર છે. ॥ ૫ ॥**

આ આઠ પ્રકારના વિરુતો ધ્વનિ સ્વરૂપના હોવાથી તેનો ઉલ્લેખ સીત્કાર પ્રકરણમાં કર્યો છે. વિરુતો પ્રેમને લઇને ઉત્પન્ન થાય છે અને પ્રહણન વખતે એનો પ્રયોગ સૌંદર્યવર્ધન માટે કરવામાં આવે છે. સીત્કાર કેવળ પ્રહારને લઇને થાય છે.

**हिंकारस्तनितकूजितरुदितसूत्कृतदूत्कृतफूत्कृतानि ॥ ६ ॥**

**હિંકાર, સ્તનિત, કૂજિત, રૂદિત, સૂત્કૃત, દૂત્કૃત, ફૂત્કૃત એ સાત (વરુતના) અવ્યક્ત અક્ષરો છે. ॥ ૬ ॥**

'હિં' એવો જે સાનુનાસિક ઉચ્ચાર થાય છે તેને હિંકાર કહે છે. કંઠ અને નાસિકા એ બે સ્થાનોની બહાર ધ્વનિ જ્યાં લાગે એટલે તેનો મધુર ઉચ્ચાર નિષ્પન્ન થાય છે. મેઘ ગર્જના જેવા ધ્વનિને સ્તનિત કહે છે. ગળામાંથી 'હું' એવો અવાજ થતાં સ્તનિત બહાર નીકળે છે. રુદિ તો સર્વના અનુભવનો અવાજ છે. તે પણ વિશિષ્ટ પ્રસંગે મનોહર દીસે છે. સૂ–સૂ અવાજ કરવો તે સૂત્કાર કહેવાય છે. આ સૂત્કારને માટે શ્વસિત એવો બીજો શબ્દ છે. દૂજિત, દૂત્કૃત, અને ફૂત્કૃતનાં લક્ષણો આગળ ઉપર જણાવવામાં આવશે. અસ્પષ્ટ અક્ષરયુક્ત હિંકારાદિ સાત વિરુતો આવાં છે. 'અંબા'–'ઓ મા' જેવો સાર્થ અને સ્પષ્ટ અક્ષર જેવો વિરુતનો આઠનો એવો સ્વતંત્ર પ્રકાર છે. તે આગલા સૂત્રમાં સૂત્રકાર જણાવે છે.

**अम्बाऽर्थाः शब्दाः, वारणार्था मोक्षणार्थाश्चालमर्थास्ते ते चार्थयोगात् ॥ ७ ॥**

**અંબાર્થ, વારણાર્થ, મોક્ષણાર્થ અને અલમર્થ એ પ્રકારના અર્થને લઇને વિરુતના આઠમા પ્રકારના શબ્દો છે. ॥ ૭ ॥**

'ઓ, મા,-માડી રે' એ શબ્દ અંબાર્થક છે. 'ચાલો રહેવા દે' વગેરે શબ્દો વારણાર્થ છે, 'છોડો, આઘા રહો' આ શબ્દો મોક્ષણાર્થ છે. 'રહેવા દો' ઇત્યાદિ શબ્દો અલમર્થ છે. આવા પ્રકારના અનુરોધથી 'મરી ગઈ રે–મને છોડાવો, મને કોઈ બચાવો' વગેરે શબ્દો પીડાર્થક છે.

## સિત્કારની સમજ

**पारावतपरभृतहारीतशुकमधुकरदात्यूहहंसकारण्डवलावक-विरुतानि सीत्कृतभूयिष्ठानि विकल्पशः प्रयुञ्जीत ॥ ८ ॥**

**પારેવુ, કોકિલ, હારિત–હરિયલ, શુક, મધુકર, દાત્યુહ–ચાતક, હંસ, કારંડવ અને લાવક આ પક્ષીઓના શબ્દ જેવા સીત્કાર શબ્દો બહુ ઉપયોગમાં લેવા. ॥ ૮ ॥**

પારેવાં આદિ જે આઠ પક્ષીઓનો ઉલ્લેખ સૂત્રમાં કર્યો છે, તેના બોલને મળતા બોલોનો યોગ્ય લાગે ત્યાં સીત્કારમાં ઉપયોગ કરવો. આ શબ્દોમાં સીત્કારનું પ્રમાણ અધિક જોઇએ. સીત્કાર મિશ્રિત પક્ષીઓના શબ્દ કરવાથી, તે મિશ્ર રાગની માફક સુંદર જણાય છે.

**उत्सङ्गोपविष्टायाः पृष्ठे मुष्टिना प્રहारः ॥ ९ ॥**

**ખોળામાં બેઠેલી નાયિકાની પીઠમાં મુક્કો–મુષ્ટિ પ્રહાર કરવો ॥ ૯ ॥**

પ્રહણન અને સીત્કાર એનો પ્રયોગ કયાં અને કઇ સ્થિતિમાં કરવો તે સૂત્રકાર જણાવે છે.

પોતાના ખોળે બેઠેલી નાયિકાની પીઠમાં મૂઠીથી પ્રહાર કરવો–બીજાથી કરવો નહિ. કારણ કે તે ત્યાં શોભતું નથી.

**तत्र सासूयाया इव स्तनितरुदितकूजितानि प्रतीघातश्च स्यात् ॥ १० ॥**

**નાયકે કરેલો મુષ્ટિપ્રહાર સહન થયો નથી એમ દેખાડવા**

**નાયિકાએ સ્તનિત, કૂજિત, કિંવા રુદિતનો ઉપયોગ અને બદલામાં મુક્કો મારવો. ॥ ૧૦ ॥**

નાયકે કરેલો મુષ્ટિ પ્રહાર સહન થયો નથી એમ દેખાડવા નાયિકાએ સ્તનિત, કૂજિત અને રુદિત એમાંથી એકાદનો પ્રયોગે કરવો, એટલું જ નહિ પણ મુક્કી મારવાથી ત્રાસ થયો છે તેનો બદલો નાયકની પીઠ પર મુક્કો મારી લેવો.

**युक्तयन्त्रायाः स्तनान्तरेऽपहस्तकेन प्रहरेत् ॥ ११ ॥**

**સુરત ક્રિયામાં પ્રવૃત્ત થયેલી નાયિકાના સ્તનના મધ્ય ભાગમાં નાયકે અપહસ્ત પ્રહણન કરવું. ॥ ૧૧ ॥**

સુરતક્રીડા કરવા માટે ચત્તી સૂતેલી નાયિકાના બન્ને સ્તનના વચલા ભાગમાં અપહસ્તક નામના પ્રહણનપ્રયોગથી પ્રહાર કરવો. બીજી કોઈ રીતે કે બીજો પ્રહાર ન કરવો; કારણ કે બીજો પ્રહાર અનુરૂપ નહિ લેખાય.

**मन्दोपक्रमं वर्धमानरागमापरिसमाप्तेः ॥ १२ ॥**

**મંદ પ્રહારથી પ્રારંભ કરી જેમ જેમ રાગની વૃદ્ધિ થાય, તેમ તેમ અધિક કરતાં રહેવું, આ પ્રહાર ક્રિયા નાયિકાની તૃપ્તિ થાય ત્યાંસુધી ચાલુ રાખવી ॥ ૧૨ ॥**

આ પ્રહણનનો જે પ્રયોગ કરવાનો છે, તે પ્રારંભમાં ધીમે ધીમે શરૂ થવો જોઈએ. અને આગળ જતાં પ્રેમ વધતો જાય તેમ તેમ જોરથી કરવો જોઈએ. અને આ ક્રમ નાયિકાની કામવાસના તૃપ્ત થાય ત્યાં સુધી ચાલુ રાખવો જોઈએ. પ્રેમનું સ્થાન જે હૃદય તે સ્તનના મધ્યભાગમાં હોવાથી ત્યાંજ પ્રહાર કરવાનું કથવામાં આવ્યું છે. મસ્તક, જઘન અને હૃદય એ ત્રણ સ્થાન સ્ત્રીઓમાં પ્રેમનાં સ્થાન કહેવાય. આ ઠેકાણે પ્રહાર કરવાથી ચંડવેગ નાયિકા પણ સંતુષ્ટ થાય છે.

**तत्र हिंकारादीनामनियमेनाभ्यासेन विकल्पेन च तत्काल-मेव प्रयोगः ॥ १३ ॥**

**અપહસ્ત પ્રહણન વખતે હિંકારાદિ સાત વિરુતનો અનિયમથી અને વારંવાર ઇચ્છાનુસાર સૂરતકાળ પર્યંત પ્રયોગ કરવો ॥ ૧૩ ॥**

અપહસ્ત પ્રહણન સમયે આગળ જણાવેલા સાત વિરુતનો નિયમશૂન્ય પ્રયોગ કરવો. આ અપહસ્ત પ્રહણનનો પ્રયોગ આરંભમાં હૃદય પર મૃદુ હાથથી થાય છે. તેથી પ્રહારની પીડા ઝાઝી થતી નથી તે ધીમે ધીમે થતી હોવાથી તત્સૂચક સર્વ વિરુતોના પ્રયોગનો સંભવ આ વખતે છે. ઉપરાંત આ હિંકારાદિ વરુતોનો પ્રયોગ મૃદુ મધ્ય કિંવા અત્યંત તીવ્ર એ ત્રણ ભેદ પ્રમાણે ઇચ્છાથી ત્યાં ફરી ફરી કરવાનો હોવાથી તેની સમાપ્તિ પણ પ્રહણકાળને અનુલક્ષીને કરવાની હોય છે.

**शिरसि किंचिदाकुञ्चिताङ्गुलिना करेण विवदन्त्याः फूत्कृत्य प्रहणमं तत्प्रसृतकम् ॥ १४ ॥**

**વિવાદ કરતી નાયિકા (અપહસ્ત પ્રહારથી સંતુષ્ટ ન થતાં)ના મસ્તક પર હાથની આંગળીઓને સંકોચી તેનાથી ફૂત્કારપૂર્વક જે પ્રહાર કરવામાં આવે છે તેને ‘પ્રસૃતક’ કહે છે. ॥ ૧૪ ॥**

હાથની આંગળીઓ સંકુચિત કરી એકત્ર કરવાથી સાપના ફણાના જેવો આકાર થાય છે. નાયિકાને અપહસ્ત પ્રહારથી જો સંતોષ ન થયો હોય અને બીજા પ્રહારની અપેક્ષા હોય તો પ્રેમનું પ્રથમ સ્થાન જે મસ્તક તેના પર પ્રસૃતક નામનો પ્રહાર શરૂ કરવો. આ પ્રહાર મંદ વેગથી આરંભી ક્રમે ક્રમે પ્રેમની વૃદ્ધિ થતાં જોરથી કરવો-ધીમે ધીમે વધારવો. આ પ્રહાર વખતે જે ફૂત્કાર કરવામાં આવે છે તે પ્રેમવૃદ્ધિમાં ઉપયોગી છે.

**तत्रान्तर्मुखेण कूजितं फूत्कृतम ॥ १५ ॥**

**પ્રસૃતક પ્રહાર વખતે અંતર્મુખથી મૂળના અંદરના ભાગથી કૂજિત અને ફૂત્કૃત થાય છે. ॥ ૧૫ ॥**

નાયક જ્યારે પ્રસૃતક નામનો પ્રહાર કરે છે, ત્યારે નાયિકાના મુખના અંતર ભાગથી કૂજિત અને ફૂત્કૃત એ નામના બે વિરુતો

ઉત્પન્ન થાય છે. જ્યારે મુખનો ભાગ ઢાંકેલો-સંવૃત હોય છે ત્યારે જે શબ્દ નિર્માણ થાય છે તેને કૂજિત કહે છે. આ અસ્પષ્ટ હોય છે. જ્યારે મુખનો ભાગ ઉઘાડો હોય, ત્યારે જીભના મૂળ ભાગની સહાયથી ફૂત્કૃત નામક વિરૂત નિર્માણ થાય છે. આ ફૂત્કૃત વિરૂતને ઉપમાનભૂત પદાર્થનું વર્ણન, 'बदरस्येवेति' આ અધ્યાયના અરાઢમાં સૂત્રમાં દર્શાવવામાં આવશે.

**रतान्ते च श्वसितरुदिते वेणोरिव स्फुटतः शब्दानुकरणं-दूत्कृतम् ॥ १६ ॥**

**સુરત ક્રિયાના અંતમાં શ્વસિત અને રુદિત એ બે વિરુત સંભવે છે જ્યારે વાંસ ફૂટે છે ત્યારે જે અવાજ થાય છે તેના અનુકરણને દૂત્કૃત કહે છે. ॥૧૬॥**

સુરતક્રીડાના અંતમાં ધાતુ ક્ષય થવાથી શ્રમ લાગે છે, અને તેના યોગે શ્વસિત અને રૂદિત નામના વિરૂતોની ઉત્પત્તિ થાય છે. આનો પ્રયોગ મધુર ભાષણ વડે કરવો. જ્યારે વાંસ ફાટે છે, ત્યારે તે વખતે જે શબ્દ થાય છે તેને ફૂત્કૃત કહે છે.

**अप्सु बदरस्येव निपततः फूत्कृतम् ॥ १७ ॥**

**પાણીમાં બોર પડવાથી જે અવાજ થાય તેને ફૂત્કૃત્ય કહે છે. ॥૧૭॥**

તાલુસ્થાનના ઉપરના ભાગમાં જીભનો સ્પર્શ થતાં જે અવાજ ઉત્પન્ન થાય છે, તેને ફૂત્કૃત કહે છે. કિંવા બોર જેવો ગોળ પદાર્થ પાણીમાં પડતાં જે અવાજ થાય છે તે પણ ફૂત્કૃત જેવો જ છે. આનું અનુકરણ તે ફૂત્કૃત. આને માટે એક ઠેકાણે કહ્યું છે કે "પાણીમાં સાકર નાંખવાથી નિઃસ્તિમિત જે અવાજ નીકળે છે તેના જેવો જ અવાજ" થાય છે એ અવાજને ફૂત્કાર કહે છે.

**सर्वत्र चुम्बनादिषूपक्रान्तायाः ससीत्कृतं तेनैव प्रत्युत्तरम् ॥ १८ ॥**

**ચુંબનાદિ ક્રિયામાં નાયક જે જે કરે, તેનો જવાબ નાયિકાએ સીત્કાર આદિથી વાળવો. ॥ ૧૮ ॥**

ચુંબન, નખક્ષત, અને દંતક્ષતથી જો નાયકે પ્રારંભ કર્યો હોય તો, તેજ સીત્કારયુક્ત ક્રિયાથી નાયિકાએ નાયકને પ્રત્યુત્તર આપવો. જે ચુંબનાદિથી નાયિકાને નાયકે આક્રમણ કર્યું હોય તેજ ક્રિયામાં હિંકારાદિનો ભર નાંખી નાયિકાએ નાયક ઉપર ઊલટ આક્રમણ કરવું. આમ કરવાથી '**कृते प्रतिकृतं कुर्यात्**'–જેવાની સાથે તેવું–એ ઉક્તિનું સ્મરણ કરી આપવા જેવું થાય છે.

**रागवशात्प्रहणनाभ्यासे वारणमोक्षणालमर्थानां शब्दानामम्बाऽर्थानां च सतान्तश्वसितरुदितस्तनितमिश्रीकृतः प्रयोगा विरुतानां च रागावसानकाले जघनपार्श्वयोस्ताडनमित्यतित्वरया चापरिसमाप्तेः ॥ १९ ॥**

**રાગવૃદ્ધિને લઇને નાયક જો ફરી ફરીને પ્રહાર કરે, તો વારણ, મોક્ષણ, અલમર્થ અંતાર્થક શબ્દના પ્રયોગ સાથે ખિન્નશ્વસિત, રૂદિત, સ્તનિતનું મિશ્રણ કરવું, રાગની સમાપ્તિ વખતે નાયકે નાયિકાના જઘનભાગમાં, પાર્શ્વભાગમાં અત્યંત ત્વરાથી તાડન કરવું. આ તાડનક્રિયા સુરતક્રીડા સમાપ્ત થાય ત્યાંસુધી કરવી. ॥ ૧૯ ॥**

રાગવૃદ્ધિ થતાં–કામવાસના પ્રદીપ્ત થતાં નાયક પુનઃપુનઃ પ્રહાર કરવા પ્રવૃત્ત થાય, ત્યારે નાયિકાએ 'નહિ બસ્યું ! છોડો ! છોડો ! બસ્સ ! થયું : ઓ માડીરે, વગેરે વારણાદિક શબ્દનો પ્રયોગ કરવો. આ શબ્દોના પ્રયોગમાં અત્યંત કલાંત એવાં શ્વસિત, રૂદિત, અને સ્તનિત વિરૂતનું મિશ્રણ કરવું. જો આગળ ઉપર પ્રેમ ઓછો થાય છે એમ જણાય તો સ્ત્રીના કિંવા પુરૂષના ગુહ્યાંગના પાસેના ભાગમાં પ્રીતિ હોય છે; એ સરતમાં રાખી પ્રેમનું ત્રીજું સ્થાન જે જઘન ત્યાં અને કાખની નીચેની બાજુએ સમતલક પ્રહણન–પ્રહાર કરવો.

આ અતિ ત્વરાથી કરવું. આ પ્રહાર–તાડન ઉતાવળથી કરવાનું કારણ એ છે કે જો તે ધીમેથી કરવામાં આવે તો ઉત્પન્ન થતો પ્રેમ કદાચિત્ પરાવૃત્ત થઈ જવાનો સંભવ છે. મૂળ સૂત્રમાં ' સમતલક ' શબ્દ નથી પરંતુ અર્થના અનુરોધથી તેજ અહીં લેવો ઘટે છે. કેટલાક કહે છે કે સૂત્રમાં ' સમતલક ' શબ્દ છે.

**तत्र लावकहंसविकूजितं त्वरयैवेति स्तननप्रहणनयोगाः ॥ २० ॥**

**આમાં–સમતલક પ્રહણનમાં–લાવક કિંવા હંસ પક્ષીના અવાજની નકલ જલદી જલદીથી કરવી–આ પ્રમાણે સ્તનન અને પ્રહણનના પ્રયોગ સમાપ્ત થયા. ॥ ૨૦ ॥**

સમતલક પ્રહારમાં લાવક અથવા હંસ જે શબ્દો અવાજ કરે છે તેવાજ શબ્દો નાયિકાના મુખમાંથી ઉત્પન્ન થઈ નીકળવા જોઇએ. નાયક સમતલક પ્રહાર જલદી જલદીથી કરતો હોય તો પ્રહારથી ઉત્પન્ન થતાં વિરૂત પણ જલદી જલદી થવાં જોઇએ, ઉપરાંત આ નાજુક અને મીઠી ધ્વનિયુક્ત પણ હોવાં જોઇએ.

આ પ્રમાણે સીત્કાર અને વિરૂતના સ્વરૂપનું ધ્વનિ અને પ્રહારના પ્રયોગ પુરા થયા.

**पारुष्यं रभसत्वं च पौरुषं तेज उच्यते ।**
**अशक्तिरार्तिर्व्यावृत्तिरबलत्वं च योषितः ॥ २१ ॥**
**रागात्प्रयोगसात्म्याच्च व्यत्ययोऽपि क्वचिद्भवेत् ।**
**न चिरं तस्य चैवान्ते प्रकृतेरेव योजनम् ॥ २२ ॥**

પ્રહણન અને સીત્કાર એમાંથી સ્ત્રી પુરૂષોના કયા કયા સ્વાભાવિક ધર્મ છે તે સૂત્રકાર નીચે પ્રમાણે જણાવે છેઃ–આ પરત્વે બે શ્લોક છે.

**કઠોરતા, અને ધાષ્ટર્ય એ પુરુષના સ્વાભાવિક ધર્મ છે. અશક્તતા, પીડા, પરાવર્તન અને નિર્બળતા એ સ્ત્રીઓના સ્વાભાવિક ધર્મ છે. ॥ ૨૧ ॥**

**કામવાસનાના પ્રાબલ્યથી (કે) આસનનો પ્રયોગ વિરુદ્ધ કર્યો હોય છતાં તે ગમતો હોય તો સ્ત્રી પુરુષના પોતપોતાના સ્વભાવ ધર્મમાં કંઇ ફેર થવાનો સંભવ હોય છે; પણ, તે લાંબા વખત સુધી રહેતો નથી. અંતમાં તો પાછાં પ્રકૃતિસ્થ પોતપોતાના સ્વભાવ વાળાં થઈ જાય છે. ॥ ૨૨ ॥**

ચિત્ત અને શરીરમાં કઠોરતા હોવી એ પુરૂષનો સ્વાભાવિક ધર્મ છે. તે વગર વિચારે કંઇ કરી બેસે છે. તેનામાં ધૃષ્ટતા હોય છે. આ ધર્મને લઇને જ પુરૂષ સ્ત્રી પર પ્રહાર કરવા પ્રવૃત થાય છે. સ્ત્રીઓમાં પ્રહાર કરવાનું સામર્થ્ય નથી. તેમનામાં અશકતતા હોય છે. સ્ત્રીઓના હાથ નાજુક હોય છે. પ્રહાર કરતાં હાથને પીડા થાય છે. પીડા થાય તો પ્રહાર કરતાં અટકી જાય છે. પુરૂષ પ્રહાર કરવાને માટે પ્રેરણા કરે છે છતાં તેમ કરવાની શક્તિ ન હોવી એ સ્ત્રીઓનો સ્વાભાવિક ધર્મ છે. તેમના સ્વાભાવિક ધર્મને લઇ તે પ્રહાર કરી શકતી નથી. જો કે સ્ત્રીઓ પ્રહાર કરી શકતી નથી, છતાં પ્રહારથી ઉત્પન્ન થતા સીત્કાર તો તેમનામાં સંભવે છે. આથી સીત્કાર સ્ત્રીઓ માટે અને પ્રહણન પુરૂષો માટે નિયત છે—નક્કી કરેલા છે. કોઇ કોઇ વખત કામવાસના પ્રબળ થવાથી સ્ત્રી પોતાના માર્દવ આદિ ધર્મ ત્યાગીને પુરુષ ધર્મનો સ્વીકાર કરી પુરુષાયિત સમાન વિપરીત રત વખતે તેમ કરવું (પ્રહાર) તેને ગમે છે. આથી આવા પ્રસંગે સ્ત્રીને પ્રોત્સાહન આપવાના ઉદ્દેશથી પુરુષે પોતાના સ્વાભાવિક ધાષ્ટર્ય આદિ ધર્મોનો ત્યાગ કરી સીત્કાર વિરુતાદિ સ્ત્રી ધર્મોનો સ્વીકાર કરવો. આવા પ્રસંગે સ્ત્રી પુરુષના સ્વાભાવિક ધર્મોની અદલાબદલી થાય છે છતાં અંતે તો સ્ત્રી પુરુષ પોતાના સ્વાભાવિક ધર્મો તરફ જ વળે છે. કામવાસના તૃપ્ત થાય ત્યાં સુધી સ્વાભાવિક ધર્મોની અદલાબદલી થઇ તે પ્રમાણે વર્તવું રહે છે; પરંતુ, કામવાસના પ્રબળ ન હોય કિંવા પુરુષાયિત સરખો વિપરીત રતનો પ્રસંગ ન હોય, તેવે વખતે સ્વાભાવિક ધર્મનો વિપર્યાસ ન કરતાં પોતપોતાના નિસર્ગસિદ્ધ ધર્મોથી વર્તવું—તેજ વિધિ પાળવો.

**कीलामुरसि कर्तरीं शिरसि विद्धां कपोलयोः संदंशिकां स्तनयोः पार्श्वयोश्चेति पूर्वैः सह प्रहणनमष्टविधमिति दाक्षिणात्यानां, तद्युवतीनामुरसि कीलानि च तत्कृतानि दृश्यन्ते, देशसात्म्यमेतत् ॥ २३ ॥**

અપહસ્તક આદિ ચાર પ્રહણનના પ્રકાર કહ્યા. બીજા ચારના મિશ્રણથી આઠ શી રીતે થાય છે તે સૂત્રકાર જણાવે છે—

**વક્ષઃસ્થળ–છાતી–પર કીલા, માથા પર કર્તરી, કપોલો પર વિદ્ધા અને સ્તન તથા બે બાજુમાં–બગલોમાં સંદશિકા આ પ્રમાણે પ્રહણનના ચાર નવા પ્રકાર અને પૂર્વના અપહસ્તકાદિ ચાર મળીને પ્રહણનના આઠ પ્રકાર થાય છે. દાક્ષિણાત્ય લોકોના આ પ્રહણન તેમની તરુણીઓના વક્ષઃસ્થલ પર જોવામાં આવે છે. આ દેશાચાર છે અને વિશિષ્ટ દેશમાં જ તે અનુકૂળ છે. ॥ ૨૩ ॥**

તર્જની અને મધ્યમા એ બે આંગળીઓના પાછલા ભાગને ખુલ્લો રાખી ઉપર અંગૂઠો લગાડવાથી કીલા થાય છે. તેને અધોમુખ કરીને–નીચેની તરફ કરી તેનાથી પ્રહાર થાય છે. કર્તરી બે પ્રકારના છે. પહેલા પ્રકારમાં આંગળીઓ ફેલાયેલી હોય છે, જ્યારે બીજામાં આંગળીઓ સંકેલેલી હોય છે. ફેલાયેલી આંગળીઓના પણ બે પ્રકાર છે. પ્રથમ પ્રકારને ભદ્રકર્તરી કહે છે. આમાં એકજ હાથથી પ્રહાર થાય છે. બીજાને યમલકર્તરી કહે છે. એમાં બન્ને હાથને એકમેકની સાથે ચિટકાવી પ્રહાર થાય છે. જેમાં આંગળીઓને સંકોચ થાય છે તે પણ કર્તરીનો એક બીજો પ્રહાર છે. એમાં અંગૂઠાના અગ્રભાગ પર તર્જનીને સંકેલી મૂકવામાં આવે છે. આને શબ્દ કર્તરી કહે છે. શબ્દ કર્તરીથી પ્રહાર કરતાં અવાજ થાય છે. કારણ કે આમાં આંગળીઓ ઢીલી રહે છે. અવાજ થાય છે. તેથી આનું નામ શબ્દ-કર્તરી અન્વર્થક છે. આ શબ્દકર્ત્તરીને કેટલાક ઉત્પલ પત્રિકા કહે છે. કર્તરીના બંને પ્રકારમાં કનિષ્ઠિકાના અગ્રભાગથી મસ્તક પર તાડના થઈ શકે છે. તર્જની અને મધ્યમા અથવા મધ્યમા અને અનામિકા

આ બન્ને આંગળીઓના મધ્ય ભાગમાંથી અંગૂઠો જે મૂઠ વાળી શકાય છે તેને વિદ્ધા કહે છે. આ વિદ્ધાનામના પ્રહણનથી અંગૂઠા માફક બન્ને કપોલ પર પ્રહાર થાય છે. મુષ્ટિ પ્રહણનમાં તર્જની અને મધ્યમાંથી ચીમટો લેવો તેને સંદશિકા કહે છે. સંદશિકાથી સ્તન અને બગલની બાજુમાં સ્પર્શ અને માંસને મળીને આકર્ષણ કરાય છે.

અપહસ્તકાદિ ચાર અને કીલાદિ ચાર મળીને આઠ પ્રહણન થાય છે. આ બીજા ચાર પ્રકાર દાક્ષિણાત્ય આચાર્યોએ કહેલા છે. આ કીલાદિ પ્રહણન દાક્ષિણાત્ય તરુણીઓના વક્ષ:સ્થળ પર પ્રત્યક્ષ નજરે પડે છે. વક્ષ:સ્થલ એ એકજ સ્થળ નિર્દિષ્ટ કર્યું છે. તથાપિ ઉપલક્ષણથી કીલા પ્રહણનનો ઉપયોગજ પણ વક્ષ:સ્થળ પર કરવો. કેશપાશના મધ્ય ભાગમાં–સેંથીમાં કર્તરી, ગાલ પર વિદ્ધાં એમ અર્થ અહીં ગ્રહણ કરવો. અહીં દાક્ષિણાત્ય શબ્દનો પ્રયોગ થયો છે, માટે દાક્ષિણાત્યોને પ્રહણનનો આ પ્રકાર દક્ષિણ દેશમાં રુચિકર છે એમ માનવું પડે, પ્રમાતિશયને લઇને આ પ્રહારથી વિરુત કરનાર પ્રકાર થઇ પડે છે છતાં ઉપર નિર્દિષ્ટ કરેલા દેશમાં એની પ્રશંસા છે.

**कष्टमनार्यवृत्तमनादृत्यमिति वात्स्यायनः ॥ २४ ॥**

દાક્ષિણાત્યોના પ્રહાર દક્ષિણમાં જ પ્રિય હોય છે. તેનો પ્રયોગ ત્યાં પ્રશસ્ત છે. બીજા દેશમાં તેનો પ્રયોગ ઇષ્ટ નથી તે આચાર્ય જણાવે છે—

**આ પ્રહાર આદિ અનાર્યોનો અર્થાત્ દુષ્ટોનો વ્યવહાર છે. સજ્જનને તે અનાદરણીય છે એમ શ્રી વાત્સાયનનો મત છે. ॥૨૪॥**

પ્રહાર કરવામાં નિર્દયતા વ્યક્ત થતી હોવાથી આ કાર્ય દુ:ખ-જનક છે. આ ઉપરાંત અનાર્ય–દુષ્ટ લોકોએ તેને પ્રચારમાં આણ્યો છે. માટે આ પ્રહારનો આદર કોઇએ કરવો નહિ.

**तथान्यदपि देशसात्म्यात्प्रयुक्तमन्यत्र न प्रयुञ्जीत ॥ २५ ॥**

**એકાદ દેશમાં તે પ્રયોગ અનુકૂળ છે માટે અન્યત્ર તેનો પ્રયોગ કરવો નહિ. ॥ ૨૫ ॥**

પોતાના દેશને અનુકૂળ છે તેથી દાક્ષિણાત્યોએ પ્રસ્તર આદિ પ્રહણન પ્રચારમાં આણ્યા છે. જે દેશમાં તેનો પ્રચાર છે ત્યાં તે અનુકૂળ છે. તે ત્યાંજ રહેવા જોઈએ. અન્યત્ર ઉપયોગમાં લેવા નહિ.

**आत्ययिके तु तत्रापि परिहरेत् ॥ २६ ॥**

**જે દેશમાં અને જે અંગોમાં આ પ્રહણનનો પ્રયોગ અનુકૂળ છે ત્યાં પણ તેને વર્જ્ય કરવો. કારણ કે પ્રાણને તથા અંગને વિઘાતક છે. ॥ ૨૬ ॥**

આ પ્રહણનથી શરીરનું અંગ ખરાબ થાય કે કોઈના પ્રાણ નીકળી જાય એમ છે તો જે દેશમાં તેનો પ્રચાર હોય ત્યાં પણ તેને વર્જ્ય કરવો. આમ છે તો અન્યત્ર તેનો પ્રયોગ શા માટે હોઈ શકે?

**रतियोगे हि कीलया गणिकां चित्रसेनां चोलराजो जघान ॥ २७ ॥**

આ પ્રહણનને લઇને કેટલાક આપઘાત થયાનાં ઉદાહરણ સૂત્રકાર હવે જણાવે છે—

**સુરતક્રીડા વખતે ચોલ રાજાએ કીલા પ્રહારથી ચિત્રસેના નામની ગણિકાનો પ્રાણ લીધો ॥ ૨૭ ॥**

ચોલ દેશનો રાજા ચિત્રસેના નામની ગણિકા સાથે રતિક્રીડા કરી રહ્યો હતો. રતારંભમાં તેણે ગણિકાને ગાઢ આલિંગન આપ્યું. તે ગણિકા ઘણી સુકુમાર અંગવાળી હતી તેથી તેના શરીરમાં તેને પીડા થવા લાગી. તેણે આ પીડા 'ઉહ:' થી વ્યકત કરી બતાવી, છતાં પ્રેમાંધતાને લઇને રાજાએ તે તરફ લક્ષ આપ્યું નહિ: તેની પીડાનો વિચાર ન કરતાં રાજાએ કીલા નામના પ્રહણનનો તેની છાતી પર પ્રયોગ કર્યો. તેને લીધે ગણિકા તત્કાળ મરણ પામી.

**कर्तर्या कुन्तलः शातकर्णिः शातवाहनो महादेवीं मलयवतीम ॥ २८ ॥**

**કુંતલદેશના શતકર્ણિપુત્ર શાતવાહને કર્તરી પ્રહારથી મલયાવંતિને મારી નાંખી. ॥ ૨૮ ॥**

કુંતલ દેશમાં જન્મેલા રાજાને કુંતલ કહે છે. શતકર્ણીના પુત્ર તે શતકર્ણી. તે શાતવાહને પોતાની મહારાણી મલયવતી જેણે ઔષધોપચારથી શરીરમાંદ્ય ઓછું કર્યું હતું અને જેનામાં બિલકુલ શક્તિ ન હતી. તેને મદનોત્સવ સમયે સુંદર વસ્ત્રોથી સજ્જીત થયેલી જોઇ, કામાંધતાને લઇ સંભોગેચ્છા થઇ આવતાં તેણે તેણીના મસ્તક પર કર્તરી નામનો મુષ્ટિ પ્રહાર અતિ જોરથી કર્યો જેથી મલયવતી તત્કાળ મરણ પામી.

**नरदेवः कुपाणिर्विद्धया दुष्प्रयुक्तया नटीं काणां चकार ॥२९॥**

**કુપાણી નરદેવે વિદ્ધા નામના પ્રહણન–મુષ્ટિ પ્રહારના ખોટા પ્રયોગથી એક નટીને કાણી કરી. ॥ ૨૯ ॥**

પાંડય રાજાનો સેનાપતિ નરદેવનો હાથ શસ્ત્ર પ્રહારથી ઠુંઠો (વાંકો) થઇ ગયો હતો. એક દિવસે રજવાડામાં નાચ કરતી નટી ચિત્રલેખા તેની નજરે પડી. સેનાપતિએ કામાંધ થઇ વિદ્ધા નામક મુષ્ટિ પ્રહાર તેના ગાલ પર કર્યો. સેનાપતિનો હાથ કપોલ પર લાગવાને બદલે આંખ પર લાગ્યો. આથી તે નટીની આંખ ફૂટીને તે કાણી થઇ. સંદશિકા નામના મુષ્ટિ પ્રહારનું ઉદાહરણ અહીં ન આપવાનું કારણ એ છે કે તેના પ્રહારથી વિશેષ વિનાશ થવાનો સંભવ નથી.

**नास्त्यत्र गणना का चिन्न च शास्त्रपरिग्रहः ।**
**प्रवृत्ते रतिसंयोगे राग एवात्र कारणम ॥ ३० ॥**

જે કારણને લઇ અનુચિત બાબતનો પરિહાર કરતા નથી તે પ્રકાર સૂત્રકાર જણાવે છે.

આ પરત્વે શ્લોક છે કે—

**પ્રહણન પ્રસંગે કોઈની ગણતરી રહેતી નથી અને શાસ્ત્ર વચનનો કોઇ વિચાર પણ કરતું નથી, પ્રેમથી સંભોગક્રિયા શરૂ થતાં પ્રહણનનું પ્રધાન કારણ રાગજ છે. ॥ ૩૦ ॥**

કામી પુરુષોના બે પ્રકાર છે. એક તો કામશાસ્ત્રનું તત્ત્વ જાણનાર અને બીજા ન જાણનાર. શાસ્ત્રતત્ત્વ ન જાણનાર કામી પુરુષ પ્રહાર કરતી વખતે આ પ્રહાર હિતકારક છે ને આ હિતકારક નથી વગેરે બાબતનો વિચાર કરતો નથી કે પરવા પણ કરતો નથી. ઉપરાંત શાસ્ત્રવિહિત અનુષ્ઠાન તેને હાથે બરાબર ન થવાથી તે શાસ્ત્રનું અવલંબન પણ કરતો નથી. શાસ્ત્ર ન જાણનાર કામી પ્રહણનનો જે પ્રયોગ કરે છે, તે સંભોગક્રિયા શરૂ થયા પછી કામવાસનાજ હોય છે. આ પ્રહણનનું નિમિત્ત બીજું કંઇ હોતું નથી. શાસ્ત્રતત્ત્વને જાણનાર જે કામી હોય છે, તેનો પણ પ્રહણન પ્રયોગ પ્રદીપ્ત કામવાસનાને લઇને જ થાય છે. પરંતુ તેમાં બીજાં કારણો પણ સાથે હોય છે. શાસ્ત્ર તત્ત્વજ્ઞનો સર્વ વ્યવહાર વિચારપૂર્વક હોય છે. અને તે સારાં માઠાં પરિણામની કાળજી રાખે છે. તથા શાસ્ત્રાનુમોદિત બિના પર આધાર રાખે છે. જ્ઞાની અને અજ્ઞાની એ બન્નેના પ્રહાર કરવાની પ્રવૃત્તિનું નિમિત્ત કામવાસનાજ હોય છે. છતાં એકની પ્રવૃત્તિ શાસ્ત્ર-શુદ્ધ હોય છે, જ્યારે બીજાની પ્રવૃત્તિ શાસ્ત્રશૂન્ય હોય છે. એ લક્ષમાં લેવા જેવું છે.

**स्वप्नेष्वपि न दृश्यते ते भावास्ते च विभ्रमाः ।**
**सुरतव्यवहारेषु ये स्युस्तत्क्षणकल्पिताः ॥ ३१ ॥**

જ્યારે જ્ઞાની અને અજ્ઞાનીની કામવૃદ્ધિ અત્યંત થાય છે, ત્યારે પૂર્વે કદી નહિ જોયેલા અને નહિ સાંભળેલા નવીન પ્રકાર થાય છે તેનું વર્ણન સૂત્રકાર નીચે કરે છે—

**સુરત વ્યાપાર વખતે જે ભાવ અને વિભ્રમ તે ક્ષણે થઇ આવે છે, તે સ્વપ્ને પણ નજરે પડતા નથી. ॥ ૩૧ ॥**

સ્વપ્નમાં અસંભવિત અને સકલ્પિત બીના જોવામાં આવે છે; પણ સુરત વ્યાપાર સમયે જે ભાવ અને વિભ્રમ–શરીર–ચેષ્ટા અને માનસ ચેષ્ટા થાય છે તે કોઇએ સ્વપ્નામાં સાંભળેલી કે જોયેલી હોતી નથી. સુરત વખતે તે નવીન નિર્માણ થાય છે, શાસ્ત્રમાં તો આનું વર્ણન જણાતું નથી.

જ્ઞાની–કામકળાકોવિદનો રાગ જ્ઞાનથી પરિષ્કૃત–સંસ્કૃત હોય છે અને તે પ્રેમોત્પત્તિ વખતે થાય છે. અજ્ઞાની કામી પુરુષની કામચેષ્ટા ઉત્પન્ન થાય છે તે વખતે તેનામાં જ્ઞાનનો અંશ ન હોવાથી તેની સઘળી ક્રિયા વિનાશનું કારણ બને છે. તાત્પર્ય એ છે કે અજ્ઞાની–કામખરની કામવાસના અત્યંત પ્રદીપ્ત થયા પછી પ્રહણનનો પ્રયોગ કરતો હોવાથી તેનાથી શું નુકશાન થશે તેનો તેને વિચાર હોતો નથી.

**यथा हि पञ्चमीं धारामास्थाय तुरगः पथि ।**
**स्थाणुं श्वभ्रं दरीं वाऽपि वेगान्धो न समीक्षते ॥३२॥**
**एवं सुरतसंमर्दे रागान्धौ कामिनावपि ।**
**चण्डवेगौ प्रवर्तेते समीक्षेते न चात्ययम् ॥ ३३ ॥**

**જેમ જવ નામની પાંચમી ગતિથી દોડતો ઘોડો રસ્તામાં ખાડ, ખાઈ, કે સ્થંભને વેગાંધતાને લઇને જોતો નથી, ત્યેમ સુરત યુદ્ધ પ્રસંગે પ્રેમાંધ થયેલો પુરૂષ–ચંડ વેગવાળો પુરુષ–કામની ઉત્કટ વાસનાને લઇને પરિણામે થનાર વિનાશ પ્રત્યે લક્ષ આપતો નથી ॥૩૩॥**

અશ્વશાસ્ત્રમાં, વિક્રમ, વલ્ગિત, ઉપકંઠ, ઉપજવ અને જવ એ પાંચ ઘોડાઓની ધારાગતિઓ કહેલી છે. પાંચમી ગતિથી દોડતો ઘોડો વાયુ વેગથી દોડતો જણાય છે. તે જ્યારે દોડતો હોય છે ત્યારે રસ્તામાં ખોડ, ખાઇ કે ઊંચો સ્થંભ વગેરેને લક્ષમાં લેતો નથી તે

પ્રમાણે સુરત સંગ્રામ થયા પછી કામી સ્ત્રી પુરુષો અંધ બની આગળ થનાર પરિણામ પર લક્ષ આપતા નથી.

**तस्मान्मृदुत्वं चण्डत्वं युवत्या बलमेव च ।**
**आत्मनश्च बलं ज्ञात्वा तथा युञ्जीत शास्त्रवित् ॥ ३४ ॥**

કામીજન અજ્ઞાન હોય તો તેના હાથે અયોગ્ય પ્રકાર બનવાના, એવા અયોગ્ય વ્યાપાર આપણે હાથે ન થાય માટે કામસૂત્રનું જ્ઞાન સંપાદન કરવાની-કામકળાકોવિદ બનવાની આવશ્યકતા જણાવે છે—

**આથી સ્ત્રીની સુકુમારતા, ચંડતા, સામર્થ્ય અને પોતાના સામર્થ્યને લક્ષમાં લઈ કામશાસ્ત્રજ્ઞ પુરુષે સંભોગ વ્યાપાર કરવો. ॥ ૩૪ ॥**

સ્ત્રી મંદવેગવાળી કે ચંડવેગવાળી છે તથા તેની શક્તિ કેવી છે એ સર્વ લક્ષમાં લઈ ઉપરાંત પોતાના બળનો વિચાર કરવો. બાદમાં શાસ્ત્રજ્ઞ પુરુષે ભિન્નભિન્ન પ્રયોગમાં પ્રવૃત્ત થવું. જ્ઞાની-કામકલાભિજ્ઞ પુરુષ જો એમ ન કરે તો તેનામાં અને અજ્ઞાનીમાં ફેર શો તે લોકો શી રીતે લક્ષમાં લે? આજ ગ્રંથમાં આગળ જતાં એક ઠેકાણે કહ્યું છે કે—

"કામશાસ્ત્રના તત્ત્વને જાણનારો-કામકલાકોવિદ-કામોત્કટતાને લઇને સંભોગમાં પ્રવૃત્ત થતો નથી."

**न सर्वदा न सर्वासु प्रयोगाः सांप्रयोगिकाः ।**
**स्थाने देशे च काले च योग एषां विधीयते ॥ ३५ ॥**

મંદવેગ કે ચંડવેગ છે એવા રાગભેદને લઇ પ્રયોગની યોજના કરવામાં આવે તો સર્વ પ્રયોગ સ્ત્રીઓમાં જ કરવા પડશે એવી શંકાનો ઉત્તર સૂત્રકાર આ પ્રમાણે આપે છે—

**સાંપ્રયોગિક પ્રયોગ-સુરત સંબંધી પ્રયોગો સર્વ કાળે અને સર્વ સ્ત્રીઓમાં કરવાના હોતા નથી. સ્થળ, કાળ, સ્થાનના અનુરોધે પ્રયોગ કરવાના હોય છે ॥ ૩૫ ॥**

જે સ્થાનમાં જે પ્રયોગ કરવાનો હોય, તે કરવો. યોગ્ય સ્થાને કરવો. અપહસ્તકનો પ્રયોગ સ્ત્રીના સ્તન ભાગમાં જ કરવો. પ્રસૃત પ્રહણન મસ્તક પરજ કરવું. યોગ્ય સ્થળ એટલે યોગ્ય દેશ સમજવો. માળવા દેશની સ્ત્રીઓમાં પ્રહણનનો પ્રયોગ કરવો અને આભીર દેશની સ્ત્રીઓમાં ઔપરિષ્ટકનો પ્રયોગ કરવો. યોગ્ય સમયે પણ કેટલાક પ્રયોગ કરવાના હોય છે. દાખલા તરીકે–સુરતક્રિયામાં પ્રવૃત્ત થયેલી નાયિકામાં અપહસ્તકનો પ્રયોગ કરવો. ખોળામાં બેઠેલી સ્ત્રીમાં મુષ્ટિ નામે પ્રહણનનો પ્રયોગ કરવો. તાત્પર્ય કે સ્થળ, કાળ અને સ્થાન એ સર્વ લક્ષમાં લઈ કયો પ્રયોગ કરવો હિતાવહ એનો વિચાર કરવો.

**इति श्रीवात्स्यायनीये कामसूत्रे सांप्रयोगिके द्वितीयेऽधिकरणे प्रहणनप्रयोगास्तद्युक्ताश्च सीत्कृतक्रमाः सप्तमोऽध्यायः।**

ઇતિ શ્રીવાત્સાયન કામસૂત્રના સાંપ્રયોગિક નામના બીજા અધિકરણના પ્રહણન પ્રયોગ, સીત્કાર નામક સાતમા અધ્યાયની ભાવાર્થ વ્યંજીકા ટીકા સમાપ્ત.



**अष्टमोऽध्यायः।**

**[illegible]रुषायित प्रकरण**

## પુરુષાયિત એટલે શું ?

**नायकस्य संततोभ्यासात्परिश्रममुपलभ्य रागस्य चानुपशमम, अनुमता तेन तमधोऽवपात्य पुरुषायितेन साहाय्यं दद्यात् स्वाभिप्रायाद्वा विकल्पयोजनार्थिनी नायककुतूहलाद्वा ॥ १ ॥**

ગયા અધ્યાયમાં પ્રહણુન આદિ પ્રયોગ કરીને થાકી ગયેલા નાયક પર નાયિકા પુરુષની માફક જે પ્રયોગ કરે છે તેને પુરુષાયિત કહે છે, આ પુરુષાયિતને ઉપયોગી થઈ પડે એવા પ્રકાર છે જે પુરુષોપસૃત કહેવાય છે તે પણ આ અધ્યાયમાં જ વર્ણવામાં આવશે. આ અધ્યાયમાં પુરુષાયિત અને પુરુષોપસૃત આ બે વિષયનો વિચાર કરવામાં આવશે. અર્થાત્ કે આ અધ્યાયમાં એ બે પ્રકરણ છે.

## પુરુષાયિત પ્રયોગનું કારણ

**ઘણા સમય સંભોગ કરવાથી નાયક ઘણોજ થાકી ગયેલો જણાય પરંતુ કામવાસના શાંત ન થઇ હોય તો નાયકની આજ્ઞા લઈ નાયિકા નાયકને નીચે સુવરાવી પુરુષાયિત પ્રયોગ–ઉપર સૂઇ પુરુષની માફક થીને ને સહાય્ય કરે છે. કવચિત્ નાયકે સંમતિ આપી ન હોય છતાં નાયિકા કુતૂહલની ખાતર પુરૂષાયિત પ્રયોગની ઈચ્છા વ્યક્ત કરી શકે છે. યદિ નાયક થાકેલો ન હોય છતાં કેવળ હોંશની ખાતર તેની સંમતિ ન લેતાં નાયકની ઉપર સૂઇ પ્રયોગ કરી શકે છે. ॥ ૧ ॥**

સંભોગક્રિયા ઘણા સમય સુધી કરવાથી નાયકનું શરીર થાકીને લોથ થઇ ગયું હોય અને કામવાસનાની માત્ર તૃપ્તિ ન થઈ હોય તો નાયકની આજ્ઞા લઈ નાયકને નીચે કરી પોતે ઉપર સુઇ પુરુષની માફક સંભોગ કરી શકે છે. આ પ્રકારે નાયકને તેની કામવાસના તૃપ્ત કરવા સહાય કરે છે. આ પુરુષાયિતનો પ્રયોગ જો નાયકની સંમતિ લીધા વગર કરવામાં આવે તો નાયિકા પોતાને નિર્લજ્જ કહેવરાવવાનો પ્રસંગ વહોરી લે. કોઇ વખતે નાયક પુરુષાયિત પ્રયોગ કરવાની સંમતિ ન આપે, છતાં જો નાયિકા નાયકના દૃઢ પરિચયમાં હોય અને તેણે જો નાયકનો વિશ્વાસ મેળવ્યો હોય તો તેમ કરી શકે છે. કોઇ વખત નાયકને પુરુષાયિત પ્રયોગ કરાવવાની ઈચ્છા થઇ આવે છે એમ જાણીને તેની સંમતિ ન હોય છતાં કે તે શ્રમિત ન

હોય છતાં પુરુષાયિત પ્રયોગથી નાયકની કામવાસના શાંત કરવામાં મદદ કરી શકે છે.

**तत्र युक्तयन्त्रेणैवेतरेणोत्थाप्यमाना तमधपातयेदेवं च रतमविच्छिन्नरसं तथा प्रवृत्तमेव स्यादित्येकोऽयं मार्गः, पुनरारम्भेणादित एवोपक्रमेदिति द्वितीयः ॥ २ ॥**

**પુરુષાયિતના બે પ્રકાર સંભવે છે. નાયક નાયિકા સાથે રતિ-ક્રીડામાં પ્રવૃત્ત થયા પછી યંત્ર યોગ સ્થિતિમાં–નીચે સૂતેલી નાયિકાને ઊંચકે અને તે નાયિકા નાયકને નીચે નાંખી સંભોગ ક્રિયા કરે. આ રતિક્રીડામાં નિરવચ્છિન્ન રસ આવે છે–સહવાસનો જે આનંદ ચાલતો આવે છે તેવોને તેવો આનંદ આ રતીકેલીમાં આવે છે. આ એક પ્રકાર. બીજા પ્રકારમાં પુરુષની સાથે યંત્રસ્થ થયેલી નાયિકા છુટી પડીને આરંભ કરતી હોય તેમ પુરુષાયિત પ્રયોગ શરૂ કરે છે. ॥ ૨ ॥**

પુરુષાયિતના બે પ્રકાર છે. પહેલો પ્રકાર એવો છે કે નાયિકાની સાથે સંભોગમાં પ્રવૃત્ત થયેલો નાયક સ્ત્રીના મદનમંદિરમાં પ્રવેશ કરેલો પોતાનો મદનદંડ તેમનો તેમ રહેવા દઈ કુલા પર બેઠો થઈ નાયિકાને પોતાના બાહુપાશમાં ભીડી દે છે; આ પ્રમાણે ઉપર આવેલી નાયિકા નાયકને નીચે નાંખે છે અને પુરુષાયિત પ્રયોગથી સંભોગ ક્રિયાનો આરંભ કરે છે. આમ કરવાથી સુરત ક્રિયા પૂર્વવત્ ચાલુ રહે છે. અને નાયિકા તેમજ નાયકને અખંડ રતિ સુખનો આનંદ મળે છે. પહેલાં શરૂ કરેલી સુરત ક્રીડા બંધ કરી નાયિકા પુરુષાયિત પ્રયોગથી નવી સુરત ક્રિયાનો આરંભ કરે તો કામવાસના વચ્ચેથી તૂટી જઈ તેથી વાસનાનું સમાધાન થતું નથી. સમાધાન કે પ્રસન્નતા શાથી પ્રાપ્ત થાય છે એનો નિર્ણય કામીજન પોતેજ પોતાના અનુ-ભવથી કરી શકે છે. નાયક શ્રમિત થઈને થાકી ગયો છે અને કામવાસનાની તૃપ્તિ થઈ નથી, એવી પરિસ્થિતિમાં આ પહેલો પ્રકાર

ધારણ કરવો. જ્યારે સુરત ક્રિયાનું પુનઃમંડાણ થાય છે ત્યારે પ્રથમથીજ નાયિકા નાયક પર ચઢી પુરુષાયિત પ્રયોગ કરે છે. આ બીજો પ્રકાર છે. આ બે પ્રકાર સિવાય પુરુષાયિતમાં ત્રીજો પ્રકાર કે ભેદ નથી; કે જે પ્રયોગથી આરંભ કરેલી રતિકેલી પૂરી કરી પછી તે પ્રયોગ કરી શકાય.*

---

* વિપરીત રતિનાં દૃષ્ટાંત સંસ્કૃત સાહિત્યમાં નજરે પડે છે. અમે એકાદ બે દૃષ્ટાંત નીચે આપીએ છીએ.

आलोलमलकावलीम कुसमां विस्रब्चलत्कुण्डलं
किंचिन्मृष्टविशेषकं तनुतरैः स्वेदाम्भ सीकरैः ।
तन्व्यायत्सुरतान्ततान्तनयनं वक्रं रतिव्यत्यये
तत्त्वां पातु चिराय किं हरिहर ब्रह्मादिभिर्दैवतैः ॥

ઝુલે ઢીલી લટો શિરે, ફુલ ગરે, કાને ઝુમે કુંડળે,
ભાલે સ્વેદતણા ઝીણા જળકણે લૂછાય છે પિયળે;
ને ઝીલાં નયનો ય ને બની રહે એવું રતિ વ્યત્યયે,
તન્વીનું મુખડું સદા સુખદ હો ! શું દીન દેવે વળે,

અમરૂશતક, સાક્ષરમણિ કે. હ. ધ્રુવનો અનુવાદ

प्रारब्धे रतिकेलि संकुलरणारम्भे तयासाहस
प्रायंकान्तजयायकिं चिदुपरि प्रारम्भि तत्संभ्रमात् ।
खिन्ना येन कहीतटी शिथिलता दोर्वल्लिरुत्कम्पित
वक्षो मीलितमक्षि पौरुषरसः स्त्रीणांकुतः सिध्यति ॥

ઝુઝંતા રતિરંગના રણ વિષે તન્વંગીએ તે સમે,
પ્રૌઢ સાહસ કીધ દક્ષ પિયૂને પાડી નીચે સંભ્રમે;
ત્યાં તો થર્થરી જાંઘ, બાવડી પડી ઢીલી ઢળી આંખ, ને
છાતી ફર્ફડી, સંભવે, કયમ કરી પૌરુષ તે સ્ત્રીજને.

કવિશ્રી જયદેવકૃત ગીતગોવિંદનો અનુવાદ
સાક્ષરમણિ શ્રી. કે. હ. ધ્રુવ

**सा प्रकीर्यमाणकेशकुसुमा श्वासविच्छिन्नहासिनी वक्त्रसंसर्गार्थं स्तनाभ्यामुरः पीडयन्ती पुनः पुनः शिरो नमयन्ती याश्चेष्टाःपूर्वमसौ दर्शितवांस्ता एव प्रतिकुर्वीत पातिता प्रतिपातयामीति हसन्ती तर्जयन्ती प्रतिघ्नती च ब्रूयात् पुनश्च व्रीडां दर्शयेच्छ्रमंविरामाभीप्सां च, पुरुषोपसृप्तैरेवापसर्पेत् ॥३॥**

બાહ્ય અને આભ્યંતર એ બે ભેદથી પુરુષાયિતના બે પ્રકાર છે. બાહ્ય પુરુષાયિતનો પ્રકાર જણાવે છે—

**'પહેલાં તમે મ્હને નીચે નાંખી હતી, હવે હું નીચે નાંખું છું.' એમ હસતાં હસતાં નાયકને દમદાટી આપે છે. અપહસ્તકાદિ પ્રહણનનો પ્રતિઘાત કરીશ, એમ કહે છે. ફરી પાછી શરમાય છે. થાકી જાય છે. 'બસ્સ પૂરૂં થયું'. એની ઇચ્છા જણાવે છે અને પુરુષોપસૃતકથી નાયક પાસે જાય છે–પુરૂષો સ્ત્રીઓની પર જે કરે છે તે કહે છે. ॥ ૩ ॥**

જ્યારે સ્ત્રી પુરૂષાયિત પ્રયોગમાં પ્રવૃત્ત થાય છે, ત્યારે કેશકલાપમાંના કુસુમો વિખરાઈ જાય છે. શ્વાસ ભરાઇ જવાથી હાસ્ય કમી થાય છે. નાયકના મુખ પર મુખ પહોંચાડવાને માટે પોતાના સ્તનથી નાયકના વક્ષઃસ્થળને નાયિકા દાબે છે. ડોક નમાવે છે. પ્રથમ નાયકે સુરતકેલિ વખતે જે જે ચેષ્ટાઓ કરી હતી તે ફરી બતાવે છે. પૂર્વે

---

સારંગધર પદ્ધતિમાં નીચેનો શ્લોક છે.

**प्रशान्ते नूपुरारवे श्रूयते मेखला ध्वनिः ।**
**कान्ते नूनं रतश्रान्ते कामिनी पुरुषायते ॥**
**सा. प. पृ. ५५२**

પુરૂષાયિત પ્રયોગનો એમાંનો આશય કવિવર શ્રી. બિહારીના નીચેના દોહામાં વ્યક્ત થાય છે.

પર્યો જોર વિપરીત રતિ રૂપી સુરત રણધીર,
કરતી કુલાહલ કિંકિણી ગહ્યો મૌન મંજીર.

નાયકે તેને નીચે નાંખી સુરત ક્રિયા કરેલી, તેનીજ પ્રતિક્રિયા કરી નાયિકા પણ પુરૂષાયિત પ્રયોગ કરવા નાયિકા પ્રવૃત્ત થાય તો તેના શરીરનું હલન ચલન ઘણું થાય છે. આથી તેના વાળમાંનાં ફૂલ વિખરાઈ જાય છે. સ્ત્રી સુલભ કાર્યને છોડી પુરુષના જેવું કાર્ય કરવા જવાથી તેને ઘણો શ્રમ પડે છે ને તે થાકી જાય છે. તેનું હાસ્ય મોળું પડી જાય છે. પુરુષોચિત કાર્ય કરવા તૈયાર થયેલી હોવાથી આ કાર્યની શરમ લાગે છે, અને પોતાનું મુખ લપાવવા નાયકના વક્ષઃસ્થળને ગાઢ આલિંગન આપે છે. આ એક પ્રકારનું સ્તનાલિંગન જ છે. તેમ કરતાં તેનું મુખ નાયકના મુખ સમીપ જાય છે પરંતુ ચુંબન કે દંતક્ષતની ઇચ્છાથી નહીં; શરમથી તે પોતાનું માથું નીચે ઢોળે છે. નાયિકા પુરુષ પ્રમાણે વ્યાપાર કરવા પ્રવૃત્ત થઇ છે, છતાં વ્યાપાર તો સ્ત્રી સ્વભાવાનુસાર થાય છે. કેટલાક પુરુષના જેવા પણ થાય છે. ચુંબનાદિ વ્યાપાર નાયકે જે પહેલાં કર્યાં હોય છે તે સર્વ કઠોરપણાથી અને ધૃષ્ટતાથી કરી બતાવે છે. તે કહે છે કે "તમે મને નીચે નાંખી હતી હું તમને હવે નીચે નાંખી મજા ચખાડું છું." આનો પ્રતિકાર જો નાયક કરે તો ધીટતાથી તેને દમ આપે છે. અપહસ્તકાદિ પ્રહણનથી પ્રહાર કરે છે. તાત્પર્ય એ છે શારીરિક તેમજ માનસિક ક્રિયાથી કઠોરતા દર્શાવે છે. પછી પાછી પોતાના સ્ત્રી સ્વભાવ જણાવવા શરમ ન આવી હોય છતાં શરમ બતાવે છે. થાકેલી ન હોય છતાં થાકેલી જણાવે છે. મનમાં સંભોગની ઇચ્છા હોવા છતાં 'બસ્સ થયું' કહી ક્રિયા બંધ કરવાની ઇચ્છા પ્રદર્શિત કરે છે. આ સર્વ વ્યાપારનું નાયિકાનું વર્તન પુરુષના જેવું હોવાથી એને પુરુષાયિત કહે છે. તેજ પ્રમાણે સંભોગની ઇચ્છાથી પુરુષ સ્ત્રી પાસે જાય છે તેને ઉપસૃપ્ત કહે છે. આનું પણ અનુકરણ જો સ્ત્રી કરે તો તેને પણ પુરુષાયિત કહે છે. પુરૂષોપસૃપ્ત અને પુરૂષાયિત એ બેમાં ઝાઝો ફરક નથી. એ બીના સ્પષ્ટ કરવા માટે સૂત્રકાર અત્રે પુરુષોપસૃપ્તથી

એટલે પુરૂષ જેમ સંભોગની ઇચ્છાથી નાયિકા પાસે જાય છે તેમ નાયિકા નાયક પાસે જાય છે એમ કહે છે.

**तानि च वक्ष्यामः ॥ ४ ॥**

હવે પુરુષોપસૃત નામનું પ્રકરણ સૂત્રકાર આરંભે છે.

**પુરુષોપસૃત–પુરુષ કેવા પ્રકારથી સ્ત્રીની સમીપ જાય, તે કહીએ છીએ. ॥ ૪ ॥**

**पुरुषः शयनस्थाया योषितस्तद्वचनव्याक्षिप्तचित्ताया इव नीवीं विश्लेषयेत्, तत्र विवदमानां कपोलचुम्बनेन पर्याकुलयेत्, स्थिरलिङ्गश्च तत्र तत्रैनां परिस्पृशयेत्, प्रथमसंगता चेत्संहतोर्वोरन्तरे घट्टनं, कन्यायाश्च तथा स्तनयोः संहतयोर्हस्तयोः कक्षयोरंसयोर्ग्रीवायामिति च, स्वैरिण्यां यथासात्म्यं यथायोगं च, अलके चुम्बनार्थमेनां निर्दयमवलम्बेत हनुदेशे चाङ्गुलिसंपुटेन, तत्रेतरस्या व्रीडा निमीलनं च प्रथमसमागमे कन्यायाश्च ॥ ५ ॥**

પુરૂષોપસૃપ્તના બે પ્રકાર છે. એક બાહ્ય અને બીજો આભ્યંતર. બાહ્ય પુરૂષોપસૃપ્ત દર્શાવે છે—

**સ્ત્રી શય્યા પર આવેલી હોય અને વાતોમાં તેનું મન મગ્ન થયું હોય, ત્યારે નાયકે તેનો નીવીબંધ ઢીલો કરવો. સ્ત્રીના ચણીયાનું નાડું છોડવું, નાયિકા જો તકરાર કરે તો નાયકે તેના ગાલોનું ચુંબન લઇ તેને અકળાવવી. કામવાસના પ્રબળ થઈ મદનાંકુશ તાટ થાય તો નાયિકાના અંગમાં સ્પર્શ સ્થાનોમાં સ્પર્શ કરવો. નાયિકાનો જો પ્રથમ સમાગમ હશે તો તે પોતાની જાંઘો ઘટ્ટ કરી રાખશે. તેની એકઠી કરેલી જાંઘો છુટી કરવા જાંઘોના વચલા ભાગમાં હાથ નાંખવો. નાયિકા જો કન્યા હશે તો પોતાના સ્તન, હાથ, કાખ અને કાંધ તથા ગરદન વસ્ત્રથી ઢાંકવા યત્ન કરશે. આ સર્વ સ્થાનોમાં સ્પર્શ કરી મુક્ત કરવા નાયકે પ્રયત્ન**

**કરવો. નાયિકા જો સ્વૈરિણી હોય તો તેને અનુકૂળ લાગે તેમ અને પ્રસંગને યોગ્ય સ્પર્શાદિ કરવા. ચુંબન લેવા માટે નાયિકાનો અંબોડો કે કેશપાશ પકડી બે આંગળીઓથી હડપચી ઘટ પકડવી. આવા પ્રસંગે નાયિકાનો પ્રથમ પ્રસંગ હશે વા નાયિકા કન્યા હશે તો પોતાની આંખો મીંચી દેશે. ॥ ૫ ॥**

જો પ્રયોગ કરનાર પુરૂષ હોય તો તે પ્રયોગને પુરૂષોપસૃપ્તક કહે છે. જો સ્ત્રી પ્રયોગ શરૂ કરે તો તેને પુરૂષાયિત કહે છે. પુરૂષોપસૃપ્તક અને પુરુષાયિત એ વચ્ચેનો ભેદ દર્શાવવા માટે અહીં સૂત્રમાં આરંભમાંજ પુરૂષ શબ્દનો પ્રયોગ કર્યો છે. શયન પહેલાં સુરતનો આરંભ કેમ કરવો એ આગળ ઉપર આરંભમાં કહેવામાં આવશે. પલંગ પર આવેલી નાયિકાના મનને મીઠી વાતોમાં નાંખી તેનું ચિત્ત પ્રસન્ન કરી, તેના ચણિયાનું નાડુ છોડવા પ્રયત્ન કરવો. નાડાની ગાંઠ છોડવા ન દે તો તેના ગાલો પર એકસરખાં ચુંબનથી એવી અકળાવી નાંખવી કે સહજમાં તે છૂટી જાય. ગાંઠ છૂટતાં નાયકની કામવાસના અધિક પ્રબળ થતાં તેનો મદનદંડ તાટ થશે. આ જોઈ નાયિકાની કામવાસના પણ સતેજ થશે. ન થાય તો તે સતેજ કરવા નાયકે કાખ, જાંઘ અને સ્તનને સ્પર્શ કરવો. આ સર્વ બીના નાયકના સમાગમમાં આવેલી પરિચિત નાયિકા માટે છે. પણ જો નાયિકાનો નાયક સાથે પ્રથમ સમાગમ હોય તો નીવી છોડવાનું તો દૂર રહ્યું પણ તેનો સ્પર્શ કરવો પણ નાયકને માટે કઠિન કાર્ય થઇ પડશે. પ્રથમ પ્રસંગ હોવાથી નાયિકા શરમની મારી પોતાની બન્ને જાંઘો ભચડી રાખશે. માટે તેની જાંઘો છૂટી કરવા નાયકે જાંઘના મધ્યભાગમાં હાથ એવો ચલાવવો કે પોતાની જાંઘો પહોળી કરે કે થાય. જેનામાં વિશ્વાસ પેદા થયો છે, એવી કન્યા સુદ્ધાં શરમથી પોતાની જાંઘો જોડી રાખે છે. જાંઘના મધ્ય ભાગમાં જોરથી હાથથી સ્પર્શ કરવો, પછી નીવી ઢીલી કરવી. આ પ્રકારની નાયિકા સાથે વધારે પ્રયત્ન કરવો પડે છે. કારણ કે તે પોતાના સ્તન બાહુથી ઘટ્ટ પકડી રાખે છે. હાથમાં હાથ

ભેરવી કે મુઠ્ઠી વાળી બાજુએ રાખે છે. કાખ સંકેલી લે છે. કોઇવખત હાથ એવા ગોઠવે છે કે ખાંધ કે ગરદન ઢાંકી દે છે. અથવા ગળામાં હાથ નાખી ગરદન પણ ન દેખાય તેમ કરે છે. આ સર્વ ખુલ્લા કરવા નાયકે હાથ નાંખી પ્રયત્ન કરવો. જે નાયિકા નાયકની સાથે અતિ પરિચયને લીધે લજ્જા છોડી નાયકની સાથે યથેષ્ટ વિહાર કરે છે તે સ્વૈરિણી કિંવા સહવાસને યોગે વિશ્વાસને લીધે નિર્લજ્જતાથી પોતાની તબિયત આવે-મરજી આવે ત્યાં ચાલી જાય તે સ્વૈરિણી. સ્વૈરિણી નાયિકા સંભોગ ક્રિયાના આરંભમાં આઘું પાછું જોતી નથી. આવી નાયિકાની સાથે તેને રૂચે તે અને પ્રસંગે યોગ્ય લાગે તેમ વર્તવું. તેને ખોળામાં બેસાડી દૃઢ આલિંગન આપવું. તેનું મુખ પાસે આણી તેની હડપચી તર્જની અને અંગૂઠાથી એવી દાબીને પકડવી કે તેના મુખનું ચુંબન લઇ શકાય. પ્રથમ સોબત કન્યા નાયિકા જેમ શરમથી આંખો મીંચી દે છે તેમ પરિચિત અથવા સ્વૈરિણી આંખો બંધ કરતી નથી કે શરમાતી નથી. નીવી ઢીલી કરવી,* હસ્તસ્પર્શ કરવો, જોરથી હસ્તવ્યાપાર કરવો કે જોરથી પકડવું. આ ચાર બાહ્ય ઉપસૃપ્તકથી શયનસ્થ નાયિકાને વિશ્વાસમાં લઇ સુરત વ્યાપારને ઉપયોગી ચુંબનાદિ વ્યાપાર કરવા.

---

* સ્ત્રીઓના ચણિયાની કે પહેરેલાં વસ્ત્રની નાભીપરની ગાંઠ, આપોઆપ ગાંઠનું છૂટવું કે વસ્ત્રનું સરવું, પુરુષને આમંત્રણ સૂચવતી સ્ત્રીની કામપરવશતાનું ચિહ્ન છે. કવિ ચૂડામણિ શ્રી કાલિદાસ તેની રસિકકૃતિ મેઘદૂતમાં કવે છે કેઃ—

नीवीबन्धोच्छ्वसित शिथिलं यत्र विम्बाधराणां
क्षौमं रागाद् निभृत करेत्वा क्षिपत्सु प्रियेषु ।
अर्चिस्तुङ्गा नभिमुखमपि प्राप्य रत्नप्रदीपा
न्हीं मूढानां भवति विफल प्रेरणा चूर्ण मुष्टि ॥

નીવી ગ્રંથી ઢિલી થઈ જતાં રાગથી કામીઓ જ્યાં,
ખેંચી લેતા, ચપલ કરથી, ચિર બિંબાધરાના;

**रतिसंयोगे चैषा कथमनुरज्यत इति प्रवृत्त्या परीक्षेत ॥ ६ ॥**

આ પ્રમાણે બાહ્ય ઉપસૃપ્તકો કહ્યા બાદ આભ્યંતર ઉપસૃપ્તકોને સૂત્રકાર હવેના સૂત્રોમાં જણાવે છે.

**નાયિકા કેટલી અનૂરક્ત છે તે સુરતક્રિયા શરૂ થયા પછી તેની હિલચાલથી સમજી લેવું. ॥ ૬ ॥**

બાહ્ય ઉપસૃપ્તકથી વિશ્વાસ પ્રાપ્ત થયેલી નાયિકાની હિલચાલની પરીક્ષા કે અંદાજ કર્યા પછી સુરત ક્રિયા શરૂ થતાં જરૂરી લાગે તે આભ્યંતર ઉપસૃપ્તકોનો ઉપયોગ કરવો.

**युक्तयन्त्रेणोपसृप्यमाणा यतो दृष्टिमावर्तयेत्तत एवैनां पीडयेदेतद्रहस्यं युवतीनामिति सुवर्णनाभः ॥ ७ ॥**

**સંભોગ શરૂ કર્યા પછી શરીરના અવયવને દબાવાથી કે રગડવાથી નાયિકા સુખમય દૃષ્ટિ તે પર ફેરવે છે તેને અધિક દબાવવો. સ્ત્રીઓનું આજ રહસ્ય છે. એમ સુવર્ણનાભ આચાર્ય કહે છે. ॥૭॥**

સંભોગક્રિયા શરૂ થયા પછી નાયક પોતાના મદનદંડથી નાયિકાના ગુહ્યાંગમાંના જે ભાગ પર વધારે દાબ મૂકે કે રગડે અને એમ કરવાથી નાયિકા સ્પર્શ સુખનો અનુભવ કરતાં પોતાની દૃષ્ટિ તે તરફ ફેરવે

---

ફેંકે મુષ્ટિ કુમકુમ ભરી લાજની મારી તોયે
રત્નો કેરા જળહળી રહ્યા, દીપ ના ઓલવાયે.

સ્વ. કિલાભાઇ ઘ. ભટ્ટનો અનુવાદ

નીવી શિથિલ કરવી એ આરંભના સમયનું લક્ષણ છે. જુઓ 'રતિરહસ્ય'.

**अलिक चिबुक गण्डं नासिकाग्रंच चुंबन्**
**पुनरुपसीत्कं तालु जिव्हां च भूयः ।**
**कुरितललिनाभी मूलवक्षोरुहोरुः**
**श्लथयति दृढ धैर्यः क्षोभयित्वाऽथ नीवीम् ॥**

તે વખતે નાયકે તે ભાગને મદન દંડથી વધારે દાબવો, આનું કારણ એ છે કે એ ભાગને દાબવાથી સ્ત્રીના કામની શાંતિ થાય છે. કયાં રગડવાથી તેને સુખ થાય છે એ સ્ત્રી જણાવતી નથી આ એનું રહસ્ય છે. આ સુવર્ણનાભ આચાર્યનો મત છે અને તે આ ગ્રંથકાર મહર્ષિવાત્સાયનને પણ માન્ય છે. બીજા ગ્રંથકારો સ્ત્રીઓની કામશાંતિ માટે બીજા પ્રકાર જણાવે છે. નાયક પોતાનો મદન અંકુશ સ્ત્રીના મદનમંદિરમાં નાખી દબાવે છે અને જેથી સ્ત્રીને કામશાંતિ થાય છે. તે સ્થળ એક છે કે અનેક તે સંબંધી પુષ્કળ વિવાદ છે. સંભોગ ક્રિયાનો આરંભ થયા પછી એક નિયત એટલે નિશ્ચિત સ્થળે નાયક સ્પર્શ કરી દાબે કે રગડે અને નાયિકા પ્રસન્ન થઈ દષ્ટિ તે તરફ વાળે તે જગાએ નાયકે ખાસ જોરથી દબાવવો આ એક પ્રકાર; બીજો પ્રકાર એ કે નાયક જે જે સ્થળે મદનદંડથી સ્પર્શ કરી દબાવે તે તે સ્થળે નાયિકા સુખદ દષ્ટિ ફેરવે તે સ્થળો. આ બન્ને પ્રકારમાં ધ્યાનમાં રાખવાની બાબત એ છે કે જે જે સ્થળે નાયિકાની દષ્ટિ વળે તે સ્થળ અધિક દાબવા. આ વિવેચન પરથી એમ પ્રતીત થાય છે કે કામશાસ્ત્રના અન્ય ગ્રંથોમાં જે નાડી પ્રદેશ* વર્ણવ્યા છે, તેનું લગભગ આ વર્ણન છે તેથી તેનું ભિન્ન વર્ણન કરવાની જરૂર નથી.

---

* પંચસાયકમાં 'નાડી સમુદ્દેશ' નામના પાંચમા સાયકમાં કહ્યું છે કે:—

मनोभवागार मुखे तु नाड्य
स्तिस्त्रो भवन्ति प्रमदाजनानाम् ।
समीरणा, चन्द्रमसो च गौरी
विशेषमासामु पवर्णयामि ॥

સ્ત્રીઓના મદન મંદિરમાં (૧) સમીરણા, (૨) ચાંદ્રમસી અને (૩) ગૌરી એની વિશેષતાઓ કહું છું. એ નામની ત્રણ નાડીઓ છે. એની વિશેષતાઓ એ છે કે સમીરણા નાડીમાં જો વિર્યપાત થાય તો તે નિષ્ફળ છે. એથી ગર્ભ ધારણ થતો નથી. ચાંદ્રમસી નાડીમાં

**गात्राणां स्रंसनं नेत्रनिमीलनं व्रीडानाशः समधिका च रतियोजनेति स्त्रीणां भावलक्षणम् ॥ ८ ॥**

સંભોગની ઇચ્છાથી નાયક નાયિકા પાસે જાય છે તેની–નાયિકાની માનસ સ્થિતિ ત્રણ હોય છે. (૧) પ્રાપ્ત, (૨) પ્રત્યાસન્ન, (૩) **સંધૂક્ષ્યમાણ** એ ત્રણના લક્ષણ જણાવે છે:—

**શરીરનું ઢીલું પડવું, આંખો મિંચી દેવી, લજ્જાનો નાશ, અધિક રતિની યોજના. આ સ્ત્રીઓના ભાવના મનોગતના લક્ષણ છે. ॥ ૮ ॥**

અંગનું ગળવું, આંખો મીંચાઈ જવી આ બે લક્ષણો એમ જણાવે છે કે સ્ત્રીને કામશાંતિ થઇ છે. જો સંભોગમાં સંકોચ જતો રહે, લજ્જાનો નાશ થાય અને નાયિકા પોતાનો જઘન ભાગ નાયકના જઘન ભાગની સાથે ચીમટાવી રાખે તો, આ લક્ષણો તેના અંતઃકરણમાં કામવાસના ઉત્કટ રીતે ઉત્પન્ન થઇ છે એમ જણાવે છે.

**हस्तौ विधुनोति स्विद्यति दशत्युत्थातुं न ददाति पादेनाहन्ति रतावसाने च पुरुषातिवर्तिनी ॥ ९ ॥**

કામવાસનાની અધિક વૃદ્ધિના લક્ષણો નીચે પ્રમાણે છે:—

**નાયિકા હાથોને ઝીંટકારી નાંખે છે. વલોવા નાંખે છે. શરીરે પસીનો થઈ જાય છે, નાયકના શરીરને બચકાં ભરે છે, સંભોગ વ્યાપારમાંથી હાલવા દેતી નથી. લાતો મારે છે અને નાયકની કામવાસના શાંત થઈ હોય–(નાયકે સંભોગ ક્રિયા બંધ કરી હોય) તો તે પોતે ચાલુ રાખે છે. ॥ ૯ ॥**

---

વિર્યપાત થાય તો સ્ત્રીને કન્યા પ્રસવે છે અને અલ્પ રતોત્સવથી સાધ્ય છે. ઉપસ્થ પ્રદેશમાં ગૌરી નામની નાડી છે. એમાં વિર્યપાત થવાથી સ્ત્રી પુત્રને જન્મ આપે છે. આ નાડીમાં સુરતમાં કષ્ટથી ઉપભોગને યોગ્ય છે.

નાયિકા હાથને હચમચાવી નાંખે છે. નાયકની કામવાસના શાંત થતાં તે જો સંભોગક્રિયા બંધ કરે છે, તો તેને તેમ ન કરવા દેતાં પોતાના જઘનભાગથી તે સંભોગક્રિયા ચાલુ રાખે છે.

**तस्याः प्राग्यन्त्रयोगात्करेण संबाधं गज इव क्षोभयेदा-मृदुभावात् ततो यन्त्रयोजनम् ॥ १० ॥**

**સંભોગ ક્રિયાની શરૂઆત કર્યા પહેલાં નાયિકાના મદનમંદિરને મૃદુ થાય ત્યાં સુધી હાથીની માફક હાથથી ક્ષોભિત કરવો (ઘોળવો) અને પછી સંભોગ ક્રીડા કરવી ॥ ૧૦ ॥**

જો નાયિકાની હિલચાલ પરથી એમ જણાય કે, તેની કામવાસના શાંત થઇ નથી તો સુરત ક્રિયાનો આરંભ કરતાં પહેલાં નાયકે નાયિકાની યોનિમાં મૃદુ થાય ત્યાં સુધી હાથીની માફક હાથ ઘોળવો. નાયકે આ ક્રિયા પોતાની કામવાસના તૃપ્ત થવા પહેલાં–સ્ખલિત થતાં પહેલાં કરવી, નહિ તો નાયિકાના પ્રેમમાં ભંગ–રસભંગ થવાનો સંભવ છે. સ્ત્રીઓનાં ચાર પ્રકારનાં હોય છે. એક ઠેકાણે કહ્યું છે કેઃ–

" કેટલીક સ્ત્રીઓની યોનિ કમળ પત્રની માફક અંદરની બાજુએ અતિ કોમળ હોય છે, કેટલીકનો ગુટિકા જેવો માંસગ્રંથીવાળો હોય છે. કેટલીકની વલીઓથી વ્યાપેલો હોય છે. વલિ–એટલે ગોળ માંસની ગ્રંથી. કેટલીકની ગાયની જીભની માફક કરકરો હોય છે" આ ચારમાં પહેલો પ્રકાર જે અત્યંત કોમળ કે નાજુક હોય છે તેને છોડી દેતાં બાકીના ત્રણ પ્રકાર રહ્યા તેમાં કંડુ–ખાજ પુષ્કળ પેદા થાય છે, આથી આવે સ્થળે તેમાં મૃદુતા આવે ત્યાં સુધી હાથથી તે ભાગને ઘોળવો. રગડવો. મૃદુતા આવ્યા પછી સંભોગ શરૂ કરવો. આમ કરવાથી નાયિકાને જલદી કામશાંતિ થાય છે. જલ્દી સ્ખલિત થાય છે. સૂત્રમાં હાથને હાથીની માફક કહ્યો છે. આ ગજહસ્તનું લક્ષણ એક ઠેકાણે કહ્યું છે કે ' અનામિકા અને તર્જની એ બન્ને આંગળીઓને વચલી આંગળીના અગ્રભાગમાં એકત્ર કરવા હાથીની સુંઢના જેવો

આકાર થાય છે. આને ગજહસ્ત કહે છે. સ્ત્રીની કામવાસનાની શાંતિ માટે આ કૃત્રિમ ઉપાય છે.

અહીં સૂત્રમાં યોનિનો ક્ષોભ કરવા માટે હાથનો ઉલ્લેખ કર્યો છે. આ પરથી ઉપલક્ષણા ઇતર કૃત્રિમ સાધનોનો ઉપયોગ પણ સમજી લેવો. આ કૃત્રિમ સાધનના ઉલ્લેખથી આભ્યંતર ઉપસૃપ્તનો પ્રયોગ આવશ્યકતા પ્રમાણે કરવો. એનું પણ સૂચન છે.

**उपसृप्तकं मन्थनं हुलोऽवमर्दनं पीडितकं निर्घातो वराहघातोवृषाघातश्चटकविलसितं संपुट इति पुरुषोपसृप्तानि ॥११॥**

આભ્યંતરિક ઉપસૃપ્તકો નીચે પ્રમાણે છેઃ—

**ઉપસૃપ્તક, મંથન, હુલ, અવમર્દન, પીડિતક, નિર્ઘાત, વરાહઘાત, વૃષાઘાત, ચટકવિલસિત અને સંપુટ આ પુરુષોપપ્તકો છે. ॥ ૧૧ ॥**

પુરૂષના મદનદંડનો સ્ત્રીના મદનમંદિર સાથે નિકટ સંબંધ હોવાથી સૂત્રમાં ઉપર કહેલા સર્વ પ્રકારોનો ઉપસૃપ્તકોમાં સમાવેશ થાય છે.

**न्याय्यमृजु संमिश्रणमुपसृप्तकम ॥ १२ ॥**

**ન્યાયયુક્ત અને સરળ એવી જે સુરત ક્રિયા તેને ઉપસૃપ્તક કહે છે ॥ ૧૨ ॥**

જે સુરત કર્મ સરળ, વિશેષ ગુણ યુક્ત, સર્વજન સાધારણ અને ન્યાટય છે. તેને ઉપસૃપ્તક કહે છે. ઉપસૃપ્ત શબ્દને ' કન્ ' પ્રત્યય લગાડવાથી ખાસ સંજ્ઞાવાળો શબ્દ થાય છે. આ ઉપસૃપ્તક એ આગળ આવી ગયેલા ઉપસૃપ્તથી ભિન્ન અને વિશિષ્ટ અર્થનો દ્યોતક છે.

**हस्तेन लिङ्गं सर्वतो भ्रमयेदिति मन्थनम ॥ १३ ॥**

**નાયક પોતાના મદનદંડને હાથમાં લઇ નાયિકાની યોનિમાં ચોમેર ફેરવે તેને મંથન કહે છે. ॥ ૧૩ ॥**

નાયક જ્યારે પોતાના મદનાકુંશને હાથમાં લઇ નાયિકાની યોનિમાં ચોમેર ફેરવે–રગડે, ત્યારે તે ક્રિયા મંથન કહેવાય છે.

**नी ोकृत्य जघनमुपरिष्टाद्धट्टयेदिति हुलः ॥ १४ ॥**

**જઘનને નીચો કરીને સ્ત્રીના જઘનના ઉપરના ભાગને ઘર્ષણ કરવાની ક્રિયાને હુલ કહે છે. ॥ ૧૪ ॥**

નાયક પોતાનો જઘન ભાગ નીચો કરી નાયિકાના ઉપરની બાજુના ગુહ્યાંગને પોતાના મદનાકુંશથી ઘર્ષણ કરે છે તેને હુલ કહે છે.

**तदेव विपरीतं सरभसमवमर्दनम् ॥ १५ ॥**

**જઘન ભાગને પ્રથમથી વિપરિત કરીને એજ ઘર્ષણ જોરથી કરે તો તેને અવમર્દન કહે છે. ॥ ૧૫ ॥**

નાયક પૂર્વ પ્રકારથી ઉલટો જ્યારે પોતાના જઘન ભાગને ઉપર અને નાયિકાના જઘન ભાગને નીચો રાખીને સંભોગક્રીડા શરૂ કરે અને પોતાના મદનદંડથી જોરથી ઘર્ષણ કરે તેને અવમર્દન કહે છે. આ સ્થિતિમાં નાયિકાનો જઘન ભાગ નીચે હોવાથી તે ઠેકાણે ખાંજ વધારે ઉત્પન્ન થવાનો સંભવ છે. તે દૂર કરવા માટે જોરથી ઘર્ષણ કરવું જરૂરતું છે.

**लिङ्गेन समाहत्य पीड्यंश्चिरमवतिष्ठेतेति पीडितकम् ॥ १६ ॥**

**નાયક પોતાના મદનાંકુશને સ્ત્રીના મદનમંદિરમાં જોરથી પ્રવિષ્ટ કરી ઘણા વખત સુધી ત્યાં દાબીને રાખે તો તેને પીડિતક કહે છે. ॥ ૧૬ ॥**

નાયક પોતાના લિંગને વેગથી સ્ત્રીની યોનિમાં નાંખી તે ઊંડું જાય ત્યાં સુધી જવા દઈ ઘણા વખત સુધી એટલે લિંગને ઉંચુનીચું કરવાની શક્તિ હોય ત્યાં સુધી યોનિને દબાવી રાખે તો તેને પીડિતક કહે છે.

**सुदूरमुत्कृष्य वेगेन स्वजघनमवपातयेदिति निर्घातः ॥ १७ ॥**

**નાયિકાની યોનિમાં ઉંડા ગયેલા મદનાંકુશને પાછો ખેંચી પોતાના જઘનના જોરથી આઘાત કરે તો તેને નિર્ઘાત કહે છે. ॥૧૭॥**

નાયિકાની યોનિમાં ઊંડા ગયેલા મદનદંડને લિંગના મણિ પર્યંત પાછો ખેંચી પોતાના જઘન જોરથી ફરીથી આઘાત કરે તો તેને નિર્ઘાત કહે છે.

**एकत एव भूयिष्ठमवलिखेदिति वराहघातः ॥ १८ ॥**

**નાયિકાના ગુહ્યાંગની એકજ બાજુને પુષ્કળ વખત સુધી રગડે તેને વરાહઘાત કહે છે. ॥ ૧૮ ॥**

સ્ત્રીની યોનિના એક તરફના ભાગને પોતાના લિંગથી રગડે-વરાહ જેમ પોતાના દંતુળથી જમીનને ખોદે છે તેમ રગડયા જ કરે તો તેને વરાહઘાત કહે છે.

**स एवोभयतः पर्यायेण वृषाघातः ॥ १९ ॥**

**ઉપર પ્રમાણે ઘર્ષણ ક્રમથી જો બે બાજુએ કરવામાં આવે તો તેને વૃષાઘાત કહે છે. ॥ ૧૯ ॥**

વરાહઘાત જે પ્રમાણે યોનિની અંદરના એક ભાગને ઘર્ષણને કહે છે, તે પ્રમાણે એજ ઘર્ષણ વારાફરતી સ્ત્રીના ગુહ્યાંગની અંદર બે બાજુએ કરવામાં આવે તો તેને વૃષાઘાત કહે છે. બળદ જે પ્રમાણે શિંગડાનું ઘર્ષણ કરે છે તેના જેવોજ પ્રકાર હોવાથી આ સંજ્ઞા અન્વર્થક છે.

**सकृन्मिश्रितमनिष्क्रमय्य द्विस्त्रिश्चतुरिति घट्टयेदिति चटकविलसितं रागावसानिकम् ॥ २० ॥**

**યોનિમાં પ્રવિષ્ટ કરેલો મદનદંડ બહાર ન કાઢતાં અંદરની**

**અંદર કામશાંતિ થાય ત્યાંસુધી, બે, ત્રણ કે ચાર વાર, ખેંચી ઘર્ષણ કરે તો તેને ચટકવિલાસ કહે છે. ॥ ૨૦ ॥**

નાયકે નાયિકાની યોનિમાં પ્રવિષ્ટ કરેલો મદનદંડ બહાર ન કાઢતાં અંદરની અંદર બે ત્રણ કે ચાર વખત ચકલાની માફક કામ-શાંતિ થાય ત્યાં સુધી ઘર્ષણ કરતો રહે તો તેને ચટકવિતસિત કહે છે. સ્ખલિત થતી વખતે આ પ્રકાર જોવામાં આવે છે.

**व्याख्यातं करणं संपुटमिति ॥ २१ ॥**

**સંપુટની વ્યાખ્યા આગળ જણાવવામાં આવી છે. (૨-૬-૧૫) ॥ ૨૧ ॥**

સંપુટ નામનું આસન કેવી રીતે થઇ શકે છે તે આગળ ઉપર દર્શાવવામાં આવ્યું છે. તેજ વ્યાખ્યા અહીં પણ સમજી લેવી. ફક્ત નાયક આમાં પોતાનો મદનાંકુશ યોનિમાંથી બહાર ન કાઢતાં પોતાના જઘનથી નાયિકાના જઘનને ગાઢ આલિંગન આપી સંભોગ ક્રીડા કરવી એટલે આભ્યંતર સંપુટ નામનું ઉપસૃપ્ત સિદ્ધ થશે.

**तेषां स्त्रीसात्म्याद्विकल्पेन प्रयोगः ॥ २२ ॥**

**નાયિકાની ઇચ્છા અને પ્રસન્નતાને અનુકૂળ ઉપર કહ્યાં તેમાંથી એકનો પ્રયોગ કરવો. ॥ ૨૨ ॥**

ઉપર જે ઉપસૃપ્તકો કહ્યાં તેમાંથી સ્ત્રીને પ્રવૃત્તિને અનુકૂળ પડે તે પ્રમાણે મૃદુ, મધ્ય, કિંવા તિવ્ર પ્રયોગ કરવો. આગળ ઉપર પુરુષો-પસૃપ્તમાં સ્ત્રીની નીની વગેરે છોડવાનું કહ્યું છે, તે વગેરે પ્રકાર જે કહ્યા છે તે પુરુષાયિતના બીજા માર્ગમાં એટલે આભ્યંતરમાં અતર્ગત હોવાથી તે બાહ્ય પુરુષોયિતમાંના છે એમ માનવાનું કારણ નથી. જે આભ્યંતર ઉપસૃપ્ત છે તે બન્ને માર્ગે એટલે આભ્યંતર પુરૂષાયિતમાં પણ તેનો સમાવેશ થાય છે.

**पुरुषायिते तु संदंशो भ्रमरकः प्रेङ्खोलितमित्यधिकानि ॥ २३ ॥**

પુરુષોપસૃપ્ત નામનું પ્રકરણ કહ્યા બાદ કંઇ વિશેષ બાબત કહેવાની ઇચ્છાથી પુનઃ પુરુષાયિતનું વર્ણન સૂત્રકાર અહીંથી શરૂ કરે છેઃ–

**પુરુષાયિતમાં (૧) સંદશ, (૨) ભ્રમરક, (૩) પ્રેંખોલિત એ ત્રણ અધિક પ્રકાર છે. ॥૨૩॥**

આભ્યંતર પુરુષાયિતનો પ્રયોગ કરવા ઇચ્છતી નાયિકા સંદશાદિ ત્રણ અધિક પ્રકાર કરે છે.

**वाडवेन लिङ्गमवगृह्य निष्कर्षन्त्या पीडयन्त्या वा चिराय स्थानं संदंशः ॥ २४ ॥**

**ઘોડીની માફક–એટલે યોનિના હોઠથી–કાઠાંથી નાયકના લિંગને પકડી સ્હેજ બ્હાર કાઢે અને અંદર ખેંચે-એમ વખત સુધી કરે તો તેને સંદશ કહે છે. ॥ ૨૪ ॥**

ઘોડી જે રીતે પોતાની યોનિમાં ઘોડાના લિંગને જોરથી પકડી રાખે છે તે પ્રમાણે નાયકના મદનદંડને પકડી રાખી યોનિના બે હોઠથી ચિમટા દઇ પકડી રાખે અને દાબ દઇને ખેંચે અને કાઢે એ પ્રમાણે ઘણા વખત સુધી કરે તો તેને સંદંશ કહે છે.

**युक्तयन्त्रा चक्रवद् भ्रमेदिति भ्रमरक आभ्यासिकः ॥ २५ ॥**

**નાયકની સાથે સુરત ક્રીડામાં સંયુક્ત થઇ ચક્રની માફક ઘૂમતી રહે તો તેને ભ્રમરક કહે છે. આ પ્રયોગ અભ્યાસથી જ સાધ્ય છે. ॥ ૨૫ ॥**

નાયિકા પોતાના મદનમંદિરમાં નાયકના લિંગને લઇ, બન્ને હાથથી નાયકના શરીરને ઘટ્ટ પકડી, પગ સંકેલી કુંભારના ચક્રની માફક ફરફર કરે તો આ રતિને ભ્રમરક કહે છે. આ સાધ્ય કરવા માટે નાયિકાએ પુષ્કળ અભ્યાસ કરવો જોઇએ.

तत्रेतरः स्वजघनमुत्क्षिपेत् ॥ २६ ॥

**આ ભ્રમરકમાં નાયકે પોતાના જઘન ભાગને ઊંચો રાખવો. ॥ ૨૬ ॥**

પુરુષાયિતના આ ભ્રમરક નામના પ્રયોગમાં નાયક સુરતક્રીડા બગડે નહિ–જોડાયલાં છુટાં પડે નહિ માટે પોતાના જઘન ભાગને ઉંચો કરે છે. આની મતલબ એ છે કે નાયિકાની ક્રિયા સહેલી થઇ પડે.

जघनमेव दोलायमान सर्वतो भ्रमयेदिति प्रेङ्खोलितम् ॥२७॥

**ઝૂલા—હીંચકાની માફક આગળ પાછળ હાલતા જઘનને ચોમેર ફેરવે તો તેને પ્રંખોલિત કહે છે. ॥ ૨૭ ॥**

આમાં નાયિકા પોતાના જઘનને આગળ યા પાછળ હલાવે યા એક બાજુ પર લઇ બીજી બાજુ તરફ ઝુકાવે તો તેને પ્રંખોલિત કહે છે. પ્રંખોલિતમાં જઘનનું ભ્રમણ વર્તુળાકાર હોવાથી એની ગણના મંથનમાં થઇ શકે છે. પુરુષને જે અનુકૂળ હોય તેનો જ પ્રયોગ નાયિકાએ કરવો.

विश्रान्तायां च पुरुषस्य पुनरावर्तनमिति पुरुषायितानि ॥२९॥

**સ્ત્રી જો વિશ્રાંતિ લઈ ચુકે (થાકી જાય તો) તો પુરુષે ઉપર આવવું. ॥ ૨૯ ॥**

**અહીં પુરૂષાયિત પ્રકરણ સમાપ્ત થયું.**

નાયિકા વિશ્રાંતિ લે પરંતુ તેની કામેચ્છા પૂરી ન થઇ હોય તો નાયકે તેના ઉપર સૂઈ સુરતક્રિડાનો આરંભ કરવો. નાયક જે રીતે નાયિકાને કામશાંતિ માટે પુરુષાયિત પ્રયોગ કરવાની રજા આપે છે તે પ્રમાણે નાયિકા પણ કામેચ્છા પૂર્ણ કરવા નાયકને પુનઃસંભોગ કરવા માટે સંમતિ આપે છે એ આનું નામ તાત્પર્ય છે.

**प्रच्छादितस्वभावाऽपि गूढाकाराऽपि कामिनी।**
**विवृणोत्येव भावं स्वं रागादुपरिवर्तिनी ॥ ३० ॥**

પુરુષાયિત પ્રયોગમાં કઈ નાયિકાને યોજવી તે સૂત્રકાર જણાવે છે. આ પરત્વે શ્લોક છે કે—

**ગૂઢાકાર–કામિની લજ્જાને લઇને પોતાના સ્વભાવ અને ભાવોને છુપાવવાને પ્રયત્ન કરે છે પરંતુ જ્યારે તે પુરુષાયિત માટે નાયકના અંગ પર ચઢે છે, ત્યારે તેના મનના ભાવ પ્રકટ થયા વગર રહેતા નથી. ॥ ૩૦ ॥**

લજ્જાને લઇને નાયિકા પોતાના મનના ભાવ ભલે છુપાવે. બાહ્ય શરીર ચેષ્ટાથી તે વ્યકત કરે નહિ; પરંતુ પુરુષાયિત પ્રયોગ માટે નાયકના શરીર પર ચઢે, ત્યારે તેના મનના ભાવ આપોઆપ વ્યકત થાય છે. ત્યારે તે તેના મનના ભાવને છુપાવી શકતી નથી. મનના ભાવને છુપાવી શકતી નથી માટે જ તે પુરુષાયિતનો પ્રારંભ કરે છે.

**यथाशीला भवेन्नारी यथा च रतिलालसा ।**
**तस्या एव विचेष्टाभिस्तत्सर्वमुपलक्षयेत् ॥ ३१ ॥**

**પુરુષાયિત વખતે નાયિકાનો સ્વભાવ કેવો છે, તેની સુરત લાલસા કેવી છે તે તેની ચેષ્ટા પરથી નાયકે સર્વ લક્ષમાં લેવું. ॥ ૩૧ ॥**

નાયિકાના જેવો સ્વભાવ હોય, જે પ્રકારની તેની રતિલાલસા હોય, આ સર્વ પુરુષાયિત વખતે તેની હાલચાલ પરથી નાયકે ધ્યાનમાં રાખવું અને પોતે તેની સાથે સંભોગમાં લાગે ત્યારે–જ્યારે ફરી રતિક્રીડા કરે ત્યારે તેનો તેણે ઉપયોગ કરવો.

**न त्वेवर्तौ न प्रसूता न मृगीं न च गर्भिणीम् ।**
**न चातिव्यायतां नारीं योजयेत्पुरुषायिते ॥ ३२ ॥**

પુરુષાયિતમાં અપવાદ જણાવે છે. અર્થાત્ કે કઈ સ્ત્રીને પુરુષાયિતનો પ્રયોગ ન કરવા દેવો એ કહે છે—

**રજસ્વલા સ્ત્રી, પ્રસૂતા સ્ત્રી, મૃગી જાતિની સ્ત્રી, ગર્ભવતી સ્ત્રી અને અતિ સ્થૂલ શરીરવાળી સ્ત્રીની પુરુષાયિત પ્રયોગમાં યોજના કરવી નહિ. ॥ ૩૨ ॥**

રજસ્વલા સ્ત્રીની પુરુષાયિતમાં યોજના કરવી નહિ. આનું કારણ એ છે કે આને લઈને સ્ત્રી ગર્ભધારણ કરી શકતી નથી. ઉપરાંત જો કદાચ સ્ત્રી ગર્ભધારણ કરે છે તો છોકરો વા છોકરી એવા સ્વાભાવનાં–વિરુદ્ધ સ્વભાવનાં થાય છે. પ્રસૂતાને જો પુરુષાયિત પ્રયોગમાં યોજવામાં આવે તો તેને પ્રદર થવાનો સંભવ રહે છે અથવા તો કણ્ર લૂલી થવાનો સંભવ રહે છે. મૃગી જાતિની સ્ત્રીને પણ પુરુષાયિતમાં યોજવી નહિ. કારણ કે વૃષ અને અશ્વ જાતિના નાયક સાથે વિરોધ છે અને અવપાટિકા રોગનો સંભવ રહે છે. ગર્ભપાતના ભયને લઈને ગર્ભિણીને પણ પુરુષાયિતમાં યોજવી નહિ. અતિસ્થૂળ શરીરવાળીને પુરુષાયિત પ્રયોગ કરવો શક્ય નથી. માટે તેને પણ તેમાં યોજવી નહિ.

**इति श्रीवात्स्यायनीये कामसूत्रे सांप्रयोगिके द्वितीयेऽधिकरणे पुरुषोपसृप्तानि पુरुषायितं चाष्टमोऽध्यायः ।**

ઇતિ શ્રીવાત્સાયન કામસૂત્રના દ્વિતીય અધિકરરણનો પુરુષોપ્રસૃપ્ત અને પુરુષાયિત નામના આઠમા અધ્યાયની તાત્પર્ય વ્યંજિકા ટીકા સમાપ્ત.



## नवमोऽध्यायः ।

## औपरिष्टकं प्रकरणम

## ઔપરિષ્ટક

**द्विविधा तृतीयाप्रकृतिः स्त्रीरूपिणी पुरुषरूपिणी च ॥ १ ॥**

આલિંગનથી માંડી પુરુષાયિત સુધીના સર્વ પ્રકાર ચારે જાતની નાયિકામાં શી રીતે થઇ શકે છે, તે અત્યાર સુધીમાં કહેવામાં આવ્યું. હવે તૃતીયા પ્રકૃતિ જેને પાંચમા પ્રકારની નાયિકા કહી છે, તેની સાથે થતો વ્યવહાર–ઔપરિષ્ટક તે કહેવામાં આવે છે.

**તૃતીયા પ્રકૃતિ નાયિકા* બે પ્રકારની હોય છે–સ્ત્રીરૂપિણી અને પુરુષ રૂપિણી ॥ ૧ ॥**

### નપુંસક સ્ત્રીના બે પ્રકાર

તૃતીયા પ્રકૃતિ એટલે નપુંસક* આના બે પ્રકાર હોય છે. સ્તન વગેરે સ્ત્રીના જેવાં અવયવ હોવાથી એક સ્ત્રીના જેવો પ્રકાર, અને

---

* દુનિયાના જુદા જુદા દેશોના પ્રાચીન તેમજ અર્વાચીન રીતરિવાજો પર દૃષ્ટિપાત કરતાં આ પ્રકાર અસ્તિત્વમાં હોવાનાં પૂરતાં પ્રમાણો મળી આવે છે.

"In Tahiti there were special divinities for homo sexuel worship. It was god Chin himself who unotituted homo saxualism in yucatan and sanctified at His priests therefore wore femininedress."

"In old Japan according to Xavier priests were to have sexual relations not with women but with men."

બીજો મૂછો વગેરે પુરુષ ચિહ્ન હોવાથી બીજો પ્રકાર, આ બન્ને પ્રકારની તૃતીયા પ્રકૃતિને લઇને ઔપરિષ્ટકનો પ્રયોગ કહેવાનો છે.

**तत्र स्त्रीरूपिणी स्त्रिया वेषमालापं लीलां भावं मृदुत्वं भीरुत्वं मुग्धतामसहिष्णुतां व्रीडां चानुकुर्वीत ॥ २ ॥**

એ તૃતીયા પ્રકૃતિમાંથી પ્રથમ સ્ત્રી રૂપ તૃતીયા પ્રકૃતિનું વર્ણન સૂત્રકાર કહે છે.

**સ્ત્રી રૂપી તૃતીયા પ્રકૃતિ સ્ત્રીઓના વેષનું, આલાપનું. મૃદુપણાનું, લીલાનું, ભીરુતાનું, મુગ્ધત્વનું, અસહનશીલતાનું અને લજ્જાનું અનુકરણ કરે છે. ॥ ૨ ॥**

નપુંસકના જે બે પ્રકાર કહ્યા, તેમાં જે સ્ત્રી સ્વભાવ યુક્ત હોય છે તે જણવવા માટે, સ્ત્રીઓના અનેક ગુણોનું અનુકરણ કરે છે. કેશરચના અને વસ્ત્રપરિધાનથી સ્ત્રીઓના જેવો દેખાવ કરે છે. તેજ પ્રમાણે અવાજ, ભાષણ, ઝીણું બોલવું સ્ત્રીઓની માફક ધીમું ધીમું ચાલવું, નાજુકપણું, બ્હીકણપણું, તડકો ટાઢ સહન ન થાય તેમ જણાવવું વગેરે સ્ત્રીઓના ગુણનું અનુકરણ આ કરે છે.

**तस्या वदने जघनकर्म तदौपरिष्टकमाचक्षते ॥ ३ ॥**

**તેના મ્હોમાં જે જઘનક્રિયા કરવામાં આવે છે તેને ઔપરિષ્ટક કહે છે. ॥ ૩ ॥**

સ્ત્રી ધર્મનું અનુકરણ કરનાર તૃતીયા પ્રકૃતિ પુરુષના મુખમાં યોનિમાં લિંગ નાંખીને જે ક્રિયા કરે છે, તેવી ક્રિયા તેના મુખમાં—જે કરે તો તેને ઔપરિષ્ટક કહે છે. ઔપરિષ્ટક એટલે મ્હોંમાં જે સંભોગક્રિયા તે. પૂર્વ આચાર્યોએ આને ઔપરિષ્ટક એવી સંજ્ઞા આપી છે. 'ઉપરિષ્ટાત્' આ અવ્યયને 'કન્' પ્રત્યય લાગી ઔપરિષ્ટક શબ્દ થયો છે.

**सा ततो रतिमाभिमानिकीं वृत्तिं च लिप्सेद् वेश्या-वच्च[illegible]योदिति स्त्रीरूपिणी ॥ ४ ॥**

આ કામથી–ઔપરિષ્ટકથી તૃતીયા પ્રકૃતિને શું ફળ મળે છે તે સૂત્રકાર જણાવે છે—

**આ કર્મથી–ઔપરિષ્ટકથી તૃતીયા પ્રકૃતિ નાયિકાને આભિમાનિકી એટલે કાલ્પનિક–મનને માની લીધેલું સુખ પ્રાપ્ત થાય છે. આથી તેનો નિર્વાહ પણ થાય છે તેથી તે સ્ત્રીના સમાન પોતાનું વર્તન લોકને બતાવે છે. સ્ત્રી પ્રકૃતિ નાયિકાનો આવો પ્રકાર હોય છે. ॥૪॥**

અભિમાનિક એટલે કાલ્પનિક સુખ કેવા પ્રકારનું હોય છે તે આગળ જણાવવામાં આવ્યું છે. નપુંસકને–તૃતીયા પ્રકૃતિને ઔપરિષ્ઠકથી એવું કાલ્પનિક સુખ મળે છે. આના યોગે તેને પૈસા પણ મળે છે– ઔપરિષ્ટક કર્મ કરનાર તરફથી આથી તેનો નિર્વાહ પણ ચાલે છે. આનેજ લઈને આ તૃતીયા પ્રકૃતિ પોતાનાં આચરણ વેશ્યાના જેવાં દેખાડવા પ્રયત્ન કરે છે. આવા વર્તન શોખીન વેશ્યાગામી તેને ત્યાં આવે છે. આથી તેનો વ્યવહાર નભે છે. વેશ્યાનું વર્તન કેવા પ્રકારનું હોય છે તે આગળ ઉપર વૈશિક પ્રકરણમાં વિસ્તારથી જણાવવામાં આવશે.

**पुरुषरूपिणी तु प्रच्छन्नकामा पुरुषं लिप्समाना संवाहकभावमुपजीवेत् ॥ ५ ॥**

**પુરુષરૂપિણી નપુંસક પોતાની કામવાસના વ્યક્ત ન કરતાં પુરુષ સમાગમના ઇચ્છાથી સંવાહકનું કામ કરવાની પેરવી કરે છે. ॥ ૫ ॥**

સૂત્રમાં આરંભમાં 'તુ'–પરંતુ શબ્દ વાપરવામાં આવ્યો છે. એ એ બતાવવા માટે છે કે પહેલાંના પ્રકાર કરતાં આ પ્રકાર ભિન્ન છે. સુખપ્રાપ્તિ પહેલા પ્રકારના જેવી જ છે. પરંતુ બીજાં આચરણ જુદા પ્રકારનાં હોય છે. આ જાતનો નપુંસક ધર્મથી વર્તનારો હોય છે પરંતુ તેના મનમાં કાલ્પનિક સુખની ઇચ્છા હોય છે, આ

કામવાસના એકદમ તેનાથી વ્યક્ત કરી શકાતી નથી. આને લઇને એકદમ તે પુરુષ સાથે સમાગમ કરવા પ્રવૃત્ત થતો નથી. પરંતુ સમાગમની ઇચ્છા સેવે છે. આવી ઇચ્છાને લઇને તેવો પુરુષ અંવાહન–અંગમર્દન વગેરે કામ કરે છે.

**संवाहने परिष्वजमानेव गात्रैरूरू नायकस्य मृद्नीयात्, प्रसृतपरिचया चोरुमूलं सजघनमतिसंस्पृशेत् ॥ ६ ॥**

અંગમર્દનનું કામ કરે છતાં તેના પર વિશ્વાસ બેસે નહિ ત્યાં સુધી કોઇ સમાગમ કરે નહિ, માટે વિશ્વાસ ઉત્પન્ન કરવાના ઉપાય કહે છે—

**સંવાહન કરતી વખતે તેણે–તૃતીયા પ્રકૃતિએ–નાયકને આલિંગન આપતી હોય તેમ કરવું. તેની સાથળ મસળવી. આમ પરિચય વધે એટલે સાથળના મૂળ સુધી નાયકના જઘન ભાગને સ્પર્શ કરવો. ॥ ૬ ॥**

સૂતેલા નાયકનું અંગમર્દન–ચંપી કરતાં પોતાના શરીરને સ્પર્શ કરતી હોય તેમ, આ આલિંગન આપતી હોય તેની માફક ચંપી કરવી. આ પ્રમાણે પરિચય વધે એટલે સાથળથી સાથળના મૂળ સુધી પહોંચી ત્યાં સ્પર્શ કરતાં તે ભાગને દાબવો. આ ચંપી કરતાં એટલું ધ્યાનમાં રાખવું કે નાયકના મદનદંડને સ્પર્શ કરવો નહિ.

**तत्र स्थिरलिङ्गतामुपलभ्य चास्य पाणिमन्थेन परिघट्टयेत् चापलमस्य कुत्सयन्तीव हसेत् ॥ ७ ॥**

**આ પ્રમાણે સ્પર્શ કરતાં જો નાયકનો મદનદંડ ઉત્થિત થાય તો નાયકની આ ચંચળ વૃત્તિની મજાક કરતી હોય એમ તેણે હસવું અને પોતાના હાથથી નાયકના લિંગનું ઘર્ષણ કરવું. ॥ ૭ ॥**

નાયકની સાથળના મૂળ ભાગને સ્પર્શ કરતાં જો નાયકનો મદનાંકુશ તાટ થાય તો મદનાંકુશને હાથમાં લઇ, નાનાં છોકરાંને પણ

માલમ છે તે પ્રમાણે મુષ્ટિ મૈથુન પ્રમાણે ઘર્ષણ કરે એમ કરતાં તેણે નાયકની મીઠી ઠઠ્ઠા કરવી કે આપ કેવા ચંચલ પ્રવૃત્તિના છો કે આપની સાથળને સ્પર્શ કરતાં તમારૂં જાગી ગયું! આ પ્રમાણે હસવું, પણ ગુસ્સો કરવો નહિ.

**कृतलक्षणेनाप्युपलब्धवैकृतेनापि न चोद्यत इति चेत्? स्वयमुपक्रमेत पुरुषेण च चोद्यमाना विवदेत कृच्छ्रेण चाभ्युपगच्छेत् ॥ ८ ॥**

**આ પ્રમાણે રાગોત્પાદન કર્યા પછી, લિંગ તાટ થવાથી જેની કામવાસના સ્પષ્ટ થયા પછી નાયક ઔપરિષ્ટક માટે પ્રેરણા ન કરે, તો નાયિકાએ (નપુંસકે) પોતેજ ઔપરિષ્ટનો ઉપક્રમ કરવો. જો નાયક પ્રેરણા કરે તો 'એ મારાથી નહિ થાય' કહી પછીથી પરાણે સ્વીકાર કરે. ॥ ૮ ॥**

લિંગ તાટ થાય એ કામવાસના ઉદ્દીપ્ત થયાનું સ્પષ્ટ લક્ષણ છે. આ તો તેણે કર્યુંજ છે. જો નાયકને એમ માલમ હોય કે આ મુખ મૈથુન કરાવે છે. છતાં જો નાયક પોતાના મ્હોંએ તેને ઔપરિષ્ટક કરવા કહે નહિ તો આવા પ્રસંગે નાયિકાએ પોતે તે કામમાં પ્રવૃત્ત થવું. નાયકના મદનદંડને મુખમાં લઈ લેવો. આ મુખમાં મૈથુન કરાવે છે એવી નાયકને ખબર હો યા ન હોય; પણ જો નાયક પોતે તેને એ કામમાં પ્રવૃત્ત કરે તો "હું એવું નહિ કરૂં-એવું કોણ કરે" વાદવિવાદ કરી ઇન્કાર કરવો. બાદમાં ઔપરિષ્ટકમાં પ્રવૃત્ત થવું. પુરૂષ સ્વભાવની તૃતીયા પ્રકૃતિનું આ વર્ણન થયું. પરંતુ જો નાયિકા સ્ત્રી સ્વભાવની હશે તો તેની મનોવૃત્તિ પ્રથમથીજ ઉત્કટ હોવાથી પ્રેરણા ન કરતાં જ તે કામનો તે પ્રારંભ કરી દેશે.

**तत्र कर्माष्टविधं समुच्चयप्रयोज्यं निमितं पार्श्वतो दष्टं बहिःसन्दंशोऽन्तःसन्दंशश्चुम्बितकं परिमृष्टकमाम्रचूषितकं सङ्गर इति ॥ ९ ॥**

ક્રિયા ભેદથી ઔપરિષ્ટક કેટલાક પ્રકાર નીચે જણાવે છે:—

**નિમિત્ત, પાર્શ્વતોદષ્ટ, બહિસંદંશ, અંતસંદંશ, ચુંબિતક, પરિમૃષ્ટક, આમ્રચૂષિતક અને સંકર, આ આઠ પ્રકાર ઔપરિષ્ટકના છે અને એનો પ્રયોગ સમુચ્ચયથી-મેળવીને કરવાનો છે. ॥ ૯ ॥**

ઔપરિષ્ટકના આ આઠ પ્રકાર ક્રમવાર સાથે કરવાના છે. એટલે એકપછી એક એકીજ વખતે.

**तेष्वेकैकमभ्युपगम्य विरामाभीप्सादर्शयेत् ॥ १० ॥**

**આગળ જણાવેલા નિમિત્તાદિ આઠ પ્રકારમાંથી એકેક ક્રિયાનો સ્વીકાર પછીનીના ત્યાગની ઇચ્છા જણાવવી. ॥ ૧૦ ॥**

નિમિત્ત આદિમાંથી પ્રથમ એકાદનો પ્રયોગ કરી પછીના કામને છોડી દેવાની ઇચ્છા જણાવવી. આમ કરવાનું કારણ પછીના પ્રયોગોની ઉત્કંઠા નાયકમાં જાગ્રત કરવાની છે કે નાયક ચકિત થાય.

**इतरश्च पूर्वस्मिन्नभ्युपगते तदुत्तरमेवापरं निर्दिशेत् तस्मिन्नपि सिद्धे तदुत्तरमिति ॥ ११ ॥**

**એક ઔપરિષ્ટક કર્મ પૂરૂં કર્યું છે તે જાણ્યા પછી નાયકે ક્રમથી બીજાં ઔપરિષ્ટકનો ઉલ્લેખ કરવો ॥ ૧૧ ॥**

નિમિત્ત પૂરૂં થયા પછી નાયકે પાર્શ્વતોદષ્ટનો પ્રયોગ કરવા સૂચના કરવી અને તે પણ પુરૂં થાય એટલે બહિઃસંદંશનો પ્રયોગ કરવા કહેવું. આ પ્રમાણે ક્રમવાર સર્વ ઔપરિષ્ટક કરવા કહેવું. આ ઔપરિષ્ટકો બધા પ્રકાર પોતાની કામવાસના તૃપ્ત કરવા માટે કે અભિમાનિકી-કાલ્પનિક સુખની ઉત્પત્તિ કરવાના હોય છે—નાયિકાએ આ પ્રમાણે પ્રયોગ કરવા. નાયકની પ્રેરણા વગર જો નાયિકાએ કામ આરંભ્યું હોય તો તેણે પોતાની ઇચ્છાનુસાર સર્વ ઔપરિષ્ટકો પ્રયોગ કરવા માટે હરકત નથી.

**करावलम्बितमोष्ठयोरुपरि विन्यस्तमपविध्य मुखं विधुनुयात् तन्निमितम् ॥ १२ ॥**

ઔપરિષ્ટક કર્મના બાહ્ય અને આભ્યંતર એવા બે પ્રકાર છે. એમાંથી પહેલો બાહ્ય જણાવે છે—

**નાયિકાએ પોતાના હાથમાં લીધેલા પુરુષના મદનદંડને પોતાના હોઠ પર મુકી વર્તુલાકાર હોઠ કરી, હોઠથી પકડી મુખ હલાવવું તેને 'નિમિત્ત' કહે છે. ॥ ૧૨ ॥**

નાયકનું લિંગ નીચે ન નમે તે માટે હાથમાં પકડેલું જ હોઠ પર મૂકવું. બાદમાં હોઠના અગ્ર ભાગને ગોળ કરી તેનાથી દાબીને પકડવું. પછી મ્હોં હલાવવું. આ ક્રિયામાં હોઠ પર લિંગ મુકવામાં આવે છે માટે તેને નિમિત્ત સંજ્ઞા પ્રાપ્ત થાય છે.

**हस्तेनाग्रमवच्छाद्य पार्श्वतो निर्दशनमोष्ठाभ्यामवपीड्य भवत्वेतावदिति सान्त्वयेत् तत्पार्श्वतो दष्टम् ॥ १३ ॥**

**નાયકના લિંગના આગલા ભાગને હાથથી ઢાંકી પાછલા ભાગને દંત સ્પર્શ ન કરતાં હોઠથીજ અવપીડન કરતી રહે, દબાવતી જાય તો અને જો નાયક "બસ–એટલુંજ" એમ કહે તો તેને પાર્શ્વતાંદષ્ટ કહે છે. ॥ ૧૩ ॥**

નાયિકા પોતાની મૂઠીથી લિંગના અગ્રભાગને ઢાંકી દઈ પાછલા ભાગને દાંત ન લગાડતાં માત્ર હોઠથી દબાવતી જાય અને તેમ કરતાં જો નાયક "બસ પૂરું કર. દંશ ન કર." એમ કહે, તો તેને પાર્શ્વતોદષ્ટ કહે છે. સૂત્રમાં 'દાંત લગાડયા વગર' કહ્યું છે એનો સંબંધ 'અવપીડય' ની સાથે છે. તાત્પર્ય એ છે કે ભલે દાંતોથી પકડે પણ દબાવે તો માત્ર હોઠોથી જ.

**भूयश्चोदिता संमीलितौष्ठी तस्याग्रं निष्पीड्य कर्षयन्तीव चुम्बेदिति बहिःसन्दंशः ॥ १४ ॥**

**જો નાયક ફરી કરવાની પ્રેરણા કરે તો તે નાયકના લિંગના અગ્રભાગને હોઠોથી પકડી, જોરથી દબાવી અંદર ખેંચતી જતી ચુંબન કરે તો તેને બહિઃ સદંશ કહે છે. ॥ ૧૪ ॥**

પાર્શ્વતોદષ્ટ કરી રહ્યા પછી જો નાયક ફરી કરવાનો આગ્રહ કરે તો અથવા નાયિકા પોતાની ઇચ્છાથી કરવા પ્રવૃત્ત થઇ હોય, તો તેણે નાયકના મદનદંડના અગ્રભાગને મુખમાં લઇ હોઠથી ઢાંકી, તે ઘટ્ટ પકડી અંદર ખેંચતી જોરથી ચુમી છોડી દે. આમ કરવાથી નાયકના દંડના બહારના ચામડીવાળા ભાગને દંશ કર્યા જેવું થશે. આથી કરીને આ ક્રિયાને બહિઃસંદેશ કહે છે.

**तस्मिन्नेवाभ्यर्थनया किञ्चिदधिकं प्रवेशयेत् साऽपि चाग्रमोष्ठाभ्यां निष्पीड्य निष्ठीवेदित्यन्तःसन्दंशः ॥ १५ ॥**

આભ્યન્તર ઔપરિષ્ટક કહે છે—

**બહિઃ સંદંશનો પ્રયોગ કરતાં નાયક પ્રાર્થના કરે કે વધારે ભાગ અંદર લે અને નાયિકા તે પ્રમાણે નાયક લિંગના અગ્રભાગને મુખમાં વધારે લઈ, હોઠથી ઘટ પકડી બહાર કાઢે તેને અંતઃસંદંશ કહે છે. ॥ ૧૫ ॥**

નાયિકા બહિસંદંશનો પ્રયોગ કરતી હોય અને નાયક પ્રયોગ કરવાની પુનઃપ્રાર્થના કરે તો નાયિકાએ લિંગના અગ્રભાગને અધિક પ્રવેશ કરાવવો. નાયકની પ્રેરણાથી આ કાર્ય થયું છે એ એક પ્રકાર; પણ જો નાયિકા પોતે પોતાની ઇચ્છાથી પ્રયોગમા પ્રવૃત્ત થઇ હોય તો, લિંગનો આગલો ભાગ મોકળો કરી વિશેષ ભાગ મ્હોંમાં લઇ હોઠથી ઘટ્ટ દાબી બહાર કાઢવો. આ ક્રિયામાં લિંગના અગ્રભાગની ત્વચા ખુલ્લી કરી દંશ કરવામાં આવે છે આથી આને અંતઃસંદંશ કહે છે

**करालम्बितस्योष्ठवद्ग्रहणं चुम्बितकम् ॥ १६ ॥**

**નાયકના મદનાંકુરાને હાથમાં લઈ હોઠથી ચુમ્બન થાય છે તેમ હોઠ પર લઇ ચુંબન કરવાની ક્રિયાને ચુંબિતક કહે છે. ॥ ૧૬ ॥**

જે પ્રમાણે અધરોષ્ટથી ઉપરના હોઠનું ચુંબન લેવાય છે તે પ્રમાણે નાયકના લિંગના અગ્રભાગની ત્વચા બાજુએ કરી નાયિકા તેનું ચુંબન લે તો તેને ' ચુંબિતક કહે છે.

**तत्कृत्वा जिह्वाऽग्रेण सर्वतो घट्टनमग्रे च व्यधनमिति परिमृष्टकम ॥ १७ ॥**

**ચુંબિતકનો પ્રયોગ કરી નાયિકા જો પોતાના મુખમાં પ્રવિષ્ટ કરેલા નાયકના લિંગના અગ્રભાગને પોતાની જિહ્વાના અગ્રભાગથી ચોમેર સ્પર્શે અને જોરથી સ્પર્શ કરે, રગડે અને છેદને જોરથી તાડન કરે તો તેને પરિમૃષ્ટ કહે છે. ॥ ૧૭ ॥**

ચુંબિતકનો પ્રયોગ ચાલુ હોય ત્યારે જ આ પ્રયોગ શકય છે. નહિ તો નહિ. નાયકના મદનદંડના અગ્રભાગને નાયિકા મ્હોંમાં લઈ જીભના ટેરવાથી ચોમેર સ્પર્શ કરી—રગડી અને સ્ખલન થવાના ઠેકાણે—છેદ પર જીભથી તાડન કરે, તેને પરિમૃષ્ટ કહે છે.

**तथाभूतमेव रागवशादर्घप्रविष्टं निर्दयमवपीड्यावपीड्य मुञ्चेदित्याम्रचूषितकम ॥ १८ ॥**

**એમ ને એમ એ પ્રમાણે નાયકનો મદનાંકુશ પ્રેમની અધિકતાને લીધે અડધો મોંમાં ગયો હોય અને નાયિકા પોતાના બે હોઠથી જોરથી વારંવાર દાબી છોડી દે, તો તેને ' આમ્રચુષિક ' કહે છે. ॥૧૮॥**

આ પ્રમાણે કોપ રહિત—ચામડીને અળગો કરેલો નાયકનો મદનાંકુશ પ્રેમના અધિક ભરમાં અડધો મ્હોંમાં લઈ નાયિકા પોતાની જીભથી અને બે હોઠોથી ધદ્દ દાબીને અંદરને અંદર બાજુએ છોડી દે તો તેથી કેરી ચૂસવા જેવી ક્રિયા થાય છે. આથી આને આમ્રચુષિતક કહે છે.

**पुरुषाभिप्रायादेव गिरेत्पीड्येच्चापरिसमाप्तेरिति संगरः ॥१९॥**

**પુરુષનો અભિપ્રાય લક્ષમાં લઇ નાયકના લિંગને મોંની અંદર લઈ, સ્ખલિત ન થાય ત્યાંસુધી ઘટ્ટ દાબી રાખે-રગડે તો તેને સંગર કહે છે. ॥ ૧૯ ॥**

નાયકને સમાગમની ઇચ્છા છે એમ સમજ્યા પછી નાયિકા તેના લિંગને મ્હોંમાં લઈ જોરથી દબાવી જીભથી ગળી જાય. આ ક્રિયા નાયક સ્ખલિત થાય ત્યાં સુધી કરવી. આને સંગર કહે છે કારણ કે આખું લિંગ લેવામાં આવે છે.

**यथार्थं चात्र स्तननप्रहणनयोः प्रयोग इत्यौपरिष्टकम् ॥ २० ॥**

**કામવાસના પ્રમાણે આમાં સ્તનન અને પ્રહણનનો પ્રયોગ કરવો. અહીં ઔપરિષ્ટક પ્રકરણ સમાપ્ત થયું. ॥ ૨૦ ॥**

નિમિત્ત આદિ પ્રયોગોમાં મૃદુ, મધ્ય અને આત્યંતિક એ પ્રમાણે વ્યાપારની ભિન્નતાને લઇ પણ તે પ્રમાણે સ્તનન અને પ્રહણન આદિ થઇ શકે છે—સીત્કાર અને પ્રહાર રાગના પ્રમાણમાં થઇ શકે છે. આલિંગન વગેરેનો તો અહીં સંભવ નથી. આ પ્રમાણે ઔપરિષ્ટક વિષય, તેનું સ્વરૂપ, ફળ અને તેની પ્રવૃત્તિનો વિચાર કરવામાં આવ્યો.

**कुलटा स्वैरिण्यः परिचारिका. संवाहिकाश्चाप्येतत्प्रयोजयन्ति ॥ २१ ॥**

દેશાચારને લઇને કિંવા અનુકૂળતાને લઇને તૃતિયા પ્રકૃતિ સિવાય અન્ય પણ ઔપરિષ્ટકનો વિષય બને છે એ વાત સૂત્રકાર નીચેના સૂત્રમાં જણાવે છે—

**કુલટા, સ્વૈરિણી, પરિચારિકા અને સંવાહિકા એ આ ઔપરિષ્ટકનો પ્રયોગ કહે છે. ॥ ૨૧ ॥**

જે સ્ત્રી પોતાના કુળમાં કે પોતાની બરાબરના કુલને આશ્રય વ્યભિચાર સારુ લે છે, તેવી ભ્રષ્ટશીલાને 'કુલટા' કહે છે. સમાન કે અસમાન કુલનો વિચાર કર્યા વગર—તે કુળ યોગ્યતાવાળું છે કે

નહિ તેનો વિચાર ન કરતાં જે સ્વચ્છંદ વિચરે છે તે '**સ્વૈરિણી**'. જે પ્રથમ કોઇની હોય છે અને ત્યારબાદને, કોઇના બંધનનો ત્યાગ કરીને નાયકની સેવા કરે છે તેને 'પરિચારિકા' કહે છે. જે સ્ત્રીઓ પરપુરુષનું સંવાહન-અંગમર્દન આદિ કાર્ય કરે છે તેને 'સંવાહિકા' કહે છે. આ જાતની સ્ત્રીઓ ઔપરિષ્ટકનો પ્રયોગ કરાવે છે. કેવળ તૃતીયા પ્રકૃતિજ કરાવે છે એમ નથી.

**तदेतत्तु न कार्यं समयविरोधादसभ्यत्वाच्च पुनरपि ह्यासांवदनसंसर्गं स्वयमेवार्ति प्रपद्येतेत्याचार्याः ॥ २२ ॥**

**આ પ્રમાણે ઔપરિષ્ટક કર્મ કરવું એ ધર્મશાસ્ત્રોથી નિષિદ્ધ છે અને અસભ્ય છે. તેથી કોઈએ કરવું નહિ. ઉપરાંત તે ન આચરવાનું એક કારણ એ પણ છે કે કદાચિત્ એ સ્ત્રીઓ સાથે ચુંબનનો પ્રસંગ જો નાયકને પડે તેથી કંટાળો આવે. એવો આચાર્યનો મત છે. ॥ ૨૨ ॥**

ઔપરિષ્ટક કર્મો અહીં જણાવવામાં આવ્યાં છે. છતાં ધર્મ-શાસ્ત્રમાં એનો નિષેધ છે. '**नमुखे मेहेत**' મુખમાં શુક્રપાત કરવો નહિ એમ સ્પષ્ટ કહ્યું છે. આથી નીચ કર્મવાળા પ્રેરણા કરે તો પણ સુજ્ઞ પુરુષોએ તેમ કરવું નહિ. ઉપરાંત સભ્યતાની વિરુદ્ધ આ કાર્ય છે. જો આ કાર્ય અસભ્ય છે તો એનો કરનાર પણ અસભ્ય જ ઠરવાનો. આ ઉપરાંત કુલટાદિ સ્ત્રીઓ સાથે ઔપરિષ્ટક કર્મમાં જોડાવાથી બીજો પણ અનિષ્ટ પ્રકાર બનવા જોગ છે. આ કુલટાની સાથે આ નિંદ્ય કર્મ કરે અને ફરી તેમ કરતી વખતે પ્રેમના આવેગમાં જો તે નાયકના મુખને ચુમ્બન કરે તેથી તેને તે બદલ ઘૃણા ઉત્પન્ન થશે કે હું ભ્રષ્ટ થઇ ગયો છું. કેવળ નાયિકા દુઃખી થશે એમ નથી. પરંતુ નાયકને ખિન્નતા થશે એવો આચાર્યનો મત છે.

**वेश्याकामिनोऽयमदोषोऽन्यतोऽपि परिहार्यः स्यादिति वात्स्यायनः ॥ २३ ॥**

**વેશ્યાની કામના કરનારને શાસ્ત્રનો દોષ લાગતો નથી. કિંવા અન્ય રીતથી તે દોષનો તે પરિહાર પણ કરી શકે છે, એવો વાત્સાયન ઋષિનો મત છે. ॥ ૨૩ ॥**

કુલટા આદિ આખર તો વેશ્યા જ છે. તેમની સાથે સમાગમ કરનારને શાસ્ત્ર નિષેધનો દોષ કે અસભ્યતાનો દોષ લાગતો નથી એમ વાત્સાયનનું કહેવું છે. ધર્મપત્ની સાથે ઔપરિષ્ટક કર્મ કરવું નહિ. તેમ કરવામાં શાસ્ત્રની મના છે. ને **न 'मुखे मेहेत'** વસિષ્ટનો મત છે કે "જે પુરુષ પોતાની ધર્મપત્નીના મુખમાં મૈથુન કર્મ કરે છે તેના પિતરીઓ દસ વર્ષ સુધી તેના હાથનું અન્ન ગ્રહણ કરતા નથી." ઉપરાંત આગળ કહ્યું તેમ અસભ્ય છે અને ચુમ્મન વખતે કંટાળો આવવાનો સંભવ છે. આ દોષ ઉત્પન્ન થાય પણ ચુંબન વખતે ટાળવાથી અને ગુપ્ત રીતે કરવાથી ટાળી શકાય. ઉપરાંત ભિન્નભિન્ન દેશના રિવાજથી પણ દૂર કરી શકાય છે. 'ઓપ' શબ્દ સૂત્રમાં છે તેનું તાત્પર્ય એ છે કે દોષ ટાળી શકાય છે. બીજા દેશમાં પ્રવૃત્તિ છે તેથી ઘૃણા પણ નહિ આવે. અર્થાત્ કે તેનો પરિહાર પણ થઇ શકતો નથી.

**तस्माद्यास्त्वौपरिष्टकमाचरन्ति न ताभिः सह संसृज्यन्ते प्राच्याः ॥ २४ ॥**

જુદા જુદા દેશમાં ઔપરિષ્ટોની કેવી રીતની પ્રવૃત્તિ છે તે સૂત્રકાર અહીંયાં જણાવવાની શરૂ કરે છે.

**આથી પ્રાચ્ય દેશના ઔપરિષ્ટકનો પ્રયોગ કરનારી સ્ત્રીઓ સાથે વ્યવહાર રાખતા નથી. ॥ ૨૪ ॥**

મુખમાં જે નિંદ્ય કામ કરાવે છે; તેની સાથે સંસર્ગ રાખવાથી મુખ ચુંબન વખતે કલેશ થાય છે. તેથી પ્રાચ્ય દેશના લોકો આવાં કર્મ કરાવનારી વેશ્યા, કુલટા વગેરેની સાથે સંસર્ગ રાખતા નથી. પરંતુ જેની એમના બૂરાં કામની ખબર નથી કે જેના સંબંધી કંઇ

તેઓ જાણતા નથી તેની સાથે અવશ્ય સહવાસ કરે છે. આટલું આનું તાત્પર્ય છે. અંગ દેશની પૂર્વના મુલ્કને પ્રાચ્ય કહે છે.

**वेश्याभिरेव न संसृज्यन्त आहिच्छत्रिकाः संसृष्टा अपि मुखकर्म तासां परिहरन्ति ॥ २५ ॥**

**અહિચ્છત્ર દેશમાં રહેનાર લોકો વેશ્યા સંસર્ગ રાખતા નથી. અને કોઇ વખત કરે તો તેનું ચુંબન તેઓ લેતા નથી. ॥ ૨૫ ॥**

વેશ્યાઓ ઔપરિષ્ટક કર્મ કર્યું છે એ પ્રત્યક્ષ જોવામાં ન આવ્યું હોય કે તે એવું કર્મ કરાવે છે એમ સાંભળ્યું પણ ન હોય છતાં એવું કર્મ વેશ્યાને માટે સંભવિત છે તેને લીધે અહિચ્છત્ર એટલે ઉત્તર પાંચાલના લોકો વેશ્યા સાથે સંસર્ગ રાખતા નથી કદાચિત્ પ્રેમને લીધે પ્રસંગ પડે તો તેનું ચુંબન તેઓ લેતા નથી.

**निरपेक्षाः साकेताः संसृज्यन्ते ॥ २६ ॥**

**સાકેત વાસીઓ—અયોધ્યાવાસીઓ નિરપેક્ષ વૃત્તિથી વેશ્યા સાથે સંસર્ગ રાખે છે. ॥ ૨૬ ॥**

અયોધ્યાનું નામ છે સાકેત. ત્યાંના લોકોને પવિત્ર અપવિત્રનો વિચાર ન હોવાથી કોઈપણ જાતની અપેક્ષા વગર સંબંધ રાખે છે—મુખ ચુંબન કરે છે.

**न तु स्वयमौपरिष्टकमाचरन्ति नागरकाः ॥ २७ ॥**

**પાટલીપુત્રના રહેનારા પોતે ઔપરિષ્ટકનો પ્રયોગ કરતા નથી. ॥ ૨૭ ॥**

નાગરક એટલે પાટલીપુત્ર—હમણાં જેને પટણા કહે છે—ત્યાં રહેનારા વેશ્યાનો સહવાસ તો કરે છે, પરંતુ તેઓ પોતાની મરજીથી તેના મુખમાં જઘન કામ કરતા નથી. તે કહે તો કરે છે. પરંતુ ચુંબન કરતા નથી—તે ટાળે છે.

**सर्वमविशङ्कया प्रयोजयन्ति सौरसेनाः ॥ २८ ॥**

**સૂરસેન દેશના રહેનારા નિઃશંકપણે સર્વ પ્રયોગ કરે છે. ॥ ૨૮ ॥**

આ દેશના રહેવાસીઓ બધુંજ પવિત્ર માની સ્ત્રી સમાગમ અને મુખમૈથુન વગરે નિઃશંકપણે કરે છે કારણ કે તેમને બધુંજ પવિત્ર છે. કોશાંબીના દક્ષિણ તીર પરના પ્રદેશને સૂરસેન કહે છે.

**एवं ह्याहुः को हि योषितां शीलं शौचमाचारं चरित्रं प्रत्ययं वचनं वा श्रद्धातुमर्हति, निसर्गादेव हि मलिनदृष्टयो भवन्त्येतान परित्याज्या, तस्मादासां स्मृतित एव शौचमन्वेष्टव्यम् ॥ २९ ॥**

આ પ્રમાણે અપવિત્રતાની શંકા લઈએ તો પોતાની પત્નીને માટે પણ અણવિશ્વાસનો પ્રસંગ ઊભો થાય.

**એટલા માટે કહ્યું છે કે એવો કોણ હશે કે, સ્ત્રીઓના શીલ, શૌચ, આચાર, ચરિત્ર, નિશ્ચય અને ભાષણ પર વિશ્વાસ રાખે? કોઇ નહિ. કારણ કે સ્ત્રીઓ સ્વભાવતઃ મલિન દૃષ્ટિવાળી હોય છે પરંતુ તેથી તેમનો કોઈએ ત્યાગ કરવો નહિ. ધર્મશાસ્ત્રાનુસાર એમની પવિત્રતાની કલ્પના કરી લેવી. આપરત્વે કહ્યું છે કેઃ— "દૂધ કાઢતી વખતે–ગાય દોહતી વખતે–વાછડાનું મુખ પવિત્ર છે. મૃગયા પ્રસંગે શ્વાન પવિત્ર છે, ઝાડ પરથી પડેલા ફળોમાં પક્ષીએ ચાંચ મારેલું પણ પવિત્ર છે, આ પ્રમાણે સુરત સમયે સ્ત્રીનું મુખ પણ પવિત્ર છે. એમ સમજવું. ॥ ૨૯ ॥**

શીલ સ્વભાવને કહે છે. અપવિત્ર વસ્તુના સંસર્ગનો અભાવ–તેને ન અડવું તે શૌચ–સુચિતા. વેદમાં કહેલા કર્મોનું અનુષ્ઠાન તેનું નામ આચાર, કુલ પરંપરાથી ચાલી આવેલી મર્યાદાને ચરિત્ર કહે છે. પ્રત્યય એટલે વિશ્વાસ, વચન એટલે તેમની બડબડ. આ સર્વ માનવાને કોણ સમર્થ છે? કોઇ જ નહિ. કારણ કે સ્ત્રીઓ સ્વભાવતઃપાપદૃષ્ટિવાળી હોય છે. આથી તેઓ શાસ્ત્ર અને લોકવ્યવહારની વિરૂદ્ધ વર્તે

છે. છતાં તેમનો ત્યાગ કરવો યોગ્ય નથી. કારણ કે તેઓ પુરુષાર્થ પ્રાપ્તિ ( ત્રીજો પુરુષાર્થ કામ ) નું સાધન છે. સુરત ક્રીડા વખતે સ્ત્રીઓની પવિત્રતાનો વિચાર સ્મૃતિ શાસ્ત્રને અનુસરી કરવો જોઇએ. લોક વ્યવહારમાં શુદ્ધાશુદ્ધતા માટે સ્મૃતિ જ પ્રધાન પ્રમાણ છે. "ગાયના મુખ સિવાય બાકીના તેના અવયવ પવિત્ર છે." આમ સ્મૃતિકારનું કથન છે. છતાં તેજ ગાયના વત્સનું મુખ ગાયને દોહતી વખતે–દૂધ કાઢતી વખતે પવિત્ર માનવું. અને તે વત્સનાથી ઉચ્છિષ્ટ થયા પછી કાઢેલું દૂધ પવિત્ર ગણવું. શ્વાન અને પક્ષીએ ઉચ્છિષ્ટ કરેલું દ્રવ્ય–પદાર્થ–ઉચ્છિષ્ટ હોવાથી અપવિત્ર છે માટે તેનો ત્યાગ કરવો, પરંતુ મૃગયા વખતે કૂતરા બચકું ભરેલા મૃગનું માંસ પવિત્ર છે. તે જ પ્રમાણે પક્ષીએ ચાંચ મારેલું ફળ પણ ઉપરથી પડતાં પવિત્ર છે એમ માનવું. આજ ન્યાયથી સુરત ક્રીડા સમયે સ્ત્રીનું મુખ ઔપરિષ્ટકથી દૂષિત કે ગમે તેવું હો, પણ તે વખતે તો પવિત્રજ માનવું જોઇએ. સુરત પ્રસંગ સિવાય બીજી વખતે સ્ત્રીનું મુખ અપવિત્રતાનું નિધાન છે એમ સમજવું. તાત્પર્ય એ છે કે, "**वत्सः प्रसवणे मेध्य...**" આ સ્મૃતિ વચન લક્ષમાં લઇ સૂરત સમયે કોઇ પણ દેશમાં અને કોઇપણ સ્થિતિમાં સ્ત્રીના મુખને ચુંબન લેવામાં વાંધો નથી.

**शिष्टविप्रतिपत्तेः स्मृतिवाक्यस्य च सावकाशत्वाद्देशस्थितेरात्मनश्च वृत्तिप्रत्ययानुरूपं प्रवर्तेति वात्स्यायनः ॥ ३० ॥**

**શિષ્ટ લોકો ચુમ્બનની વિરુદ્ધ છે. રતિકાળમાં સ્ત્રીનું મુખ પવિત્ર છે, એમ સ્મૃતિવાકયોને સાવકાશત્વ પ્રાપ્ત થાય છે આથી જેવો દેશાચાર હોય અને જે પ્રકારની અંતઃકરણની વૃત્તિ હો, અને વિશ્વાસ હોય તે પ્રમાણે ઔપરિષ્ટકમાં પ્રવૃત્ત થવું એમ મહર્ષિ વાત્સાયનનો મત છે. ॥ ૩૦ ॥**

પ્રાચ્ય, અહિચ્છત્ર અને પાટલીપુત્ર એ નગરના શિષ્ટ લોકો

ઔપરિષ્ટકની વિરુદ્ધ હોવાથી સુરત પ્રસંગે સ્ત્રી મુખને પવિત્ર માનતા નથી. એ આગળ કહેવામાં આવ્યું છે. આથી રતિકાળમાં સ્ત્રીના મુખને પવિત્ર જણાવનાર સ્મૃતિ વચન સાથે શિષ્ટાચારનો વિરોધ આવે છે. તો અહીં પ્રામાણ્ય શું ? આ વિષે એક સ્થળે કહ્યું છે કે 'વિરુદ્ધ, વિગત, દૃષ્ટફલક અને કારણાનુસારી એવી કોઈપણ સ્મૃતિ વેદમૂલક નથી " તાત્પર્ય એ છે એકાદું વિરૂદ્ધ સ્મૃતિ વચન શિષ્ટાચારથી અપ્રમાણ ઠરે તો તેથી કંઈ બગડતું નથી. '**स्त्रीमुखं रतिसंगमे**' આવું એક સ્મૃતિ વચન છે. આ સર્વ સ્ત્રીઓને માટે નહિ પણ ધર્મપત્નીને ઉદ્દેશી લખ્યું હોવાથી નિરર્થક ઠરતું નથી. આ સ્મૃતિ વચનથી વેશ્યા ચુંબનના ભેદોનું વિધાન કર્યું છે તે વ્યર્થ કરે એમ સમજવું નહિ. કારણ કે જે દેશમાં જે આચાર રૂઢ કે પ્રચલિત હોય છે, તે પ્રમાણે ત્યાં વર્તવું એ શિષ્ટસંમત છે તે જ પ્રમાણે પોતાના અંતઃકરણની વૃત્તિ પ્રસન્ન થાય અને પોતાનો વિશ્વાસ બેસે તે ઔપરિષ્ટક પ્રયોગ કરવામાં હરકત નથી. કેવળ શાસ્ત્રના આધાર પર પ્રયોગ કરવો, તેના પર જ બેસી રહેવું, એમ નથી.

**प्रमुष्टकुण्डलाश्चापि युवानः परिचारकाः ।**
**केषाञ्चिदेव कुर्वन्ति नराणामौपरिष्टकम ॥ ३१ ॥**

અત્યાર સુધી સ્ત્રીઓ વિષે સાધારણ ઔપરિષ્ટક કહેવામાં આવ્યા. એની કરનાર નાયિકા હતી. હવે પુરુષ કર્તૃક ઔપરિષ્ટ સૂત્રકાર અહીંથી જણાવે છે—

**આ વિષયમાં શ્લોકઃ–ઉજ્વલ કુંડળ ધારણ કરનાર તરુણ સેવક જનો પર પણ કેટલાક ઔપરિષ્ટકનો પ્રયોગ કરે છે. ॥ ૩૧ ॥**

' કુંડળ ધારણ કરનારા ' આ વિશેષણ ઉપલક્ષણાર્થે સમજી તેનો અર્થ અલંકાર ધારણ કરનારા એમ સમજવું. માથે વાળ વધારનારા, પોશાક ધારણ કરનારા તરૂણ પ્રત્યે ઇશારો છે. તરૂણ કહેવાનું કારણ એ છે કે યુવાવસ્થામાં પ્રવેશ કરવાથી તેઓમાં

કામઆસક્તિ હોય છે અને ઔપરિષ્ટકના પ્રયોગમાં ઘણા કુશળ હોય છે. ઇતર લોકોમાં આ ઔપરિષ્ટકનો પ્રયોગ કરવાનું કામ હરકતભર્યું હોય છે. આ વિષયમાં એક ઠેકાણે કહ્યું છે કે—

"જેને મૂછો આવી નથી એવા વિશ્વાસલાયક સુંદર પોષાક કરનાર તરૂણ નોકર ઔપરિષ્ટકના કામને યોગ્ય છે. મૂછો આવેલાને ઔપરિષ્ટકમાં યોજવા નહી."

જેમની કામવાસના મંદ છે, જે વૃદ્ધ થયા છે, પૂર્વાવસ્થામાં અતિશય કામાસક્તિને લીધે શક્તિ ક્ષીણ થઇ ગઇ છે કિંવા જેમને સાક્ષાત્ સ્ત્રી સંભોગનું સુખ લાધ્યું નથી એવાજ પુરૂષો ઔપરિષ્ટકના પ્રયોગમાં પ્રવૃત્ત થાય છે.

**तथा नागरकाः के चिदन्योन्यस्य हितैषिणः ।**
**कुर्वन्ति रूढविश्वासाः परस्परपरिग्रहम् ॥ ३२ ॥**

આ ઔપરિષ્ટક પુરુષ કર્તૃક છે પરંતુ એનો કરનાર એકજ હોય છે એથી એ અસાધારણ માનવાને હરકત નથી. ઉભયકર્તૃક પણ એનો પ્રયોગ સંભવે છે તે સૂત્રકાર જણાવે છે—

**આ પ્રમાણે પરસ્પર હિતેચ્છુ, એકમેકના પૂર્ણ વિશ્વાસ વાળા કોઈ નાગરિકો આ ઔપરિષ્ટકનો પરસ્પર પ્રયોગ કરે છે. ॥ ૩૨ ॥**

છેલબટાઉપણાવાળા પરંતુ સ્ત્રીપ્રાય કેટલાક નાગરિક પરસ્પર વિશ્વાસવાળા ચતુર, શુક્રપાતજન્ય સુખને માટે આવું ઔપરિષ્ટક કર્મ એકમેકની સાથે ક્રમથી–વારાફરતી કરે છે. કિંવા કામવાસના થઇ હોય તો વારાફરતી કરવાની વાટ ન જોતાં શરીરને ઉલટાં પાલટાં કરી એકદમ કરી લે છે. આ પ્રમાણે સાધારણ ઔપરિષ્ટકના બે પ્રકાર સંભવે છે. પુરૂષોજ એકલા કરે છે એમ નહિ, સ્ત્રીઓ પણ તેમ કરી શકે છે. આ પરત્વે કહ્યું છે કે "અંતઃપુરમાંની કેટલીક

સ્ત્રીઓ વેતનના અભાવે કે કોઈ કરનાર ન મળવાથી એકમેકમાં વિશ્વાસવાળી એકમેકના મદનમંદિરમાં મુખથી સંભોગ ક્રિયા કરે છે.

**पुरुषाश्च तथा स्त्रीषु कर्मैतत्किल कुर्वते ।**
**व्यासस्त य च विज्ञेयो मुखचुम्बनवद्विधिः ॥ ३३ ॥**

**કોઈ કોઈ પુરુષો પણ સ્ત્રીઓમાં ઔપરિષ્ટક પ્રયોગ કરે છે. આ ઔપરિષ્ટક વિધિ મુખ ચુમ્બનની માફક ઉપયોગમાં આણવામાં આવે છે. ॥ ૩૩ ॥**

સ્ત્રીઓ જે પ્રમાણે પુરુષનું ગુહ્યાંગ મુખમાં લઇ ઔપરિષ્ટકનો પ્રયોગ કરે છે તે પ્રમાણે પુરૂષ પણ સ્ત્રીઓના મદનમંદિરમાં ઔપરિષ્ટક કર્મ કરે છે. કન્યા ચુંબનમાં નિમિત્તક આદિ પ્રકાર જેમ સંભવે છે, કિંવા અન્ય સ્થળે સમાદિક ચુંબનના ભેદ છે, તે પ્રમાણે આ પુરૂષ કૃર્તક ઔપરિષ્ટકમાં અનેક ભેદ સંભવે છે એ જાણી લેવું.

**परिवर्तितदेहो तु स्त्रीपुंसौ यत्परस्परम ।**
**युगपत्सम्प्रयुज्येते स कामः काकिलः स्मृतः ॥ ३४ ॥**

કરનાર–ઔપરિષ્ટકની કર્મ કરનાર જો સેવક–નોકર હોય, તો તે અસાધારણ કહેવાય છે. નાયકની પાસે કરાવતી હોય તો સાધારણ સંજ્ઞક હોય છે. આ ભેદ લક્ષમાં લેવા જેવો છે. કારણ કે સાધારણ સંજ્ઞક પ્રયોગમાં ક્રમથી કિંવા એકદમ બન્ને સાથે એમ બે પ્રકારથી થાય છે. એક સાથે કરવામાં ક્રિયા દર્શાવે છે—

**સ્ત્રીના પગ તરફ પુરુષનું મુખ અને પુરુષના પગ તરફ સ્ત્રીનું મુખ આ પ્રમાણે સુઈ રહી સ્ત્રી અને પુરુષ પરસ્પર એકદમ ઔપરિષ્ટક કર્મ કરે તો તેને કાકિલ કહે છે. ॥ ૩૪ ॥**

એક શય્યા પર સુઇ પુરુષ સ્ત્રીની જાંઘ પર પોતાનું મસ્તક રાખે અને સ્ત્રી પુરૂષની જાંઘ પર પોતાનું મસ્તક રાખે; આ પ્રમાણે

પુરૂષને સ્ત્રીનું ગુહ્યાંગ અને સ્ત્રીને પુરૂષનું ગુહ્યાંગ મુખમાં લઇ જીભથી ઔપરિષ્ટક કરવું–સુગમ થઇ પડે છે. આ પ્રમાણે બન્ને એકી સાથે ઔપરિષ્ટક કરે તો તેને કાકિલ કહે છે, આ ક્રિયામાં સ્ત્રી પુરુષ બન્ને કાગડાની પેઠે મુખથી અપવિત્ર વસ્તુનું ગ્રહણ કરે છે, માટે આ ક્રિયાનું નામ કાકિલ અન્વર્થક છે. કાક એટલે કાગડો. જે ક્રિયામાં સ્ત્રી અને પુરુષ કાગડાની માફક વર્તન કરે તેને કાકજ સમજવા. કાગડાની માફક સ્ત્રી પુરૂષનો વ્યવહાર થાય છે તે કાકિલ. પિચ્છાદિગણ મધ્યે કાક શબ્દનો સમાવેશ કરતાં '**इलच**' પ્રત્યય લાગી કાકિલ શબ્દ બને છે કિંવા કક્ '**कक्**' ધાતુ પરથી ભાવાર્થી પ્રત્યય કરીએ તો 'ઉતાવળાપણું' આ અર્થવાળો કાક શબ્દ તૈયાર થાય છે. જેનામાં ઉતાવળાપણું છે તે સ્ત્રી પુરૂષો 'કાકી' છે. તેમને એટલે કાકિ સંજ્ઞક સ્ત્રી પુરૂષોને લાતિ એટલે જે ગ્રહણ કરે છે તે કાકિલ. આ પ્રમાણે આ શબ્દની બીજી વ્યુત્પત્તિ થાય છે.

**तस्माद् गुणवतस्त्यक्त्वा चतुरांस्त्यागिनो वरान् ।**
**वेश्याः खलेषु रज्यन्ते दासहस्तिपकादिषु ॥ ३५ ॥**

આ કાકિલ સંજ્ઞક સ્ત્રી પુરૂષ કર્તૃક ક્રિયાના વર્ણન પરથી કેવળ પુરૂષ કિંવા કેવળ સ્ત્રીનાં ઔપરિષ્ટક વર્ણન પુનઃ સ્વતંત્રપણે કરવાની જરૂર નથી.

સાધારણ અને અસાધારણ એ પ્રમાણે ઔપરિષ્ટકના જે બે ભેદ કથ્યા તેમાં અસાધારણ સંજ્ઞક વિશેષ ઠીક છે. એમાં પણ જો તે સેવક કૃતક હોય તો તેથી સારૂં. આ ઔપરિષ્ટક કર્મ જો વેશ્યા કર્તૃક હોય તો તેમાં હલકા લોકોનો વિશેષ સંબંધ–બન્ને સંબંધ આવતો હોવાથી તેમાં પરિશુદ્ધતા નથી આવતી. સૂત્રકાર આ પરત્વે લખે છે કે—

**આ કારણથી–શિષ્ટસંમત ન હોવાને લીધે–વેશ્યા, ગુણવાન,**

**ચતુર, દાનશૂર અને શ્રેષ્ઠ એવા પુરુષોને છોડી મહાવત, દાસ આદિ ખલ લોકોમાં અનુરક્ત હોય છે. ॥ ૩૫ ॥**

નાયક શોભે તેવા ગુણોથી મંડિત હોય, લોકયાત્રામાં નિપુણ, દાનધર્મ કરવામાં તત્પર અને કુલ તથા શીલથી શ્રેષ્ઠ હોય એવા પુરુષોને ત્યાગી વેશ્યા મહાવત, નોકર વગેરે હલકા દરજ્જાના લોકોમાં અનુરક્ત હોય છે. વેશ્યાઓની નીચ પ્રકૃતિ અહીં જણાવવામાં આવી છે અથવા તો મુખમૈથુન જેવો નીચ પ્રયોગ કરવાનો હોવાથી વેશ્યાઓ એવા હલકા માણસનો સંસર્ગ સેવે છે. વેશ્યા જેની સાથે સંસર્ગ રાખે છે તેમને બીજાની વાતો કહી દે છે.

**न त्वेतद्ब्राह्मणो विद्वान्मन्त्री वा राजधूर्धरः ।**
**गृहीतप्रत्स्यो वाऽपि कारयेदौपरिष्टकम ॥ ३६ ॥**

**એને-ઔપરિષ્ટક પ્રયોગને કોઈપણ વિદ્વાન બ્રાહ્મણ, રાજકાર્ય ધુરંધર, મંત્રી કિંવા લોકોના વિશ્વાસને પાત્ર કોઈપણ મનુષ્ય વેશ્યા પાસે કરાવે નહીં. ॥ ૩૬ ॥**

શ્રુતિ અને સ્મૃતિના તત્વને જાણનાર વિદ્વાન બ્રાહ્મણે, રાજ-કારભાર ચલાવનાર રાજ્ય ધુરંધર અમાત્યે-મંત્રીએ વેશ્યા પાસે ઔપરિષ્ટક કર્મ કરાવવું નહિ. તેજ પ્રમાણે લોકોના વિશ્વાસને પાત્ર થયેલ ગૃહસ્થે પણ તેવું કર્મ વેશ્યા પાસે ન કરાવવું. જો ઔપરિષ્ટક કર્મ કરાવે તો સમાજમાં મેળવેલી સર્વ પ્રતિષ્ઠા નષ્ટ થશે. વેશ્યા સાથે ઔપરિષ્ટક કર્મ કરાવનારને કદાપિ મુખ સંસ્પર્શ દોષ ન થવા દે, છતાં અસભ્યપણાના દોષમાંથી તે મુક્ત નહિ થઈ શકે. અહીં વિદ્વાન બ્રાહ્મણ અને અમાત્યનો જ વિચાર કરવાનો છે. એથી તેમને તો અસભ્યપણાનો દોષ જરૂર લાગવાનો. ઇતરની અહીં વિવક્ષા છે નહિ તેથી આ દોષ તેમને લાગે છે કે નહિ તેનો વિચાર અમે અહીં કરતા નથી.

**न शास्त्रमस्तीत्येतावत्प्रयोगे कारणं भवेत् ।**
**शास्त्रार्थान्व्यापिनो विद्यात्प्रयोगांस्त्वेकदेशिकान् ॥३७॥**

સાધારણ ઔપરિષ્ટકમાં તેનું આચરણ મુખ ચુંબન પ્રમાણે કરવું એમ આ શાસ્ત્રમાં કહ્યું છે તેથી વિદ્વાન બ્રાહ્મણે કિંવા મંત્રીએ તે કરવામાં કંઈ વાંધા જેવું નથી એમ કહે તો સૂત્રકાર તે વિષે કહે છે કે—

**ઔપરિષ્ટક માટે શાસ્ત્રમાં વિધાન છે. તેથી તેનું અનુષ્ઠાન કરવું એમ નથી. કારણ કે શાસ્ત્રનો અર્થ વ્યાપક હોય છે, પરંતુ તેનો પ્રયોગ એકદેશી હોય છે. ॥ ૩૭ ॥**

શાસ્ત્રમાં એનું વિધાન છે–શાસ્ત્રમાં એ વાત કહી છે તેટલા પરથી તે આચરવી જોઇએ કે કરવી જોઇએ એમ નથી. આલિંગન વગેરે પ્રકાર સુરત ક્રિડાને ઉપયોગી છે અને તે સર્વ કામીજનોને ઉદ્દેશી કથવામાં આવ્યા છે. પરંતુ તેમાંના કેટલાકનો જ પ્રચાર શિષ્ટોએ કર્યો છે. મતલબ કે શિષ્ટજનો આવશ્યક અને નિર્દોષ હોય તેજ ગ્રહણ કરે છે.

**रसवीर्यविपाका हि श्वमांसस्यापि वैद्यके ।**
**कीर्तिता इति तत्किं स्याद्भक्षणीयं विचक्षणैः ॥ ३८ ॥**

આજ અર્થ નીચેના દૃષ્ટાંતથી સ્પષ્ટ કરી બતાવે છે—

**વૈદકશાસ્ત્રમાં કુતરાના માંસનો રસ, વીર્ય અને વિપાક વગેરેનું વર્ણન છે. એનો અર્થ એ નથી થતો કે બુદ્ધિમાન લોકોએ કુતરાના માંસનું ભક્ષણ કરવું. ॥ ૩૮ ॥**

રસ એટલે માધુર્યાદિ, વીર્ય એટલે સામર્થ્ય–બળ, વિપાક એટલે ઉપયોગી વસ્તુનું પરિણામ. કુતરાના માંસના માધુર્યાદિરસ, સામર્થ્ય અને તે ભક્ષણ કરવાથી શરીરમાં થતું મધુરાદિ પરિણામ એ સર્વનું

વર્ણન શાસ્ત્રમાં છે. આ શાસ્ત્રનું વ્યાપકપણું બતાવે છે. આથી બુદ્ધિમાને શું તે ખાવું ? આ વાક્ય વડે શાસ્ત્રના આ વિધાનનું અનુષ્ઠાન એકદેશીય છે એમ બતાવે છે. તાત્પર્ય કે ગુરૂનિરૂપણમાં શાસ્ત્ર વ્યાપક છે પરંતુ તેનો પ્રયોગ એકદશીય છે. એનું ભક્ષણ શિષ્ટ પુરૂષો માટે શક્યજ નથી.

**सन्त्येव पुरुषाः के चित्सान्ति देशास्तथाविधाः ।**
**सन्ति कालाश्च तेष्वेते योगा न स्युर्निरर्थकाः ॥ ३९ ॥**

જેનો શિષ્ટજનોએ ત્યાગ કર્યો છે તેનો ઉપદેશ પણ શાસ્ત્રમાં વ્યર્થ નકામો છે એમ કોઈ કહે તો, એ શંકાનો જવાબ આપે છે કે—

**એવા પ્રકારના કોઇ પુરુષ હોય છે, એવા પ્રકારના દેશ હોય છે, એવા પ્રકારનો કાળ હોય છે કે જ્યાં ઔપરિષ્ટકનો પ્રયોગ નિરર્થક હોતો નથી. ॥ ૩૯ ॥**

કેટલાક એવા મનુષ્યો છે કે જેમને પવિત્ર અને અપવિત્ર એનું અણુમાત્ર પણ ભાન નથી. લાટ, સિંધુ આદિ દેશ એવા છે. તેજ પ્રમાણે કોઇ કાળ પણ એવો હોય છે કે જે વખતે ઔપરિષ્ટક કર્મ અનુકૂળ થઇ પડે છે. તે કાલવિશેષમાં પુરૂષનું જીવન સ્ત્રીને અધીન હોય છે. આવા સ્થળે કે પ્રસંગે મુખચુંબન પ્રમાણે ઔપરિષ્ટનો પ્રયોગ નિરર્થક નથી.

**तस्माद्देशं च कालं च प्रयोगं शास्त्रमेव च ।**
**आत्मानं चापि संप्रेक्ष्य योगान्युञ्जीत वा न वा ॥४०॥**

**એટલા માટે દેશ, કાળ પ્રયોગ, શાસ્ત્ર એનો અને પ્રયોગ કરનારે પોતાનો વિચાર કરી પછી ઔપરિષ્ટકનો પ્રયોગ કરવો એ ઈષ્ટ છે કે અનિષ્ટ છે તે ઠેરવવું. ॥ ૪૦ ॥**

આથી કરીને સાધારણ ઔપરિષ્ટકનો પ્રયોગ કરતી વખતે તે કરનારે દેશકાળનો વિચાર કરવો, ઔપરિષ્ટકનું કથન કરનાર શાસ્ત્ર

અને ઉપાયનો પણ વિચાર કરવો, અને પછી એમાંથી પોતાને કયો ઉપયુક્ત છે કે નથી તે નક્કી કરી તેનો ઉપયોગ કરવો.

**अर्थयास्य रहस्यत्वाच्चलत्वान्मनसस्तथा ।**
**काः कदा किं कुत कुर्यादिति को ज्ञातुमर्हति ॥ ४१ ॥**

પુરુષાદિને માટે એ નિયમ નથી એ નીચેના શ્લોકથી જણાવે છે—

**આ ઔપરિષ્ટક કર્મ ગોપ્ય છે–ચોરીથી કરવામાં આવે છે, મન ચંચળ છે. આથી કોઇ પુરુષ, કોઇ વખતે શું કરી બેસે તે જાણવા કોણ સમર્થ છે ? ॥ ૪૧ ॥**

ઔપરિષ્ટકનો પ્રયોગ બહુ ગુપ્ત રીતે થાય છે–એકાંતમાં થાય છે. ચિત્ત સ્વભાવત ચંચળ છે. તેમાં પણ કામાસક્તનું તો ચંચળ હોય છે. આવી સ્થિતિમાં કોઇ વિદ્વાન હોય કે અવિદ્વાન, કામશક્તિથી ઉન્મત્ત થયેલો હોય યા ન હોય, તે સાધારણ કે અસાધારણ ઔપરિષ્ટકનો પ્રયોગ કરશે કે સંભોગક્રિયા કરશે અને કામાસક્તિને લઇને કરશે કે દેશાચારને લઇને કરશે એ કોણ કહી શકશે ? એ જાણવાને કોઇ સમર્થ નથી.

ઔપરિષ્ટક નામનું નવમું પ્રકરણ સમાપ્ત.

**इति श्रीवात्स्यायनीये कामसूत्रे सांप्रयोगिके द्वितीयेऽधिकरणे औपरिष्टकं नवमोऽध्यायः ।**

ઇતિ શ્રીવાત્સાયન કામસૂત્રના દ્વિતીય અધિકરણના નવમા અધ્યાયની રમણીક અ. મ્હેતા પ્રણીત તાત્પર્ય વ્યંજિકા ટીકા સમાપ્ત.

## दशमोऽध्यायः ।

### रतारम्भावसानिक प्रकरणम

नागरकः सह मित्रजनेन परिचारकैश्च कृतपुष्पोपहारः सञ्चारितसुरभिधूपे रत्यावासे प्रसाधिते वासगृहे कृतस्नानप्रसाधनां युक्त्या पीतां स्त्रियं सान्त्वनैः पुनः पानेन चोपक्रमेत ॥ १ ॥ दक्षिणतश्चास्या उपवेशनम् ॥ २ ॥ केशहस्ते बलात् नीव्यामित्यवलम्बनम् ॥ ३ ॥ रत्यर्थं सव्येन बाहुनाऽनुद्धतः परिष्वङ्ग ॥ ४ ॥ पूर्वप्रकरणसंबद्धैः परिहासाऽनुरागै[illegible]रनुवृत्तिः ॥ ५ ॥ गूढाश्लीलानां च वस्तूनां समस्यया परिभाषणम् ॥ ६ ॥ सनृत्तमनृत्तं वा गीतं वादित्रम् ॥ ७ ॥ कलासु संकथाः ॥ ८ ॥ पुनः पानेनोपच्छन्दनम् ॥९॥ जातानुरागायां कुसुमानुलेपनताम्बूलदानेन च शेषजनविसृष्टिः ॥ १० ॥ विजने च यथोक्तैरालिङ्गनादिभिरेनामुद्धर्षयेत् ॥११॥ ततो नीवीविश्लेषणादि यथोक्तमुपक्रमेतेत्ययं रतारम्भः ॥१२॥

### રતારંભાવસાનિક

રતની વ્યવસ્થાથી માંડીને ઔપરિષ્ટક પ્રકરણ પર્યંત સૂરતક્રીડાનું વિવેચન કર્યું. સૂરતના આરંભમાં અને અંતમાં શું કરવું જોઇએ એનો વિચાર કરવાનો છે અને તે સંબંધી રતારંભાવસાન પ્રકરણ અહીંથી શરૂ કરીએ છીએ. ખરી રીતે જોતાં પ્રેમના ભિન્નભિન્ન પ્રકાર જે આગળ વર્ણવામાં આવ્યા છે, તે સાથે સૂરતના આરંભમાં શું શું કરવું તે કહેવું જોઇતું હતું. પણ સૂરતનું વર્ણન થઇ ગયા પછી તેના અંતમાં શું શું કરવું યોગ્ય છે એજ કહેવું, એ વિષયક્રમને અનુસરી વાત. આમ છે છતાં અર્થાત્ કે એ ખરૂં છે, છતાં પ્રેમનું વિવેચન કર્યા પછી, પ્રેમને અંગે તરત ઉત્પન્ન થતાં આલિંગન

આદિનો ત્યાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે. અહીં પ્રતિજ્ઞાને અનુસરી સર્વના અંગભૂત સુરતના આરંભની બાબતનું વર્ણન કરી પછી સુરત સમાપ્તિની બાબતો કહીશું.

સભ્ય નાગરિકે પોતાના મિત્ર અને પરિવાર સાથે સુરત સુખનો ઉપભોગ લેવા માટે ખાસ સુસજ્જિત કરેલા વાસગૃહમાં સુગંધી ધૂપ આપી તેને ફૂલથી સર્વત્ર સુશોભિત કરવું. તે વાસગૃહમાં રજોદર્શન પછી સ્નાન કરી, સુભુષિત થઇ, સુંદર વસ્ત્રોથી સજાવટ કરી તૈયાર થયેલી, તથા પરિચિતં મદ્યપાન કર્યું છે-જેણે એવી નાયિકાની પાસે જઇ તેને મદ્યપાન માટે પ્રવૃત્ત કરવી. ॥ ૧ ॥ તેની જમણી પડખે બેસવું ॥ ૨ ॥ પછી તેના કેશને, પછી વસ્ત્રને, અને પછી વસ્ત્રની ગાંઠને પકડવી. ॥ ૩ ॥ પ્રેમના વૃદ્ધિ કરવા ડાબા હાથની પીઠ પર સ્પર્શ કરવો. ॥ ૪ ॥ ગઇ ગુજરીના પ્રેમપ્રસંગોથી, પ્રેમના મધુર ભાષણથી તેને અનુકૂળ કરવી. ॥ ૫ ॥ ગૂઢ અને વસ્તુ વિષે સંક્ષેપથી બોલવું. ॥ ૬ ॥ નાચ સાથે અથવા તો નાચ વગર ગાયનવાદન થવા દેવું. ॥ ૭ ॥ કલા વિષે ચાતુર્યથી ભાષણ કરવું-વાર્તાલાપ કરવો. ॥ ૮ ॥ પુનઃ એકાદ પ્યાલી માટે-મદ્યપાન માટે તેને આર્જવ કરી ઉત્સાહિત કરવી. ॥ ૯ ॥ આ પ્રમાણે નાયિકાના અંતઃકરણમાં કામવાસના પ્રદીપ્ત થયા પછી સુગંધી ફૂલો, પુષ્પમાળ, ચંદન, તાંબૂલ આદિથી સત્કાર કરી મિત્ર અને નોકરોને વિદાય કરવા. ॥ ૧૦ ॥ પછી વસ્ત્રની ગાંઠ છોડી આગળ કરવામાં આવ્યા પ્રમાણે સુરત ક્રિયાનો આરંભ કરવો. ॥ ૧૧ ॥ આ પ્રમાણે રતારંભનું કામ સમાપ્ત થયું.

## સુરતક્રિયા માટે તૈયાર કરેલું શયનગૃહ

આગળ નાગરક વૃત્ત પ્રકરણમાં જે વિશેષ આચાર કહેવામાં આવ્યા છે, તે પ્રમાણે વર્તવાની ઇચ્છા રાખનાર નાગરિકે, પીઠમર્દાદિ વિગેરે મિત્રો અને તાંબુલ આપનાર સેવક એમને લઇને સુરતક્રિયાને અનુકૂળ બાબતોનો આરંભ કરવો. રત્યાવાસ એટલે સુરતક્રિયા માટે તૈયાર કરેલું શયનગૃહ, જેને બાહ્યવાસન ગૃહ કહે છે, તેમાં સુરતક્રિયા

માટે શયન વગેરે તૈયાર કરી રખાવવું એટલે વાસગૃહના સંસ્કાર કર્યા બરાબર છે. સ્ત્રીઓને બે રીતે સુસંસ્કૃત થવાનું છે. પહેલી રીત તો એ કે સ્નાન કરી શુદ્ધ થવું, અને બાદમાં સ્નાનથી શુદ્ધિ થયા પછી અલંકાર અને સારાં વસ્ત્રોથી સુસંસ્કૃત થવું તે છે. પહેલા પ્રકારની શુદ્ધતા ન હોય તો સ્ત્રીનું દર્શન સુદ્ધાં નિષિદ્ધ છે. સ્નાન અને અલંકારથી જેમ શરીરસંસ્કાર કરવાના છે તેમ મર્યાદિત મદ્યપાનથી* મનના સંસ્કાર કરવા આવશ્યક છે. મદ્યપાનથી એક પ્રકારનું ઉત્તેજન મળે છે અને બુદ્ધિમાં એક પ્રકારની કાર્યક્ષમતા આવે છે. આ મદ્યપાન મર્યાદાથી જરાપણ વધારે ન થવું જોઇએ. કારણ કે અધિક થાય તો તેનાથી ચિત્તમાં ઉન્માદ ઉત્પન્ન થવાનો સંભવ છે. અહીં મૂળ સૂત્રમાં

---

* [૧] પ્રાચીન ભારતવર્ષમાં 'મદિરાપાન'નો ઉલ્લેખ રામાયણ, મહાભારત, ભાગવત, હરિવંશ અને સંસ્કૃત કાવ્યોમાં મળે છે. અહીં એકાદ બે શ્લોક આપ્યા છે. આને માટે 'પ્રાચીન ભારતવર્ષમાં ઉજાણ' નામનો મારો લખેલો લેખ 'મોજમજાહ'ના દિવાળી અંકમાં જોવો. રતિક્રીડા વખતે મધુપાન કરતા હતા એ નિઃશંક વાત છે. મારો 'દીવાનો' તો કહે છે કે—

હાથમાં પ્યાલો બગલમાં જગતમાં હો બહાર
એવો મળવાનો વખત જો હોય તો શું જોઇએ ?

એક ઉર્દુ કવિ કહે છે કે—

તન લૂત્ફેજિન્દગી હૈ જબ અબ્ર હો ચમન હો
પેશે નજર હો સાકી, પહલુ મેં ગુલબદન હો.

જુઓ રઘુવંશ—

ललित विभ्रमबन्धविचक्षणं, सुरभिगंध पराजित कसरम।
पतिषु निर्विविशुर्मधुणमङ्गना, स्मर सखं रस खण्डन
वर्जितम ॥ २९-१६

'**युक्त्या पीतां**' એવું જે નાયકને વિશેષણ આપ્યું છે તેનો અર્થ કરવામાં '**पीता**' એ રૂપ મત્વર્થીય અચ પ્રત્યયમાંજ સમજવું. અર્થાત્ કે '**पीतमस्ति अस्यां सा**' એ પ્રમાણે તેનો વિગ્રહ થાય છે 'પીત' પાનક્રિયા જેનામાં છે તે, પીતા–અર્થાત્ કે જેણે મદ્યપાનની ક્રિયા કરી છે એવી સ્ત્રી '**पीतागाव**' એટલે પાણી જેણે પીધું છે એવી ગાય. આ પ્રમાણે મત્વર્થીય 'અચ' પ્રત્યયમાં ઘણા શબ્દો સંસ્કૃત ભાષામાં રૂઢ છે. '**युक्त्या पीता**' એમાં પીતા શબ્દ પણ એ પ્રમાણે સમજવો. નાયિકા સાથે સુરતક્રિયાનો આરંભ કર્યા પહેલાં પ્રથમ તેને કુશળ પ્રશ્ન પુછી મીઠી વાત કરવી. ત્યારબાદ મદ્ય પીવા માટે વીનવવી. આ પ્રમાણે તેને વીનવતાં તેની જમણી બાજુ બેસી તેને ડાબી બાજુએ રાખવી. આથી કરીને જમણા હાથથી તેને મદ્યની પ્યાલી આપી શકાશે અને ડાબા હાથથી તેની પીઠના ભાગનો સ્પર્શ થઇ શકશે કે આલિંગન દઈ શકાશે. આમ કરતાં નાયિકાના કેશ પર હાથ ફેરવવો. તેના હાથમાં હાથ નાંખવો. અને કામોદ્દીપન થાય તેથી ગઇ ગુજરીનું સ્મરણ થાય તેવી વાતો કરવી. "હે પ્રિયે! આપણે ત્યાં કેવો મીઠો વિનોદ કર્યો હતો. આપણે કેવા પ્રેમથી રહેતાં હતાં. એની તને યાદ આવે છે કે?" આ પ્રમાણે તેને અનુકૂળ કરી લેવાનો પ્રયત્ન કરવો. દુર્બોધ્ય અને ગ્રામ્યગાથા, સ્કંધ વગેરે વૃત્તમાં ગૂંથેલી વાત જો નાયિકા સમજવા કે સાંભળવા માંગતી હોય તો તે સંક્ષેપમાં

---

[૨] બળરામ પુષ્કળ પીતા હતા. માઘ, શિશુપાલ વધમાં વર્ણન છે કે—

**काकुद्मिकन्यावक्त्रान्तर्वासलब्धाधिवासया ।**
**मुखामोदं मदिरयाकृतानु व्याघ मुद्गमन् ॥**

**माघस्य २ सर्ग २० श्लोकः ।**

હરિવંશમાં પણ બળરામનું અઠંગ પીનાર તરીકે વર્ણન છે.

જણાવવી. નાયિકા જો વૃત્ત જાણતી હોય તો તેની આગળ પદ્યના અર્થ શરીરાદિના અભિનયથી સ્પષ્ટ કરી બતાવે છે. જો નાયિકાને વૃત્ત ન આવડતું હોય તો તો એકાદ ગીત સંભળાવવું. કિંવા ખૂંટી પરથી વીણા લઈ તેને વગાડવી. ચિત્ર વગેરે કળાની નિપુણતા બતાવવા માટે તેની સાથે કળા સંબંધી ભાષણ કરવું. ટૂંકમાં મતલબ એ છે કે આવી વિવિધ રીતથી નાયિકાને વશ કરી લેવી, અને તેને મદ્યપાનમાં પ્રવૃત્ત કરવી. મદ્યપાન કર્યા પછી નાયિકામાં ઉત્કટ કામવાસના પ્રકટ થયેલી જણાય તો જે સુગંધી ફૂલો, તાંબૂલ વગેરે ત્યાં હાજર હોય તે આપી મિત્રોને તથા પરિચારકોને વિદાય આપવી. પછી એકાંતમાં પ્રત્યક્ષ સંભોગ ક્રિયા શરૂ કર્યા પહેલાં, પાંચમા અધ્યાયમાં કહેલા આલિંગનાદિ ઉપાયથી નાયિકાની કામવાસના એટલી ઉદ્દીપ્ત કરવી કે તે સંભોગ સુખ માટે શયનમાં પોતાની મેળે ચાલી જાય. નાયિકા શયનમાં આવ્યા પછી તેની નીવી છોડવાનો પ્રકાર સાતમા અધ્યાયમાં કહ્યા પ્રમાણે નાયકે આદરવો. આલિંગનાદિ બાહ્ય અને પછી આભ્યંતર.

**रतावसानिकं रागमतिवाह्यासंस्तुतयोरिव सव्रीडयोः परस्परमपश्यतोः पृथक्पृथगाचारभूमिगमनम् ॥ १३ ॥ प्रतिनिवृत्य च व्रीडायमानयोरुचितदेशोपविष्टयोस्ताम्बूलग्रहणमच्छीकृतं चन्दनमन्यद्वाऽनुलेपनं तस्या गात्रे स्वयमेव निवेशयेत् ॥ १४ ॥ सव्येन बाहुना चैनां परिरभ्य चषकहस्तः सान्त्वयन्पाययेत् ॥ १५ ॥ जलानुपानं वा खण्डखाद्यकमन्यद्वा प्रकृतिसात्म्ययुक्तमुभावप्युपयुञ्जीयाताम् ॥ १६ ॥ अच्छरसकयूषमम्लयवागूं भृष्टमांसोपदंशानि पानकानि चूतफलानि शुष्कमांसं मातुलुङ्गचुक्रकाणि सशर्कराणि च यथादेशसात्म्यं च ॥ १७ ॥ तत्र मधुरमिदं मृदु विशदमिति च विदश्य तत्तदुपाहरेत् ॥ १८ ॥ हर्म्यतलस्थितयोर्वा चन्द्रिकासेवनार्थमासनम् ॥ १९ ॥ तत्रानुकूलाभिः कथाभिरनुवर्तेत ॥ २० ॥**

तदङ्कसंलीनायाश्चन्द्रमसं पश्यन्त्या नक्षत्रपङ्क्तिव्यक्तीकरणम् ॥२१॥ अरुन्धतीध्रुवसप्तर्षिमालादर्शनं चेति रतावसानिकम्॥२२॥

અહીંથી રતાવસાનિક પ્રકરણ શરૂ કરીએ છીએ. રતિક્રીડા થઇ રહ્યા પછીનાં કાર્ય જણાવીએ છીએ. સુરતક્રિયા પૂરી કર્યા પછી નાયક નાયિકાએ અપરિચિત સરખાં એકમેકથી શરમાતાં હોય તેમ એકમેકને ન જોતાં જુદાજુદા ઓરડામાં સ્નાન આદિ માટે ચાલી જવું. ॥ ૧૩ ॥ શુદ્ધ થઇ પાછા ફરી સ્હેજ લજ્જા કરતા નાયક નાયિકાએ કોઇ બીજા સુંદર સ્થાન પર બેસવું. અને તાંબૂલ ગ્રહણ કરવું-પાન ખાવું. નાયકે ઘસેલું ચદન અથવા અન્ય સુગંધી દ્રવ્ય નાયિકાના શરીરે લગાડવું, અને પછી પોતાના અંગે લગાડવું ॥૧૪॥ ડાબા હાથથી તેને આલિંગન આપી જમણા હાથથી મદ્યનો પ્યાલો લઇ મધુર ભાષણથી પીવાને વીનવવું. ॥ ૧૫ ॥ પછી બન્નેએ ખાંડ અથવા ગોળથી તૈયાર કરેલો, બન્નેની પ્રકૃતિને રુચે તેવો અલ્પ ઉપાહાર કરી થોડું પાણી પીવું. ॥ ૧૬ ॥ કિંવા સુગંધી, મધુર રસયુકત માંસયૂષ અચ્છયવાગુ, ભુંજેલુ માંસ, અને પીવાની વસ્તુ, પાકેલી કેરીઓ, સૂકું માંસ, જેની ખટાશ ઓછી કરવામાં આવી છે, એવા મહાળુંગા, બિજોરા સાકર સાથે મેળવેલા કડકા, કિંવા દેશાનુસાર અને પ્રકૃતિને અનુકૂળ આવે એવા પદાર્થો ઉપયોગમાં લેવા. ॥ ૧૭ ॥ આ પદાર્થોને ઉપયોગમાં લેતાં નાયકે કહેવું કે 'આ પદાર્થ કેવો મીઠો છે, આ કેવો સુંદર છે' એમ વર્ણન કરવું અને તે પદાર્થ પોતે ખાઇને-ચાખીને પછી નાયિકાને આપવો. ॥ ૧૮ ॥ નાયક અને નાયિકા ઘરમાં બેઠાં હોય તો ચાંદનીની મજાહ લૂંટવા અગાસીમાં બેસવા માટે આસન તૈયાર કરાવવું. ॥ ૧૯ ॥ આસન પર બેસી નાયક નાયિકાએ પરસ્પરને પ્રિય એવી વાતોથી એકમેકનું રંજન કરવું ॥ ૨૦ ॥ નાયકના ખોળામાં બેઠેલી નાયિકા જ્યારે ચંદ્રને નીરખે, ત્યારે તેને જુદાંજુદાં નક્ષત્રોની માહિતી આપવી. ॥૨૧॥ અરૂંધતી અને સપ્તર્ષિનું દર્શન કરાવવું. ॥ ૨૨ ॥

રતિક્રિડા પછીનાં કર્તવ્ય જણાવે છેઃ-સુરત સુખનો અનુભવ લીધા પછી નાયક નાયિકાએ શયનમંદિર છોડી અપરિચિતની માફક

શુદ્ધિને સ્થળે જવું. સંભોગ કાર્ય પૂરૂં થયા પછી સ્ત્રી અને પુરુષ એકમેકને જુએ તો તેથી લજ્જા લાગે એટલું જ નહીં પણ તેમ કરવાથી આપણે કંઇ વિલક્ષણ કામ કર્યું છે એમ થતાં સુરત માટે તિરસ્કાર ઉત્પન્ન થવાની સંભાવના છે. સંભોગ બાદ પાદ પ્રક્ષાલન, સ્નાન વગેરેથી શુચિર્ભુત થવા માટે જુદાજુદા સ્થળે જવું. એકજ સ્થળે સ્નાન વગેરે કરવું નહિ. શુદ્ધ થઇ પાછા આવતાં વિના લજ્જા, કારણ કે એકાંતમાં લજ્જા હોતી નથી, બીજા સ્થળે બેસી એકમેકને પાનની બીડી આપવી અને ખાવી. પાન ખાવાથી સુરત ક્રિયાને લીધે મુખ પર આવેલી મ્લાનતા અને અરુચિ જતી રહે છે. સુરતક્રીડાથી શરીરમાંની પ્રધાન ધાતુ જે શુક્ર તે ક્ષીણ થયેલી હોય છે. તેનું વર્ધન થાય તેવા ઉપચાર યોજવાની જરૂર છે. આ વૃદ્ધિ બાહ્ય અને આભ્યંતર એવા બે પ્રકારથી થાય છે. બાહ્યવર્ધનમાં થએલું થંડુગાર ચંદન ઉન્હાળામાં ઇષ્ટ છે. કિંવા આજ પ્રકારથી ઋતુને અનુલક્ષી તૈયાર કરેલું સુગંધિત દ્રવ્ય નાયકે પ્રથમ નાયિકાના શરીર પર લગાડવું. આથી નાયકની પ્રીતિ વ્યક્ત થાય છે. બાદ પોતાના શરીરે લગાડવું. આ પ્રમાણે બાહ્ય ઉપચાર કર્યા પછી આભ્યંતર ઉપાયનો પ્રયોગ કરવો. આ ઉપાય કરવો અને તેમ કરતાં મદ્યનો પ્યાલો હાથમાં લઇ નાયિકાને મીઠી વાતચીત કરતાં આપવો, પાવો. આજ પ્રમાણે ધાતુવર્ધન કરનાર ખાંડખાદ્ય-ખાંડના બનેલા પદાર્થ આપવા, વા તલનો લાડુ કે એવા અનુકૂળ પદાર્થ આપવા. અથવા બન્ને પ્રકાર ઉપયોગમાં લેવા. યુષ-કાઢો કે રસ-બે પ્રકારના થાય છે. એક તો માંસનો અને બીજો ધાન્યનો. શુક્રની વૃદ્ધિ કરનાર માંસનો યુષ મધુર રસયુકત અને સુગંધીદાર કરી ઉપયોગમાં લેવો. માંસથી સિદ્ધ કરેલી અમ્લયવાગુ, કડાકેદાર ભુંજેલુ માંસ આપી પીવાને માટે પન્હો આપવો. પાકી કેરીઓ ખાવા માટે આપવી અથવા તો સૂકું માંસ જે બળવર્ધક છે તે આપવું. જેની છાલ કાઢી નાખવામાં આવી છે એવા બિજોરાના કડકા સાકરમાં ભેળવી આપવા. અથવા જે દેશમાં

જે વસ્તુ ઉપયોગમાં લેવાતી હોય અને પ્રકૃતિને માફક આવતી હોય તેનો તે દેશમાં ઉપયોગ કરવો. ખાવા પીવાની વસ્તુનો ઉપયોગ કરતાં પ્રેમ વ્યકત કરવા માટે ખાવાની જણસ કે પીવાની વસ્તુ ચાખીને 'આ બહુજ મિષ્ટ છે. આ ખરે જ પૌષ્ટિક' છે, એમ કહી તે પદાર્થ તેને આપવો. શયન ભવનમાં જો તાપ લાગતો હોય તો નાયક નાયિકાએ અગાશીમાં જઇ ચાંદરણામાં કે ચાંદનીમાં જઇ બેસવું. તાપને લીધે તાંબૂલ વગેરે જો ન ખવાયું હોય તો ત્યાંજ ખાઇ લેવું. ભોગથી કામમાં વિરસતા આવે છે. માટે ભૂષણ વસ્તુઓના સેવન પછી કામને પ્રદીપ્ત કરવા માટે મનોરંજક વાતો કરવી. નાયિકા જો નાયકના ખોળામાં બેસી ચંદ્રને જોતી હોય તો તેને આકાશનાં નક્ષત્રો બતાવી તેની માહિતી આપવી. કારણ કે ઘણી-ખરી સ્ત્રીઓને નક્ષત્રની માહિતી હોતી નથી. આ માહિતી આપતાં કહેવું કે 'જો આ પવિત્ર અરુંધતીનો સૂક્ષ્મતારા, જે એને ન જોઈ શકે તે છ માસમાં મરણ પામે છે. જેની પાસે પંદર તારા છે એવો આ ધ્રુવનો તારો જો. એનાં દર્શનથી દિવસે કરેલાં પાપ નાશ પામે છે. જો આ સપ્તર્ષિ જેઓ પંકિતસર બેઠા છે.' આ પ્રમાણે જાત-જાતની માહિતી આપવી.

तत्रैतद्भवति—

अवसानेऽपि च प्रीतिरुपचारैरुपस्कृता। सविस्रम्भकथायोगै रतिं जनयते पराम् ॥ २३ ॥ परस्परप्रीतिकरैरात्मभानुवर्तनैः। क्षणात्क्रोधपरावृत्तैः क्षणात्प्रीतिविलोकितैः ॥ २४ ॥ हल्लीसकक्रीडनकैर्गायनैर्लाट्यरासकैः। रागलोलार्द्रनयनैश्चन्द्रमण्डलवीक्षणैः ॥ २५ ॥ आद्ये संदर्शने जाते पूर्वं ये स्युर्मनोरथाः। पुनर्वियोगे दुःखं च तस्य सर्वस्य कीर्तनैः ॥ २६ ॥ कीर्तनान्ते च रागेण परिष्वङ्गैः सचुम्बनैः। तैस्तैश्च भावैः संयुक्तो यूनो रागो विवर्धते ॥ २७ ॥

રમણના આરંભમાં અને છેવટમાં જે જે કરવું આવશ્યક છે તે સૂત્રકાર કહે છે—

**રતના આરંભમાં અને અંતમાં પણ સ્ત્રી પુરુષની પરસ્પર પ્રીતિ ભિન્નભિન્ન ઉપચારથી, વિશ્વાસ બેસે તેવી વાતોથી અને ઉપાયથી વૃદ્ધિ થાય છે. તે પ્રીતિ તીવ્ર કામેચ્છા ઉત્પન્ન કરે છે. પ્રીતિની વૃદ્ધિ માટે જે ઉપાય યોજવાના છે તે સ્ત્રી અને પુરુષને સુખકર થાય અને એકમેકના મનોગતને અનુલક્ષી યોજવા જોઇએ. તેમાં જો પ્રેમકલહને લઈ ક્ષણભર એકમેકનો તિરસ્કાર હોય તો ક્ષણભર એકમેકને જોતાં રહે. ક્વચિત્ રાસક્રીડાસહ ગાયન હોય, જુદાજુદા દેશના ખાસ પ્રકારના ખેલ હોય, પ્રેમથી આંખો ચંચલ થાય, આંખમાં ઝળઝળિયાં આવે, ચંદ્રમંડળ તરફ જોતાં રહેવાય એવા ઉપાય યોજવા. અને બાદમાં બનેલી વાતો કે વિશ્વાસનીય બનાવોની યાદ એકમેકને આપવી. સ્ત્રી પુરુષનાં પ્રથમ દર્શન થતાં એકમેકના મનમાં મેળાપ કે પ્રાપ્તિને માટે જે જે વિચારો કર્યા હોય કિંવા મેળાપ ન થવાથી એકમેકને જે દુઃખ થયું હોય તેનું વર્ણન કરવું. વર્ણન કર્યા પછી એકમેકને ચુંબનયુક્ત આલિંગન આપવું. આથી જાતજાતના મનોભાવ ઉત્પન્ન થઈ સ્ત્રી પુરુષની કામવાસનાની વૃદ્ધિ થાય છે. ॥ ૨૩-૨૭ ॥**

સુરતના આરંભમાં અને અંતમાં નીચે કહેલી બીનાઓનો ઉપયોગ કરવામાં આવે તો સ્ત્રી પુરુષનો પરસ્પર પ્રેમ સ્થિર રહે છે અને તેમની કામવાસના પ્રદીપ્ત થાય છે. શ્લોકમાં 'અપિ' શબ્દ અવસાન—અંતની સાથે આવ્યો છે એની સાથે આરંભનો અર્થ પણ આવી જાય છે. આથી ભાષાંતરમાં 'આરંભમાં અને અંતમાં' એમ અર્થ કર્યો છે. પ્રીતિ શબ્દ રતિનાં પર્યાયમાં છે. પણ અહીં પ્રીતિને રતિની જનયિત્રી કહી છે. પ્રીતિનો અર્થ સ્ત્રી પુરુષનો સ્નેહ એમ અહીં છે. માળા, ચંદન આદિ ઉપચાર છે. સંભોગ પુરો થયા પછી સ્ત્રી અને પુરુષને બન્નેને એકમેકને માટે વિરાગ ઉત્પન્ન થએલો હોય છે. તે દૂર થાય અને રાગની વૃદ્ધિ થાય તે માટે સુગંધી માળા,

મધુર ઉત્તેજક પેય આદિનો ઉપયોગ છે. એકાંતમાં પૂર્વે બનેલી વાતોનું સ્મરણ આપવું. પરસ્પરની પ્રાપ્તિ માટે કરેલા પ્રયત્નોની ફરી યાદ આપવી. આમ કરવાથી પરસ્પરનો પ્રેમ વૃદ્ધિ થતાં કામવાસના પ્રબળ બને. સ્ત્રી પુરુષે જે પ્રયત્ન કરવાના છે, તેમાં આલિંગન, પ્રેમકલહ વા કટાક્ષક્ષેપ વગેરે અંતમાં સુખકર હોવા જોઈએ. સ્ત્રી મંડળમાં અને પુરુષ સાથે નૃત્ય ગાયન કરવાં. જે પ્રમાણે ગોપ સ્ત્રીઓમાં શ્રીકૃષ્ણ નાચ કરતા હતા તેમ સ્ત્રીઓના વર્તુળાકાર ટોળામાં નૃત્ય કરવું. આને હલ્લીસક કહે છે. ગાયનમાં ભિન્નભિન્ન નાટ્યોનો ભિન્નભિન્ન દેશાનુસાર ઉપયોગ કરવો. આને યોગે ગાયન શ્રવણીય પ્રેક્ષણીય થાય. તે જ પ્રમાણે ગાનાર નેત્ર જો ગાયન સમયે ચંચલ અને અશ્રુપૂર્ણ હોય તો તેથી શ્રોતા પર ગાયનની સારી અસર થાય છે અને બન્ને એકમેકને માટે પ્રેમ ઉત્પન્ન થાય છે. ગાયન જે પ્રમાણે પ્રેમવૃદ્ધિ કરી શકે છે તે પ્રમાણે આકાશમાં ઊગી નીકળેલા તેજસ્વી તારા, સપ્તર્ષિ, ચંદ્રમંડળ વગેરે સુંદર દૃશ્યો એકમેકને બતાવવામાં પરસ્પર પ્રેમની વૃદ્ધિ થાય છે. સ્ત્રી પુરુષને એકમેકને અનુકૂળ કરી લેવામાં ઉપર જણાવેલા ઉપચારો છે. આજ પ્રમાણે સ્ત્રી પુરુષની પહેલી વખત નજરોનજર મળે છે કે પહેલી મુલાકાત વખતે સૌંદર્યદર્શનથી એકમેક પર મોહી પડે છે અને ફરી મળવાનો પ્રસંગ શોધે છે કે મનોરથ કરે છે તે તથા તે મનોરથ કંઇ કારણને લઈ વિફળ થતાં પરસ્પરનો વિયોગ થતાં વિરહ દુઃખ થાય છે તે વિરહ દુઃખનું વર્ણન કરી જો સ્ત્રી પુરુષ એકમેકને આલિંગન, ચુંબન આપે તો તેથી પણ રાગની વૃદ્ધિ થાય. ૨૪—૨૭

સુરતના આરંભ અને અવસાનમાં કરવાના ઉપચાર વિષયક

વીસમું પ્રકરણ સમાપ્ત.

**रागवदाहार्यरागं कृत्रिमरागं व्यवहितरागं पोटारतं खलरतमयन्त्रितरतमिति रतविशेषाः ॥ २८ ॥**

સૂરતનો આરંભ અને તેની સમાપ્તિ એ બન્ને સૂરતના અવયવ હોવાથી અવયવના વર્ણન પ્રમાણે જેમ સૂરતના ત્રણ પ્રકાર થાય છે તે પ્રમાણે પ્રેમના સ્વાભાવિક આદિ ભેદ લક્ષમાં લેતાં તે પ્રમાણે રતના જે વિશેષ ભેદ હોઈ શકે તે સૂત્રકાર અહીંથી વર્ણવે છે—

**પ્રેમના સ્વાભાવિક ઇત્યાદિ ભેદ જેમ છે ત્યેમ રાગવત્, આહાર્યરાગ, કૃત્રિમરાગ, વ્યવહિત રાગ, પોટારત, ખલરત અને અયંત્રિતરત એમ સૂરતના ભેદ છે. ॥ ૨૮ ॥**

જે રત વિશેષ ઉપર જણાવવામાં આવ્યા છે તેમાં 'રાગ' શબ્દ વપરાયો છે. આ પરથી એમ જણાય છે 'રાગવત્' આદિ ભેદ રાગને લઈને છે. રાગના 'સ્વાભાવિક, આહાર્ય, કૃત્રિમ, દર્પજ અને વિસ્રંભજ' ભેદ છે. આ ભેદને લઈને રતમાં પણ ભેદ થાય છે. સહજ આપોઆપ ઉત્પન્ન થતા રાગને **સ્વાભાવિક** કહે છે. હૃદયની ભાવનાથી આપોઆપ ઉત્પન્ન થાય તે. ઉપાય વડે જે રાગ ઉત્પન્ન કરી શકાય છે તેને **આહાર્ય** કહે છે. ઉપર ઉપરનો—દેખાવ માત્રનો જે પ્રેમ તે '**કૃત્રિમ**', યુવાવસ્થાના મદને લઈ ઉત્પન્ન થતો **દર્પજ** અને પરસ્પર વિશ્વાસને લીધે થતા રાગને '**વિસ્રંભજ**' કહે છે.

**संदर्शनात्पभृत्युभयोरपि प्रवृद्धरागयोः प्रयत्नकृते समागमे प्रवासप्रत्यागमने वा कलहवियोगयोगे तद्रागवत् ॥ २९ ॥**

આ સૂરત પ્રકારનાં લક્ષણો અને તેના ઉપચાર જણાવે છે—

**પ્રથમ દર્શને નજરે નજર ભિડાયા પછી નાયક નાયિકાનો અધિકાધિક જડાતો, પ્રયત્નથી નાયક નાયિકાના મેળાપ પછી ઉત્પન્ન**

**થનારો, પ્રવાસ પછી બન્નેના મેળાપ પછી થનારો, પ્રેમકલહ થઈ ગયા પછી નાયક અને નાયિકા પ્રસન્ન થયા પછી થનારા રતને 'રાગવત્' કહે છે. ॥ ૨૯ ॥**

નાયક અને નાયિકાની એકમેકની દૃષ્ટિ મળતાં પ્રથમ દર્શને જે પ્રીતિ એકમેક પર થાય છે અને આ નજર લડવાથી પ્રેમની અવસ્થા ઉત્પન્ન થઇ બન્નેનું સંભોગ કર્મ થાય તે 'રાગવત્' કહે છે. આજ પ્રમાણે દૂત મોકલીને પ્રયત્નથી જ એકમેકની ભેટ થયા પછી જે સૂરતકાર્ય થાય છે તેને પણ 'રાગવત્' કહે છે. નાયક વા નાયિકા પ્રવાસમાંથી આવ્યા પછી મેળાપને માટે અત્યંત ઉત્કંઠિત હોય છે. આવા પ્રસંગે જે સૂરત ક્રિડા થાય છે તેને પણ 'રાગવત્' કહેવાય છે. આ સિવાય નાયક નાયિકા વચ્ચે પ્રણયકલહ થાય. રિસામણાં થયા પછી મનામણાં થયા બાદ ફરીથી જે સૂરત ક્રિયા આરંભે તેને પણ 'રાગવત્' કહે છે. આ સર્વ પ્રકારની રતમાં રાગ એટલે કામવાસના તીવ્ર કે અધિક હોય છે તેથી તેને 'રાગવત્' સંજ્ઞા આપી છે.

**तत्रात्माभिप्रायाद्यावदर्थं च प्रवृत्तिः ॥ ३० ॥**

**આ રાગવત્ રતમાં સ્વઇચ્છાથી શુક્રપાત થતાં સુધીજ નાયક નાયિકાની પ્રવૃત્તિ હોય છે. ॥ ૩૦ ॥**

આ વિશિષ્ટ પ્રકારની રતમાં નાયક નાયિકાની કામવાસના અત્યંત પ્રદીપ્ત હોય છે. કાલક્ષેપ સહન કરી શકતાં નથી. બન્ને સંભોગ વ્યાપારમાં મનસોક્ત પ્રવૃત્ત થાય છે પણ તેમની પ્રવૃત્તિ શુક્રપાત થઇ તૃપ્તિ થાય ત્યાં સુધીની જ હોય છે.

**मध्यस्थरागयोरारब्धं यदनुरज्यते तदाहार्यरागम् ॥ ३१ ॥**

**જેમની કામવાસના મધ્યમ છે, એવા નાયક નાયિકાએ આરંભ**

કર્યા પછી, જે ઉપાયોથી રાગ ઉત્પન્ન થયો અને મેળાપ થ
તેને આહાર્ય રાગ કહે છે. ॥ ૩૧ ॥

કેવળ એકમેકના દર્શનથી એકમેકના અંતઃકરણમાં પરસ્
વિષે ઇચ્છા ઉત્પન્ન થઇ હોય; પરંતુ તે આંખમાં જ સમાઈ હે
અને મનઃ સંપ્રયોગ વગેરે દશા ઉત્પન્ન ન થઈ હોય, આવી સ્થિતિ
રાગને મધ્યસ્થ રાગ કહે છે. આમાં રતના આરંભની વિધિથી ના
અને નાયિકા વિશેષ અનુરક્ત થાય છે. બાદમાં સંભોગ ક્રિ
સુવ્યવસ્તિ થાય છે. આ પ્રકારમાં કામવાસના પછીથી ઉત્પન્ન થ
છે. માટે આ સુરતને આહાર્ય્ય રાગ કહે છે.

तत्र चतुःषष्टिकैर्योगैः सात्म्यानुविद्धैः संधुक्ष्य संधुक्ष्
रागंप्रवर्तेत तत्कार्यहेतोरेन्यत्र सक्तयोर्वा कृत्रिमरागम ॥ ३२

ચુંબનાદિ આઠ પ્રકાર કે પાંચાલિકી ચોસઠ કળા એમાં
પરસ્પર અનુકૂળ લાગે તેવા ઉપાયથી કામવાસના પ્રદીપ્ત ક
કંઇ કામને લીધે અન્ય કામમાં આસક્ત થયેલા નાયક નાયિકા
સંભોગ કાર્યમાં જે પ્રવૃત્તિ કરવામાં આવે છે તે સુરતને કૃત્રિ
રાગ કહે છે. ॥ ૩૨ ॥

એકમેકને અનુકૂળ થઈ પડે તેવા આલિંગનાદિ ઉપાયો
ઇચ્છા માત્ર હોય તેવા નાયક નાયિકાની સંભોગ ક્રિયાને કૃત્રિ
રાગ કહે છે. આવા સમાગમના બે કારણો હોઇ શકે છે. કાં
દ્રવ્ય પ્રાપ્તિની ઇચ્છા હોય છે, અથવા કંઈ અનિષ્ટ પ્રસંગ ટાળવા
હેતુ હોય છે. કારણસર સ્ત્રી પુરુષને ચાહે છે અથવા તો પુરુષ સ્ત્રી
ચાહે છે. આમાં આસકિત કામવાસના મૂળક હોતી નથી, તેથી
સુરતને કૃત્રિમ રાગ એવી અન્વર્થક સંજ્ઞા મળી છે.

तत्र समुच्चयेन योगाञ्शास्त्रतः पश्येत् ॥ ३३ ॥

**ઉપાયો શાસ્ત્રાનુસાર ઉપયોગમાં લેવા લક્ષ્ય રાખવું. ॥ ૩૩ ॥**

આલિંગનાદિ જે ઉપાય યોજવાના હોય તે સર્વે કરવા. એક બેનો છૂટો છવાયો પ્રયોગ કરવો નહિ. કારણ કે એમ કરવાથી સ્વાભાવિક કામવાસનાની ઉત્પત્તિ થતી નથી. ઉપરાંત જે ઉપાયો યોજવામાં આવે તે શાસ્ત્રાનુસાર હોવા ઉપરાંત સ્થાન, કાળ, સ્વભાવ એને અનુલક્ષી કરવા જોઇએ.

**पुरुषस्तु हृदयप्रियामन्यां मनसि निधाय व्ययहरेत् संप्रयोगात्प्रभृति रतिं यावदतस्तव्द्यवहितरागम् ॥ ३४ ॥**

**નાયક જ્યારે પોતાને મનગમતી અન્ય સ્ત્રીનું ધ્યાન મનમાં ધરીને પોતાની સ્ત્રી સાથે રતિનો આરંભ કરી સ્ખલિત થાય ત્યાંસુધી તેમાં રમમાણ રહે તો આને વ્યવહિતરાગ કહે છે. ॥૩૪॥**

પોતાની સ્ત્રીને સંતતિ થતી નથી એવી ખાતરી થવાથી એકાદ નાયક અન્ય સ્ત્રીમાં આસક્ત થઇ તેની સાથે સુરત વ્યવહાર કરે તો ત્યાં ઉત્પન્ન થનારી કામવાસના પોતાની સ્ત્રી સાથે ઉત્પન્ન થનારી કામવાસના જેવી સ્વાભાવિક હોતી નથી. તેથી આવા પ્રકારની સુરતને કૃત્રિમ રત કહે છે. પરંતુ પોતાની સ્ત્રીને સંતતિ થાય છે છતાં નાયક અન્ય સ્ત્રીમાં આસક્ત થઇ તેનું અખંડ ચિંતન કરતો પોતાની સ્ત્રી સાથે સૂરતક્રિડા કરે તેને વ્યવહિત રત કહે છે—સૂરતક્રિડા કરતી વખતે ધ્યાનમાં પેલી હોય છે. અંતકરણમાં ધ્યાન તેનું હોય છે પણ પ્રાપ્તિ ન થવાથી પોતાની સ્ત્રી સાથે સંભોગ ક્રિયા આરંભ કરી સ્ખલિત થતાં તૃપ્તિ અનુભવે છે. તેને વ્યવહિત રત કહે છે. નાયકના ચિત્તમાં જે પ્રમાણે અન્ય નાયિકા રમી રહેતી હોય છે તે પ્રમાણે નાયિકાના મનમાં જો તેને પ્રિય એવો નાયક વસી ગયો હોય અને પોતાના પતિ સાથે સંભોગ ક્રિયા કરે તો તે પણ વ્યહિતરત કહેવાય છે. આ પ્રકારના રતમાં ઉપાયોની યોજના સામુદાયિક કે મિશ્ર કરવી

સ્વાભાવિક, આહાર્ય અને કૃત્રિમ આ પ્રમાણે નાયક અને નાયિકાના ત્રણ ભેદ થાય છે. હવે પરસ્પર સદૃશ એટલે નાયિકા અને નાયકમાં એકજ સરખો પ્રેમ હોય–બરાબરનો પ્રેમ–એને જે સૂરતક્રિડા સંભવે તો તેને શુદ્ધ રત કહે છે અને તે પણ ત્રણ પ્રકારની હોઈ શકે છે. પરંતુ જો નાયક નાયિકમાં વિકરાળાપણું હોય તો સંકીર્ણ એવા છ પ્રકાર સુરતના થઇ શકે છે. સંકીર્ણ સૂરતમાં સંકીર્ણ ઉપચારોનો પ્રયોગ કરવો, આ સૂરત પ્રકાર સમાન અધિકારની નાયક નાયિકામાં સંભવે છે. નાયક અને નાયિકાનો દરજ્જો ન્હાનો મ્હોટો હોય તો તેમની સૂરતક્રિડામાં દર્પ કરતાં કંઈ ઓર પ્રકાર હોય છે. તે આ પ્રમાણે.

**न्यूनायां कुम्भदास्यां परिचारिकायां वा यावदर्थं सम्प्रयोगस्तत्पोटारतम् ॥ ३५ ॥**

**હલકા દરજ્જાની કુંભદાસી કિંવા પરિચારિકા સાથે સ્ખલન થતાં સુધી જે સંભોગ ક્રિડા થાય તેને ‘પોટારત’ કહે છે. ॥૩૫॥**

હલકા દરજ્જાની કુંભદાસી–પૈસાની ખાતર સહવાસ કરનારી–કિંવા હીન દરજ્જાની પરિચારિકા. જેવી રીતે કાદંબરીના નાયક ચંદ્રાપીડને પત્રલેખા હતી તેવી સ્ત્રી સાથે તૃપ્તિ થાય ત્યાંસુધીના સૂરતકાર્યને પોટારતા કહે છે. સ્ત્રી અને પુરુષ એ બન્નેનાં ચિહ્ન જે વ્યક્તિમાં જણાય તેને ‘પોટા’ કહે છે. જેને આગળ ઉપર તૃતીયા પ્રકૃતિ કહી છે તેવી.

**तत्रोपचारान्द्रियेत ॥ ३६ ॥**

**આ સુરતમાં ઉપચારની જરૂર નથી. ॥ ૩૬ ॥**

પોટારતમાં કામવાસના ઉદ્દીપન કરનાર આલિંગનાદિ ઉપચારની જરૂર નથી. કારણ કે આ ઉપચારથી પોટા એટલે તૃતિયા પ્રકૃતિને

કોઇ પણ પ્રકારનો સંતોષ થવાની સંભાવના નથી. આવી વ્યકિત સાથે સુરતકર્મ કરવામાં ઉત્સાહ અતિરેક ઉત્પન્ન થયેલી કામવાસના તૃપ્ત કરવાનો જ ઉદ્દેશ માત્ર હોય છે.

**तथा वेश्याया ग्रामीणेन सह यावदर्थं खलरतम् ॥ ३७ ॥**

**આ પ્રમાણે વેશ્યાની એક ગામડિયા સાથે મતલબ સરે ત્યાંસુધીની–તૃપ્તિ પર્યંતની સુરત ક્રીડાને ખલરત કહે છે. ॥ ૩૭ ॥**

જે પ્રમાણે નાયકનો અસમાન દરજ્જાની નાયિકા સાથેનો સહવાસ કે સૂરત હોય છે તે પ્રમાણે એકાદ વેશ્યા અર્થ પ્રાપ્તિ ન થવાથી–નાગરિક ન મળવાથી–કામના મદમાં કોઇ ગામડિયા સાથે સ્ખલિત થાય ત્યાં સુધી વ્યવહાર કરે તો તેને ખલરત કહે છે. કારણ કે કલાનિપુણ ગણિકા માટે આ લજ્જાકર છે. માટે આને ખલરત નામ આપ્યું છે.

**ग्रामव्रजप्रत्यन्तयोषिद्भिश्च नागरकस्य ॥ ३८ ॥**

**એકાદ ગામડિયણ–ગ્વાલણ કે ભિલ્લડી સાથે નાગરકની સુરત ક્રિયાને પણ ખલરત કહે છે. ॥ ૩૮ ॥**

શહેરમાં રહેનાર કામકળા નિપુણ રસિક પુરુષ પ્રબળ કામ-વાસનાને લઇને, ગામડિયણ, ગોવાળણ કે ભિલ્લડી જેવી હલકા દરજ્જાની સ્ત્રી સાથે સૂરત કર્મ કરે તો તેને ખલરત કહે છે. આને ‘ પોટારત ’ નહીં કહી શકાય; કારણ કે આ લજ્જાસ્પદ હોવાથી ખુલ્લું કરવામાં નથી આવતું. જ્યારે પોટારતમાં ત્યેમ નથી.

**उत्पन्नविस्रम्भयोश्च परस्परानुकूल्यादयन्त्रितरतमिति रतानि ॥ ३९ ॥**

**એકમેકમાં વિશ્વાસ ઉત્પન્ન થવાથી સ્ત્રીપુરુષ પરસ્પરની અનુકુળતાને લઇ જે સુરત કર્મ કરે તેને અયંત્રિત કહે છે. ॥૩૯॥**

ઘણા સમયના મળવાને લીધે પરસ્પર વિશ્વાસ ઉત્પન્ન થયો હોય, એવાં સ્ત્રી પુરુષ પોતાની અનુકૂળતાએ જે સૂરત કર્મ કરે તેમાં કોઈ પણ પ્રકારનો પ્રત્યાવાય–અટકાવ નહીં હોવાથી તેને અનિયંત્રિત સૂરત કહે છે. પુરુષાયિત વગેરે ભેદથી આ સૂરતના અનેક પ્રકાર થઇ શકે છે. ‘રતાનિ’ એ બહુવચનમાં વપરાયલા શબ્દથી સ્પષ્ટ સૂચિત થાય છે.

રતવિશેષ નામનું એકત્રીસમું પ્રકરણ સમાપ્ત.

## સાંપ્રયોગિક પ્રકરણ

**वर्धमानप्रणया तु नायिका सपत्नीनामग्रहणं तदाश्रयमालापंवा गोत्रस्खलितं वा न मर्षयेद् नायकव्यलीकं च ॥ ४० ॥**

અહીંથી હવે પ્રણયકલહ નામના પ્રકરણનો આરંભ કરીએ છીએ. જે સ્ત્રી પુરુષોમાં એકમેકને વિશ્વાસ ઉત્પન્ન થયો છે. એવાં સ્ત્રી પુરુષોની સૂરત ક્રિડા હરકત વગર થાય છે, તેમ તેમની વચ્ચે પ્રણયકલહ પણ થાય છે. આ કલહનાં કારણ સૂત્રકાર જણાવે છે—

**અતિશય પ્રેમને લીધે નાયિકા જો તેની આગળ નાયક શોકનું નામ લે, અથવા તેના વિષે ભાષણ કરે, તેના નામથી હાક મારે અથવા એવું કંઇ અપ્રિય કૃત્ય કરે તો તે તેની બિલકુલ ક્ષમા કરતી નથી. ॥ ૪૦ ॥**

ઘણાખરા નાયક કંઇ ને કંઇ અટકચાળું નાયિકાને કરે છે. આથી કરીને બંને વચ્ચે કલહ આવે છે. આ કલહ તે જે પ્રમાણમાં

એકમેક પર વિશ્વાસ બેઠો હોય તે પ્રમાણે મંદ, મધ્ય અને તીવ્ર હોય છે. પ્રાય: નાયકને જ હાથે નાયિકાને કંઇ અપ્રિય થઈ પડે તેવું કૃત્ય થાય છે. શી રીતે? તો કહે છે કે નાયક કદી શોકનું નામ દે છે અથવા તો શોકનું નામ લીધા વગર તેણીના ગુણની પ્રશંસા કરે છે. કોઈ વખત તેના રૂપનાં વખાણ કરે છે. તો કોઇ વાર શોકના નામથી જ નાયિકાને બોલાવે. આ રીતે આ ઉપરાંત નાયક શોકને ઘેર જાય, તેને તાંબૂલ વગેરે પદાર્થ આપે કે મોકલાવે અથવા તો તેની સાથે સંભોગ ક્રિયા કરે. આ સર્વ અપ્રિય બાબતો નાયિકા સહન કરી શકતી નથી.

**तत्र सुभृशः कलहो रुदितमायासः शिरोरुहाणामवक्षोदनं प्रहणनमासनाच्छयनाद्वा मह्यां पतनं माल्यभूषणावमोक्षो भूमौ शय्या च ॥ ४१ ॥**

ક્રોધમાં નાયિકાએ શું શું કરવું તે કહે છે:—

**મોઢેથી કજિયો કરે છે, રૂએ છે. સ્વશરીર પર માર મારે છે. વાળ વિખેરી નાંખે છે. શયનપરથી કે આસનપરથી જમીન પર પડતાં મૂકે છે. માળા, વેણી, અલંકાર કાઢી ફેંકી દઇ જમીન પર સૂએ છે. ॥ ૪૧ ॥**

પતિ જો શોકનું નામ લે તો તેની સાથે ટંટો કરે છે. ફરીથી એમ ન કરતા, એમ બજાવીને કહે છે. 'હવેથી એવું કરતા ના' આ વાણીનો કલહ કહેવાય છે. રડવું વગેરે ક્રિયા કલહ છે. પોતાના શરીરને કંપ, દર્દ વગેરેને આયાસ કહે છે ને કરે છે. મસ્તક પરના કેશ વિખેરી નાંખે છે, અને તેથી પોતે પોતાને મારે છે. કોઇ નાયકના કેશ પકડી મારે છે એમ પણ અર્થ કરે છે. આસન કે પલંગ પરથી જમીન પર પડતું મૂકે છે. પણ આથી તેને કંઇ ત્રાસ થાય નહીં તેની ખબરદારી રાખે છે. વેણીમાંનાં ફૂલ અંગ પરના

અલંકાર કાઢી ફેંકી દે છે અને નાયકની સાથે ન સૂતાં જમીન પર સૂઈ જાય છે.

**तत्र युक्तरूपेण साम्ना पादपतनेन वा प्रसन्नमनास्तामनुनयन्नुपक्रम्य शयनमारोहयेत् ॥ ४२ ॥**

આવા સમયે અપરાધી નાયકે શું કરવું તે કહે છે—

**આવે પ્રસંગે મનમાં પ્રસન્નતા રાખી પ્રસંગને અનુરૂપ એવા મીઠા ભાષણથી કિંવા જરૂર પડે તો તેને પગે પડીને નાયકે તેને મનાવી પલંગ પર બેસાડવી. ॥ ૪૨ ॥**

નાયિકા આ પ્રમાણે રૂઠે અને કજિઆ કરે તો તે પ્રસંગે યોગ્ય લાગે તેવા મીઠા ભાષણથી તેને શાંત કરવી અથવા જરૂર જણાય તો પગે પડીને તેને મનાવવી. ખબરદારી એટલી રાખવી કે નાયકે પોતાનું મન પ્રસન્ન ઠેકાણે રાખવું, નહિ તો ' क्षतं क्षारं ' ઘા પર મીઠું નાખવાની માફક તેની ચિત્તવૃત્તિ ખળભળી ઉઠશે. તેને મનાવતાં નાયકે જમીનપરથી ઉઠાડી પલંગ પર બેસાડવી. ' બસ થયું, હવે માની જા, રાજી થા. ચાલ હવે સુઈ રહે ' એમ કહેવું.

**तस्य च वचनमुत्तरेण योजयन्ती विवृद्धक्रोधा सकचग्रहमस्यास्यमुन्नमय्य पादेन बाह्वौ शिरसि वक्षसि पृष्ठे वा सकृद्द्विस्त्रिरवहन्यात् ॥ ४३ ॥**

**द्वारदेशं गच्छेत्तत्रचोपविश्याश्रुकरणमिति ॥ ४४ ॥**

**अतिक्रुद्धाऽपि तु न द्वारदेशाद् भूयो गच्छेद् दोषवत्त्वादिति दत्तकः ॥ ४५ ॥**

**નાયિકાએ અધિક સંતપ્ત થઇ નાયકના વચનોનો જવાબ આપવો. તેની ચોટલી પકડી મોં ઊંચું કરવું અને પગથી હાથ પર,**

**માથા પર અને છાતી પર એકવાર, બેવાર કે ત્રણવાર માર મારવો–તાડન કરવું. ॥ ૪૩ ॥ અને દરવાજા આગળ જઇ ત્યાં બેસી આંસુ સારવાં. ॥ ૪૪ ॥ ક્રોધ અતિશય વ્યાપ્યો હોય છતાં દરવાજાના બહાર માત્ર જવું નહિ. કારણ કે દરવાજાની બહાર જવાથી બેઆબરૂ થવાનો સંભવ છે એમ દત્તકાચાર્યનો મત છે. ॥ ૪૫ ॥**

નાયિકાએ પણ પતિનાં મનામણાં, ભાષણો સાંભળી તેને અનુરૂપ જવાબ આપવો. પતિના અપરાધનું સ્મરણ કરી ખૂબજ ગુસ્સો કરવો. તેના માથાના વાળ પકડી મોં ઊંચું કરવું અને પોતે શા માટે રિસાઈ છે તેની નાયકને ખબર પડે માટે તેને તાડન કરવું. તેથી નાયક સમજે તો ઠીક, નહિ તો અધિક રીસાવું. અને પગથી માથા પર પ્રહાર કરવો, નાયિકા આમ કરે તેથી નાયકને ગુસ્સો આવશે નહિ. કારણ કે તે માથા પર લાત મારવાને સૌભાગ્યનું ચિહ્ન સમજશે. નાયકને પ્રહાર કરવાથી નાયિકાના ક્રોધની શાંતિ ન થાય, તો તેણે બારણા આગળ જઇ અશ્રુપાત કરવો. હદપારનો સંતાપ વ્યાપ્યો હોય છતાં અવિચારથી બારણાની બહાર જવું નહિ. કારણ કે તેથી કુલીનતાને ડાઘ લાગવાનો સંભવ છે. એની સમજણ થાય કે તે અન્યત્ર ચાલી જાય છે. સૂત્રમાં દત્તકાચાર્યનું નામ આપે છે તે તેમને માટે આદરભાવ જણાવવા માટે જ છે. તેમ ન હોત તો તેમના મતનો ઉલ્લેખ કરી તેનું ખંડન કર્યું હોત.

**तत्र युक्तितोऽनुनीयमाना प्रसादमाकाङ्क्षेत प्रसन्नाऽपि तु सकषायैरेव वाक्यैरेनं तुदतीव प्रसन्ना रतिकाङ्क्षिणी नायकेन परिरभ्यते ॥ ४६ ॥**

**દરવાજા આગળ અશ્રુપાત કરે છે અને પ્રાદપ્રહાર કરે છે. એ નાયિકાના ક્રોધની હદ આવી ગઈ, એમ સમજી નાયક જો તેનું સાંત્વન કરે તો તેણે ક્રોધને ત્યાગવો એમ તેને થાય છે. પછી**

**પ્રસન્ન થઇ કઠોર વાક્યો કોચી નાંખે એવાં કહેતી, સંભોગની અપેક્ષા કરતી નાયકના આલિંગન માટે તૈયાર થાય છે. ॥ ૪૬ ॥**

નાયિકા બારણાં આગળ બેસી અશ્રુપાત કરે છે, અને પગ પછાડે છે. એ જોતાં નાયક સમજશે કે તેના ક્રોધની હદ થઇ ગઇ. આથી તે તેનું સાંત્વન કરવા પ્રયત્ન કરશે. અને જો તે તેના ચરણમાં માથું મૂકે તો નાયિકાએ પણ સમજી લેવું કે મનાવવાની પણ અવધિ થઇ ગઇ, એમ સમજી તેણે ક્રોધનો ત્યાગ કરવો અને પ્રસન્ન થવું. આવી પ્રસન્નચેતાને નાયક આલિંગન આપે તો પણ તે મત્સરયુક્ત વાતોથી નાયકને સતાવશે. પરંતુ યુક્તિથી સંભોગવાસના વ્યકત કરશે. નાયકે આ વખતે તેને આલિંગન આપવું. આ સમયે જો નાયક તેને આલિંગન નહિ આપે તો તે એમ સમજશે કે તે અત્યંત ક્રોધાયમાન અને નારાજ છે. કુલયુવતિ અને પુનર્ભૂ નાયિકાના માનની આ વિધિ છે.

**स्वभवनस्था तु निमित्तात्कलहिता तथाविधचेष्टैव नायकमभिगच्छेत् ॥ ૪૭ ॥**

વેશ્યા અને પર પરિગૃહીત એવી નાયિકાઓ માટે જુદો જ વિધિ આ પ્રમાણે છે—

**પોતાના ઘરમાં જ રહેતા નાયક સાથે ઉપર કહ્યાં તે કારણસર કલહ થાય તો તેવા પ્રકારની ચેષ્ટા કરતી નાયક પાસે જશે. ॥ ૪૭ ॥**

આગલા સૂત્રમાં વર્ણવેલી નાયિકા ક્રોધાવેશમાં ઘરનાં બારણાં આગળ જઇ રડવા બેસે છે. પણ વેશ્યા નાયિકા પોતાના ઘરમાં જ રહી ઉપર કહેલા નિમિત્તથી નાયક સાથે કલહ કરે છે, મર્મભેદી વાક્યો કહે છે, ભવાં ચઢાવે છે, વક્રદૃષ્ટિથી જુએ છે. આ પ્રમાણે નાયકને ત્રાસ આપતી તેની પાસે જાય છે.

तत्र पीठमर्दविटविदूषकनायकप्रयुक्तैरुपशमितरोषा तैरेवानुनीता तैः सहैव तद्भवनमागच्छेत् तत्र च वसेदिति प्रणयकलहः ॥ ४८ ॥

આ પ્રમાણે નાયિકાને કોપાયમાન જોઇ નાયક તેનો કોપ દૂર કરવા માટે પીઠમર્દ, વિટ અને વિદૂષકને તેની પાસે મોકલે છે. તે નાયિકાને ત્યાં જઇ તેનું સાંત્વન કરે છે અને તેને લઇ નાયકને ઘેર આવે છે પછી તે રાત્રે તે ત્યાંજ વાસ કરે છે. ॥ ૪૮ ॥

નાયિકા ગુસ્સે થઇ છે એમ જાણી તેને સમજાવવા અને તેને લઇ આવવા માટે નાયક ચતુર દૂતને રવાના કરે છે. દૂત નાયિકાને ઘેર જઇ તેને મનાવે છે અને તેને લઇ નાયકને ઘેર આવે છે. નાયક તેની આજુંમિન્નતે કરે છે પણ તે કુલવતી સ્ત્રી ન હોવાથી નાયક તેને પગે પડતો નથી. કારણ કે હલકી સ્ત્રીના પગે પડવું એ ધર્મશાસ્ત્રે નિષિધ ઠેરવ્યું છે. વેશ્યા નાયિકા મનાઇ એટલે પ્રેમની વૃદ્ધિ કરવાને અને તે નાયકને ત્યાં જ રહે છે.

भवन्ति चात्र श्लोका—

> एवमेतां चतुःषष्टिं बाभ्रव्येण प्रकीर्तिताम ।
> प्रयुञ्जानो वरस्त्रीषु सिद्धिं गच्छति नायकः ॥ ४९ ॥

અહીં સૂત્રકાર આ અધિકરણનો ઉપસંહાર કરે છે. આ વિષય પરત્વે શ્લોક છે કે—

આ પ્રમાણે વાભ્રવ્ય મુનિએ કહેલી પાંચાલિકી ચોસઠ અંગનો ચતુર સ્ત્રીઓમાં પ્રયોગ કરનાર નાયક પોતાના ઇષ્ટને સાધ્ય કરી લે છે. ॥ ૪૯ ॥

અહી ચતુઃ ષષ્ઠિ—ચોસઠ શબ્દથી ચોસઠ કળા ન સમજતાં આલિંગન આદિ બાભ્રવ્યે કહેલાં ચોસઠ અંગ સમજવાં. આ ચોસઠ

અંગનું જ્ઞાન ન હોય તો બીજા શાસ્ત્રોમાં કેટલુંયે પાંડિત્ય મેળવ્યું હોય તો પણ ચતુર અને રસિક સ્ત્રીઓને કામશાસ્ત્ર ન જાણનારો મનુષ્ય પ્રિય થઈ શકતો નથી. તેથી તેના ઇષ્ટની પણ સિદ્ધિ થતી નથી.

**प्रवदन्नप्यन्यशास्त्राणि चतुःषष्टिविवर्जितः ।**
**विद्वत्संसदि नात्यर्थं कथासु परिपूज्यते ॥ ५० ॥**

ભલેને બીજા શાસ્ત્રો ન જાણતો હોય પણ કામશાસ્ત્રની ચતુઃષષ્ઠિચોસઠનું જ્ઞાન હોય તો તે પુરુષ અન્યત્ર પણ સિદ્ધ પૂજ્ય અને અગ્રણી થાય છે તે દર્શાવવા કહે છે કે—

**ચોસઠ કળાનું જ્ઞાન ન હોય અને અન્ય શાસ્ત્રોનું પાંડિત્ય પુષ્કળ હોય તો એવો પુરુષ વિદ્વાનોની સભામાં કથા પ્રસંગે સન્માન મેળવતો નથી. ॥ ૫૦ ॥**

ભલેને કોઈ માણસ બીજાં શાસ્ત્રોનું પ્રયોગ અને તાત્પર્ય જાણતો હોય છતાં ધર્મ, અર્થ અને કામ એ ત્રિવર્ગનું જ્ઞાન ધરાવનાર વિદ્વાનોની સભામાં ત્રિવર્ગની ધર્મ, અર્થ, કામની ચર્ચા ચાલતી હોય તે વખતે તે માણસ સન્માન મેળવી શકતો નથી.

**वर्जितोऽप्यन्यविज्ञानैरेतया यस्त्वलंकृतः ।**
**स गोष्ठ्यां नरनारीणां कथास्वग्रं विगाहते ॥ ५१ ॥**

**ભલે ઇતર શાસ્ત્રોનું જ્ઞાન ન હોય પરંતુ ચતુઃષષ્ઠિનું જ્ઞાન હોય તો તે મનુષ્ય સ્ત્રી પુરુષોની સભામાં કથા પ્રસંગે અગ્રમાન મેળવે છે. ॥ ૫૧ ॥**

ભલેને વ્યાકરણ, ન્યાય આદિ શાસ્ત્રોનું જ્ઞાન ન હોય પણ આલિંગનાદિ ચોસઠ કામકળાના અંગને જાણનાર પુરુષ સ્ત્રી પુરુષોની સભામાં સ્થાન મેળવી, કામશાસ્ત્ર વિષયક કથા પ્રસંગે તે અગ્રણી મનાય છે.

**विद्वद्भिः पूजितामेनां खलैरपि सुपूजिताम् ।**
**पूजितां गणिकासङ्घैर्नन्दिनीं को न पूजयेत् ॥ ५२ ॥**

કામશાસ્ત્રની ચોસઠ કળાઓ એટલી પૂજ્ય નથી તો તેનું જ્ઞાન ધરાવનાર પુરુષ વિદ્વાનોની સભામાં શી રીતે સન્માનનીય લેખાય એવી કોઈ શંકા કરે તો તે શંકાનું નિરસન સૂત્રકાર કરે છે:—

**વિદ્વાન, ગણિકાસંઘ, અને ખલજનોએ જે આલિંગનાદિ ચતુઃષષ્ઠિનું સન્માન કર્યું છે તે આનંદદાયિની ચતુઃષષ્ઠિનું સન્માન કોણ નહીં કરે? ॥ ૫૨ ॥**

ધર્મ, અર્થ અને કામને જાણનાર વિદ્વાનો આ ચતુષષ્ઠિને સ્ત્રીઓનું રક્ષણ કરવાનો ઉપાય સમજી તેની પ્રશંસા કરે છે. પરસ્ત્રીઓનું ચિત્ત ચોરી લેવામાં આ કળાનો ઉપયોગ થાય છે તેથી તેની સ્તુતિ કરે છે, ઉપજીવિકાનું સાધન સમજી ગણિકાગણ આ ચોસઠ કળાને પૂજે છે. તો એને કોણ નહિ પૂજે? આ અભિપ્રાય ધ્યાનમાં સૂત્રકારે સર્વને આનંદ આપનારી વા પૂજ્ય જણાતી લેખી 'નંદિની' એવું નામ આપ્યું છે.

**नन्दिनी सुभगा सिद्धा सुभगङ्करणीति च ।**
**नारीप्रियेति चाचार्यैः शास्त्रेष्वेषा निरुच्यते ॥ ५३ ॥**

નંદિની એ નામ ચતુઃષષ્ઠિને અન્વર્થક છે ત્યેમ બીજાં કેટલાંક નામ પણ છે:—

**નંદિની, સુભગા, સિદ્ધા, સુભંગકરિણી અને નારી પ્રિયા એવાં નામ આચાર્યોએ તે શાસ્ત્રમાં તેને આપ્યાં છે. ॥ ૫૩ ॥**

નંદિની અર્થ ઉપર કહેવામાં આવ્યો છે. ગૃહસ્થાશ્રમી મનુષ્યો એનો પ્રયોગ કરતો હોવાથી એને સુભગા કહે છે. અપરિચિત મનુષ્યોને વશીકરણની માફક વશ કરી લે છે માટે એને સિદ્ધા કહે

છે. સ્ત્રી અને પુરુષ બન્નેના સૌંદર્યને વધારનારી હોવાથી તેને સુભંગ-કરિણી પણ કહે છે, પુરુષ કરતાં સ્ત્રીઓને વધારે સુખદાયક હોવાથી એને નારીપ્રિયા એવું નામ પ્રાપ્ત થયું છે. તાત્પર્ય કે અનેક અર્થને સાધનભૂત કરી આપનાર આ ચતુઃષષ્ઠિનું પૂજન કોણ નહીં કરે?

**कन्याभिः परयोषिद्भिर्गणिकाभिश्च भावतः ।**
**वीक्ष्यते बहुमानेन चतुःषष्टिविचक्षणः ॥ ५८ ॥**

આ પ્રમાણે ચોસઠ કામ કળા સર્વને પૂજનીય હોવાથી, તેનું જ્ઞાન ધરાવનાર પુરુષ પણ સર્વને પૂજનીય હોય છે. નાયિકામાં તો તે વિશેષ પૂજનીય હોય છે.

**કન્યા, પરસ્ત્રીઓ, અને ગણિકા એ આ ચોસઠ કામકળાને જાણનાર પુરુષ પ્રત્યે પ્રેમ અને આદરથી જુએ છે. ॥ ૫૮ ॥**

કન્યા, પુનર્ભૂનાયિકા એની ગણના પણ પરસ્ત્રીમાં થઇ શકે છે કદાચિત તે વિધવા પણ હોય. અને ફરી પરણી શકે છે. અહીં વેશ્યા શબ્દનો પ્રયોગ ન કરતાં 'ગણિકા' એવો શબ્દપ્રયોગ કર્યો છે. એટલે ગણિકા નાયિકા આ ચોસઠ કળામાં પ્રવિણ હોવી જોઇએ એમ સૂચવ્યું છે.

**इति श्रीवात्स्यायनीये कामसूत्रे सांप्रयोगिके द्वितीयेऽधिकरणे रतारम्भावसानिकं रतविशेषाः प्रणयकलहश्च दशमोऽध्यायः ।**

શ્રીવાત્સાયન કામસૂત્રના સાંપ્રયોગિક નામના બીજા અધિકરણમાંના રતાવરંભ, રતાવસાન અને રતવિશેષ તથા પ્રણયકલહ નામના પ્રકરણનો દશમો અધ્યાય સમાપ્ત.

શ્રી કામસૂત્રના બીજા અધિકરણના દશમા અધ્યાયની અર્થ વ્યંજિકા નામની ગુર્જર ટીકા સમાપ્ત.

**સાંપ્રયોગિક નામનું બીજું અધિકરણ સમાપ્ત.**

